ॐ अर्हं नमः

# પ્રસ્તાવના

—શ્રી હરિભાઈ ધરમચંદ શાહ
B.A, મધુવન

જૈનશાસ્ત્રમાં બતાવેલ ચાર અનુયોગ પૈકી એક કથાનુયોગ છે. મુખ્ય તો દ્રવ્યાનુયોગ છે, ઉપાદાનની યોગ્યતા ન હોય તો દ્રવ્યાનુયોગનો વિષય જલદી સમજી શકાય તેવો નથી. કથાનુયોગ દ્વારા ક્રમશઃ ઉપાદાનની યોગ્યતા આવે છે.

દરેક ધર્મનો અંતિમ આશય પૌદ્ગલિક સુખમાં મગ્ન બનેલા જીવને તેના આત્માના શુદ્ધ સ્વરૂપનું ભાન કરાવી તેનામાં સત્તાએ સુષુપ્ત રહેલી અનંતશક્તિઓને પ્રગટાવી તેને શુદ્ધ–બુદ્ધ અને મુક્ત કરવાનો છે.

મનુષ્ય પોતે જ પોતાના વિચારોથી પોતાનું ઉત્થાન અને પતન કરે છે. આપણે જેવા વિચારો સેવીએ છીએ તેવા બનીએ છીએ. ભવિષ્યમાં આપણી સામે પડેલું છે. તેને બગાડવું કે સુધારવું એ આપણી ઇચ્છા પર આધાર છે. સદ્વિચારોથી ગમે તેવી સ્થિતિ બદલાવી શકાય છે.

કથાનુયોગને લગતાં પુસ્તકો માનવને કનિષ્ટ જીવનમાંથી સદ્વિચાર અને દૃઢ સંકલ્પ દ્વારા ઉન્નત બનાવે છે. શાસ્ત્રીય ભાષામાં કહીએ તો અશુભમાંથી શુભમાં અને શુભમાંથી શુદ્ધ સુધી દોરી જાય છે, અને તેથી મહર્ષિઓએ કથાનુયોગનાં પુસ્તકો રચી માનવજાત ઉપર મહાન ઉપકાર કર્યો છે. મહત્વની વસ્તુ જીવ કયા કારણે નીચે પટકાય છે અને કયા કારણે અને કેવાં કેવાં નિમિત્તોથી ઉન્નત બને છે તેની સચોટ સમજુતી આપવામાં રહેલ છે. રોજના પ્રસંગોમાંથી તત્વજ્ઞાન સમજાવવું એ કથાનુયોગનો આશય છે કથાનુયોગના ગ્રંથોમાં કેટલીકવાર શૃંગારરસવાળા પાત્રો આવે છે તે પાત્રો શૃંગારરસને પોષવા માટે મુકવામાં આવતા નથી, પરંતુ વાસનાનું વ્યર્થ પરિણામ અને પતન સમજાવવા માટે મુકાય છે.

કથાનુયોગના આટલા પ્રાથમિક પ્રસ્તાવ પછી પ્રસ્તુત ગ્રંથના ચરિત્ર નાયકો શ્રી પૃથ્વીચંદ્ર અને ગુણસાગરના એકવીસ ભવ તથા ગ્રંથના મૂળ રચયિતા વિગેરેનું ટૂંક બ્યાન આપવું અસ્થાને નહીં ગણાય

આત્મા જેમ અનાદિ છે, તેમ કાળ પણ અનાદિ છે. મહર્ષિઓએ કાળને બે ભાગમાં વહેંચ્યો છે. એક ઉત્સર્પિણી કાળ અને બીજો અવસર્પિણી કાળ. દરેક કાળમાં છ છ આરા હોય છે. અત્યાર સુધીમાં આવી અનંત ઉત્સર્પિણી અને અવસર્પિણી વહી ગઈ. હાલ અવસર્પિણીનો પાંચમો આરો ચાલે છે. **આ ગ્રંથના ચરિત્ર નાયકોની ઉપસ્થિતિ ગઈ અવસર્પિણીકાળના પાંચમા આરામાં થયેલી છે.**

આ ગ્રંથ મૂળ સંસ્કૃત ગદ્ય ભાષામાં લખાયેલો છે. તેના રચયિતા પંડિત પ્રવર પૂજ્યશ્રી રૂપવિજયજીએ ૧૧ સર્ગમાં આલેખન કર્યું છે. પંડિત પ્રવરશ્રી કઈ સદીમાં થયા તે હકીકત ઉપલબ્ધ થઈ નથી. ગ્રંથનો ગુજરાતી અનુવાદ બાળબોધ લિપિમાં પંડિતશ્રી લબ્ધિવિજયજીએ કરેલ છે, અને બાળબોધ લિપિમાં આ ગ્રથ સંવત ૧૯૪૮ સાલમાં છપાયેલ છે. ત્યારપછી આવૃત્તિ છપાયાની માહિતી મલતી નથી, એટલે ૮૯ વરસ પહેલાં આ ગ્રંથ છપાયો છે એમ કહી શકાય.

પ્રસ્તુત ગ્રથના ચરિત્ર નાયકોના ભવની શરૂઆત શંખરાજા અને કલાવતી રાણીના ભવથી થાય છે. આ બંન્ને ચરિત્ર નાયકો એકવીસમા ભવે કેવળજ્ઞાન પામી મોક્ષે જાય છે. એકવીસ ભવ કયા કયા પર્યાયમાં થયા તે હકીકત જાણવી ઉપયોગી હોવાથી તેનુ પૃથકરણ કરવું ઉપયોગી છે. એકવીસભવમાં ૧૧ ભવ મનુષ્ય પર્યાયના છે અને દસ ભવ દેવપર્યાયના છે. મનુષ્યના ૧૧ ભવમાં તેમનો પરસ્પર સબંધ નીચે મુજબ છે.

| પતિપત્નિ તરીકે | મિત્રરૂપે | ભાઇઓ રૂપે | પિતાપુત્ર રૂપે |
|---|---|---|---|
| છ ભવ | બે ભવ | બે ભવ. | એક ભવ |

દેવ પર્યાયમાં માત્ર એકજ ભવ દેવ-દેવી તરીકે અને બાકીના ભવો મિત્રસંબંધના છે. ગ્રથ પુરેપુરો વાંચવાથી ઘણું ઘણું જાણવાનું મલી શકે. પ્રસ્તાવનામાં બધી હકીકત સમાવી શકાય નહીં. છતા સારભૂત તારવણી નીચેના મુદ્દાઓમાં સમાવી લેવામાં આવે છે.

(૧) સબંધો ગમે તેટલા ભવો સુધી ચાલુ રહે છતાં એક વાર પતિ-પત્નિ તરીકેનો સબંધ બંધાયો હોય તો તે સબધ તેજ પ્રકારે કાયમ રહે એવો એકાન્તે કોઈ નિયમ નથી. એકભવમાં પતિ-પત્નિ તરીકેનો હોય તો બીજા કોઇ ભવમાં પુત્ર અને માતારૂપે હોય અગર પિતા-પુત્રરૂપે કે મિત્રભાવે હોય. જે પ્રકારના પરસ્પરના **ઋણાનુબંધ** હોય તે મુજબ સંબંધો બંધાય છે. કોઈ કોઈવાર દુશ્મન તરીકેના સબંધો હોય છે.

શંખ રાજા અને કલાવતી રાણીના મનુષ્યપર્યાયના જે ૧૧ ભવો થાય છે, તે ભવોમા મોટા ભાગે સંયમ માર્ગ અને બારવ્રત જેમ શ્રીપાલ રાજા અને મયણા સુંદરી સમક્તિ પામ્યા બાદ નવમા ભવે મોક્ષમાં જશે, નવ ભવમાં નરક કે તિર્યંચે જવાના નથી અને મનુષ્ય અને દેવલોકના ઉત્તરોત્તર વધુ સુખને પામવાના છે. તેમ પ્રસ્તુત ચરિત્રનાયક શ્રી પૃથ્વીચન્દ્ર ગુણસાગર-સમક્તિ પામ્યા ત્યારથી ૨૧ ભવ સુધી નરક કે તિર્યંચમાં ગયા નથી અને પણ મનુષ્ય-દેવલોકમાં ઉત્તરોત્તર વધુને વધુ સુખ સામગ્રી પામી ૨૧ માં ભવમાં મોક્ષે ગયા છે રાજેશ્વરી એ નરકેશ્વરી હોઈ શકે છે પણ પ્રસ્તુત ચરિત્ર નાયકો ખરેખર અપવાદરૂપ કહેવાય ?

(૪) પ્રાચીન સમયમા માનવજીવનની ચાર અવસ્થાઓમા વહેંચણી થતી છેલ્લી અવસ્થા વાનપ્રસ્થાનની ગણાતી વાનપ્રસ્થ અવસ્થાએ પહોંચતા જીવ પોતાનો કુટુંબીક ભાર

પુત્રને સોંપી સન્યાસી જીવન જીવવાનું મહત્વનું ગણતો જૈન મહર્ષિઓથી જીવનની કોઈપણ અવસ્થામાં ભાગવતી દીક્ષા લઈ શકાય એવો અનુરોધ કર્યો છે.

(૫) છેલ્લા ભવમાં શંખરાજાનો જીવ પૃથ્વીચંદ્ર રાજકુમાર તરીકે અને રાણી કલાવતીનો જીવ શ્રેષ્ટિપુત્ર ગુણસાગર તરીકે જન્મે છે. બન્ને મિત્રો છે. બંન્નેને જન્મથી જાતિસ્મરણ જ્ઞાન થયેલુ છે. બંન્નેએ સંસાર સાથે સંબધ જોડયો છે. પૃથ્વીચંદ્રે સોળ રાજકુમારીઓ સાથે અને ગુણસાગરે આઠ શ્રેષ્ઠિ પુત્રીઓ સાથે પાણિગ્રહણ કર્યાં છે. છતાં ઘાતિકર્મો નામશેષ થવાથી એકાએક તીવ્ર વૈરાગ્ય ભાવનાની વૃદ્ધિ થતાં ગૃહસ્થ પર્યાયમાં બંન્નેને સાથે કેવળજ્ઞાન થાય છે એ બન્નેના સ્વભાવના સંબંધની વિશિષ્ટતા છે. સાથે સાથે બન્ને મહાપુરુષોની ધર્મપત્નિઓને તથા માતા-પિતાઓને, સંસારની અસારતા સમજાતાં વૈરાગ્યભાવની વૃદ્ધિથી તેજ ચોરીમાં કેવળજ્ઞાન થાય છે.

ગ્રંથનો ટુંકસાર ઉપરના મુદ્દાઓમા સમાવી લેવામાં આવે છે. છતાં એથી પણ ટુંકમાં કહેવુ હોય તો કહી શકાય કે વિવેકશુન્ય મનુષ્યને પાચે ઇન્દ્રિઓ પંચાગ્નિ જેવી છે, જયારે વિવેકીને પાચે ઇન્દ્રિઓ પાચ રત્ન જેવી છે. ગ્રંથના મૂળ રચયિતા મહાપુરુષે સંસારના દુરિત પાપ, તાપ અને સંતાપથી બચાવવા ઉપર મુજબનો સાર સમજાવવા ગ્રંથની સુંદર ગુંથણી કરી મહાન ઉપકાર કર્યો છે.

આવા સમર્થ પુરૂષે રચેલા ગ્રંથ ઉપર પ્રસ્તાવના લખવી એ મારા જેવા શાસ્ત્રનો એકડો ઘુટનાર માટે બાલચેષ્ટા છે, છતા પૂજ્ય મુનિશ્રી રત્નપ્રભ વિજયજી મ. સા. ના આદેશને નકારી ન શકયો, એટલે અલ્પબુદ્ધિના ક્ષયોપશમના કારણે લખાણમાં જે કોઈ ક્ષતિઓ દેખાય તો તે બદલ વાચક વર્ગ મને ક્ષમા કરે.

હરીલાલ ડી. શાહ, બી. એ.

મધુવન સોસાયટી
આશ્રમ રોડ,
અમદાવાદ-૧૪
સં. ૨૦૩૪ના આશો વદી ૧૩

# પ્રકાશકીય કથન

**શ્રી સંભવનાથાય નમઃ**
**"નમો નમ શ્રીગુરૂનેમિસૂરયે"**

શાસનસમ્રાટ-પ પૂ. આચાર્યદેવ શ્રી વિજય નેમિસૂરીશ્વરજી મ સા ના સમુદાયના શાસન પ્રભાવક પરમ પૂ. આચાર્યદેવ શ્રી વિજય યશોભદ્રસૂરીશ્વરજી મ.સા. ને સં ૨૦૩૪ના ચાતુર્માસાથે આગ્રહભરી વિનંતિ કરતાં પૂજ્ય શ્રીએ **પૂજ્ય મુનિશ્રી રત્નપ્રભવિજયજી** મ. આદિઠા ૨ નો ચાતુર્માસ માટે લાભ આપ્યો. તે બદલ પૂજ્ય આચાર્યદેવનો શ્રી ઉષ્માનપુરા વર્ધમાન જૈન સંઘ ઋણી છે.

અષાઢસુદ-૭ના ચાતુર્માસાર્થે પૂ. મુ. રત્ન પ્રભવિ મ. તથા પૂ. મુનિ શ્રી ચન્દ્રગુપ્ત વિજયજી મ.નો સસ્વગત પ્રવેશ થયો, ચાંતુર્માસ દરમ્યાન સૂત્રરૂપે "શ્રી આત્મપ્રબોધ" એગ્રંથ ઉપર સૌ કોઈ સારી રીતે સમજી શકે તેવી સરલ-સચોટ શૈલીમા પ્રવચનો થતા હતા-સંઘમાં વ્યાખ્યાન શ્રવણાર્થે, દિન-પ્રતિદિન સારી સંખ્યા વધતી હતી-મુનિ રત્ન પ્રભવિજયજી કોઇપણ વિષય ઉપર વિવરણ કરવાની હથોડી તેમને હાથ લાગી જવાથી વ્યાખ્યાન પ્રશંસા પાત્ર બને છે એ સંઘની દરેક વ્યક્તિ વખાણ કરે છે. પૂ મુનિરાજ શ્રીના સદુપદેશથી શ્રી વીસ સ્થાનક તપનું મહાપૂજન, તે અંગે મોટી સંખ્યામાં આયંબીલ થયા, ૭૧ અઠ્ઠમના તપસ્વીઓએ શ્રી સીમંધર સ્વામી ભગવંતની અપૂર્વ આરાધના કરી હતી, પારણાં અત્રે કરાવાયા તેમ દરેકને ૪૫ રૂા. ની પ્રભાવના અપાઈ હતી. ચા-પુરી મગના એકાસણા ચીમનલાલ બાલવીયા તરફથી કરાવાયા હતા. પૂ મુનિ શ્રીની પ્રેરણાથી ભા-સુદ-પ ના શ્રી સંઘનુ સ્વામી વાત્સલ્ય થયુ હતુ. પર્યુષણમા સારી તપશ્ચર્યા થયેલ હતી. ભાદરવા સુદ ૮ ના સવારે ૧ હજારથી વધુ સખ્યામા પાંચ દેહરાસરોની વર્ષીદાનની બગી સહિત ભવ્ય ચૈત્યપરિપાટી યોજાઈ હતી, અંતે શ્રાવક નગરમાં વિશ્રામ પામી હતી અને ત્યાં શ્રી સંઘ પૂજન તથા દરેકની સ્વામી ભક્તિ કરવામાં આવી હતી. ભાદરવા સુદ ૧૧ના જગદ્ગુરૂ પૂ આચાર્યદેવ શ્રી વિજય હીરસૂરીશ્વરજી મ.સા ની સ્વાર્ગારોહણ તીથિ ઉજવાઈ હતી તે દિવસથી સવારે પ્રભાત કાળે સારી એવી સખ્યામાં દરરોજ શ્રી ભકતામર સ્ત્રોનો પાઠ સમુહ ચાલે છે.

શાસનસમ્રાટશ્રીજીના સમુદાયના પૂ સાધ્વીજીશ્રી રાજેન્દ્રશ્રીજી મ. (ખંભાતવાળા)ના શિષ્યાઓ પૂ સાધ્વીજીશ્રી શ્રીમતી શ્રીજી મ. આદિઠાણા પાચ અત્રે ચાતુર્માસ પધારેલા છે. તેમના શાંત સ્વભાવથી જ્ઞાનોપદેશથી બહેનોમા સારી જાગ્રતિ આવી છે.

વિશેષમાં પૂજ્યમુનિ શ્રી રત્નપ્રભવિજયજી મ. સા. ના સદુપદેશથી સંઘનાં જ્ઞાનખાતાની રકમથી શ્રી પૃથ્વીચંદ્ર ગુણસાગરનો ગ્રંથ પ્રકાશિત કરવામાં આવ્યો છે. અને સાથે સાથે ગૃહસ્થો પોતાના ઉપયોગ માટે કિંમતથી ખરીદવાની યોજના કરવામાં આવી છે. આ

ગ્રંથની પ્રથમ આવૃત્તિ સં. ૧૯૪૮ની સાલમાં છપાઈ હતી. એટલે ૮૬ વર્ષ પછી તેની પ્રતો-પુસ્તકો સુપ્રાપ્ય ન હોવાથી આ બીજી છપાવવામા આવી. શ્રી સંઘે અનેરો લાભ લીધો છે.

પ્રસ્તુત પ્રસંગે જણાવતા આનંદ થાય છે કે આ પહેલા ૨૦૩૦ ની સાલ સુધીમાં શ્રી સંઘે સમ્યગ્-જ્ઞાનના પ્રચારાર્થે રૂ. ૨૬૨૧૬, અને છેલ્લા ચાર વર્ષમા ૪૯૬૧૧, એમ કુલ ૭૫૮૨૭, જેટલી માતબર રકમનો સદ્ ઉપયોગ કર્યો છે, તે સૌ સઘોને પ્રેરણા રૂપ બને તે અર્થે નિર્દેશ કર્યો છે, શ્રી સંઘની સ્થાપના થયા ૧૫ વર્ષના ગાળામાં શ્રી સંઘનો પ્રયત્ન સુપ્રશસ્ય કહેવાય.

શ્રી પૃથ્વીચંદ્ર અને ગુણસાગરનુ આલ્હાદિક ચરિત્ર છપાવવામાં પૂ **મુનિશ્રી રત્નપ્રભવિજયજી** મ તથા પૂ **મુનિશ્રી ચન્દ્રગુપ્તવિજયજી** મ પ્રુફ સશોધન કરી, શક્ય તેટલી શુદ્ધિ કરી બતાવી છે તેમજ ધી નવપ્રભાત પ્રીન્ટીંગ પ્રેસવાળા શ્રી જગદીશભાઈ મણીભાઈએ સતોષકારક પ્રીન્ટીંગ કાર્ય કરી આપેલ છે, શ્રી સઘ પૂજ્ય ગુરૂ ભગવતોનો ખૂબ ઋણી છે, તેમજ પૂજ્ય ગુરૂ ભગવતોની નમ્ર વિનંતીપૂર્વક અપેક્ષા રાખીએ છીએ કે જેટલા પ્રાચીનગ્રથો કે જે હાલ લભ્ય પણ નથી તેવા ગ્રથોનું પ્રકાશન કરવામા પોતાની અપૂર્વ શક્તિનો સદુપયોગ કરે.

**શુભં ભવતુ શ્રી સંઘસ્ય**

ઉસ્માનપુરા, આશ્રમરોડ
અમદાવાદ-૧૪,
સ. ૨૦૩૪, આસો વદ ૧૩
તા. ૨૯ ૧૦-૭૮

લિ
**વ્યવસ્થાપક કમીટી**
શ્રી વર્ધમાન જૈન
શ્વે. મૂ પૂ. સંઘ

પ્રાપ્તિસ્થાન :
જયંતીલાલ કેશવલાલ શેઠ, વસ્તા ગેલજીની પોળ, શાહપુર, અમદાવાદ-૧.

# દ્રવ્ય સહાયતા

રૂ.

૪૦૦૦) શ્રી ઉસ્માનપુરા જૈન સંઘ, અમદાવાદ,

૩૦૧) શાહપુર, શ્રી દરવાજા ખાચાનો જૈન સંઘ,

નકલો

૪૦) પૂ. સાધ્વીજી શ્રી પૂ. સા. શ્રી રાજેન્દ્ર શ્રીજી મ. (ખંભાતવાલા)ના શિષ્યા શ્રીમતી શ્રીજીના સદુપદેશથી

૨૧) પૂ. મુનિશ્રીચન્દ્રગુપ્તવિજયજી સદુપદેશથી કેશવલાલ પી શાહ

૨૧) મેનાબેન રતીલાલ શાહ

૨૧) બાબુભાઈ લક્ષ્મીચંદ શાહ

૧૫) શંકરલાલ હરીલાલ ડોકટર

૧૫) વસંતકુમાર પ્રભુદાસ લોટસ.

૧૫) શારદાબેન બુધીશચંદ્ર સુંદરવન

૧૧) જયંતીલાલ ચૂનીલાલ ભંડારી

૧૧) નાથાલાલ અંબાલાલ શાહ

૧૧) શાતિલાલ મોહનલાલ શાહ

૧૧) નગીનદાસ ગુલાબચંદ શાહ

૧૧) રમણભાઈ લલ્લુભાઈ શાહ (શાહપુર કુવાવાળી પોળ)

૧૧) જશવંતભાઈ હીરાલાલ શાહ

૧૧) ડોકટર વિનોદભાઇ લાલભાઈ શાહ

૧૦) પૂ. સાધ્વીજી શ્રી પુષ્પાશ્રીજી મ ની પ્રેરણાથી સુમતિનગર શ્રાવિકા તરફથી

૧૦) કમળાબેન રમણલાલ મસરૂવાલા

૧૧) ચીમનભાંઈ પોપટલાલ બાલવીયા

૯) રમણલાલ કેશવલાલ શાહ

૯) ચીનુભાઈ સોમચંદ શાહ

૫) પૂ. સા. શ્રી સ્નેહલત્તા શ્રીજીના સદુપદેશથી ભાવિકકુમાર હિંમતલાલ શાહ

૫) શારદાબેન બાબુલાલ શાહ પૂ. સા. શ્રી. શ્રીમતી શ્રીજીની પ્રેરણાથી

૫) પૂ. સા. શ્રી સ્નેહલત્તા શ્રીજી મ. ની પ્રેરણાથી જાસુદબેન મણીલાલ

૫) પૂ. સા. શ્રી મૃગાવત્ત શ્રીજીની પ્રેરણાથી
કાંતાબેન મિલાપચંદજી શાહ

૫) પૂ. સા. શ્રી ચંદ્રગુણા શ્રીજી મ. ની પ્રેરણાથી
રતીલાલ ફુલચંદ શાહ

૫) પૂ. સા. શ્રી શુભંકાશ્રીજી મ. ની પ્રેરણાથી
ગજીબેન બાબુભાઈ કોલસાવાળા

૫) પૂ. સા. શ્રી સ્નેહલત્તા શ્રીજીની પ્રેરણાથી
કમળાબેન ભીખાભાઈ શાહ

૫) પૂ. મુનિ ચન્દ્ર ગુપ્ત વિજયજી મ ની પ્રેરણાથી મહેશકુમાર જગાભાઈ શાહ

૫) પૂ. મુનિ શ્રી સુરેન્દ્રવિજયજી મ ની પ્રેરણાથી શ્રી મહિમા પ્રભસૂરિ જૈન
જ્ઞાનમંદિર

૫) બાબુભાઈ કેશવલાલ શાહ
૫) હરીભાઈ ધરમચંદ શાહ
૫) બુધાભાઈ જમનાદાસ શાહ
૫) છબીલદાસ ચૂનીલાલ શાહ
૫) શાંતિલાલ વ્રજલાલ શાહ
૫) ચંદુલાલ વ્રજલાલ શાહ
૫) સુનંદાબેન ચીનુભાઈ શાહ
૫) ચંદુભાઈ ભોગીલાલ શાહ
૫) શણગારબેન પોપટલાલ શાહ
૫) રમણલાલ મોહનલાલ શાહ
૫) રમણલાલ મોહનલાલ શાહ
૫) રજનીકાંતભાઈ ઝવેરચંદ શાહ
૫) ચંદુભાઈ ડાહ્યાભાઈ શાહ
૫) વસંતકુમાર રતીલાલ મુંબઈ
૫) ચંદુલાલ ચતુરભાઈ શાહ
૫) અનુભાઈ નરેન્દ્રભાઈ શેઠ

ॐ ह्रीँ अर्हँ नमः
શ્રી સંભવનાથાય નમઃ
નમો નમઃ શ્રી ગુરૂનેમિસૂરયે

# શ્રી પૃથ્વીચંદ્ર-ગુણસાગરનું બાલોપયોગી ચરિત્ર

॥ ॐ नमः श्रीवीतरागाय ॥

શ્રીપૃથ્વીચંદ્ર અને ગુણસાગરનું બાલાવબોધરૂપ ચરિત્ર પ્રારંભ

તત્ર પ્રથમ

ગ્રંથકારનું મંગલાચરણ.

प्रणाम्य श्रीमहावीरं, शंकरं परमेश्वरम् ॥
पृथ्वीचन्द्रचरित्रस्य, कुर्वे बालावबोधकम् ॥१॥
धर्मविद्याविदा येन, गुणैराकृष्य मार्गणान् ॥
सलक्ष्यं निर्मितं चित्तं, स श्रीवीरः श्रिये ऽस्तुवः ॥२॥
सर्वातिशयसंयुक्ता , प्रातिहार्याष्टकान्विताः ॥
येऽतीताः सन्ति एष्यन्तस्ते जिना ददतां मुदम् ॥३॥
सिद्धाः प्रसिद्धा आचार्यो-पाध्यायः सर्वसाधवः ॥
प्रपञ्चयन्तु वः श्रेयः, पञ्चैते परमेष्ठिनः ॥४॥
स्वभावान्निर्मला नित्यं, दर्शनान्मार्ग दर्शिनः ॥
सन्तोऽर्कवत् सदा वन्द्या, दोपापगमकृत्कराः ॥५॥
संपद्यते हृदालोको, यद्भयेन पदे पदे ॥
न निन्द्या ध्वान्तवद्दोपात्मका अपिच दुर्जनाः ॥६॥
नुत्वा पूर्वकवीन् नत्वा, स्व गुरुन् सद्गुणे गुरुन् ॥
वक्ष्यामि जीवजीवातुं, किंचिद्धर्मकथा महम् ॥७॥
स्वस्तिकृत् सिद्धिमार्गाणां, स्वर्णाङ्ग पूर्णकु भवत् ॥
नाभेयो भाति वैडूर्य-पिधानं कुंतलंछलात् ॥८॥

ચરમ આસન્નોપકારી, ચરમત્તીર્થાધિપતિ સર્વજગતનું કલ્યાણ કરવામાં એક ઉદ્યમવાળા શ્રી ભગવાન મહાવીર પરમાત્માને નમસ્કાર કરીને પૃથ્વીચન્દ્ર ચરિત્રનો ખાસ-ઉપયોગી ગ્રંથ હું જણાવું છું. ॥૧॥

ધર્મરૂપી વિદ્યાના જ્ઞાતા, પોતાના જ્ઞાનાદિક ગુણો વડે સુશોભિત સ્થિર ચિત્તવાળા, ઐશ્વર્યવાળા તે પરમાત્મા તમારા કલ્યાર્થે થાઓ. ॥૨॥

સર્વ અતિશયોથી યુક્ત, આઠ પ્રાતિહાર્યોથી સહિત, એવા જે ભૂતકાલમાં થયેલા અને વર્તમાનકાલમાં જે વિદ્યમાન છે, તથા ભાવિષ્યમાં થશે, એવા તે શ્રી તીર્થંકર દેવ તે તમોને મુદ એટલે આનંદ તથા નિર્વિઘ્નપણું આપનારા થાઓ ।।૩।।

અરિહંત સિદ્ધ, આચાર્ય ઉપાધ્યાય અને સર્વ સાધુ એવા પંચપરમેષ્ઠી તે તમારા કલ્યાણની વૃદ્ધિ કરનારા થાઓ. ॥૪॥

સ્વભવથી નિર્મલ, દર્શનથી માર્ગ દેખાડનાર, એવા સંત સજ્જન સાધુ તે નિરંતર સૂર્યની જેમ વંદનીક છે. કેમ કે, તેમના હાથ તે દોષોનો અપગમ કરનારા છે. દોષોના સમૂહના ટાલનારા છે.જેમ અન્ય દર્શનીને સૂર્ય વંદનીક તે દોષા એટલે રાત્રીના અંધકારને ટાલનાર છે તેમ સંતરૂપ સૂર્ય તે અજ્ઞાન રૂપ અધકારને ટાલનાર છે તે માટે સંતને નિત્ય વંદના કરૂં છું. ॥૫॥

હવે સજ્જન જે છે તે દુર્જનના પણ ગુણ ગ્રહણ કરે છે. તે કહે છે. જેમના વચનના ભયથી હૃદયમાં પગલે પગલે પ્રકાશ થાય છે. દુર્જનના વચનનાં ભયથકી સજ્જનના હૃદયને વિષે અજવાલું થાય છે. એવા દુર્જન લોકો જો અંધારાની જેમ દોષાત્મક છે, તો પણ તે નિંદા કરવા લાયક નથી ।।૬॥

એવી રીતે પૂર્વે થયેલા કવિઓની સ્તુતિ કરીને ઉત્તમ ગુણોથી ગરિષ્ઠ એવા જે પોતાના ગુરૂ તેને પ્રણામ કરીને જીવોને ઔષધની જેમ જીવનરૂપ, સંસારરૂપ મરણથી જીવાડનાર એવી સમ્યક્‌દર્શનરૂપ સસારની આસક્ત દૂર કરવા રૂપ, ઔદાર્યાદિ ગુણોની પ્રાપ્તિ સાથે સ્વજીવનની પૂર્ણ સાવધાની પૂર્વક શ્રી પૃથ્વીચંદ્રજીના ચરિત્રની જે ધર્મકથા તે અલ્પમાત્ર કહેવાનો હું પંડિત પ્રવર શ્રી રૂપવિજયજી આરંભ કરૂં છું. ।।૭।।

મુક્તિ માર્ગને વિષે માંગલિકના કરનાર, કંચન સરખુ જેમનું શરીર એવા નાભિ-રાજાના પુત્ર શ્રી ઋષભદેવજીનું શરીર કંચનવર્ણવાળું છે, તે રૂપ માંગલિક કલશ જાણવો અને પ્રભુના મસ્તકે શ્યામ કેશ છે તે તે કલશના ઢાંકણા રૂપ છે, એવા પ્રભુ રૂપ કલશ મુક્તિમાર્ગને વિષે કલ્યાણકારી શોભે છે. ॥૮॥

અહીં સકલ જીવોને અભયદાન આપવામાં કુશલ એવા ભગવાન્ શ્રી વર્દ્ધમાન સ્વામીએ

સર્વ લોકોને પુરુષાર્થરૂપ વૃક્ષનું બીજ ધર્મ એમ કહ્યું છે. કારણ પુરુષાર્થરૂપી જે વૃક્ષ, તે સર્વનું જે ઉત્તમ બીજ તે ધર્મ છે તે પુરુષાર્થ ચાર છે. તેમાં ધર્મ મુખ્ય પુરુષાર્થ છે, જે અર્થ કામ અને મોક્ષ એ સર્વ ધર્મથી પામીયે તે માટે ધર્મ પ્રશંસા કરવા યોગ્ય છે ॥યત.॥ ધર્માત્ધનમનન્તં સ્યાત્, સર્વે કામાશ્ચ ધર્મતઃ લભ્યતે ધર્મતો મોક્ષ-સ્તેનોક્તો ધર્મ ઉત્તમ· ॥૧॥ તે ધર્મ થકી ધન અનંતું પામે, સર્વ સંસારિક સુખ પૂર્ણ ધર્મથી પામે, વલી ધર્મ થકી કર્મનો ક્ષય થાય, અને મોક્ષરૂપ ફલ પામે, તેથી ધર્મને શ્રી તીર્થંકરોએ ઉત્તમ કહ્યો છે.

તરુમધ્યે કલ્પતરુ અધિક છે, તારાઓમાં ચંદ્ર મોટો, પર્વતમાં મેરુપર્વત મોટો, તેમ અન્યધર્મથી જૈનધર્મ શિરોમણી છે એવું કહ્યુ છે. તે જૈનધર્મ કેવો છે ? પ્રાણીને ચાર ગતિનાં દુઃખોનો હરનાર છે. વલી તે ધર્મ ઉત્તમ મોક્ષ સુખનો દેનાર છે. એ ધર્મ સાંભળવાથી મહોદય સુખને પામે છે, તે માટે ધર્મકથા, કરવાથી કે કરાવવાથી શ્રદ્ધા સહિત સાંભળવી. કારણ કે જેવાં વચન સાંભળીયે તેવો ચિત્તનેવિષે રસ ઉપજે. સંવેગ રૂપી અમૃતથી મોહ મહાવિષ વિલય થઈ જાય, માટે ધર્મને જે સાંભળનારા જનો છે તેથી મોક્ષ સુખની જેમ તત્કાલ ચિદાનંદ સુખને પામે છે.

કામાર્થ મિશ્રિત જે ધર્મ કથા છે, તેમાં ચરિત્રાનુવાદ દૃષ્ટાંત ઘણાં આવે, તે શ્રોતાજનને સાંભળતાં આનંદ ઉપજે. જેમ સરસ રસવતી હોય તો પણ તેને શાક સાથે જમતા સ્વાદ ઉપજે, શાક વિના તે રસોઇ સ્વાદ ન આપે. તેમ ધર્મકથા પણ દૃષ્ટાંતથી શોભે છે. શું ઘણું કહીએ. પૂર્વ કવીશ્વરે પૃથ્વીચંદ્રકુમારનું ચરિત્ર પ્રાકૃત ગાથાઓથી યુક્ત જણાયુ છે, તેમાંથી કિંચિતમાત્ર હું રચના કરૂં છું.

આ ચોવીસીના પાંચમા આરાથી પહેલાંની ચોવીસીના અવસર્પિણી કાલના પાંચમા આરામાં એ શંખ રાજા થયા હતા. તેજ મહાઋષિ, શુદ્ધ સમક્તિવંત, એવા પૃથ્વીચંદ્ર રાજા ભાવ ચારિત્રના બીજથી ભાર્યાસહિત અનુક્રમે મનુષ્યના તથા દેવતાના ભવમાં અધિકાધિક સુખ ભોગવીને અંતે સમાધી મોક્ષને પામ્યા. તે બાલજીવોને સદુપયોગી છે. તે હું કહું છું. હે ભવ્યાત્માઓ તમે સાંભળો. તે સમક્તિ કયા ભવે પામ્યા, તે પામ્યા પછી કેટલા ભવ સંસારમાં કીધા, તે ભવની સંખ્યા કેટલી થઈ, તે મૂલ ગ્રંથમધ્યે જેમ કહી છે તેમ જણાવીએ છીએ. સમક્તિ પ્રાપ્ત થાય તે ભવથી ભવની ગણતરી થાય.

પ્રથમ ભવે પૃથ્વીચંદ્ર કુમારનો જીવ શંખરાજા થયો, અને ગુણસાગરનો જીવ કલાવતી રાણી થઈ. ત્યાં એ બે જીવ સમક્તિ પામી દીક્ષા લઇ ચારિત્ર પામી બીજે ભવે સૌધર્મ દેવલોકે દેવ દેવી થયાં. ત્યાં પાંચ પાંચ પલ્યોપમનું આયુષ્ય પાળી ત્રીજે ભવે શંખરાજાનો જીવ કમલસેનરાજા થયા, અને ગુણસાગરનો જીવ તેની ગુણસેના રાણી થઈ. ત્યાં એ બે જીવ દીક્ષા લઈ, ચારિત્ર પાળી ચોથે ભવે દશ સાગરોપમના આયુષ્યવાળા

પાંચમાં દેવલોકમાં મિત્રપણે દેવતા થયા. ત્યાંથી પાંચમે ભવે પૃથ્વીચંદ્રનો જીવ દેવસિંહ રાજા થયો, અને ગુણસાગરનો જીવ તેની કનકસુંદરી નામે રાણી થઇ. તે ભવે શ્રાવકનાં બાર વ્રત પાળી છઠ્ઠા ભવે, સાતમા શુક્ર દેવલોકે સત્તર સાગરોપમના આયુષ્યવાળા એ બે જીવ મિત્ર દેવતા થયા. ત્યાંથી સાતમે ભવે પૃથ્વીચંદ્રનો જીવ દેવરથ નામે રાજા થયો, અને ગુણસાગરનો જીવ રત્નાવલી નામે તેની રાણી થઈ. એ બે જીવ તે ભવે શુદ્ધ શ્રાવક વ્રત પાલી આઠમાભવમાં નવમા આનત દેવલોકમાં ઓગણીસ સાગરોપમના આયુષ્યવાળા તે બે મિત્ર દેવતા થયા. ત્યાથી નવમે ભવે પૃથ્વીચંદ્રનો જીવ, પૂર્ણચંદ્ર નામે રાજા થયો, અને ગુણસાગરનો જીવ તેની પુષ્પસુંદરી નામે રાણી થઇ. તે ભવે એ બે જીવ શુદ્ધ શ્રાવકનાં બાર વ્રત પાલી દશમે ભવે અગ્યારમા આરણ દેવલોકે વીસ સાગરોપમ આયુષ્યવાળા એ બે મિત્ર દેવતા થયા. ત્યાંથી ચ્યવી અગ્યારમા ભવે પૃથ્વીચંદ્રનો જીવ શૂરસેન નામે રાજા થયો, અને ગુણસાગરનો જીવ તેની મુક્તાવલી નામે રાણી થઈ. તે ભવે શુદ્ધ ચારિત્ર પાળી બારમે ભવે વીસ સાગરોપમના આયુષ્યવાળા પહેલી ગ્રૈવેયકે તે બે મિત્ર દેવતા થયા. ત્યાંથી ચ્યવી તેરમે ભવે પૃથ્વીચદ્રનો જીવ પદ્મોતર નામે રાજા થયો, અને ગુણસાગરનો જીવ હરિવેગ નામે રાજા થયો. તે બન્ને વિદ્યાધર થયા. ત્યાં દીક્ષા લઈ ચારિત્ર પાળી ચૌદમાભવે સત્યાવીશ સાગરોપમના આયુષ્યથી મધ્ય ગ્રૈવેયકમાં બે મિત્ર દેવતા થયા. ત્યાંથી પંદરમે ભવે પૃથ્વીચંદ્રનો જીવ ગિરિસુંદર નામે રાજા થયો. અને ગુણસાગરનો જીવ પૃથ્વીચંદ્રનો અન્યમાતૃક લઘુ ભાઈ રત્નસાગર નામે થયો. ત્યાં બે ભાઇ દીક્ષા લઈ શુદ્ધ ચારિત્ર પાળી સોલમા ભવે નવમા ગ્રૈવેયકે એકત્રીશ સાગરોપમના આયુષ્યવાળા બે મિત્ર દેવતા થયા. ત્યાંથી સત્તરમે ભવે પૃથ્વીચંદ્રનો જીવ કનકધ્વજ નામે રાજપુત્ર થયો, અને ગુણસાગરનો જીવ તેનો ઓરમાનભાઈ જયસુંદર નામે રાજપુત્ર થયો. તે બે ભાઈ દીક્ષા લઈ સંયમ પાલી અઢારમા ભવે બત્રીશ સાગરોપમના આયુષ્યથી વિજય વિમાને બે મિત્ર દેવતા થયા. ત્યાંથી ઓગણીશમા ભવે પૃથ્વીચંદ્રનો જીવ કુસુમાયુધ નામે રાજા થયો. અને ગુણસાગરનો જીવ તેનો પુત્ર કુસુમકેતુ નામે થયો. ત્યાં પિતાપુત્ર બન્ને દીક્ષા લઈ, શુદ્ધ ચારિત્ર પાલી વીશમા ભવે સર્વાર્થસિદ્ધ મહાવિમાને તેત્રીશ સાગરોપમના આયુષ્યથી બે મિત્ર દેવતા થયા. ત્યાંથી ચ્યવી એકવીશમા ભવે શંખરાજાનો જીવપૃથ્વીચંદ્ર નામે અને કલાવતી રાણીનો જીવ તે ગુણસાગર નામે એ બે શેઠના પુત્ર થયા. તે ગૃહસ્થપણે કેવલજ્ઞાન પામી મુક્તિ પામ્યા. એ નામથીજ માત્ર એકવીશ ભવ કહ્યા. હવે પ્રત્યેક પ્રત્યેક એકવીશભવ વિસ્તારે કહેવાશે. હે ભવ્ય પ્રાણી તમે સાંભળો.

આ જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં અવસર્પિણી કાલમાં પાંચમા આરાને વિષે શુદ્ધસંયમી જીવન પાળનારા ઘણા ભવ્યાત્માઓ હોય છે, આસન્ન ભવ્યાત્મા ઓછા દેખાશે, ભરતક્ષેત્રના મધ્યખંડમાં શ્રી મંગલ નામે દેશ છે, તે દેશમાં શંખપુર નામે નગર છે, તેમાં અઢારે વર્ણના લોકો સુખશાંતથી રહે છે, જિનપ્રસાદોથી નગરી શોભી રહી છે. ત્યાં યશસ્વી, સૂર્ય

જેવો તેજસ્વી, ચંદ્રની જેમ શીતલ, જુગારાદિથી વ્યસનોથી રહિત દાતાર, એવો શંખ રાજા રાજ્ય કરે છે, રાજ્ય કરતાં કેટલોક સમય પસાર થાય છે. એક સમયે તે રાજા રાજસભામાં બેઠા છે, ત્યાં પ્રતિહારે આવીને અરજ કીધી, જે પ્રધાન એવા ગજનામે શેઠનો પુત્ર દત્ત નામે વિનીત તમારો મિત્ર તમને મલવાને આવ્યો છે, હુકમ હોય તો સભામાં આવે. ત્યારે રાજાએ આજ્ઞા આપી, દત્તકુમાર પણ સારૂં ભેટણું રાજા આગલ મૂકીને પ્રણામ કરી નમી રહ્યો. ત્યારે રાજાએ પૂછ્યું, હે દત્તકુમાર! તને કુશલ છે. કેમ ઘણા કાલે આવ્યો? આટલા દિવસ ક્યાં ગયો હતો? એટલું પૂછ્યા પછી નમ્રતાપૂર્વક દત્તકુમાર કહે છે.

હે સ્વામિન્! તમારી કૃપાથી કુશલ છે, અને ઘણા સમયે આવ્યાનું કારણ આપ સાંભલો. અમારે વ્યાપારીની એ રીત વર્તે છે, જે કાંઇક દિશામા ભ્રમણ કરી યૌવન અવસ્થામાં ધન ઉપાર્જન કરીએ. જે માટે નીતિશાસ્ત્રમાં કહ્યુ છે કે, ઘર ઘરણીનો પરિચય મેલીને જે માણુસ વિદેશ દેશાતર ન જાય તે કુવાના દેડકા સરખો સાર અસાર કાંઈ ન જાણે. ચિત્ર વિચિત્ર એવી અનેક જાતની દેશભાષા ન જાણે, તે માટે દેશ દેશાંતરને વિષે ભ્રમણ કરનારા લોકો ઘણાં આશ્ચર્ય જુવે છે એવું કહી હવે દત્તકુમાર પોતે જ્યાંથી આવ્યો છે તે અધિકાર કહે છે, અહીથી હે રાજેન્દ્ર! હું દેવશાલપુરે ગયો. ત્યાં ધન ઉપાર્જીને હું કેટલાક કાલે અહીં આવ્યો. રાજા કહે છે. સૌમ્ય! એટલે દૂર દેવશાલપુર છે, ત્યાં તું જઇ આવ્યો. તો શું તુ એ સર્વે સાચું કહે છે? ત્યારે ફરીને દત્તકુમાર કહે છે:—॥ યત ॥ કોઽતિભાર સમર્થાનાં, કિં દૂરવ્યવસાયિનામ્॥ કો વિદેશઃ સુવિદ્યાના, કઃ પરઃ પ્રિયવાદિનામ્॥૧॥ અર્થ:— જે સારો શક્તિમાન હોય તેને શું ભાર! વેપારી લોકોને શુ દૂર? સારો વિદ્વાન્ હોય તો તેને પરદેશ તે શું? અને જે મીઠુ બોલે તેને પારકો માણુસ ના લાગે ॥૧॥ એવું સાંભલી શંખ રાજા પૂછે છે, હે ઉત્તમ! તેં દેશાંતર ફરતાં જે કાંઈ આશ્ચર્ય દીઠું હોય તે તું મારી પાસે કહે? તે દત્તકુમારે કહ્યું જે મે આશ્ચર્ય દીઠું છે, તે કહુ છું તમે સાવધાન પણે એકાગ્રમને સાભલો. જ્યાં સદૈવ સર્વત્ર નિરૂપમ કુલ દેખીએ જ્યા અપ્રતિમ એવા ઘણાં જિનપ્રાસાદ દેખિએ છીએ, જ્યાં જ્ઞાનકલા સહિત મુનિ દેખિયે છીએ, જ્યાં ધીવર જાતના લોકો પણ શ્રાવક છે, એવા તે દેવશાલ નગરને વિષે જે ચિત્રપટ્ટ તે વિકસ્વર નેત્રે કરી સ્વયમેવ આપ જુવો. એમ કહી યત્નપણે ગોપવ્યું હતું જે ચિત્રપટ્ટ તે છોડીને રાજા આગલ મુક્યો તે ચિત્રપટ્ટ મધ્યે કોઇક સ્ત્રીનું રૂપ છે, તે નિરખીને રાજા વિસ્મય પામ્યો. કોઇ અગણ્યરૂપ લાવણ્યની ધરનારી દેવાંગના ન હોય શું? એવું કોઈક કન્યાનું રૂપ રાજાએ દીઠું. તે જોઇને, અહો એનાં નેત્ર કેવા છે! અહો એનું મુખ, અહો એના સ્તન, અહો એના કરચરણ, અહો એનુ લાવણ્યપણુ! એવુ રાજા હૃદયમાંહે ચિંતવતો

હતો. ત્યાર પછી રાજાએ પૂછ્યું, હે દત્તકુમાર! કોઇ દેવી અથવા માનવીની એ મૂર્ત્તિ છે? એ કોણે ચિત્રપટ્ટ ચિતર્યો છે? તે દત્ત કહે છે, હે રાજન્! એ માનવીનું સ્વરુપ છે તમારા સંગથી રાણીપટ્ટ દેવીથનારી છે. તેનું રૂપ લખ્યું ન જાય. એતો ચિત્રકારે લેશમાત્ર લખ્યું છે. ઉત્તમ રૂપવંતીઓમાં પણ શ્રેષ્ઠ રૂપવંત છે.

રાજા કહે છે, એ ચિત્રમાં શી ખામી છે? એના કેશ કેવા સારા છે, એનાં નેત્ર કેવા ચંચલ છે, એનું વદન કેવુ હાસ્યયુક્ત છે, એ લખેલું ચિત્રપટ્ટ દેખી ચિત્ત હરે છે, તો સાક્ષાત્ એ સ્ત્રી કેવી હશે! તે સમયે દત્ત કહે છે, તે સ્ત્રીની અપાર લીલા છે, એના શરીરની સુંદરતા જે છે તે લખ્યું ન જાય એવું છે? એતો સ્મૃતિમાત્ર લેશ થકી ચિત્રપટ્ટ લખી છે. તે રાજા વિસ્મય પામી પૂછ્યું, એ કોણ માનવી છે? દત્ત બોલ્યો, એ મારી બહેનનું રુપ છે રાજાએ કહ્યુ, એમ કેમ? દેવશાલપુરે તારી બહેન તેં કેમ દીઠી? એમ પુછ્યું, તે દત્તકુમારે શરૂઆતથી માંડીને ખરેખરુ પોતાનું વૃતાંત રાજા આગળ કહે છે હે રાજેદ્ર! હું મારા પિતાની આજ્ઞાથી ધનની આશાએ દેશાંતર જોવાને અર્થે અને વ્યાપારઅર્થે કરીયાણા લઈ ઘર થકી ચાલ્યો, તેમાં અનેક દેશ ઉલ્લંઘતો, વિવિધ દેશનાં આશ્ચર્ય જોતો થકો દેવશાલ નગરના દેશનીસિંધે એક ભયંકર અટવી છે ત્યાં પહોંચ્યાં ત્યારે ત્યાં પ્રૌઢ ઘોડા ઉપર સ્વારી થઇને આવતા કેટલાક સુભટોને ચોરની-ભિલ્લની શંકાથી મેં જોતાં તુરતજ જલ્દી ચાલવા લાગ્યો, ત્યાં આગળ તેવામાં રૂપવત પુરૂષ પ્રાયઃ મૃત થઈ પડયો હતો, તેના આગળ મરેલો ઘોડો પડયો હતો, ત્યાં હું ગયો, તે પુરુષના મુખ ઉપર પાણી સીંચ્યું, તેથી પુરુષ કંઈ ચેતના પામ્યો, ત્યાર બાદ તે ક્ષુધાવાળો હોવાથી લાડવા ખવડાવ્યા તે સ્ફુરાયમાન થયો ત્યારે મેં પૂછ્યું કે આવી અટવીમાં કેમ આવ્યા! ઘોડો કયા કારણથી મૃત્યુ પામ્યો!

જેવાં કર્મ પૂર્વે બાંધ્યાં છે, તેના ઉદય કાલે પ્રાણીને અભિલાષ પણ તેવોજ ઉપજે છે. તે માટે દેવનંદી નામે દેશ, મધ્યેથી દેવશાલપુર નગરનો રાજા તેનો હું પુત્ર છું, તે ઘોડાનો વેગ જોવા નીકળ્યો, પણ અવલી ગતિનો ઘોડો હતો તે મને અત્રે લાવ્યો. અહીં દોરી મૂકી એટલે ઘોડો ઉભો રહ્યો. ને શ્વાસ ભરાણો તેથી મૃત્યુ પામ્યો. હું ક્ષુધા તૃષાથી પીડાયો મૂર્છાગત થઈ પડયો. હતો તું પરોપકારી થયો. કયાંથી આવીને તેં મને જીવિતવ્ય દાન દીધુ? હે દત્ત ભાઇ! તમો ક્યાં જાશો? એવુ રાજકુમારે પૂછ્યું ત્યારે તે રાજેદ્રને મેં કહ્યુ દેવશાલપુર જાશું. આપણો એનો એક માર્ગ છે, એમ કહી તે રાજ-કુમારને મેં મારા પોતાના રથમા બેસાડી વિનોદની વાર્તા કરતાં અટવી મધ્યે ચાલ્યા જઇએ છીએ, તે અટવી છે, કે જ્યાં ઘણી નદીયો વહે છે, જ્યાં ઘણા ઘુવડના ઘૂત્કાર, સૂઅરના સીત્કાર, મહાગીરિની ગુફામા સિંહના ગર્જારવ ચાલે છે, વળી ઘણા દાવાનળ બળે છે. એવી વિકટ ભયંકર અટવી મધ્યે આવતાં બીજે દિવસે ઘોડાના હેષારવ, અર્થાત્ હણહણાટ,

હાથીના ગર્જારવથી આકુલ, ચિત્કાર થતાં, ઘણાં નગારાં વાગતું એવું એક સૈન્ય અમે સામું આવતું દીઠું. તે વખતે અમો ભયથી આકુલ થયા. સર્વ અમારા સુભટ સન્નધબદ્ધ થઇ રહ્યા. એટલે એક અસ્વાર આવ્યો. તે કહેવા લાગ્યો કે, ભય પામશો મા, અમે તમને પૂછિયે છીયે, જે કોઇ અસ્વાર ઘોડે જાતો તમે જોયો? એવું પૂંછતાં તેણે રથમાં બેઠેલો કુમાર દીઠો, ત્યારે તેના હૃદયમાં અત્યંત હર્ષ ઉપન્યો. સમયે બંદીજનો જઈ જય જય શબ્દ કહી વધામણી દીધી, વિજયરાજાના પુત્ર જયસેન કુમાર! તું ચિરંકાલ જીવતો રહે, પછી ત્યાં સૈન્યસહિત રાજા સાથમાં આવ્યો. તેવારે જયસેન કુમાર રથથી ઉતરી ભક્તિ સહિત પિતાના ચરણે નમ્યો. પિતા હર્ષ પામી તેને વૃત્તાંત પૂછ્યું. ત્યારે કુમારે સર્વ હકીકત કહી. જે દત્તશેઠે મને જીવિતદાન દીધું. વક્રશિક્ષિત ઘોડો મને આ અટવી મધ્યે લાવ્યો, હું ક્ષુધા તૃષાથી પીડાઇ મૂર્છાગત થઈ, માર્ગ મધ્યે પડયો. અશ્વ મૃત્યુ પામ્યો. ઇત્યાદિક સર્વ વૃત્તાંત પિતા આગળ કહીને કહ્યુ કે, મને આ ધર્મબંધુએ જીવતો રાખ્યો, ત્યારે રાજાએ કહ્યું, તે કયો પુરુષ તારો બાંધવ? ત્યારે જયસેનકુમારે રાજાને મારૂં મોઢું દેખાડ્યું. ત્યારે રાજા મને તેડીને પુત્રની જેમ આલિંગન દઇ મલ્યો. ઘણાં આદરમાન દઇ ઘોડે અસ્વારી કરી સાથે લઇ ચાલ્યો. મારા સથવારાની રક્ષા કરવા માટે રાજાએ પોતાના અસ્વાર મોકલ્યા અને અમો દેવશાલપુરે રાજભુવને ગયા. પાછળથી સર્વ સથવારાના લોક પણ આવી પહોચ્યા. ત્યાં રહેતાં રાજાએ તથા રાજકુમાર મારી સાથે જેમ મને મારા ઘર પરિવાર કોઇ સાભરે નહિ તેમ ઘણું હેત કીધું.

તે વિજયરાજાની શ્રીદેવી રાણીથી ઉત્પન્ન થયેલી, તથા જયસેન કુમારની નાની બહેન, તિલોત્તમા સરખી રૂપવંતી, જોવા માત્રથી મન તથા નયનને હરે એવી, ચોસઠ કલાની ધરનારી છે, માટે તેજ યુક્ત હોવાથી તેનું નામ પણ કલાવતી છે, પણ તે સરખો વર તેને જોઈએ, તે કોઇ ન મલ્યો, ત્યારે વિજયરાજા ચિંતારૂપ અગ્નિથી દગ્ધ થયો. તે કન્યાનાં માતા તથા બંધુ સર્વ ચિંતાતુર રહે છે. પુત્રી આવે પિતાનું દીન વદન થાય, પુત્રી મોટી થાય ત્યારે પિતાને ચિંતા થાય. પારકા ઘર પણ દીપાવે, વિધવા થાય તો પિતાને મહા દુઃખ ઉપજાવે. તે માટે પુત્રીના જન્મ સમયે માતાની આંખમા આંસુ આવે.

તે માટે હે રાજન્! તે કલાવતીનાં માતા પિતા વરની ચિંતા કરતાં દેખીને મેં કહ્યું. હે રાજન્! "બહુરત્ના વસુંધરા" પૃથ્વી મધ્યે ઘણા રૂપવંત ઉત્તમ પુરુષ છે. તે માટે એનું રૂપ ચિત્રામણ પટ્ટમા ચિત્રાવી આપો, એટલે હું એ સરખો વર પ્રગટ કરી આવું. તે રાજાએ મારૂં વચન માન્યું. પછી મેં ચિત્રપટ્ટ તૈયાર કર્યું. અને તે લઈ ગઈ કાલે હુ અહી આવ્યો. ત્યારે મેં ચિત્તમાં ચિંતવ્યું. આ કન્યા શંખ રાજાને યોગ્ય છે. પોતાના સ્વામીને મૂકીને એ રત્ન બીજાને કોણ આપે. એવું વિચારીને તે કલાવતીના રૂપનું પ્રતિબિંબ (રાજા) પ્રભુ આગળ મૂક્યુ. જે તથ્ય ઘટતુ હોય તે આદરવું.

તે શંખ રાજા તે કલાવતીનું પ્રતિરૂપ દેખી કામકિરાતના ઉગ્ર બાણોથી પીડિત થયો છે. એમ જોઈ તેનો મતિસાગર નામે પ્રધાન કહે છે કલંક રહિત ચંદ્રમાં સરખું જેનું મુખ છે, વિકસ્વર છે નેત્ર જેનાં, રક્ત અશોક પલ્લવનાં પત્ર સરખાં છે હોઠ જેના, લાવણ્યરૂપ નીરની તો એ નદી છે, માટે જેમ હંસી હંસને યોગ્ય હોય પણ કાગડાને યોગ્ય નહિ, તેમ એ કન્યા પણ દેવનો સેનાપતિ જે કાર્તિકેય તેના પરાક્રમ સરખું છે પરાક્રમ જેનું એવા અમારા મહારાજને મૂકીને બીજા કયા પુરૂષને યોગ્ય છે? વલી મતિસાગર મંત્રી કહે છે. હે રાજન્! એ દત્તકુમાર મારા કરતા તમારો અધિક હિતકારી છે. કેમકે જે અહીનો રહેનારો છતાં પરક્ષેત્રે જઈને સ્વામીનું કાર્ય કરે છે જગત્માંહે પરના કાર્ય ટાળી પોતાનાં કામ સંભારે એવા અધમ નર ઘણા છે, પણ પોતાનું કામ પડતું મૂકીને પારકુ કામ સંભાળે એવા ઉત્તમ નર થોડા હશે.

તે દત્તકુમાર હસતાં કહેવા લાગ્યો કે, એવી સેવકની શી વડાઈ કરો છો? ફરજ અદા કરી વિગેરે એમ સભાને વિષે મીઠી ગોષ્ટ કરતાં મધ્યાન્હ સમય થયો. તે સમયે સેવકે આવીને કહ્યું. કે દેવપૂજાનો અવસર થયો છે માટે દેવ પૂજા કરો. ત્યાર પછી શંખ રાજા સભા વિસર્જી, સ્નાન અર્ચા જિનપૂજાદિકૃત્ય કરી પછી ભોજન કરી પલંગમાં બેઠો થકો એ પ્રિયાનો સમાગમ કેમ થાય એવી રીતે તેનો ઉપાય ચિંતવતો હતો હે દૈવ! જેણે એવી અમરાંગના સરખી સુલોચના સ્ત્રી નીપજાવી છે. તેણે જેમ પંખીને પાંખ આપી તેમ જો માનવીને પાખ દીધી હોત તો, હમણા જ હું ત્યા જઈને આ સ્ત્રીનુ મુખ નિરખત. તથા કઇ રાત્રી, અથવા કયો દિવસ તે અમૃત સમાન થાશે, કે જ્યાં પુણ્યના મહિમા થકી તે દુર્લભ સ્ત્રી પામીશું. એમ ચિંતારૂપી સમુદ્રના સંકલ્પરૂપ કલ્લોલે કરી કંપાયું છે હૃદય જેનું એવા રાજાએ ત્યા બેઠાં કેટલોક કાલ અતિક્રમીને પાછો સભાસ્થાન મંડપે આવી સિંહાસન વિરાજમાન કર્યું. ત્યાં મંત્રી તથા મહામત્રી પ્રમુખ સેવાકારી સર્વ જન આવ્યા. તેની સાથે વાત વિનોદ કરતા શેષ દિવસ નિર્ગમ્યો. બીજે દિવસે તેમજ રાજા સભામા બેઠો છે. એવા સમયે શ્વાસે ભરાણા એવા કોઇક પુરુષે આવી પ્રમાણ કરી કહ્યુ કે, દૈવસૂત્રની જેમ સર્વ સામંતાદિકે અજાણ્યું એવુ, રથ, અશ્વ, સુભટોથી યુક્ત મહા સૈન્ય આવે છે. તે સૈન્ય વનના જીવને ત્રાસ પમાડતુ, કોલાહલે કરી વિશ્વને કંપાવતું છે. એવું સાભળી શખ રાજા કોપથી ધિગ ધિગાયમાન થયો થકો બોલ્યો કે, રણ ભંભા ઢંકા વજાડો, એ કોણ સૈન્ય આવે છે, તેને સામા જઈએ એમ કહી ગજ, રથ, અશ્વ, સુભટ, સન્નદ્ધબદ્ધ સજ્જ થાય છે, લોક પણ સર્વ એમ કહે છે કે, એ કોણ આવે છે! એમ સર્વત્ર કોલાહલ થાય છે, એવામા દત્તકુમારે આવી વિનંતી કીધી.

હે સ્વામિન્! અકાલે શા માટે કોપ કરો છો હે રાજન્! જે કન્યારત્ન તે ચિત્રપટ્ટે

લખી, જે તમે દિલમધ્યે ધારી, તે તમને વરવાને સામી આવી છે. તેનું એ લશ્કર છે. તે માટે કોપ કેમ કરો છો ! એતો શાતાનું કારણ છે જે માટે હે સ્વામી ! સર્વ કલાથી સંપૂર્ણ મોટા પ્રતાપવંત એ જયકુમાર સર્વ સાર સૈન્ય સહિત અહીં આવે છે.

તે વાર્તા સાંભળી શંખ રાજા મહા આનંદમય થયો. તે રાજા જાણે અમૃતના કુંડમાં નાહ્યો, કે જાણે ચક્રવર્ત્તિ પણું પામ્યો. એવો હર્ષવંત થયો, ત્યારપછી દત્તકુમારને સોનાની જીભ, અંગના આભૂષણ વધામણીમાં આપીને કહે છે; જે એ સુંદર-સારૂં કામ થયું. જે માટે તુરત એ કન્યાને સામી લઈ કેમ આવ્યો. તેવારે દત્તકુમાર કહેવા લાગ્યો. સાહિબની પુણ્યાઇ થકી સર્વ યોગ્ય મલે છે. તે વખતે રાજાને મતિસાગર પ્રધાન કહે છે. એ દત્તકુમાર મોટા ચિત્તના ભાવને જાણે છે, બોલે થોડું પણ સ્વામીનાં કાર્ય કરવામાં નિપુણ છે. બીજા તમારા કેટલાક સેવક જે મુખે મીઠું બોલે એવા તો ઘણાય છે, પણ પાછળ ગુણગ્રાહી સ્વામીનું કાર્ય સંભારે એવા ઉત્તમ સેવક, તે કેટલા હોય ? અસાર પદાર્થને વિષે આડંબર ઘણો રહે છે. કાસ્યમાં જેટલો ધ્વની છે તેટલો સુવર્ણમાં નથી. તે માટે હે રાજન્ ! એ દત્તકુમાર ગંભીર છે. મુખે ઘણું નથી બોલતો; પણ એ કન્યાને સાહિબના ગુણ વર્ણવીને તમારી ઉપર ઘણી રાગવંતી કીધી છે. એવું હું ચિત્તને વિષે સંભવું છું. તેથી ઉત્તમ ગુણવંતી બંધવને તેડીને ઉતાવળી એ કન્યા તમારી સામી આવી છે.

તે સમયે દત્તકુમાર કહે છે. અહો, મંત્રી તમારૂં નામ મતિસાગર જે છે, તે યથાર્થ છે. જે પછવાડે નિપજ્યું છે, તે તમો બુદ્ધિથી પ્રત્યક્ષ બુદ્ધિના ભંડાળ જણાઓ છો, વળી શંખરાજા હસીને કહે છે. હે મંત્રીશ્વર ! એ દત્તકુમાર ! મનનો મહા ગંભીર છે. જે માટે સમય અવસરનો મોટો જાણકાર છે. તે માટો હવે સૈન્ય સામગ્રી નિવારી એ સમયે જે ઘટે તે ક્રિયા કરો, હાટ શ્રેણી શણગારો, બુદ્ધિવંત નર સન્મુખ જાઓ, મોટું સામૈયું કરી, નગર મધ્યે પ્રવેશ કરાવો. હાથી, ઘોડા વિ. થી ઉત્તમ સામગ્રી કરો, રાજકુમારને ઉતરવાની જગ્યા હવેલી તૈયાર કરો તે સાભળીને જે નિપુણ પુરુષ હતા તે રાજાની આજ્ઞાથી હર્ષોત્કર્ષ થઈ સામા ગયા, અને જેમ રાજાએ કહ્યુ હતું તેમ કાર્ય કરતા હતા. તે જયસેન કુમારને સન્મુખ પરિવાર સહિત પ્રધાન ગયા. ઘણો આદર દીધો. ત્યારે જયસેનકુમાર વિસ્મય પામ્યો. બંદીજન બિરૂદાવલીમાં કુલપરાક્રમની પ્રશંસા કરતાં વાજિંત્ર વાજતે ચિત્તમાં આનદ પામતા રાજાએ ઉતારા આપ્યા. તે ઘરને વિષે ઉતરી, સ્નાન મજ્જન તથા ભોજનાદિક કરી ગીત ગાન નાટકાદિ થાતે તે દિવસ તેમ નિર્ગમ્યો. ત્યારપછી બીજે દિવસે મંત્રીસામંતોથી પરિવર્યો થકો જયસેન કુમાર સભામધ્યે આવ્યો શંખ રાજાને મુજરો કરી આગળ ભેટણું મૂકી પગે લાગ્યો. ત્યારે રાજાએ પણ આલિંગન દઇ ઘણો આદર કરી પોતાના અર્ધાસને કુમારને બેસાડયો.

મહામતિ નામે જયસેન કુમારનો મંત્રી કહેવા લાગ્યો. કે, હે રાજન્ ! તમારા

ઉજ્વલ ગુણે કરી અમારા સ્વામીનું મન અત્યંત રંજિત તથા ઘણું આનંદમય થયું છે. જે દત્તકુમારે જિહ્વારૂપ કૂર્ચિકાયે કરી ઘણા વર્ણની સામગ્રી લઈને અમારા સ્વામીના ચિત્તરૂપ પટને વિષે તમારું સ્વરૂપ સારી રીતે લખ્યું છે. તેથી ઘણા પ્રસન્ન થએલા અમારા સ્વામી અસ્થિમજ્જાત્મક શરીરે કરી જો પણ દૂર છે, તથાપિ પોતાની પ્રાણથકી વલ્લભ એવી કન્યા તેમણે તમારી પાસે મોકલી છે. ઘણા રાજકુમારને અવગણીને એ કન્યા તમારી ઉપર રાગવંતી થઈ છે. અમારા સ્વામીએ કહ્યું છે કે એ કન્યાનું તમો શુભદિવસે પાણી ગ્રહણ કરો, એની ઉપર જેમ એ માતાપિતાને ન સંભારે એવું અત્યંત હેત કરો. એવું સાંભળી શંખ રાજા સૌમ્યદૃષ્ટીથી જયાદિકુમારની સામું જોઈને શંખસમાન મધુરસ્વરે કરી કહેતો હતો કે, જે સજ્જન છે તે દૂર થકી પણ ગુણગ્રાહી છે. તેમ તેઓ મારા ઉપર સ્નેહ રાખે છે, હેત કરે છે. તે સજ્જનના ગુણ કેટલા વખાણિયે ॥ યતઃ ॥ મનસિ વચસિ કાયે પુણ્ય પીયૂષ મગ્ના, ત્રિભુવનમુપકાર શ્રેણિભિઃ પ્રિણયંતઃ ॥ પરગુણપરમાણૂન્ પર્વતીકૃત્ય નિત્યાં, નિજહૃદિ વિકસંતઃ સંતિ સંતઃ કિયંતઃ ॥૧॥ તે માટે એ રાજાનો અત્યંત સ્નેહ જાણીને તેનું વચન અન્યથા કોણ કરે ? જેમ સુપુત્ર પિતાનું વચન પ્રમાણ કરે તેમ એ રાજાનું વચન અમારે પ્રમાણ કરવું. કુલવંતની પુત્રી, સૌભાગ્ય ફલની દેનારી, તેને કલ્પવેલની જેમ કોણ વિબુધ ન માને ? તે સાંભળીને જયસેનકુમાર હસીને સભામધ્યે દત્તકુમાર પ્રત્યે કહે છે. હે બાંધવ ! આજ તમારા વચનને. વિશેષ વિશ્વાસ ઉપજ્યો. અમૃત સમાન તમારા વચનોનો વિશ્વાસ છે. દાક્ષિણ્ય વિનયાદિક ગુણો એ રાજા વિષે અપૂર્વ દેખાય છે. તથાપિ પોતાના ગુણો કરી તેમને સંતોષ થતો નથી. માટે તે બીજાના ગુણ ગ્રહે છે. અથવા ઉત્તમ પુરુષોના સ્વભાવ એવા જ હોય છે. હે દેવ ! તમને દીઠે અમારાં નેત્ર સફલ થયાં, તમારાં વચન સાભળી અમારા કાન કૃતાર્થ થયા. એવું જયસેનકુમારનું વચન સાંભળીને, દત્તકુમારે શંખ રાજાને કહ્યું, હે રાજન્ મિત્રની ઉપર સ્નેહ દૃષ્ટિ રાખવી. રાજાએ કહ્યું, હે કુમાર ! તુ ગુણરાગી છો. તમારા સરખા ઉત્તમ પુરુષના વચનને કોણ પ્રમાણ ન કરે ? માન્ય કરવાજ જોઈએ.

એમ પંક્તિગોષ્ઠી કરી લગ્નના જાણકારને તેડીને લગ્ન નિર્ધારી અંદરોઅંદર સૌજન્યતા પામી સભામાંથી ઉઠી સર્વજણ આપણા સ્થાનકે આવ્યા. એમ ત્યાં રહેતાં અમૃત સમાન ગોષ્ઠી કરતાં લગ્નના દિવસે વાજિંત્ર વરનાદ વાજતે મહા મંગલિક ગીત ગાન કરતે, મહા મહોત્સવે ઘણા સજ્જનને બહુમાન દેતે, સ્નાન મજ્જન કરાવી તે કલાવતી, શંખ રાજા સાથે પાણિગ્રહણ કરતા તે સમયે જયસેનકુમાર શંખ રાજાને કરમોચન વેલાએ ઘણા હાથી, ઘોડા, રથ, રત્ન સુવર્ણ આભૂષણ વસ્ત્રાદિક ઘણો દાયજો દેતા હતા. શંખ રાજા પણ કલાવતીને પરણીને અતિહર્ષ પામ્યો હતો. તેણે લોકોને પણ શાતા ઉપજાવી રૈયતને કરના ભારથી મુક્ત કર્યા. ત્યાર પછી કેટલાક દિવસે પિતાની પાસે જાવાને ઉત્સુક થઈ જયસેન

કુમારે શંખ રાજાની આજ્ઞા માગી, કલાવતીને આશ્વાસન દઈ બહેનની શીખ લઇ પોતાને નગરે ચાલ્યો. શક્તિસામર્થ્યવંત સુરતરુવત્ એવો શંખ રાજા તે કલાવતી સાથે મહાદેવ પાર્વતીની જેમ નિરંતર ભોગભોગવતો વિચરે છે. એ કલાવતી વિના આસ્થાન સભાસ્થાનક તે ચારક બંદિખાનાનાં સ્થાનક સમાન જાણતો હતો, સારભોજન તે નીરસ જાણતો હતો, અશ્વક્રીડા તે મનની પીડા જાણતો હતો, રાજા અતિ રાગી થયો, અત્યંત વિષયાસક્ત થયો. તે એક કલાવતીને જ જાણે, બીજી રાણીઓને તો અંતેઉરી કહેવા માત્ર જાણે. તે નગરની સર્વ નારી કલાવતીનું સૌભાગ્યપણું દેખીને ધર્મ કરવાને તત્પર થઇ. જે માટે તે સર્વ સ્ત્રીઓ વિચારવા લાગી કે ધર્મ કરવાથી આપણને પણ પરભવે એવો ભરતાર વશવર્તી થાય. આપણે એવું સૌભાગ્યપણું પામીએ શીલવતી એવી કલાવતી રાણી અસત્ય ન બોલે, કોઈ સાથે કલહ ન કરે, કોઇની ચાડી ન કરે, મત્સર, ઈર્ષ્યા, અદેખાઈપણું ન કરે, ભર્તારથી લગારે અહંકાર નથી કરતી, મીઠાબોલી, વિનયવાલી, વિચક્ષણ, સર્વ કોઈને હર્ષ ઉપજાવી કલાવતી પ્રશંસા પામે એવી છે.

એકદા તે કલાવતી રાણી સુખ શય્યામાં સૂતી છે. રાત્રી પાછલી પહોરની થઈ છે. ત્યારે વિકસ્વર એવા કમલની માલામાં વીંટયો, ચંદનથી પૂંજયો, ખીરસમુદ્રને જલથી ભર્યો એવો સુવર્ણ કલશ સ્વપ્નામાં દીઠો. પ્રભાતનાં વાજિંત્ર વાગતે રાણી જાગતી હતી. અને રાજા પાસે જઈ સ્વપ્નની વાર્તા કહે છે, ત્યારે શંખ રાજાએ કહ્યુ. કે રાજ્યલક્ષ્મી યુક્ત, કુલોદ્ધાર કર્તા, કુલદીપક એવો તારે સુપુત્ર થશે. એવું સાંભળી રાણી હર્ષ પામી, અતિ ઉલ્લાસે ગર્ભને પાલતી હતી. અતિટાઢું, તથા અતિ ઉષ્ણ ન ખાય. અતિ ભૂખ તથા અતિ તરશ સહન કરે નહિ, એવી રીત ગર્ભને પાલતી, ગર્ભને પુષ્ટિ આપે એવાં ઔષધ ખાય, ગર્ભરક્ષક મૂલીકા બાંધે, ગર્ભરક્ષણને અર્થે દેવતાનું આરાધન કરે, એમ કરતાં નવ માસ પૂરા થયા. પહેલી સુવાવડ પિતાને ઘેર થાય એવી રીત જાણીને તેના પિતાને ખબર કહેવરાવો. એટલે દત્ત શેઠને ઘેર તેના પિતાના મોકલેલા સેવક આવ્યા. તેમને કલાવતીએ પિતા, માતા, ભાઈની કુશલ વાર્તા પૂછી. ત્યારે સેવકે કહ્યું તમારાં માતા, પિતા, ભાઈ વગેરે સર્વે કુશલ છે તમારે પિતાએ અંગસાર વસ્ત્રાભરણ તમને મોકલ્યાં છે. તથા જડાવ બેરખા, બાજુબંધ પૂર્વે તમને દીધાં ન હતા, તે તમારા ભાઈ જયસેનકુમારે મોકલ્યા છે. રાજા માટે બે દિવ્ય વસ્ત્ર મૂકયાં છે. એવું સાંભળી રાણી દત્તશેઠને ઘેર આવી. પિતાના મુકેલાં વસ્ત્રાભૂષણ લઈ સેવકને આશીષ દઈ તે વસ્ત્રાભરણ પહેરી બાજુબંધ બાંધી પોતાને મંદિર આવી તે બેરખા જડાવ પહેરેલા દેખી સખિઓના નેત્રને આનંદ ઉપન્યો. સખિઓ આનંદ પામીને કહે છે કે, હે બાઇ! એવાં બાજુબંધ ક્યાંય દીઠાં નથી. એ મોટું આશ્ચર્ય ઉપજાવે એવા છે. એ રાજાએ કરાવ્યા દીસે છે. એવી વાત હાસ્ય વિનોદની કરે છે એવામાં શંખ રાજા પણ ત્યાં આવ્યો. તે હાસ્ય વિનોદ સાંભળી ગોખે બેઠો. તેવામાં કલાવતીને હાથે જડાવબાજુબંધ દીઠા. તેથી તેના

મનમાં શંકા ઉપજી પરમાર્થ જાણ્યા વિના હાસ્ય વિનોદનું નિમિત્ત દેખીને રાજાને રોષ-રુપી સર્પ ડંસ્યો તેથી કોપાયમાન થઈ ચિત્તમાંહે ચિંતવવા લાગ્યો કે, એના હૃદયને આનંદને ઉપજાવનારો કોઈક બીજો ધણી દેખાય છે. અને એણે કપટ વિદ્યથી મને વશ કીધો છે. તે ધણીનાં એ જડાવ બાજુબંધ પહેરી હાસ્યવિનોદ કરે છે. એવો કુવિકલ્પ પરમાર્થને અણપૂછતાં રાજાને ઉપન્યો, માટે હવે એનો જાર પુરુષ જે બીજો ધણી હોય તેને હું હણું, અથવા એ સ્રીને હણું, કિંવા એવો કુયોગ મેળવનારી જે દૂતી હોય તેને હણું તેવો પ્રકારનો વિચિત્ર પરિણામ રાજાને થયો.

એવું ધ્યાયીને રાજા ત્યાથી ઉઠીને પોતાનું શયનભવન છે, ત્યાં આવ્યો, હૃદયની વાત બીજા કોઈને કહી નહિ. રાણીને પરમાર્થ પણ પૂછયું નહિ. અવિચાર્યું કામ રાજા કરે છે. એવામાં સૂર્ય અસ્ત પામ્યો. અંધકાર વ્યાપ્યો. એટલે રાજાએ ચંડાલની સ્રીને ગુપ્ત પણે તેડાવી અને પોતાની મતિકલ્પિત ઉત્તર તેને ગુપ્તપણે શીખવ્યો. તેણે પણ તે સાંભળ્યું. અને તેથી તે કામ જેમ થાય તેમ કહ્યુ. જે હું અટવીમાં જ્યાં રાણીને મૂકાવું, ત્યાં તમે જઈને આભૂષણ સહિત એના બે હાથ છેદીને આવજો, એમ કહીને, એક નિર્દય નામે સુભટ તેડાવ્યો તેને કહ્યું. અમે પ્રભાતે સર્વ સૈન્ય લઈ વન ઉદ્યોગમાં જાશું. ત્યારે તું રાણીને કહે જે કે, તમને રાજા વનક્રીડાને અર્થે તેડે છે. એવું કપટ કરી રાણીને રથમાં બેસાડી ક્ષણમાત્રમાં અટવીમાં દૂર જઈ, જ્યાં ગામસીમાન હોય ત્યાં મૂકજે. પછી પ્રભાતે રાજા વનક્રીડાએ ગયો. ત્યાર પછી નિર્દય સુભટે જઇ રાણીને કહ્યું કે તમને રાજા તેડે છે એમ કપટ કરી રાણીને રથે બેસાડી ભયંકર દુર અટવીમાં તે ગર્ભવતી સતીને લઈ ગયો. તેવારે તેને રાણીએ કહ્યું રાજા ક્યા છે? તું મને કયાં લઇ જાય છે? અહી હું રાજાને નથી દેખતી સૈન્યના શબ્દ વાજિંત્ર કાંઈ સંભળાતા નથી અરે દુષ્ટ! તું અટવીમાં લાવી મને શું વંચે છે? એવુ સાંભળી, તે નિર્દય સેવક બાઇને રથથી ઉતારી ગલગલો થઈને કહે છે. ધિક્ દૈવ!! હે રાણી હું દુષ્ટ છું!! દુષ્ટ આજીવિકાને વાસ્તે રાજાનો હુકમ પ્રમાણ કરવો! રાજાની આજ્ઞા છે કે, તમને અટવીમાં મુકવી. એમ કહી રાણીને રથથી ઉતારી શાલ વૃક્ષ તલે બેસાડી પછી તે નિર્દય સેવક મુર્છા પામતી, રુદન કરતી એવી રાણીને મૂકી રથ લઇ પાછો નગરમાં આવ્યો. પાછળથી રાણી પોતાનું કુલ અને ધર્મ સંભાળતી અત્યંત રુદન કરતી મુર્છા પામી. તે પછી વનના વાયરે સચેત ન થઇ આ રડે છે, એવામાં રાજાના હુકમથી ચંડાલની સ્રી હાથમાં કાતી લઈ ત્યાં આવી. તે દુષ્ટ સ્રી કટુક વચને કહેવા લાગી, રે પાપીણી! દુષ્ટ ચેષ્ટાની કરણહારી! તે જે સંપદા ભોગવી છે તે શું નથી જાણતી! રાજા તારી ઉપર પ્રતિકૂલ છે તારો દુશ્મન થયો છે. હવે તું તારાં કર્યાં કર્મનાં ફલ ભોગવ એમ કહી સહસા તે રાણીના બે હાથ આભરણસહિત છેદીને તે દુષ્ટા જતી રહી! રાણી મહા વેદનાથી હે તાત, હે માત, એમ વલવલતી ભૂમિકાએ મુર્છાગત થઈ પડી. વનને શીતલ વાયુથી સચેત ન થઇ. વલી વિલાપ કરે છે. હે

દેવ!!! તું મારા ઉપર શ્યા માટે કોપ્યો. આવડો આકરો દંડ મારા ઉપર શા માટે કર્યો. તારા ઘરમા મારા સરિખી અબલા નહિ હોય. જે માટે તું મારું દુઃખ દેખતો નથી ! એમ દૈવને ઉલંભા દઇ પછી રાજાને ઉલંભા દે છે. હે નિપુણ આર્યપુત્ર ! તમને અવિચાર્યું કરવું ઘટે નહિ. પછી તમારા મનને વિષે એ અવિચાર્યું કામ કર્યાનું કર્મ તે શાલની પેઠે દુઃખરૂપ થઇ સાલશે. મોટા તાપરૂપ થઇ પડશે.

વલી કલાવતી રાણી વિલાપ કરતી કહે છે, હે રાજન્ ! મેં કાંઈ અપરાધ નથી કીધો. કોઇ નીચ, ખલ પુરૂષે તમને કહ્યું હોય તો ભલે, પણ હું તે નથી જાણુતી. વલી હે રાજન્ ! મારું શીયલ સ્વપ્ને પણ મલિન થયું એવું તું મ જાણીશ. સ્ત્રી તો ઋણ મૂકતા ઋણ વિરકતા એવી કોઇ હોય, પણ સંત પુરૂષ તો જે અંગીકારી તેને કાઢી નથી મૂકતા. એવી લોકની વાણી છે, તે પણ તમે વિપરીત કીધી. હે પ્રિય ! તે પ્રેમ, તે સેવા ભક્તિ, તે મધુરાલાપ તે સર્વને એકસમે કેમ વિસારી મૂકયા ? ત્યાર પછી કહે છે, હા તાત ! હા માત, હા ભાઈ, હું તમને પ્રાણુમમાન વલ્લભ હતી. તે હું આ વિપત્તિમાં મરણ પામું છું. ! અહો મારી કોઈ રક્ષા કરો એમ ઉખણી થઈને તે કલાવતી રાણી વિલાપ કરતી હતી. અને દુઃખી થઈને સમય પસાર કરે છે.

તેવામાં તેના પેટમાં પીડા ઉપડી ત્યારે તેણે જાણ્યું કે, આ પ્રસૂતીનો સમય છે, એમ જાણી ઢુકડો એક નદી કિનારા ઉપર વનગુલ્મ હતો ત્યાં ગઈ. તેણે દુઃખમાં મધ્ય રાત્રિ સમયે ઘણા કષ્ટે દેવકુમાર સમાન પુત્ર પ્રસવ્યો. તેનું રૂપ શરીર જોઈને રાણી હર્ષ અને શોક બહુ ધરતી હતી દુઃખમય વિલાપ કરતી રાણી પુત્રને કહે છે, હે વત્સ ! તું ઘણાં વરસ જીવો. સુખી થાઓ. હું મંદ ભાગ્યણી તારી વધામણી કોને આપુ ? એવા સમયમાં તડફડતો તે બાલક નદીની વેલુમાં લોટતો. ત્યારે રાણી તેને પગે ઝાલીને દીન વદનથી કહે છે, હે નદી માતા ! હું તારે શરણે આવી છું. માટે જે નમે તેની ઉપર કરૂણા રાખવી. તમે મારા સુત ઉપર અને મારી ઉપર કરૂણા રાખો. હે જ્ઞાનદૃષ્ટિવાળી ! જો મારૂં શિયલ પૃથ્વીને વિષે નિષ્કલંક હોય તો જ્ઞાને કષ્ટે કરી જોઈને જે રીતે હું બાલકને પાળુ તે ઉપાય આચરો. એટલે નવા હાથ આવો. એવું રાણીએ આક્રંદ કરતાં કહ્યું. ત્યારે દયાવંતી સિંધુ દેવીએ દેદીપ્યમાન સુંદર એવી બે બાહુલતા પ્રગટ કરી. એટલે શિયલના મહિમાથી બે બાહુ નવા આવ્યા, રાણીની વેદના મટી. અમૃત રસે સિંચ્યાની પેઠે નવું સુખ અનુભવતી બે હાથે પુત્રને લઇ ઉત્સંગે ખોળે બેસા ડતી હતી. અને નદી દેવીની સ્તુતિ કરવા લાગી કે, હે દેવી, તું ચિરકાલ જય પામતી રહે. તું નિઃસ્વાર્થ હિતકારી છો, દુઃખી ! દીન અનાથ એવી જે હું તેને હે સ્વામિની ! તેં જીવાડી પણ આટલી આપદામાં પડીને મારે જીવ્યાનું કારણ શું ? પરંતુ આ દીપ્તિવંત બાલકને આશ્રય વિના એકલો ક્યાં મુકું ? આ પુત્રના જન્મથી નગરમાં રાજા મહોટો ઉત્સવ કરત.

માટે ધિક પડો વિધાત્રાને કે જેણે આવું કર્યું ! જે કાર્ય હોય ત્યાં સુધી રાજી કરે છે, અને કાર્ય સરે ત્યારે દુર્જનની પેઠે દુઃખદાયી થાય છે, એવો કારમો સ્નેહ જેમનો છે તે દયાહીન પુરૂષને ધિક્કાર હોજો

એમ કહીને પછી ધર્મભાવના કરવા લાગી. જેમના મનોરૂપી ઘરમાં કામરૂપી પિશાચ વસતો નથી. એટલે જેમણે મનમાથી કામને કાઢી નાખ્યો છે, તથા બાલપણાથી જે શિયલ વ્રત પાલતી હશે, તે સાધ્વીને મારો નમસ્કાર હોજો. જો હું કુંવારી થકી જ સાધ્વી થઈ હોત તો આવડું દુઃખ ન પામત. એમ પોતે રૂદન કરતી વનના જીવને રૂદન કરાવે છે.

એવા સમયે તેને કોઈ તાપસે દીઠી. પૂર્વ પુણ્યોદયે કરી તે તાપસ કલાવતી પાસે આવ્યો. તેને જોઈ તાપસ વિચારે છે કે, એ સ્વર્ગની દેવાંગના છે, કિંવા વિદ્યાધરી છે, કિંવા કિન્નરી છે. એમ ઘણીવાર વિચારીને પોતાના કુલપતિને કહ્યું. ત્યારે કુલપતિએ કહ્યું, એ બાઈને કોઈ હિંસક નિર્દય જીવ મારશે. દુઃખીને સંત શરણ છે, માટે તેને તેડી આવો. એવું સાંભળી તે તાપસ તેને તેડવા ગયો. તેણે તે કલાવતીને તપોવનમાં લાવી. ત્યારે કલાવતી કુલપતિને પગે લાગી. કુલપતિએ કુશલવૃત્તાંત પૂછયું. ત્યારે પોતાનું દુઃખ સંભારીને તે કલાવતી રોવા લાગી પછી કુલપતિએ સુધાસમાન મધુરી વાણીએ કલાવતીને આસના વાસના કીધી. તેણે કહ્યુ, હે બાઇ દુઃખ સુખ તે પુણ્ય પાપનાં ફલ છે. તે પુણ્ય પાપ પોતાનાં ઉપાર્જ્યાં તેવા ઉદયે આવે. એવું જાણી ખેદ તજો, હર્ષ આણો, હૃદયે સમતા રાખો. હે બાઈ, તારૂં શરીર લક્ષણવંત છે, વદન ગંભીર છે, દષ્ટિ સૌમ્ય છે, તે લક્ષણે અમે એમ જાણીએ છીએ જે અવશ્ય તું કોઈ કુલવંત, ભાગ્યવંતની પુત્રી, કલ્યાણનું ભાજન છો. હવે તું ધીરપણું અવલંબીને એ બાલકને પાલ. તાપસને ત્યાં તાપસીઓનો આશ્રમ, છે ત્યાં જઈને, તાપસણી પાસે રહે. જેથી તારા જીવનું કલ્યાણ થાશે. ત્યારે કલાવતીએ જીવ્યાની આશા જાણી તેનું કહ્યુ માની ત્યાંથી ઉઠી તાપસાશ્રમે તાપસણીઓ પાસે ત્યાં રહી સુખેથી ધર્મ કરતી જીવન પ્રસાર કરે છે.

હવે પાછળ શું થયુ તે કહે છે. તે ચંડાલણીએ આભરણે સહિત લોહી ભરી કલાવતીની બે બાહુ રાજાને દેખાડી તે જોતાં બાજુબંધમાં જયસેનકુમારનુ નામ દીઠું. ત્યારે શંખરાજા મહા ખેદ પામ્યો. તેનો નિશ્ચય કરવાને રાજાએ દત્તકુમારને પૂછયું, જે દેવશાલ પુરથી કોણ આવ્યું છે? ત્યારે દત્તકુમારે કહ્યું, કે, માણસ આવ્યાં છે. તે મારા ઘર મધ્યે રહ્યાં છે. તે કલાવતીને તેડવા આવ્યા છે, તે ઉત્તમપુરૂષ છે પણ બાઇને પૂર્ણ ગર્ભ માસ થયા જાણી તેને તેડી જવાનો અવસર નથી એવુ જાણી તમને મલ્યા નહિ. બીજું તમે પણ આજ સભાએ બેઠા નહોતા. પ્રભાત કાલે ઉદ્યાને વનક્રીડા ભણી ગયા હતા. માટે તે તમારે મુજરે હવે આવશે. એ વાત સાભળી તે પુરૂષોને રાજાએ તેડીને પૂછયુ કે, એ અંગદ બેરખમણિ રત્નના જડાવ સુંદરાકારે કોણે મૂકયા છે? એવું સાંભળી તે પુરૂષ બોલ્યા, હે રાજન્ !

જયસેનકુમારે પોતાની બેનને પહેરવા માટે પરમ હેતે કરી મૂકયા છે. તે બાજુબંધ અમે ગત દિવસે બેનને આપ્યા. એવાં યથાર્થ વચન તે સેવક પુરૂષનાં સાંભળી શંખરાજા તુરત મુર્છા પામી સિંહાસનથી હેઠો પડયો. ત્યારે મંત્રીશ્વર, રાજપુરૂષ વગેરે સર્વેએ હાહારવ શબ્દ કીધો. શીતલવાયુ વીંઝીને રાજાને સચેતન કીધો. એટલે હાય હાય કરી હાથ ઘસી દાંત પીસી તે રાજા કહે છે. હાય ! મેં તુચ્છપણે, અવિચાર્યું, વિપરીત કામ કીધું ! અહો ! મારૂં અજ્ઞાનચેષ્ટિત ! અહો ! હું નિર્ભાગ્યશિરોમણી ! મિત્ર અને ભાર્યાદિક સંપદાને અયોગ્ય એવો હું છું. એમ વિચારતો, રાજા મુર્ચ્છા પામ્યો, પછી પ્રધાને શીતલ વાયુ નાંખી સચેતન કર્યો.

ત્યાર પછી સભાના લોકોએ અને પ્રધાન પુરૂષે રાજાને પૂછયું, હે પ્રભુ ! આજ તમને અકાલે આટલું દુ:ખ થવાનું શું કારણ છે ? ત્યારે મંત્રી પ્રત્યે રાજા કહે છે, હે મંત્રિ ! હું નામે તો શંખ છું, મીઠો બોલો છું, બહાર દેખી તો ઉજ્જવલ, પણ અંતરંગે કુટિલ છું. હૈયામાં આમતો આટાં ઘણા છે એવો હું કુટિલ શંખ છું ॥યતઃ॥ હરિકરે વસનં મૃદુતા સ્વરે, જનયિતા તવ શંખ મહોદધે ॥ વિશદતા વચનસ્ય ગોચરે, કુટિલતા તવ તત્ હૃદયે કથમ્ ॥૧॥ અર્થ :–હે શંખ, તું હરિના હૃદયમાં વસે છે, મુખે મીઠો છો, સમુદ્ર માંહેથી નીપજ્યો છો. બહાર ઉજળો છો. તો તારા હૃદયમાં કુટિલતા કેમ છે ? હે મંત્રીશ ! વિજય રાજાનું હેત, જયસેનકુમારનું મિત્રાઇપણું, કલાવતીનો સ્નેહ, મારા કુલનું નિર્મલપણું તે સર્વ મેં હણ્યું. પોતાના સંતાનનું છેદવું, એવું મેં અવિચાર્યું કામ કીધું. નિષ્કલંક નિર્દોષ એવી કલાવતી રાણી ગર્ભવતી, નજીક પુત્રને પ્રસવનારી, તેને વનમાં મૂકાવી ધડથી બે બાહુ કપાવીને મારી નાંખી. તે પાપ સંતાપે બળતો એવો આ મહારો આત્મા તેને હવે હું રાખી શકતો નથી. માટે અગ્નિની ચિતા રચી તેમાં શરીર હોમીને નિષ્પાપી થાઉં. સ્ત્રીહત્યાનાં પાપથી છૂટું. એવી વિષરૂપ વાણી રાજાની સાભળી પ્રધાન પુરૂષાદિ સર્વ પરિવાર એક બીજાના મુખ સામું જોઈ વ્યાકુલ થઇને વિલાપ કરવા લાગ્યા. અંતઃપુરમાં રહેલી સ્ત્રિઓ પણ કેહેવા લાગી કે, હે રાજા, આર્ય પુત્ર, એવું અવિચાર્યું. ચંડાલ કર્મ જે સ્ત્રીહત્યા તથા બાલહત્યાનું કર્મ તે કેમ કીધું. છેવટે દાસ દાસીનું, દત્તકુમાર તથા વિજયરાજાના સેવક અને નગરના સઘળાં નર નારી લોક કહે છે કે, હાય હાય ! એ વિષમ અઘોર પાપ કર્મ રાજાએ શુ કીધું ? એમ કહી સર્વે નરનારી રુદન કરે છે. નગરના લોક રાજાનો વાંક કાઢે છે. નગરમાં પણ સૌને શોકાતુર જોઈને રાજા બમણો દુઃખી થયો પ્રધાનને કહે છે. હવે શું ઢીલ કરો છો ? ચિતા રચાવો કે, તેમાં હું મારૂં શરીર હોમી નિષ્પાપી થાઉં.

એવું સાંભળી પ્રધાન્ પુરુષ, અંતેઉર, મિત્ર અને સજ્જન વગેરે સર્વ મલી વિનંતિ કરે છે કે, હે રાજન્ ! તમે બાલકની પેઠે ખતઉપરે ખાર કેમ મુકો છો ? હે રાજેન્દ્ર ! તમે બુદ્ધિના સમુદ્ર છતા એટલો મોટો દોષ લાગ્યો. એ વિનાશ કાલે વિપરીત બુદ્ધિ તમુને

ઉપજી. હે રાજન્! ભયભીત કાયર પુરૂષ હોય તે ધીર પુરૂષને શરણે જાય છે. તે ધૈર્યવંત પુરૂષ જ્યારે ધૈર્ય મુકે, ત્યારે કાયર નરને કોણ શરણે રાખશે. તમે રાજ્ય મુકી, કુલ છેદ કરી, જીવિત હારી શત્રુનું ઇચ્છિત શું કરશો? એમ પોતાનું ઘર બાળી અજવાળું કરે એવો મુર્ખ નર કોણ હોય? તે સર્વની શિખામણને અવગણીને દુઃખીયો થકો તે રાજા પોતાના પરિવાર સહિત ઘોડેસ્વાર થઈ, પ્રધાન પુરૂષે વાર્યો છતાં પણ આપઘાત કરવાને નગર બહાર નીકલ્યો તે શંખરાજા સેવક જનને દુઃખ ઉપજાવતો, ધર્મિજન ને વૈરાગ્ય ઉપજાવતો, શોક સંબંધી, આંસુથીં ભર્યાં છે નેત્ર જેમનાં એવી નગરની સ્ત્રીઓએ નીરખતો, છત્ર ચામર, વાજીંત્ર રહિત થકો, રાજા નંદનવન ઉદ્યાને ગયો. બીજો ઉપાય કોઇને ન સૂઝ્યો, ત્યારે તે રાજાના જીવને આપઘાતથી બચાવવાને દત્તકુમારે એવી વિનંતી કરી કે, હે સ્વામિન્, આ વનમાં દેવાધિદેવ શ્રીજીનેશ્વરનો પ્રાસાદ છે, તેમની યાત્રા પૂજાદિક સો કરો પછી તમારા મનનું ધાર્યું કામ કરો. વળી હે રાજન્! આ વનમાં અમિતતેજ નામે જ્ઞાનવંત સાધુ સમોસર્યા છે. તેને પણ વંદના કરીયે જે થકી આલોક તથા પરલોકમહામંગલિક પામીએ. એવું સાંભળીને શંખરાજાએ વિચાર્યું કે દત્તનું વચન પણ ઉલંઘવું નહીં એ વચનથી પરભવનું પણ શંબલ થાય. એવું વિચારી રાજાએ દેવ યાત્રા પૂજા કરી પછી અમિતતેજ સાધુને વાંદીને બેઠો. તે વેળાતે સાધુએ રાજાને ધર્મદેશના દેવા લાગ્યા.

સંસાર સમુદ્રનેવિષે જન્મ, જરા, મરણ એ દુઃખરૂપ પાણી ભર્યું છે, રાગ દ્વેષાદિકથી સંસાર સમુદ્ર ભર્યો છે, તે દુઃખે તરી શકાય. તેમા ચાર ગતિને વિષે અનંતા જીવે અનંતીવાર એ દુ.ખ ભોગવ્યાં છે. તેમા ક્રોધાદિક ચાર કષાયરૂપી સર્પ તેણે ડસ્યાથી સર્વ જગત્ કલકલાટ કરે છે. તે કાર્યઅકાર્ય, હિતઅહિત, યુક્તઅયુકત સાર અસાર કાંઇ જાણતા નથી. ગુણઅવગુણ પણ નથી જાણતા. કારણ ક્રોધ પ્રીતીને નસાડે છે, માન વિનયને નસાડે છે, માયા તે મિત્રતાને નસાડે છે, અને લોભ સર્વને નસાડે છે. તે કષાયને વશ જે અજ્ઞાની જીવ પડ્યા છે તે ઘણાં કર્મ કરે છે. તેથી આસ્રવ પરભવને વિષે દુ ખ પામે છે. શલ્યની પરે અનર્થકારી જેમ પૂર્વે પદ્મરાજાને થયું તેમ બીજા પ્રાણીને થાય છે. એવુ સાભળી શંખ રાજા ગુરુને વિનંતી કરે છે કે, હે મુનિ, તે ચરિત્ર મને સંભળાવો તે કથા ગુરૂ મહારાજ સંભળાવે છે!

પૂર્વે પદ્મપુર નગરમાં પદ્મસમાન સુકોમલ એવો પદ્મ નામે રાજા હતો તે ઘર મંદિર વાહનાદિકે સૂર્યોદયવત્ ઋદ્ધિવંત છે. તે એકદા રાજા વનક્રીડાને અર્થે જાય છે. એટલે ત્યાં વરુણ શેઠની બેટી કમલા નામે રુપ સંપદાથી સાક્ષાત્ લક્ષ્મીસમાન છે તેને સખીઓ સંઘાતે ક્રીડા કરતી તેણે દીઠી. તે રાજાને બીજી ઘણી અંતેઉરી છે તોપણ તે તેના ઉપર તલ્લીન તન્મય થયો. જેમ પંડિત સુભાષિતે અતૃપ્તા છે. તેમ પૃથ્વીમાં ધનના લોભી સ્ત્રીનાકામી એવા રાજા ઘણા અતૃપ્તા છે. એટલે કામી જીવ ઘણા છે. અતિ હર્ષે પ્રકર્ષે તે રાજાએ વ્યવહારીઆ પાસે તે કન્યા માગીને પરણી. પણ રાજાનું ચિત્ત

રાજકાર્યમાં વ્યગ્ર હોવાથી તેણે પોતાના હૃદયથી તે કન્યાને તદ્દન વિસારી મુકી. તે કન્યા મોટી થઇ ત્યારે ઘણા કાલે તેને રાજાએ દીઠી. તે વખતે પ્રધાનને પૂછયું એ સ્ત્રી કોણ છે? ત્યારે મંત્રીયે કહ્યું પૂર્વે તમે વરુણ શેઠની બેટી કમલાને પરણ્યા હતા તે એ છે. એવું સાંભળી તે રાજા ચિત્તને વિષે ચિંતવે છે કે, હા હા અરે! મેં એ કન્યાને કદર્થના ઉપજાવી. એમ કહી વળી તેણે પ્રધાનને પૂછયું, કે એણે ભલાં આભરણ કેમ પહેર્યાં નથી? એ દુર્બલ કેમ દેખાય છે? મંગલિક અર્થે એણે વલય માત્ર રાખ્યું છે. એવું પૂછયું ત્યારે ફરી મંત્રી કહે છે, હે સ્વામિ! કુલસ્ત્રીનો એ ધર્મ છે, જે ભરતારના વિરહે શ્રૃંગારાદિક ન કરે. શિયલરુપ આભરણથી શોભામાન રહે. લીલું વૃક્ષ જેમ સુકાય તેમ કંદર્પની અગ્નિએ કરી એ બલી ગઇ છે. તો પણ શિયલમાન શીયલ નથી મુકતી, જેમાટે કુલવાન સ્ત્રી સદાચારી હોય છે, જે શિયલ પાલે, તે કુલવાન સ્ત્રીને નમસ્કાર હો, જેના મનરુપી કમલને વિષે મદન રુપી ભમરો ભમીને તેમાં વલયે વલી જાય છે.

તેવા રાજાએ અતિ હેતે કરી તે સ્ત્રીને તેડવા મોકલ્યો. તેણે તેના માતા પિતાને જઇ કહ્યું, જે કમલા બાઇને રાજાએ તેડાવી છે, માટે મોકલો. ત્યારે તે પુત્રીને સાર શૃંગાર પહેરાવી સખી સાથે મોકલી તે રાજભુવને આવી. રાજા પણ તેના સંગમને વિષે ઉત્સુક થઈ સભા વિસર્જન કરી હર્ષવંત થકો તે સ્ત્રી પાસે આવ્યો. તેને રાજા મીઠા વચને કહે છે. ઘણો કાલ થયો મે તને પરણીને વીસારી મૂકી, તે મારો અપરાધ ક્ષમા કરજો, સ્ત્રી બોલી, સર્વ વાતે તમે સાવધાન છો, તો શું પરણીને સ્ત્રી સંભારી જ નહી? પણ નિર્ભાગ્ય સ્ત્રીને સ્વામીનું દર્શન કયાંથી હોય? સ્નેહે કરી ચિત્તને વિષે ધર્યા, નજરે ઘણીવાર દીઠા, પણ હે પ્રાણેશ! તમારા વિરહે કરી આ શરીર બળ્યુ છે. એમ કહી તે કમલાએ લાજ મૂકી રાજાને રીઝવ્યો, અને તે સંપૂર્ણ રાત્રી રાજા સાથે ઘણા ચાતુર્યથી કામક્રીડા કરી ગુમાવી. પણ તે કમલાનું રતિચાતુર્ય જોઇતે રાજા મનમાં શકાવંત થયો. કેમ કે ગુણ તે દોષ ભણી થાય છે પાછલી રાતે રાજાએ વિચાર્યું કે, એ સ્ત્રીનું ચરિત્ર આશ્ચર્યકારી છે. કુલસ્ત્રીને કામક્રીડાનું વિજ્ઞાન ચાતુરીપણું ધૈર્યપણું ભરતાર સાથે પ્રથમ સંગમે એટલુ બધુ કેમ હોય? તો શુ એ અસતી હશે? પર પુરુષ સાથે રમી હશે? એવી તે વખત રાજાના ચિત્તમાં શંકા ઉત્પન્ન થઈ.

તો હવે હુ એને મારે હાથે શું મારું? પણ સ્ત્રીહત્યા પોતાના હાથે કરવી ઘટે નહિ. એમ ચિંતવતો કોપવંત થયો. પ્રાત:કાલે નિજમંદિરથી નીકલ્યો. ત્યાં પ્રધાનને તેડીને કહ્યું, એ પાપણી સ્ત્રીને એકાંતે બાંધો, પ્રધાને રાજાનું વચન પ્રમાણ કરી જાણ્યા સિવાય પરમાર્થ તે સ્ત્રીને વગર વાંકે એકાંતે મૂકીને પ્રધાને ચિંતવ્યું જે રાગાંધ જે પ્રાણી હોય તે છતા દોષ દેખે નહિ, અને અછતા જે ગુણ તે દેખે. એવું રાગાંધનું વિપરીતપણું છે.

એવું ચિંતવી ભલી મીઠી વાણીએ કરી પ્રધાને, પ્રથમ તો રોતી રાણીને આશ્વસન

શ્રી શાંત કીધી. પછી રાજાને પ્રતિબોધ દેવાને મંત્રી રાજસભાએ ગયો, ત્યારે તેણે રાજસભા દીનગ્લાનવદનવાલી દીઠી. જેમ સૂર્ય ઉગ્યે દીવાની કાંતી ઝાંખી દેખાય તેવી સભાને ઝાંખી દીઠી, ક્રોધી જીવ શું.શું ધ્યાન ન કરે ? અર્થાત્ દુર્ધ્યાનજ ધ્યાવે. એમાં શું આશ્ચર્ય છે ? એવો રાજાને જાણી પ્રણામ કરી મંત્રી સભા મધ્યે બેઠો, અને રાજાનો રોષ નિવારવા અનેક કૌતુકકારણી કથા સભાલોકમાં કહેતો હતો. અહો, સભા લોકો ! તમે કોઇ આશ્ચર્યકારી વાત સાંભળી ? તે વેળા એક ચતુર પુરુષ બોલ્યો, હા. તેને સભાના લોકેએ પૂછ્યું શી વાર્તા તે કહો.

ત્યારે તે ચતુર નર કહે છે. એ નગરમાં વ્યવહારીમાં શિરોમણી અને ધનવંતો એવો ધનશેઠ વસતો હતો. તેને શ્રી નામે ભાર્યા, તેના ચાર પુત્ર એક ધનો બીજો ધનદત્ત, ત્રીજો ધર્મ અને ચોથો સોમ. એ ચારે વિચક્ષણ પુત્રને યૌવનવયે પિતાએ પરણાવ્યા. તે મોટા વ્યાપારી થયા, ત્યારે ધન શેઠને વૃદ્ધાવસ્થાએ અસાધ્ય રોગ ઉપન્યો. વૈદ્યે પણ કહ્યું કે, તમે ધર્મ સાધન કરો. તેવારે શેઠે સર્વ કુટુંબપરિવારને તેડાવી, સર્વની સાથે ખમત ખામણાં કીધાં. વ્રત પચ્ચખાણ કરી, આત્મસાધન કીધું. ત્યારે કુટુંબમાં જે વૃદ્ધ હતા તે કહેવા લાગ્યા, કે હે ધનશેઠ ! તમે તમારા નામે ધન્ય છો ! તમે તમારી ભુજાએ ઉપાર્જિત વિત્તે કરી સ્વજનને પોષ્યા. સાતે ક્ષેત્રે વિત્ત વાવર્યાં. નિર્મલ કિર્તિ ઉપાર્જી. હવે તમે મૃત્યુ પામ્યા પછી પુત્રને વિખવાદ ન થાય તેમ કરો તો રુડું થાય માટે સર્વ પુત્રને ધન સરખું વહેંચી આપો. જેથી પાછળથી તમારો યશવાદ વધે. તે ધનશેઠે ચારે પુત્રને તેડીને કહ્યું, જે તમે સર્વે ભાઇઓ સંપથી રહે જો કદાચિત્ કાળ ભાવે તમે ભેગા રહી ન શકો, પોત પોતામાં સાથે રહેવું ન બને તો એ ઊંડા મધ્યે ચારે ખૂણે ચાર કળશ દાટયા છે, તે ઉપર તમારા પોત પોતાનાં નામ છે, તે કાઢી લેજો. મેં સર્વના સરખા ભાગ કરી વહેંચી મૂકયા છે. તે રીતે લેજો. વિવાદ કરશોમા, એમ કહી પિતા પરલોકે પહોંચ્યા, તે પછી ચારે ભાઇઓએ પિતાનું મૃત્યુ સબંધી લૌકિક કારજ કર્યું. કેટલોક કાલ ત્યાં એકઠા રહ્યા, પછી સ્ત્રીના વિવાદથી જુદા થયા. તે વેળાએ ઘરના ચ રે ખૂણેથી ચાર નામાંકિત કળશ કાઢયા. તો એક કળશમાં માટી, એકમાં હાડકા, એકમાં વહી એટલે ખતપત્રનાં ચોપડા અને એકમાં સોનૈયા ભર્યા હતા. તે જોઈ ત્રણ ભાઇના મુખ નરમ થયા. જે નાના ભાઈને તો પિતાએ નગદ ધન આપ્યું. અને અમને હાડકા, માટી અને કાગળ દીધાં. તે અમે કેમ લઇએ ? એમ કહી હૃદયે ત્રાડના કરી છાતી કૂટી મૂર્ચ્છા ખાઇ ભોય ઉપર પડયા ! અહો, પિતાએ શત્રુરૂપ થઇ અમને વિશ્વાસે વંચ્યા. સર્વ સાર ધન તે સોમને આપ્યું અને અમને ધૂલ તથા હાડકાં આપ્યાં. એમ કહી ત્રણે ભાઇ નાના ભાઇ સાથે વિવાદ કરવા લાગ્યા. અને કહેવા લાગ્યા જે, અમારાં ગળા રહેંસીને તું એકલો ધન લઈ જાઈશ ? એમ થાય નહીં, એ ધન તો ચારે ભાઈ વહેંચી લેશું. એમ વિવાદ કરતાં સર્વ સજ્જન મલીને વાર્યા. કહ્યું કે, તમે આપ આપણો વેપાર કરો. એ ધન હવે રહેવા દ્યો. રાજદ્વારે પ્રધાન પુરૂષ જે ન્યાય કરશે, તે રીતે લેવાશે. એમ શિખામણ દઈ વિવાદ નિવાર્યો. પછી એક

મહિનામાં પંચમહાજનો ન્યાય કરી ન શકયા, તેથી રાજદ્વારે આવ્યા, ત્યાં પણ બુદ્ધિવંત પ્રધાને વિચાર્યું, તે વેળા રાજા હસીને બોલ્યો કે, એ વિવાદ પ્રધાને ટાળ્યો કે ન ટાળ્યો? તેણે કહ્યું હજી ટાળ્યો નથી. એમ કોઈને બુદ્ધિ કામ કરી નહીં.

ત્યારે ચારે ભાઈ દુઃખીઆ થયા થકા દેશાતર ચાલ્યા. માર્ગમા એક પશુપાલ ગામ આવ્યું. ત્યાં કોઈ બુદ્ધિવંત વૃદ્ધ પુરૂષ સભા જોડી બેઠો છે. તે સભા સમાજના સર્વે લોકને પ્રણામ કરી ચારે ભાઈ બેઠા. તે વખતે ચતુર પુરૂષે પૂછ્યું. તમે કયાથી આવ્યા? અને આગળ કયા કામ માટે કયા જાશો? એટલે ચારે ભાઈએ વૃત્તાત તે એક વૃદ્ધ પશુપાલ આગળ કહ્યું. તેથી તે બુદ્ધિવંત પુરૂષે હસીને કહ્યું તમારા નગરમાં તેવો કોઈ પંડિત પુરૂષ નથી કે, જે એનો પરામર્શ જાણે? તે વેળા ચાર ભાઈ કહે છે કે, પિતા તો વાદ મુકી મરી ગયા. પિતાએ અમને વ ચ્યા. એ વાદ કોણ ટાળે? એવું સાંભળી બુદ્ધિવંત પુરૂષ બોલ્યો હે પુત્રો, તમારો પિતા પંડિત ચતુર હતો, તમારો કલ્યાણકારી હતો, ડાહ્યો વિચક્ષણ હતો તેણે જેને જે યોગ્ય હતું તેજ બરાબર વહેંચી આપ્યું છે. પણ તમો તેનો પરમ અર્થ નથી જાણતા અને વિવાદ કરો છો. પિતાનો કાંઇ દોષ નથી. તેનો પરમાર્થ બુદ્ધિવંત પુરૂષ ચારે ભાઇને કહે છે—જેના કળશમા માટી છે, તેને ઘર, હાટ, ક્ષેત્ર સર્વ આપ્યા છે. જેના કળશમા હાડકા છે, તેને હાથી, ઘોડા, ગાય, ભેંસ એ સર્વ આપ્યાં છે. જેના કળશમા કાગળ ખેત છે, તેને ઉઘરાણી, વ્યાજુ ધન એ સર્વ દીધું છે. અને નાના પુત્રને અસમર્થ જાણી રોકડુ ધન તેને આપ્યું છે. હવે તમે ચારે ભાગ સંભાળી જુઓ. જે પિતાએ કોઇને ઓછું દીધું છે? જે માટે ધન તો વિજળીની પરે અનિત્ય છે. અર્કતૂલની પેઠે અસાર છે. તે સારૂં શું કલેશ કરો છો? પિતાના વચનથી માંહોમાહે હિતભાવ રાખો.

હવે ત્રણે ભાઈ, તે બુદ્ધિવંતને પગે લાગી. લઘુભાઇને આલિંગન દઈ આંખે આંસુ મૂકતા કહે છે, હે વત્સ! અમે લોભી થઇ તને ખેદ પમાડયો. તે સર્વ તમે ક્ષમા કરજો. તે વખતે લઘુભાઈ તેમને પગે લાગી કહે છે કે, તમે મોટાભાઇ તે નાનાને પિતા સમાન છો તમને મેં ધન અર્થે અશાતા ઉપજાવી તે ક્ષમા કરજો. ત્યાં બધાએ પંડિત પુરૂષને કહ્યું, જે પિતા મૃત્યુ પામ્યા માટે મૂઢ એવા અમે છીએ તેના તમે પિતાસમાન થયા. એમ કહીને તેમણે કદાગ્રહ મુકયો. ત્યારે બુદ્ધિવંત પુરૂષે કહ્યું કે, તમારા પિતા મૃત્યુ પામ્યા, માટે નાના ભાઇના તમે પિતાસમાન ગણાય, તમારો પિતા ચૂકે નહિ, તમે ધન અર્થે લઘુભાઇ સાથે ખેદ કર્યો, તે નવી ચાલ કરવી તમને ઘટે નહિ. પછી ત્યાંથી તે ભાઈ પોતાને ઘેર આવી. પિતાના લખ્યા પ્રમાણે ધન વહેંચી લઇ માંહે માંહે અતિ સ્નેહવંત થયા. તેમણે નગરમાં વધામણાં કીધાં. નવા જન્મની પેઠે હર્ષ પામતા હતા એવી કથા નિપુણ પુરૂષે કહી તે સભાના સર્વ લોકો સાંભળી મસ્તક ધૂણાવી

કહેવા લાગ્યા કે, એવા પશુપાલ પણ બુધિવંત હતા કે જેણે બુદ્ધિએ કરી વિવાદ ટાળ્યો. એ વાત સાંભળી પદ્મરાજા ચમત્કાર પામી ચિંતવવા લાગ્યો જે, તે બુદ્ધિવંતે પારકા નગરમાં દૂરથી નિપજ્યું તે પણ ઉત્પાતિકી બુદ્ધિયે જાણ્યું. અને તેનો કેવો અર્થ કીધો? તો શાસ્ત્રને સમજનારી એવી તે મારી પ્રિયાને કામશાસ્ત્રમા કૌશલના સંભવતી નથી? માટે હું મદબુદ્ધિ, અનાર્ય, નિર્ભાગ્ય એવો છુ. હુ તે સ્રીરત્નને અયોગ્ય છુ. મે નિરાપરાધીને તેવું દુઃખ દીધું. એમ મનમા શોક કર્યો, અને દીનવદન થઇ મંત્રીને કહ્યું, હે મંત્રી! પાપી એવા અપુણીયે મે જે મહાપાપ કીધું. તે કન્યા પિતાને ઘેર સુખેથી રહી હતી! હા હા! તેને મેં અનર્થ પમાડી દુખી કરી. માટે હવે હું પ્રાણ ધરવાને સમર્થ નથી. તેથી તમે ચિતા ખડકાવો, તેમા હું બળીને પવિત્ર થાઉ ત્યારે પ્રધાને, રાજાને અત્યત દુઃખી તથા મરણાભિમુખી જાણીને તે મંત્રી રાજાને એકાતે કહેવા લાગ્યો કે, હે રાજા! તમે સાંભળો. જે ભલા સેવક હોય તે સ્વામીનું હિતાહિત જાણે. હે સ્વામી! જે કામ કરીએ તે વિચારીને કરીયે તો ફલ પામીયે, પણ સહસા અવિચાર્યું કરે તે અશાતા પામે. ॥ કાર્યનો વિચાર કરી કામ કરવાની જેને ટેવ છે, તે પુરુષને સંપત્તિ પોતે આવી વરે છે. હે નાથ! મે તમારી આજ્ઞાપણ કરી, અને તે સ્રીને પણ જીવતી એકાતમા રાખી છે. હવે જેમ તમારી આજ્ઞા હોય તેમ કરીશુ. એવું સાભળી રાજા આનંદ પામી પ્રધાનને કહે છે, હે મિત્ર! તે સ્રીને જીવતી રાખીએ મને જીવિતદાન આપ્યું પછી રાજાએ પ્રભાતે તે નિર્દોષ સ્રીને ઘેર તેડી અપરાધ ખમાવ્યો. અને તે દિવસથી રાજાનો રાણી ઉપર પ્રેમ વૃદ્ધિ પામ્યો. એ પ્રમાણે પદ્મરાજાની કથા સાધુ મહારાજે શંખરાજાને કહી

માટે હે રાજેદ્ર! પૂર્વે જડબુદ્ધિ એવા તે પદ્મરાજાએ અવિચાર્યું કામ કર્યું તેમ તું પણ અવિચાર્યું કામ કરી અબલા સતીને દુખ આપીને હવે પશ્ચાત્તાપ કરે છે. પણ ધર્મ સમજતો હોય તો તે પરજીવનો ઘાત ન કરે. તેમ આત્મઘાત પણ ન કરે. જે માટે આત્મઘાત સમાન બીજું કોઈ પાપ નથી તે કુબુદ્ધિ પ્રાણી દુષ્કર કર્મ કરે, તે તેના દોષ ટાલવાને માટે આત્મઘાત કરે છે. પણ સર્વ દુઃખથી છોડાવે એવો સુગમ ધર્મ શ્રીવીતરાગ દેવનો શા માટે કરતો નથી, નિરતર સુખ આપે છે; સંસારમાં સંત પુરુષને ધર્મ વિના બીજું કંઇ શરણભૂત નથી. તે સાભળી શખ રાજા મુનિને કહે છે. સ્વામી! દુઃખની દાવાગ્નિથી જે બલ્યો, તેને હવે ધર્મની કથાથી શું હોય? તો અંતસમય યોગ્ય જે ધર્મશંબલ હોય તે મને આપો. ત્યારે ફરી મુનિ કહે છે, હે રાજન્! તું દુઃખનો બલ્યો મરણ ઇચ્છે છે, પણ એવા અજ્ઞાન મરણથી મૃત્યુ પામવાથી આગલ વિશેષ દુખ પામીશ.

જે પાપથી દુઃખ ઉપજે અને પાપ જીવ હિંસાથી ઉપજે છે. તે પર પ્રાણીના ઘાત કરતા આત્મઘાતનું પાપ વિશેષ છે. પુણ્યથી તે પાપનો ક્ષય થાય, અને બન્નેનો ક્ષય થયો ત્યારે જન્મજરા મરણના દુઃખોનો ક્ષય થાય. તે માટે હે રાજન્! તું હવે સર્વ

ચિંતા મુકી શ્રીવીતરાગનો ધર્મ આદર, તેથી સુખી થઈશ. એક દિવસ તું અમારા કહ્યા પ્રમાણે ધર્મ આદરીશ તો, પછી તુ તેનો પ્રત્યક્ષ ચમત્કાર જોઈશ. અખંડિત શરીરે પુત્રસહિત એવી કલાવતી સ્ત્રીને તુ જીવતી દેખીશ. ત્યાર પછી ભુક્તભોગી થઈ અંતે રાજલક્ષ્મીને સ્ત્રીસહિત દીક્ષા લેશો ને આરાધક થાશો. માટે આત્મઘાત ન કરીશ હવે ગુરૂનું કહ્યું માનીને રાજા તે વનમાં એક રાત્રિ રહ્યો. ત્યા રાત્રિના પાછલો પહોરે એક સ્વપ્ન દીઠું. કલ્પતરૂથી સહિત લતા ફલસહિત છે, તેને કોઈક પુરુષે છેદી નીચે પાડી. વળી તે લતા ફલસહિત પાછી કલ્પતરૂમાં જઈ વળગી. તેને તે ઝાડે તુરત અવલંબી. એવુ સ્વપ્ન દીઠું. કે તરત પ્રભાતે રાજા જાગ્યો. ત્યારે વિચાર્યું કે અહો ! એ મોટું સ્વપ્ન મુજને કયાંથી આવ્યું પણ જો અહીં રહ્યો તો મે એ સ્વપ્ન દીઠું ? રાજા ગુરૂ પાસે આવી વંદન કરીને સ્વપ્નાર્થ પુછતો હતો.

ત્યારે ગુરૂ પણ તેને સ્વપ્નનો અર્થ કહે છે તે રાણીને દૂર કરી વિયોગ પમાડી તે કલ્પતરૂની ડાલને છેદી નાખી, પણ તે ડાલ પાછી તરત ફલ સહિત જઈને કલ્પતરૂને વળગી તેમ હે રાજા ! તમને તે રાણી પુત્ર સહિત વહેલી મલશે. એમ સાભળી રાજા કહે છે, હે મુનીન્દ્ર ! તમારી કૃપાથી મારૂં શુભ થાઓ, એમ કહી રાજા રાણીની ખબર જોતો તેજ વનમા દૂર ગયો. ત્યાં લજ્જાથી નીચું મુખ કરી દત્તકુંવરને કહે છે કે, હે મિત્ર ! દુર્બુદ્ધિ એવા મેં મહાપાપ કર્યું. પોતાના નિર્મલ કુલમાં લાંછન લગાડ્યુ. પણ ગુરૂના અમૃત સમાન વચન કહ્યાં અને તેણે આશ્વાસના દઈને, ધૈર્ય ઉપજાવ્યું. આશામાં મે આ દિવસ ગુમાવ્યો. પણ હવે હું મારી સ્ત્રીને જો જીવતી ન દેખું તો મરણ પામીશ. તે માટે તમે ઘોડેસ્વાર થઈ ઉતાવળા જાઓ અને કલાવતી હોય ત્યા તેની તપાસ કરી શીઘ્ર તેને તેડી લાવો. એવી રાજાની આજ્ઞા લઈને તે દત્તકુમાર ઘોડેસ્વાર થઈ કલાવતીની ખબર કાઢવા નીકળ્યો, જે પુરૂષે જ્યાં મુકી હતી તે પુરૂષે તે સ્થાનક દેખાડ્યું ત્યાં લોહી પડ્યું દેખી ત્યાંથી પગી પગ જોતો દૈવયોગે તાપસનો આશ્રમ દીઠો ત્યા તાપસને પ્રણામ કરી દત્તકુમારે પુછ્યું, કે હે તાપસ નજીક પ્રસવ થયેલી ઉત્તમ સ્ત્રીને તમે અહીં કંઈ દીઠી ? ત્યારે તાપસ કહે છે, તું કોણ છે ? અને કયાંથી અહીં આવ્યો છે ? ત્યારે તેણે કહ્યું હું શેઠનો પુત્ર દત્ત નામે છું, અને શંખપુરથી આવ્યો છુ. રાજાએ મને ખબર કાઢવા મોકલ્યો છે ત્યારે તે તાપસ કહે છે, એ રાંકડી ઉપર હજી રાજા વૈરભાવ મુકતો નથી. આ કાંઈ થોડું કીધું છે ? ગર્ભવતી અબલાને વનમાં મુકાવી અને હાથ કપાવ્યા તે કંઈ ઓછું કર્યું છે ? જે હજી રાણીની ખબર પૂછે છે. લોકની પણ કહેવત છે કે કીડી ઉપર કટક શું કરવું !

ત્યારે દત્તકુમાર તાપસને કહે છે કે, ઘણુ કહેવાની તો હાલ વેળા નથી. પણ જો કલાવતીને નહિં દેખે તો તે રાજા હમણા ચિતાગ્નિમાં બળી મરશે. તે માટે શીઘ્ર જ્યાં હોય ત્યાં દેખાડો. તથા હા કહો, જે અમુક જગ્યાએ જીવતી છે. ત્યારે દયાલુ તાપસ

દત્તને પોતાને આશ્રમે તેડી ગયો. ત્યાં તે દત્ત, કુલપતિને પ્રણામ કરી કહે છે, હે પ્રભુ ! રાજાને અભયદાન આપો. ત્યારે કુલપતિએ કલાવતીને તેડાવી. તે પણ ત્યાં આવી. એટલે દત્તકુમારને દેખી ઘણું રૂદન કરવા લાગી. તે રોતી દેખી મધુર સ્વરે દત્તકુમારે આશ્વાસન આપ્યું, દત્તકુમારે કહ્યું, એ કર્મગતિ છે. માટે હે સ્વામિનિ ! રડવાનું નિષેધ કરો હે બહેન સંસારને વિષે જે મનગોચરે ન આવે એવા શુભાશુભ કર્મ કરી પ્રાણી સુખ દુઃખ પામે છે હે બેન ! જ્યારે અશુભકર્મનો ઉદય થાય, ત્યારે માતા, પિતા, ભાઈ, પુત્ર, ભર્ત્તાર એ સર્વ શત્રુરૂપ થાય. તેમજ જ્યારે શુભકર્મનો ઉદય થાય ત્યારે શત્રુ હોય તે મિત્ર થાય. તથા હે બેન ! તમોને જે અતિ આકરુ દુઃખ ભોગવવું પડ્યુ તેથી રાજાએ તમારા ગુણ જાણ્યા, પછી તમારા દુઃખથી તમારા વિયોગનું અનંતગણું દુઃખ રાજાને થયું છે. તે શંખરાજા, પશ્ચાત્તાપ કરતો હમણા અગ્નિમાં પ્રવેશ કરવા ઇચ્છે છે. જો હજી સુધી પણ તમારૂં મુખ જીવતાં નહીં દેખે, તો નિશ્ચયે એ પ્રાણત્યાગ કરશે.

એવું સાંભળ્યું ત્યારે કલાવતી રથમાં બેસીને ભરતાર પાસે જવા ઉત્સુક થઈ, ભરતારે ઘણું અહિત કીધું છે, તો પણ પતિવ્રતા કુલવતી જે સ્ત્રી હોય તે ભરતાર ઉપર હિત રાખે. ત્યાર પછી તાપસાદિક તથા કુલપતિને નમસ્કાર કરી તેમને પૂછીને પુત્રસહિત રાણી રથમા બેસીને પ્રભાતે વનને વિષે શંખ રાજા પાસે આવી તેને સંપૂર્ણ અંગવાલી દેખી જેને ઘણો હર્ષ થયો છે એવો રાજા લજ્જાથી નીચું જોઇ રહ્યો, પણ ઉંચું જોઈ ન શક્યો. હર્ષના વધામણા થયા, નગારાંના નિર્ઘોષથી ઉત્સવ કરતા હતા. હર્ષવંત થયા એવા પ્રધાન સામંતાદિક સહિત એક ક્ષણમાત્ર સભામાં બેસીને પછી રાજા કલાવતી પાસે આવ્યો. જેમ ચંદ્રમા સદોષી છે, કલંકી છે, તો પણ તેને રોહિણી આવી મલે છે, તેમ કલાવતી પણ ભરતારને આવી મલી. યદ્યપિ રાજા દોષી, કલંકી છે તોપણ રાણીએ ખેદ ન રાખ્યો. તે સમયે તે કલાવતી કાંઈક રોષવતીથકી નીચું મુખ કરીને બેઠી છે એમ રાજાએ જોયું, ત્યારે રાજાએ મંદ જેના નેત્ર છે એવું કલાવતીનું મુખ પોતાને હાથે ઊંચું કરીને તેને મધુર વચન કહ્યું કે, હવે હું જીવતો તને મુખ શું દેખાડું ? આ તારું મુખ મને જીવાડનારું છે. હું નિર્ભાગ્ય છું જે મેં નિષ્કલંકને કલંક દીધું ? વલી તું તો નિષ્કલંક છે માટે તારી સ્તુતિ કેટલી કરું ! એવું રાજાનું પ્રશંસાવચન સાંભળી રાણી બોલી, નિર્ભાગ્ય અને વરાકી એવી મારી સ્તુતિયે સર્યું. વળી રાજા કહે છે, હું નિર્ગુણી છું. કૃતઘ્ન નિર્દય, છું જે માટે મેં તારા જેવી સતીયોમાં શિરોમણી, ગુણવંતી એવી રાણીને ખેદ પમાડી. તથા તું ગુણવાન છતે તારો કાંઈ દોષ ન હતો તેમ છતાં વળી તારી ઉપર હું રાગી છતાં પણ વિરક્ત થયો, તે કોઇ પૂર્વકૃત કર્મના મર્મથકી મેં તને દુઃખ દીધું. ॥ યતઃ ॥ સવ્વો પુવ્વકયાણું, કમ્માણું પાવએ ફલવિવાગં ॥ અવરાહેસુ ગણેસુ ય, નિમિત્તમિત્તં પરોહોઈ ॥ ૧ ॥ પૂર્વે કરેલાં કર્મના ફલ ભોગવવા પડે છે, તે કર્મ ખપાવવામાં બીજા જીવો નિમિત્ત બને છે. પછી રાણી પણ ચંડાલણીએ હાથ કાપ્યા

ત્યાંથી માંડીને સર્વ દુઃખ મય વ્યતિકર કહ્યો. વળી નવા હાથ આવ્યા તે સ્વરુપ પણ કહ્યું. ત્યારે રાજા હર્ષે કરી કહે છે, હે પ્રિય ! આ ચંદ્ર દિવાકર પર્યંત મારા અપયશનો પડહો વાગશે, અને તારા મસ્તકે શીલની ધ્વજા ફરકતી રહેશે. રાણી કહે છે, મને દુઃખમાથી સુખ થયું તે પુત્રના પુણ્યે કરીને થયું. અને તમો જીવતાં રહ્યા તે ગુરુની કૃપાથી રહ્યા. ધન્ય એ ગુરુને કે, જેણે તમને સુબુદ્ધિ આપી. તો મને હવે તે ગુરુના દર્શન કરાવો. જેથી હું જન્મ સફલ કરું. એમ કહી પ્રભાતે ઋદ્ધિસહિત સમસ્ત પરિવાર સાથે રાજા ગુરુ પાસે આવ્યો, મુનિને વાંદીને બેઠો. મુનિપણ તેમને શીલ રુપધર્મની દેશના દેતા હતા.

પ્રાણીને શિયલ વ્રત જે છે તે શુભોદયનું કરનાર છે, શીલ તે શરીરનું આભરણ છે, પવિત્ર કરનાર છે, આપદાના સમુહનું હરનાર છે, તથા દુર્ગતિના દુઃખનું ટાલનાર છે, એવું શિયલ તે ચિંતામણી રત્નની પેઠે ઈચ્છિત સુખનું આપવાવાલું છે. તથા શિયલથકી વ્યાઘ્ર, વ્યાલ, જલ, અગ્નિ આદિકના ભય સર્વ મટી જાય એ શીયલ જે છે તે સ્વર્ગ તથા મુક્તિના સુખનું આપનાર છે, હે રાજન્ ! તમે એ શીયલવ્રતનું માહાત્મ્ય ને સ્વયમેવ દૃષ્ટિએ દીઠું, તે તારી સ્ત્રીના હાથ તે કપાવ્યા છતાં તે શીયલના પ્રભાવે નવા આવ્યા. વળી હે રાજેન્દ્ર–આ સંસારમાં દેવતાની ઋદ્ધિ, દિવ્યભોગ સંપદા, વિવિધ પ્રકારનીવિદ્યા, વિજ્ઞાન, એ સર્વને પામવુ ઘણું સુલભ છે, પરંતુ નિશ્ચયથી એક સમકિત પામવું તે મહા દુર્લભ છે. સમક્તિરુપી મહારત્નનો દીવો જ્યારે હૃદયને વિષે પ્રગટ્યો, ત્યારે જીવ દેવગુરુ અને ધર્મ તથા દર્શન, જ્ઞાન, અને ચારિત્રરુપ તત્વનો જાણકાર થયો, તે અઢારદોષે રહિત એવા શ્રીવીતરાગ દેવને દેવકરી જાણે. હવે ગુરૂ કેવા હોય તે કહે છે :–દયાવંત, સત્યભાષી, અદત્તત્યાગી, બ્રહ્મવ્રતધારક, પરિગ્રહરહિત, જેમને શત્રુને મિત્ર સરખા છે, મૃતિકાને કંચન, તૃણ અને મણિ, સુખ અને દુઃખ, ઋણ એ સર્વ જેને સમ પરિણામે છે. તે ગુરૂ જાણવા.

ધર્મ કોને કહિએ ? શ્રીજિનેશ્વરભાષિત ધર્મ તે એક દેશથી અને બીજો સર્વથી એવા બે પ્રકારે છે. સર્વવિરતિધર્મ (શ્રમણધર્મ) અને દેશવિરતિધર્મ (શ્રાવકધર્મ) તે ઉભય-ધર્મ મોક્ષ પમાડનારો છે, મોક્ષની લક્ષ્મી ઉભયધર્મથી પ્રાપ્ત થાય છે, સમ્યક્ત્વ એ ધર્મનું મુક્તિનું મુલ છે તે ચિંતામણિ રત્ન, કામધેનુ, અને કલ્પવૃક્ષ કરતાં પણ અધિક છે એ પ્રમાણે મુનિરાજે દેશના આપી, રાજા–રાણી સમકિત પામ્યા, ધર્મમાં ઓતપ્રોત બન્યા, બાર વ્રતધારી શ્રાવક–શ્રાવિકા થયા, ગુરૂને વંદન કરી નગરમાં હર્ષથી પ્રવેશ કરતા હતા. ત્યારે નગરની જનતાનો આનંદ અપૂર્વ હતો, સતી કલાવતીના શીયલની ખૂબ ખૂબ પ્રશંસા થઈ, નગરમાં ધ્વજા–તોરણો, શરણાઈ વિગેરેથી ઉદ્ઘોષણાઓ થઈ. નગરની સ્ત્રીઓ પોતાના કામકાજ અધૂરા રાખી કલાવતીને જાતજાતના દર્શન માટે પ્રજા ગાડી બની હતી. કલાવતીની

લોકો ખૂબ ખૂબ પ્રશંસા કરતાં ઘેર જતા હોય છે, આ રીતે સતી કલાવતીનો જય જયકાર વર્તાય છે। એમ દસ દિવસનો મહોત્સવ કરે છે, બારમા દિવસે જ્ઞાતિકુટુંબને જમાડી સ્વપ્નાનુસારે સર્વ સભા સમક્ષ પૂર્ણકલશ એવું નામ પોતાના પુત્રનું સ્થાપન કરે છે. એમ સુખમાં કાલ પસાર કરતાં સદ્‌ગુરૂની સંગતિથી ધર્મમાં ઓતપ્રોત બન્યા, વિષયાભિલાષને ત્યજીને ધર્મધ્યાનમાં લયલીન બને છે, બ્રહ્મચર્યાદિ વ્રતોનો સ્વીકાર કરી શ્રીજિનભાવનાદિ કરાવે છે. સાધુ-ધર્મી એવા સાધર્મિકોની ભક્તિ કરી જીવનને ધન્ય બનાવી રહ્યા છે, શ્રાવકધર્મથી જીવન વિતાવતા કેટલેક કાળ પસાર થયો.

પુત્રને રાજ્યયોગ્ય જાણી મધ્યરાત્રે રાજા જાગીને ધર્મ જાગરણમાં ચિંતવતો હતો કે, અહો! આ અસાર સંસાર સમુદ્ર તે દુઃખે તરી શકાય એવો છે. સમુદ્ર જેમ જળથી ભર્યો છે તેમ સસારસમુદ્ર તે શરીર અને મનના દુઃખરુપ જળથી ભર્યો છે. ચારિત્ર યુક્ત રૂપજે અર્હત્ ધર્મ તે રૂપ જહાજ વિના તું કેમ સંસાર સમુદ્રનો પાર પામીશ? એવી ધર્મ જાગરિકાને ચિંતવતો તે શખરાજા, ચારિત્રના મનોરથ કરે છે. મનુષ્યાવતાર પામ્યા વિના ધર્મની પ્રાપ્તિ કદાપિ ન હોય, સિદ્ધાતમાં ચૂલકાદિ દશે દ્દષ્ટાંતે માનવ ભવ પામવો દુર્લભ કહ્યો છે. કદાપિ તે મનુષ્ય ભવ પામે તો પણ ધર્મ સાંભળવો દુર્લભ છે. તેથી ધર્મની સદ્દહણાને આદરવી, તે તો મહાદુર્લભ છે. માતાપિતા પુત્ર કલત્રાદિ સ્વજન કુટુંબ તે તો મૃગપાસની જેમ દુઃખથી છુટાય એવાં છે. ધન ધાનની જે આશા તથા યૌવનપણું તે તો સ્વપ્નની પેઠે વિનાશ પામનારાં છે. દારાના ભોગ તો કારાગૃહ સમાન છે. રાજ્ય તો દુર્ગતિમાં પાડનાર છે. વિષય તો વિષ સમાન છે. તે કારણ માટે એક ચારિત્ર ધર્મ છે તે મુક્તિ પદને પમાડે, તેથી સર્વ સંગને છોડી સંયમ હું આદરું. એમ ચિત્તમાં ધારી કલાવતી રાણીને રાજાએ પૂછ્યુ, હવે આપણને આત્મસાધન કરવા માટે દીક્ષા લેવાનો સમય છે ત્યારે રાણી કહે છે, હે સ્વામી! આપણે ભોગ ભોગવ્યા, આટલા દિવસ રાજ્ય પાળ્યું, હવે પુત્ર પણ રાજ્યભાર પાળવા ધુરંધર થયો, ત્યાર પછી તત્ત્વ જાણ્યાનુ સારતો એજ છે, કે હવે ચારિત્રધર્મરૂપ શરણુ અંગિકારવુ.

આ પ્રમાણે સાભળી પ્રધાનને પૂછી શુભ દિવસે જિન પ્રસાદને વિષે મોટા મહોત્સવથી જિનપૂજા રચાવી, દેશ મધ્યેથી માર શબ્દ નિવાર્યો દીન દુઃખીને તેના કુલને દાનાદિકે ઉદ્ધર્યા, યતિ તથા સાધર્મિકની ભકિત કરતો હતો બંદીખાનેથી બદીવાન છોડયા. યાચક જનને સતોષ્યા. એમ આઠ દિવસસુધી શખ રાજાયે સર્વ લોકને ધનવત કીધા.

એવા સમયમાં ઉદ્યાનપાલકે આવી રાજાને વિનંતિ કીધી કે, હે સ્વામિન્! અમિત તેજા નામે સગુરુ સુસાધુ આવી સમોસર્યા છે ત્યારે શખ રાજાએ વનપાલકને વધામણી આપી, પુત્રકલત્રપરિવારસહિત મહોટી ઋદ્ધિથી ગુરુને વાદવા આવ્યા. ધર્મોપદેશ સાભળી રાજા પોતે અવસર પામીને ગુરુને વિનતિ કરે છે કે, હે ભગવન્! કલાવતીએ પૂર્વજન્મને

વિષે કયું દુષ્કૃત ઉપાર્જ્યું કે, જેના યોગે કરી મેં એ નિર્દોષ છતાં એના હાથ કપાવ્યા. એ પ્રશ્ન શ્રવણ કરીને જ્ઞાનસંપન્ન ગુરુમહારાજ બોલ્યાઃ- હે રાજન્! એ કલાવતીનો પૂર્વભવ હું કહું છું તે તું સાભળ. અને કર્મ કરતાં પ્રાણી ખૂબ વિચાર કરો.

મહાવિદેહ ક્ષેત્રમાં મહેન્દ્રપુર નામે પત્તન હતું. તે પત્તનમાં નરવિક્રમ નામે રાજા ઘણા કાલસુધી રાજ્ય કરતાં થકાં તેણે પોતાના શત્રુને ત્રાસ પમાડયા હતા. તથા તે રાજાનું પરાક્રમ ત્રિવિક્રમ તુલ્ય હતું. તે રાજાની સ્ત્રી લીલાવતીનામે હતી. તેના શીલની લીલા પ્રશંસનીય હતી તે રાજારાણીને એક પુત્રી થઈ તેનું નામ સુલોચના રાખ્યું. તે ક્રમે-કરી, યૌવન અવસ્થાને પામી એકદા તે સુલોચના પોતાના પિતાના ખોળામાં બેઠી છે. એટલામાં કોઈકે આવીને રાજાને એક શુક (પોપટ) ભેટણું આપ્યો. તે શુક સુંદર આકારવાળો અને વિચિત્ર એવી અનેક ભાષા બોલવામાં ચતુર હતો. કૌતુકથી રાજાએ તેને હાથ ઉપર લીધો. અને તેને બોલાવવા લાગ્યો. ત્યારે તે શુક જમણો પગ ઉંચો કરીને હર્ષે કરી એક શ્લોક બોલતો હતો. તે આ પ્રમાણે:

**ત્વદ્દારિતારિતરુણીશ્વસિતાનિલેન, સંમુચ્છિતોર્મિષુ મહોદધિષુ ક્ષીતીશ।**
**અંતર્લુઠદ્ગિરિપરસ્પરશૃંગપાતાત્ ધાતારવૈર્મુરરિપોરપયાતિ નિદ્રા ॥૧॥**

અર્થ :- હે રાજન્! તે મારેલા શત્રુની જે સ્ત્રીઓ તેના શ્વાસવાયુએ કરી સમુદ્રના કલ્લોલ ઉછલવા લાગ્યા. ત્યારે તેમાંહે આમ તેમ ભમનારા એ પર્વતો તેમના પરસ્પર આઘાતે કરી શિખરો પડી જવાથી જે કડકડાટ શબ્દ થયો તેણે કરી મુરરિપુ જે વિષ્ણુ તેની નિંદ્રા ઉડી ગઈ.

એવું વચન શુકના મુખથી સાંભળીને રાજા ઘણું રીઝયો, તેણે પોતાના અંગલગ્ન આભૂષણ અને ઘણુ દ્રવ્ય જે પુરૂષ તે શુકને લાવ્યો હતો તે પુરૂષને આપ્યાં. પછી રાજાએ તે શુક પક્ષી પોતાની કન્યા સુલોચનાને આપ્યો તેણે પણ હર્ષિત થઈને પોતાના આવાસ સ્થાનને વિષે જઈ સુવર્ણમય પાંજરામાં તે પોપટને રાખ્યો. અને દાડમ, દ્રાક્ષ, ચારોલી, અંજીર, ઈત્યાદિ ફલ તેને ખવરાવવા લાગી જેમાં શર્કરા નાખી છે, એવુ મધુર પાણી તેને પીવરાવવા લાગી. તે રાજકન્યા પેલા શુકને કયારે કયારે પોતાના ખોલામા લેતી હતી. કયારે કયારે પાંજરામાં મૂકતી હતી. કયારે કયારે તેને શુક્તિ બોલાવતી હતી. વળી આસન, શયન, ભોજન, પાન, તથા રાજસભાને વિષે પણ તે પોપટ પક્ષીને પોતાના આત્માની જેમ દૂર નહી મૂકની હતી. એવી રીતે તે રાજકન્યા તે પક્ષી સાથે ક્રીડા કરવાને લોલુપી થઈ

એકદા તે રાજકન્યા સખીના પરિવારને સાથે લઈને નગરના સમીપભાગમાં આવેલા કુસુમાકરનામે ઉદ્યાનને વિષે ગઈ. ત્યારે તે શુક તેની પાસે હતો. તે ઉદ્યાનમાં જિનાલય તે રાજકન્યાએ દીઠું ત્યારે ઘણા આનદે કરી તે સુલોચના જિનપ્રાસાદ મધ્યે ગઈ, અને ત્યાં શ્રીસીમધર સ્વામીજીની પ્રતિમા જેઈ ઘણા હર્ષથી સ્તુતિ કરતી હતી

સ્તુતિ રાજ્યકન્યાએ કર્યા પછી તે શુકપક્ષી પણ તે શોભાયમાન જિન બિંબને જોઈ મનમાં ચિંતવતો હતો કે, આજે મારા જન્મનો મને ઘણો લાભ થયો. આજે મારો જન્મ કૃતાર્થ થયો. અહો! આજ મારૂં પુણ્ય જાગૃત થયું. જે માટે જિનનાયકનું દર્શન થયું. આ જિનબિંબ મેં પૂર્વકાલને વિષે કોઈ પણ સ્થલને વિષે જોયું છે એવો ઉહાપોહ તે મનમાં કરે છે, એટલામાં તેને જાતિ સ્મરણ જ્ઞાન ઉપજ્યું. તે એવી રીતે :—જે હું પૂર્વભવને વિષે સાધુ હતો ત્યારે અનેક શાસ્ત્રના પઠન પાઠનમાં હું સાવધાન હતો, પુસ્તકનો સંગ્રહ કરવાને તત્પર હતો, પણ સંયમનિર્વાહક ક્રિયાને વિષે મેં પોતાનો આદર શિથિલ કર્યો. તેથી મારે વ્રતવિરાધના થઈ. મેં માયા કરી તેથી હું શુકયોનીમાં ઉપજ્યો પણ પૂર્વભવના અભ્યાસે કરી મને આ શુકભવમાં પણ જ્ઞાન ઉપજ્યું. તથાપિ મને ધિક્કાર છે! જે માટે, જ્ઞાનરૂપી દીપક હાથમાં છતા હું અજ્ઞાનરૂપી અંધકારે કરી આંધળો થયો. અને ચારિત્રામાર્ગથી સ્ખલના પામતો થકો ભવરૂપી ગર્તામાં પડયો. તો પણ આજે ત્રિજગતના સ્વામી એવા શ્રીસીમંધરસ્વામિને આ તિર્યગ્ભવમાં પણ મેં જોયા. તેથી મને ઘણું પુણ્ય પ્રાપ્ત થયું. માટે હું આજથી જિનબિંબનું દર્શન કર્યા વગર આહાર પાણી ન લઈશ એવો તે શુકપક્ષીએ મનમાં નિશ્ચય કર્યો. એવા અવસરને વિષે સુલોચના પણ જિનબિંબને નમસ્કાર કરી, પોપટ યુક્તાએ પાંજરાને હાથમાં લઈ, પોતાના આવાસને વિષે આવી. બીજે દિવસે નિત્યનીપેઠે શુકને પિંજરમાંથી કાઢીને જેવામાં ભોજન કરવા બેસે છે, એવામાં શુકપક્ષી 'નમો અરિહંતાણું' કહી આકાશમા ઉડી ગયો, તે શ્રીજિનભગવાનને નમવા માટે બાહ્ય ઉદ્યાનને વિષે પહોંચ્યો, ત્યાં પરમભક્તિએ કરી જિનને નમસ્કાર કરીને તે ઉદ્યાનમા રહેલો ફલ યથેચ્છાએ ભક્ષણ કરતો થકો ઉદ્યાનમા ફરવા લાગ્યો. ત્યારે તે સુલોચના તે શુકના વિયોગથી ઘણી દુઃખી થઈ. અને ઘણો આક્રોશ કરવા લાગી હે શુક! મારા હૃદયને વિષે વાસ કરીને, અને મારા જીવને આકર્ષીને તુ કયાં વસે છે? એજ સુખાવાસમા રહીને સુંદર પુણ્યરૂપ એવો તું આજ કેમ દૃષ્ટિગોચર થતો નથી? પછી તે શુકની પછવાડે ચાલનારા રાજાના સુભટોએ વસંતોદ્યાનમાં ગુપ્ત રીતે વિહાર કરતાં તે શુકને જાલમાં પકડયો, અને સુલોચના પાસે લાવી મુકયો. ક્રોધથી જેના નેત્ર રાતા થયા છે, એવી સુલોચનાએ પણ તેને લઈ ને અવ્યક્ત શબ્દે કરી કહ્યુ કે, રે ધૂર્ત! તું મને છેતરીને સ્વેચ્છાએ જંગલના વિષે ગયો. માટે હવે તું ધ્યાનમાં રાખજે કે, આજથી હું તને બહાર જવા દઇશ નહી. એવું કહીને સુલોચનાએ તે શુકની ગતિ ભંગ કરવા તેની પાંખ લુંચી લીધી અને પછી તે શુકને તત્કાલ કારાગૃહ જેવા પાંજરામા તેણે મુકયો. શુકપણ મનમા ચિંતવતો હતો કે મારી પરાધીનતાને ધિક્કાર હો જો, જે અવસ્થામાં જીવને બલાત્કારથી નીચ કર્મ કરાવે છે, અને મારે છે, માટે જ તે પરાધીનતાને નરકવાસ સરખી કહે છે પૂર્વભવને વિષે હું સ્વાધીન છતા પ્રમાદથી સત્ક્રિયાનું અનુષ્ઠાન નહી કરતો તેનું આ ફલ છે અથવા એ દુઃખ તે કેટલુ છે? એવું દુઃખ તો મે અન્ય ભવને વિષે અનંતીવાર સહન કર્યું છે, અને આ ભવમાં

પણ તેમજ સહન કરીશ. તેથી શ્રીવીતરાગના મુખ કમલનું દર્શન કરવાને પણ મને વિઘ્ન થયું. એવી ચિંતાએ આતુર થયેલો અને તેથી જ જેને ઘણો દુઃખનો ભાર થયો છે, એવો તે શુક ફરીથી ચિંતન કરવા લાગ્યો કે, હે જીવ ! તું શોક મુક. શોકે કરી આકરૂ કર્મ-બંધન થાય છે. જિનબિંબનું દર્શન કર્યા વગર અન્ન ખાવું તે મને કલ્પે નહીં. માટે હું અનશન કરૂ. એમ ચિંતવીને તેણે અનશન આદર્યું. પછી તે પાંચ દિવસ પર્યંત પંચપરમેષ્ઠિનમસ્કારનુ સ્મરણ કરતો મરણ પામીને સૌધર્મદેવલોકને વિષે મહર્દ્ધિક દેવતા થયો. પોપટની પાખ કાપી નાખવાથી સુલોચના (કલાવતી)ના હાથ કપાયા.

સુલોચના પણ તેના દુઃખેકરી દુઃખણી થકી અનશન આદરી સમાધિથી મરણ પામી, અને સૌધર્મદેવલોકને વિષે તેજ દેવતાની દેવીપણે ઉત્પન્ન થઈ તે દેવલોકમાં વિષય સુખ ભોગવીને ક્રમે કરી તે બન્ને જણ દેવલોકથી ચ્યવ્યા. તેમાં શુકનો જીવ તે તુ શંખ રાજા થયો, અને સુલોચનાનો જીવ તે આ કલાવતી નામે તારી પટ્ટરાણી થઈ. માટે હે રાજન્ ! જીવે જે ખરેખરા પાપપુણ્ય કર્યા હોય તેનુજ ફલ તે ભોગવે છે. તેમાં સુખ-દુખનો કર્તા કોઇ પણ નથી. જે માટે પૂર્વભવમાં એણે તારી પખ કાપી, તેથી પૂર્વ વૈરે કરી તેં એના હાથ કપાવ્યા કૃતકર્મક્ષયો નાસ્તિ, કલ્પ કોટિશતૈરપિ ॥ અવશ્યમેવ ભોક્તવ્યં, કૃતં કર્મ શુભાશુભ ॥ ગુરુમુખથી એવી પૂર્વભવની વાર્તા સાંભળી તેથી વૈરાગ્ય કરી વાસિત થયુ છે ચિત્ત જેમનુ એવા તે બે જણ (શંખરાજા અને કલાવતી) સંસારનું અસારપણું જાણતા થકાં, હાથ જોડીને ગુરુને પ્રાર્થના કરતા હતા કે, હે પ્રભો ! હે સંસાર તારક, ભાગવતી દીક્ષા (સંયમ) આપો ત્યારે ગુરુ કહે છે, ક્ષમા સરખા જ્ઞાનીને એજ ઘટે છે જે માટે બળતા ઘર મધ્યેથી કોણ ડાહ્યો પુરુષ પોતાના આત્માને ઉદ્ધરે નહીં ! શૂરામાં શૂરો તું છે, તુ મહાત્યાગી છે. જે માટે આ સમય નિસંગી થઈને સાહસીકપણે પ્રવ્રજ્યા ગ્રહે છે. ત્યારે રાજાએ પણ પુત્રની આજ્ઞા લઈ મોટે મહોત્સવે કલાવતી રાણી સહિત દીક્ષા લઈ ગુરુની સાથે વિહાર કર્યો. તે રાજ્યઋષી સંસારથી ઉદાસીન થકા સમતા રસમાં મગ્ન થકા નરેંદ્ર દેવેન્દ્રના સુખથી પોતાના આત્માને સમતા સુખે કરી અધિક સુખી જાણતા હતા. તે રાજઋષિકાલોચિત ગીતાર્થ થયા. જે મુનિ અકાર્યથી નિવૃત્તિને જે આજ્ઞા સહિત જયણાથી ચારિત્ર પાળે તે પણ આરાધક કહ્યા છે જયણા જે છે, તે ધર્મની માતા છે, ધર્મની રખવાલી છે, તપને પુષ્ટિ આપનારી છે, નિશ્ચયેકરી સુખાવહ જયણા છે. તે શંખરાજા તથા કલાવતી રાણી શુદ્ધચારિત્ર પાળી અંતે અણસણ લઈ ત્યાંથી કાલમાસે સમાધિમાં કાલ કરી શંખરાજા સૌધર્મ દેવલોકે પદ્મવિમાનમાં પાંચ પલ્યોપમના આયુષ્યવાળા દેવતા થયો. અને કલાવતી રાણી સાધ્વીપણે શુદ્ધ ચારિત્ર પાળી કાલમાસે કાલ કરી તે પણ સૌધર્મ દેવલોકે પદ્મવિમાનમાં તેજ દેવતાની દેવીપણે દેવાંગના થઈ તે પાંચ પલ્યોપમનું આયુષ્ય પાલતાં માંહોમાંહે અનુરાગીપણે રહ્યા.

પ્રથમ ભવમાં પ્રથમ વ્રતધારી એવા જે શંખરાજા તથા કલાવતી તેની કથાથી યુક્ત એવો આ ચરિત્રનો પ્રથમ સર્ગ સૌને કલ્યાણકારી થાઓ.

# બીજો સર્ગ

જંબુદ્વીપના દક્ષિણાર્દ્ધ ભરત ક્ષેત્રમાં મધ્યખંડને વિષે મણિપિંગલ ખૂબ જ રઢીયાળો, સમૃદ્ધિ સહિત નામે દેશ છે ત્યાં પોતનપુર નગરમાં શત્રુંજય રાજા છે. તે શિયલવંત રાજાને રૂપલાવણ્યથી ભરપૂર વસંતસેના રાણી છે, સમયાનુસાર રાણીની કુક્ષિ વિષે શંખરાજાનો જીવ દેવથકી ચ્યવીને ઉત્પન્ન થયો, તે સમયે પૂર્ણચન્દ્રમા સમાન મુખવાળી રાણીએ સમસ્ત કમલોથી વ્યાપ્ત કમલાકરને જોવે છે, રાજાને સ્વપ્નની વાત કહી, આનંદ અનુભવે છે, રાજા રાણીને કહે છે કે હે રાણી–તમને સુંદર પુત્ર ઉત્પન્ન થશે, રાણી તે પછી ગર્ભનું ધર્મ આરાધના કરતી થકી પોષણ કરે છે.

દેવગુરુની ભક્તિ કરીશ. દીન દુખીને દાન આપીશ. યાચકોને સંતુષ્ટ કરીશ. સાધર્મિક વાત્સલ્ય કરીશ. અમારી પ્રવર્તાવીશ. એવાં શુભ વિચારો રાણીને થયા તે બધાં રાજાએ પુરાં પાડયાં. પછી શુભ યોગે પૂર્વ દિશામાં જેમ સૂર્ય પ્રકાશે, તેમ તેજવંત અંધકારને ટાલતો એવો પુત્ર મધ્યરાત્રે તે રાણીએ પ્રસવ્યો ત્યારે સુમુખ નામે દાસીએ પુત્રજન્મની વધામણી આપી. ત્યારે રાજાએ તેને સાર શ્રંગાર આપ્યા. દાસીકર્મ દૂર કીધું. એવી વધાઈ આપી. ત્યાર પછી પ્રાત:કાળને વિષે રાજાએ પુત્રનો જન્મમહોત્સવ પ્રવર્તાવ્યો. એક માસ પછીરાજાએ કુટુંબને જમાડી સર્વની સાક્ષીએ સ્વપ્નને અનુસારે તે પુત્રનું કમલસેન એવું નામ પાડયું. તે પુત્ર શુક્લ પક્ષની બીજના ચંદ્રમાની પેઠે વૃદ્ધિ પામતો થકો કુશલ, લાયક અને સકલ કલાએ કરી પૂર્ણ બન્યો હતો. તે પુત્ર પવિત્ર યૌવનાવસ્થા પામ્યો પૂર્વજન્મના સુકૃત અભ્યાસ થકી શાંત, દાંત, દયા વાન એવો તે થયો. સત્ય વચન બોલવું, મુનિની પેઠે મૌન ધારણ કરીને રહેવું, અવસરે થોડું બોલવું, એવો તે કુમાર પરોપકારી, દાક્ષિણ્યવંત, દાતાર, પરાક્રમી, ગંભીર, ગુણવંત, યુવાન પુરુષોને આનંદકાય વસંત માસ આવ્યો ત્યારે મિત્રની પ્રેરણાથી ક્રીડા જોવાને અર્થે કમલસેન કુમાર નંદન વનને વિષે આવતો હતો.

ત્યાં ક્રીડાએ કરી વ્યગ્ર મનવાળા એવા તે મિત્રાદિક રમતાં અન્ય જગ્યાએ ગયા. ત્યારે કુમારે ત્યાં બેઠાં થકાં અહો ? એતો અનાથ છે એવો કોઇકના મુખથી બોલાતો શબ્દ સાંભળ્યો. ત્યારે કુમારે વિચાર્યું, જે મારો પિતા લોકનો નાથ છતાં એ અનાથ શબ્દ કોણ કહે છે ? અને તે કેમ કહે છે ? એવો અમર્ષધરી તે કુમાર શબ્દને અનુસારે તે દિશામાં ચાલ્યો. તે કેટલેક દુર ગયો, પણ શબ્દનો કહેનારો કોઈ દીઠો નહીં, ત્યારે ત્યાંથી પાછો વળ્યો, એટલામાં વળી એનો એજ શબ્દ સાંભળ્યો. ત્યારે વળી શોધ કરવા આગળ ચાલ્યો. ત્યાં અતિ દૂર નહી એવા એક દહેરાને વિષે પ્રવેશ કરતી એક સ્ત્રી દીઠી

તે સમયે કુમારે વિચાર્યું, જે એ શબ્દ તો બે ત્રણ વાર એના જ મુખ થકી નીકળ્યો હોય એમ સંભવે છે, તે માટે તેનેજ પૂછુ. એવુ ચિંતવીને કુમાર દહેરામાં જાય છે, એટલે તે દહેરું ઉડીને દુર ગયું, અને પ્રાસાદરુપ થઈ રહ્યું. તે સમયે કુમાર વિસ્મય પામ્યો. એટલામાં પ્રાસાદ મધ્યેથી એક પ્રૌઢ સ્ત્રી નીકળી. તે હર્ષવંત થકી કુમારને આદર સન્માન દઇ કહે છે કે, હે સ્વામિ! તમે અહી બેસો.

તે સાંભળી કુમાર કહે છે, હે સ્ત્રી! તુ કોણ છે? આ ઇંદ્રજાલરુપી તે શુ છે? અનાથ તું કેમ કહે છે? તેનો ઉત્તર તું તરત આપ ત્યારે તે સ્ત્રી કહે છે જેનો કોઈ નાથ નથી તેને આ બધુ જગત્ અનાથ છે. ત્યારે કુમાર કહે છે. એ ઇંદ્રજાલ તે શા માટે રચી સ્ત્રી બોલી, હે નિપુણ! તુ કેણ એમ સ્ત્રી જાતીને પૂછવું તને ઘટે નહીં ॥ હવે તું મારી વાર્તા સાંભળ શ્રીનામક હું પ્રૌઢ નાયિકા છું. હું લાયક એવા બહુ ઉત્તમ પુરુષો પાસે રહેલી હતી. પણ હુ સાંપ્રતિ અનાથ છું. તે માટે હે સ્વામિ! તમે દયાળુ છો, તમે નિપુણ છો, ઉપકારીમાં શિરોમણી છો, તેથી મુજ અનાથના તમો નાથ થઓ જે ઉત્તમ હોય, તે પર સ્ત્રી ભોગવે, એવુ વિપરીત વચન સ્ત્રીએ કહ્યુ તે સાભળી કુમારે હૃદયમાં ધારીને પછી તે સ્ત્રીને કહ્યું કે હું પરસ્ત્રીને ભોગવું નહી, જે માટે ઉત્તમ પુરુષે પરસ્ત્રી ભોગવવી નહી. પરસ્ત્રીને સામુ જોવાથી પણ શીયળ રુપ પ્રાણ જાય, અને જો હૃદયમાં લાગે તો કાળજું કાપી નાખે, માટે એને તરવારની ધાર સમાન કહી છે. માટે પરસ્ત્રીથી અગ્નિની જેમ દૂર રહેવું જોઈએ.

પર સ્રીના સંગથી પુરુષ પોતાના નિર્મલ કુળને મલિન કરે છે. પોતાના આત્માને અહીત કરે છે. અને નરકને વિષે પડે છે. જેનો કોઇ નાથ ન હોય, અથવા દુખી હોય, તેને પોષવાનો અથવા પાળવાનો નાથ હું છું. પરંતુ કલ્પાંતે પણ પરસ્ત્રીનો સંગ કરનાર હું નહિ. જો મારું ચિત્ત તું હરીશ તો હું સંત પુરુષ નહિ, તો હું પરસ્ત્રી કેમ ધારું! એમ કહી તે કુમાર ત્યાંથી નીકળ્યો. ત્યારે તે બોલી સૂના ઘર મધ્યે પેસીને જેમ શ્વાન નીકળે તેમ તું કેમ નીકળ્યો. જો તારા અંગમાં સુભટ પણું હોય તો તું મારા મુખ આગળ આવ. એમ સાંભળી કુમાર તેની સામો ગયો એટલે કોઇ પુરુષે કહ્યુ, હાથમાં તલવાર ગ્રહીને તું સ્વછંદચારી થકો શું સિંહને વારીશ? માટે જો તું સાચા પુરુષમાં સિંહ હોય તો જોઉં, જે હું પ્રહાર કરૂં તેને તું સહન કર ત્યારે કુમારે પણ તલવાર કાઢી ડાબે ખંભે ધરી. ત્યારે તે પુરુષે પણ તરવાર બાંધે ધરી કહ્યું, હે મૂઢ પહેલો પ્રહાર તું કર ત્યારે કુમારે કહ્યું, નિરપરાધ એવા કોઇને પ્રથમ ઘાત કરુ ત્યારે તે પુરુષ તુષ્ટમાન થઈ કહેવા લાગ્યો કે, અહે! સત્વ શ્રીમંત નર! તું તારા શરીરની શોભાથી રાજલક્ષ્મી ભોગવ, બીજું અંગ દેશની લક્ષ્મી તુ ભોગવીશ, મેં સ્રી તથા પુરુષ રુપ કરી તને ઇંદ્રજાલ પણું દેખાડયું. અને તારું ધૈર્ય જોવાને તારી પરીક્ષા

કરવાને જે તને વચન કુવચન કહ્યા, તે તું ખમજે. હે સત પુરુષ! હું ચંપા નગરીનો અધિષ્ઠાયક છું. એમ કહી તે દેવતા અદૃશ્ય થયો

તે કુમાર પણ અંગ દેશના પદની પ્રાપ્તિ જાણી, હર્ષવંત થઈ શુભ શકુનોથી પ્રેર્યો થકો આગળ ચાલ્યો. ત્યાં આગળ જતાં એક મોટું સરોવર દીઠું ઘણા કમલોથી, પક્ષીઓથી, વિનોદ આપનારું મનોહર સરોવર જોયુ, ત્યાં કુમારે સ્નાન કર્યું. એવામાં કોઈક પુરુષ અશ્વ લઈને તેની સામો આવ્યો અને બોલ્યો કે, હે સ્વામિ! આ તુરંગ ઉપર તમે અસ્વાર થાઓ એવુ સાંભળીને કુમારે કહ્યું, તું કોણ છે?

ત્યારે તે અશ્વ લાવનાર પુરુષ બોલ્યો કે અહીથી નજીક એક નંદનવન છે, ત્યાં રમવાને ચંપાનગરીનો અધિપતિ ગુણસેન નામે રાજા આવ્યો છે તેનો હું અનુચર છું. તેણે આપને તેડવા માટે મને મોકલેલ છે, માટે ત્યા અસ્વાર થઈ પધારો. પછી ત્યાં જે કાર્ય હશે તે સ્વયમેવ જાણશો. ત્યારે ગુણનો રાગી એવો કુમાર અશ્વ ઉપર અસ્વાર થઈ આગળ ચાલ્યો. અશોક વૃક્ષ તલે બેઠેલો, કુંડલે તથા તિલકથી શોભતો, નાગલતાથી કરી જેનું શરીર વેષ્ટિત છે, જેના ભાલસ્થલ ઉપર બિંદુ શોભે છે, એવા રાજાને પ્રણામ કરનાર એવા કુમારને પૂછ્યું કે, હે સજ્જન! તું ક્યાંથી આવ્યો? તારુ કલ્યાણ થાઓ, તારું સ્વાગત હોજો. એમ કહીને રાજા મૌન રહ્યો, ત્યારે મને પ્રણામ કરતાં કેમ વાર્યો! એવું કુમાર મનમા ચિંતવે છે એટલામાં મતિવર્દ્ધન નામે પ્રધાન તે કુમારને કહે છે, તમને સરોવર મધ્યે સ્નાન કરતા દેખીને અમે વિચાર્યું કે, એ કોઈક ઉત્તમ રાજપુત્ર છે, એવું જાણીને તમને તેડવા માટે અશ્વ મોકલ્યો હવે નગર મધ્યે પધારો. એમ કહી તે મતિવર્દ્ધન પ્રધાને કમલસેન કુમારને નમીને કહ્યું કે, રથમા અસ્વાર થાઓ. તે કુમાર રથમાં બેઠો, એટલે પ્રધાન કુમારને કહેવા લાગ્યો કે, હે ઉત્તમ! હું પરદેશથી આવ્યો છું, એવો કશો મનમાં ખેદ તમે કરશો નહિ સૂર્ય જે છે, તે દુર છે તો પણ દુરથી અંધકારને ક્ષણ માત્રમાં ટાળે છે. ત્યારે કુમારે કહ્યુ, ગંભીર, ગુણરાગી, સત્યવાદી, સરલ, સૌમ્ય, એવા જન જ્યા હોય તે જો પરદેશ હોય તો પણ તેને માણસે સ્વદેશજ કહ્યો ઈત્યાદિક સ્તુતિ મય વચનોથી પ્રધાનનું મન રંજિત કર્યું. પછી ચંપા નગરી મધ્યે તેણે પ્રવેશ કર્યો.પુણ્યશાલી આત્માઓને સંપદાઓ સાધન સામગ્રી વિપુલ મલે જ છે.

તે પ્રધાન કુમારને પોતાને ઘેર તેડી ગયો ત્યાં સ્નાન તેમ મર્દન કરી ભોજન કરી રાત્રીએ સુખ શય્યાએ સૂતો ત્યારે તે કુમારની પાસે એકાંતે પ્રધાન આવીને વાત કહે છે હે પ્રભો! ચિર કાલસુધી અમારું મન ચિંતારૂપી અગ્નિથી બળી રહ્યું છે, તે તમો જલધર જેવા છો માટે તમારા દર્શનરૂપી જલને સીંચવાથી અમારૂં મન શીતલ થયું. માટે તમો આ અમારો અંગ નામનો દેશ છે તેને લઈને અમારા સ્વામિના મનની ઈચ્છા પૂર્ણ કરો. ત્યારે કુમાર હસીને કહે છે કે, તમે અંગદેશના રાજા છે તો કેમ મારી પ્રાર્થના કરો છો?

પ્રભુ છતાં કેમ બીજા સ્વામિની ઇચ્છા કરો છો ? એ મને મોટું આશ્ચર્ય થાય છે, માટે જે સત્ય હોય તે મને કહો. ત્યારે મંત્રી કહે છે કે, તમારી આજ્ઞા હોય તો તેમ તમને યથાતથ્ય હું કહું. આ નગરીમાં શ્રીકેતુ નામે રાજા હતો. તેને પોતાના વંશને વિષે ધ્વજા સમાન એવી વૈજયંતી નામે રાણી હતી તેની સાથે તે રાજા કામ ભોગનું સુખ તથા એ ધરતીનું રાજ્ય ભોગવતો હતો. એકદા રાજા, સભા ભરીને બેઠો હતો, ત્યારે રાજાએ એવી વાત પૂછી કે, એ નગરમાં કોઇ સુખી પુણ્યવંત હશે ? એ નગરને વિષે સુખીમાં સુખી એક વ્યવ્હારીયાનો પુત્ર વિનયંધર નામે કામદેવ જેવો છે અને ધનદ સમાન ધનવંત છે, તથા બુદ્ધિથી તો જે વિબુધને પણ આનંદ ઉપજાવે તેવો છે, તેને ચાર સ્ત્રીઓ સુર સુંદરી જેવી છે ચારે પતિવ્રતા તેમ મહા ચતુર છે. એવી પ્રશંસા તેની કીધી એવું તે સ્ત્રીઓનું વર્ણન સાંભળીને રાજા તે સ્ત્રીઓની ઉપરે આસક્ત થયો. નજરે દીઠે જેવો રાગી ન થાય, તેવો રાજા સાંભળવાથી રાગી થયો. યદ્યપિ રાજા ધર્મવંત હતો, તથાપિ તાક્ષણ અંતરમાં અધર્મી થયો. જે કામને વશ થાય તે વિપરીતપણે શું ન થાય ?

હવે કામાતુર થયો થકો તે રાજા વિચારે છે, જે હું તે પરસ્ત્રીગ્રહણ કરૂં તો કુલને કલંક થાય, તથા પરસ્ત્રી ન સેવું તો કામજ્વર બાળે. "એમ એક બાજુ નદી અને એક બાજુ વાઘ" એ ન્યાયે એવા દુઃખમાં રાજા આવી પડયો. એમ ચિંતવતો થકો ઉપાય મલ્યો વિચાર્યું કે હું પુરનાં લોકને વિપ્રતારીને એ વાણીયાને જોરાવરી કરી બલાત્કારે ગ્રહું તો લોકમાં નિંદાગર્હા ન થાય. એવું એકાંતે રાજાએ ચિંતવીને પોતાના પુરોહિતને કહ્યું જે, તમે વિનયંધર શેઠ સાથે કપટરૂપ મૈત્રી કરો. પછી તે ઉપાધ્યાયની પાસે એક નવો શ્લોક લખાવને રાજાએ આપ્યો, અને પુરોહિતને કહ્યુ કે તું કોઈ પચુ રીતે કરી એ શ્લોક શેઠના હાથે લખાવીને ગુપ્તપણે મને આપ.

રાજાની આજ્ઞા પ્રમાણે પુરોહિતે વિનયંધરની પાસે ભોજપત્ર ઉપર તે શ્લોક લખાવીને રાજાને આપ્યો. તે શ્લોક ॥ ત્વદ્વિયોગાગ્નિ તપ્તસ્ય, મૃગાક્ષિ રતિપંડિતે નિશાસહસ્રયામેવ, ચતુર્યામાપિ મેડજનિ ॥ અર્થ : રતિ સંભોગમાં પંડિત એવી હે મૃગાક્ષિ ! તારા વિયોગથી તપ્ત થયેલી એવી મહારી રાત્રી ચારપ્રહરવાલી હતી, તો પણ તે સહસ્રયામ સરખી થઈ ॥૧॥ વિનયંધરે લખેલો શ્લોક હાથમાં આવતાં જ રાજાએ પૌરજનને તેડાવીને કહ્યું કે, અહો નાગરિકજનો ! વિનયધરે એ કામલેખ મારા અંતઃપુરને વિષે મોકલ્યો. તમે એ લિપીની પરીક્ષા કરો, તે સાચું હોય તે મને કહો. લોકોએ શ્લોકના અક્ષર જોઇને રાજાને કહ્યું, અક્ષર તો વિનયંધરના જેવા દેખાય છે, પણ તે એવું કામ કરે નહી. હંસ પક્ષી નિત્ય મોતીનો આહાર કરે છે, તે કયારે પણ કાદવનાં પાણીને અડે નહી. માટે એ કોઈએ કપટજાલ કર્યું છે. એમ લોકોએ કહ્યુ તો પણ તેમ ન માનતા નિપયરૂપ

વિષે ફરી મોહિત થયેલા રાજાએ મત્ત ગજેન્દ્રની જેમ મર્યાદા મૂકીને પોતાના સુભટોને આજ્ઞા કરી કે, તમે વિનયંધરને તેના પરિવાર સહિત પકડી લાવો, અને તેના ઘરને બંધ કરો. આ વાત બીજી પ્રતમાં ફરી નીચે પ્રમાણે લખી છે.

એવું વિચારી એક લેખ લખી મક્યો. તેમાં રાજાએ લખ્યું જે તારે ઘેર સારી વસ્તુ છે તે મને આપ. તે મૃગાક્ષીના વિયોગથી એક રાત્રી તે મને હજાર રાત સરખી જાય છે. તે વિનયંધર શેઠે પરમાર્થ જાણી પુરોહિતને અને પ્રજા લોકને કહ્યું, જે રાજા મારી દૃષ્ટિએ જુએ છે, તમે જઈને સમજાવો. તે પ્રજાએ રાજાને કહ્યું ત્યારે રાજા તે પ્રજાલોક મહાજનને કહે છે કે, એ તો હું માગી લઉં છું. તેમાં મને શો દોષ? ત્યારે પ્રજા લોકે કહ્યું. રાજા અઘટિત ન માગે, અન્યાય ન કરે, તમો કોઈ પરીક્ષા અર્થે કરો તો પણ તે પ્રજાને દુઃખરૂપ થાય. જેમ યુદ્ધમા પૂરા ન ઘટે, તેમ તમને એ કર્તવ્ય ન ઘટે. જે મધુર દ્રાક્ષના આસ્વાદન કરનારા હોય તે કંટક વૃક્ષને વિષે કેમ મન કરે, આ પ્રમાણે રાજાને કહ્યું પણ રાજાનું પાપરૂપ વિષ ન ઉતર્યું. જેમ નિર્મળ સ્ફટિકને વિષે કાળો ડાઘ લાગે તેમ ત્યાં નિપજ્યું. એમ પ્રજા લોકનો પ્રતીકાર, વિનંતી રાજાએ હૃદયમાં ધારી નહિં, તે પ્રજાની મર્યાદા અવગણીને રાજા અસંમજસ અકૃત્ય કરતો હતો. રાજાએ પોતાના સેવકોને કહ્યું, તમો જઈને શેઠની સ્ત્રીઓને બળાત્કારે લઈ આવો. તેના પરિવારને દૂર કરી ઘરને શીલ કરો.

રાજા નગરના લોકોને કહે છે. એનો પક્ષપાત તથા ઉપરીપણું જે કરશે તેને લૂંટી લઈશ. એવાં કડવા વચન સાંભળી પ્રજા લોક સહુ નિજ મંદિરે ગયા. તે વખત રાજાના સેવક વિનયંધર શેઠને ઘેર ગયા. ત્યારે તેના સ્પર્શના ભેદથકી સ્ત્રીઓને લઈને તે વિનયંધર પોતે રાજા પાસે આવ્યો. તે સ્ત્રીઓનું અદ્ભુતરૂપ દેખી રાજા ચિતમાહે ચિંતવવા લાગ્યો કે, એ સાચું છે જે માટે સ્વર્ગને વિષે પણ એવી રૂપવંત સ્ત્રીઓ નથી મારા ઘરને વિષે એ ચારે સ્ત્રીઓ અમૃત કુપીકા આવી. એ સ્ત્રીઓ મારે કંઠે આલિંગન દેશે. પણ હમણાં તો જોર ન કરૂં, કાલ વિલંબ કરૂ. ધીરે ધીરે કામ થાશે તે સ્ત્રીઓને અંતેઉરમધ્યે મુકાવી. તેને અંગ ભોગ સામગ્રી, આહાર પાણી, શય્યા આશનાદિક અપાવી. અને તે વાણિયાને બેડીમાં રાખ્યો. હવે તે નારીઓ દુખી થકી રાજાની મુકેલી અંગભોગસામગ્રીને તથા શય્યાની ભૂમિકાને તથા દાસીઓ એ સર્વને વિષવત્ જાણતી હતી. તે રાજાની દાસી તે સ્ત્રીઓને કહે છે. હે સખીઓ! આજ તમારુ પુન્ય ખીલ્યુ. જે માટે રાજા તમારી ઉપર અનુકુળ થયો. એ રાજા તુષ્ટમાન થયો તો ચિંતામણિરત્ન સરીખો છે. અને રૂઠે તો યમરાજ સરખો છે. એ સાથે કામ ભોગ કરશો તો કદી સંપદા પામશો. તે માટે તમે ચિંતા ન કરશો, એવા ગુણવંત ભરતારનો સંગ મળવો દુર્લભ છે. એવુ સાભળી તે વ્યવહારિયાની સ્ત્રીઓ બોલી.

અહો! દાસીઓ એ સર્વ યોગ ભલે મળ્યો પણ અમો બીજો ભરતાર ન વાછીએ. અમો શીયલથી ઉજળા છીએ. યદપિ રાજા રૂઠો થકી અમારા પ્રાણ લેશે, તો તે પ્રાણ ત્યાગ

કરીશું, પણ શીયલ નહિ ખંડીએ, તે દાસીએ જઈ રાજાને કહ્યું. તે સાંભળી રાજા કેવું દુઃખ પામ્યો, તે કહે છે. જેમ તપ્ત નદીને તટે માછલું તરફડે, કયાંય શાતા ન પામે, તેમ રાજા કામાતુર થકી કયાંય રતિ ન પામ્યો નીરાગી નિષ્કામી જે પુરુષ છે તે ડાભના સંથારે સૂતા થકી પણ સુખિયા અને કામી જીવો હ સરામની તલાઈમાં સૂતા થકા પણ દુઃખીયા છે તેમને નિન્દ્રા નથી આવતી. તે રાજાને તે એક રાત તે વર્ષ સમાન થઈ પ્રભાતે સર્વ શૃંગાર કરીને તે સ્ત્રીની પાસે આવ્યો તે સ્ત્રીએ રાજાને પ્રણામ ન કર્યા, તેમ સામું પણ ન જોયું. રાજા તેનું રૂપ દેખીને મોહ પામ્યો તે સમયે કોઈક કુલદેવી હતી તે ત્યાં વિરુપ કરીને આવી તેના મસ્તકે કેશ પીલા, બિલાડીના જેવી માંજરી આંખ, ખરના સરખા દાંત, ઊંટના સરખા હોઠ, રાગી પુરુષનો રાગ મટેએવા રુપે આવી તે દેખીને રાજા વિસ્મય પામ્યો. રાજાનું કુશીલપણુ જાણી ઠપકો દેતી તેને કહેવા લાગી કે, રાજકન્યાસરખી તારા ઘરની પટરાણીનું છે તેને મૂકીને તું એ મધ્યમ સ્ત્રીઓની ઉપર શુ રાચે છે, માન અપમાન, કીર્તિ, પાત્ર અપાત્ર કાંઈ જોતો નથી ! ધિક્કા છે. તને, આ સાંભળીને રાજા અત્યંત શરમાયો, વળી દેવી બોલી કે, એ સ્ત્રીઓને પોતાને ઘેર પહોચાડ, નહિતો મહા દુઃખ પામીશ એવું સાંભળી રાજા આશ્ચર્યવંત થકો જોઈ રહ્યો, એવા સમયે ઉધાનને વિષે સુરસેન નામે જ્ઞાનવંત મુનિ આવ્યા. તે જાણી પરિવાર સહિત રાજા અને વિનયંધર શેઠ તથા તેની ચાર સ્ત્રીઓ તે સર્વ સાધુને વાદવા આવ્યા રાજા પણ હર્ષસાથે ગુરુને વાંદીને બેઠે. જ્ઞાનીમુનિએ દેશના દીધી તે પછી અવસર પામીને રાજા વિનયથી મુનિને એ પૂછે છે કે, હે પ્રભો ! વિનયંધર શેઠ દેવાંગનાથી અધિક રુપવતી એવી સ્ત્રીયો કેમ પામ્યો ? બીજા પુરુષો એવી રુપવતી સ્ત્રી કેમ નથી પામતા ! એમા શું કર્મ વિશેષ છે ? એવું રાજાએ પૂછ્યું, ત્યારે નગરના લોક તથા તે વિનયંધર શેઠ અને તેની સ્ત્રીઓ તે સર્વે એકાગ્રમને થઈ પોતાના ભવનું સ્વરુપ સાભળે છે. જેમ આષાઢો મેઘને જોઈને મોર હર્ષે, તેમ સર્વ હર્ષ પામ્યા

તે ગુરૂદેવ સમયે ગુરુ કહે છે હે રાજા ! સુરુપ કુરુપનું કારણ તે સર્વ પૂર્વભવના ઉપાર્જ્યાં કર્મ છે. અને સુખ દુઃખ પામવુ તે પણ પૂર્વ ભવના કર્મોપાર્જન થકી જ જાણવુ. હે રાજન્ ! વિનયધર શેઠનો પાછલા ભવનો અધિકાર તને વિસ્તારે કરી કહું છું. પૂર્વે ગજપુરને વિષે વિચાર ધવલ નામે રાજા હતે. એ રાજાનો કોઈક તાલિક હતો, તે બીજાને જમાડીને જમતો, તે રીતે સમય પસાર થતા ઉત્સાર્પિણી કાલના નવમા જિનેશ્વર તિંદુક વનમાં વિષે કાઉસગ્ગ મુદ્રાથી જોયા, જિનેશ્વરની ઉત્તમ સ્તવના કરતો હતો, તે પ્રભુ કેવા છે, જેમનું રુપ નિરુપમ છે, જેની ઉપસમતા ગુણની બરાબરી અથવા મર્યાદાયે બીજો કોઈ આવી ન પહોચે, જેમનું તપ પણ ઘણું છે. એવા મુનિને તે વૈતાલિક સ્તવના કરી જિનેશ્વર ઉપર બહુમાન ધરતો, જિનેશ્વરની ભાવના કરતો તે વૈતાલિક ઘેર ગયો. ભોજન કાલે તેને ઘરે તેજ પ્રભુ આહારને અર્થે આવ્યા. તે પ્રભુને દેખી

વૈતાલિક હર્ષવંત થઈ પ્રભુને વંદન કરીને આહાર વહોરાવીને મનમાં હર્ષ પામ્યો; તે સમયે આકાશમાં દેવદંદુભિ વાગી, 'અહો દાન અહોદાન' એવા શબ્દ થયા, બંદિજનો બિરુદાવલિ બોલતા હતા, નર અમર સ્તુતિ કરતા હતા. એવો પ્રત્યક્ષ સુપાત્ર દાનનો મહિમા દેખીને તે વૈતાલિક ત્યાં સમકિતધારી થયો, અનુક્રમે તે સુપાત્રદાને ધન વાપરી, શુભધ્યાનમા કાલ કરી, પ્રથમ દેવલોકે દેવતા થયો. ત્યાં દેવાંગનાની સાથે ઘણો દેવતા સંબંધી ભોગ ભોગવી ત્યાંથી ચ્યવી તે જીવ તારા નગરને વિષે વ્યવહારીયાનો પુત્ર, વિનયંધર કુમાર મહારુપવંત, પુણ્યવંત થયો તે સુપાત્ર દાનના ફલથી વિનયવંત, યશવંત, કિર્તિવંત, સર્વ કલાએ કુશળ થયો.

હવે તે શેઠની સ્ત્રીઓના પૂર્વભવ કહે છે. હે રાજન્ ! એના એ ભરતક્ષેત્રને વિષે સર્વ લક્ષ્મીનું સ્થાનક સાકેત પુરનામે નગર છે. ત્યા શત્રુનો ક્ષયકારી એવો નરકેસરી રાજા હતો, તે રાજાને વલ્લભ પ્રિય, કમલસુંદરી નામે રાણી હતી. તેને રતિ ઉપજાવનારી એ રતિસુંદરી નામે પુત્રી હતી. તે રાજાનો બુદ્ધિવંત, લક્ષ્મીવંત, વિદ્યાવંત, ઘણો વલ્લભ એવો શ્રીદત્ત નામનો પ્રધાન તથા સુમિત્ર નામે શ્રેષ્ઠી અને સુઘોષ નામે પુરોહિત હતો એ ત્રણે રાજાના મિત્ર છે. તે પોતપોતાની મર્યાદા ક્યારે પણ મૂકે નહીં. તેમને લક્ષ્મણા, લક્ષ્મી, અને લલિતા, અનુક્રમે સ્ત્રીઓ હતી તે ત્રણે સ્ત્રીઓને બુદ્ધિસુંદરી, ઋદ્ધિસુંદરી અને ગુણસુંદરી એ ત્રણુનામે ત્રણ પુત્રીઓ હતી. તેમજ ચોથી રતિસુંદરી નામે રાજાની પુત્રી હતી. એ ચારે લેખક શાલામાં સાથે ભણે છે. તે ભણતા થકાં સર્વ કલામાં કુશલ થઈ બુદ્ધિસુંદરી આદિ ત્રણ કન્યાઓને રાજ પુત્રી સાથે પ્રેમ બંધાણો. તે ચારે યૌવનાવસ્થા પામી. એ ચારેના મન એક સરખા હતા, જાણે ચારે પુત્રીઓ દેવલોકની દેવીઓ ન હોય અને સરખા વિચારવાળી ચારે પુત્રીઓ હતી એવી પ્રીતિ તેને માંહે માંહે થઈ

એકદા ઋદ્ધિસુંદરીને ઘેર નિઃકલંકા, નિર્દોષા, સૌમ્ય મૂર્ત્તિ, એક ગુણશ્રી નામે સાધ્વી આહાર અર્થે આવ્યા તે સમયે બીજી સખીઓએ પૂછ્યુ, એ શુદ્ધ વેષની ધરનારી બાઈ કોણ છે? ત્યારે તે વાણીયાની બેટી કહે છે, હે સખીઓ ! એ સર્વ સાધ્વી માહે શિરોમણિ એવી શ્વેતાંબરી સાધ્વી છે બાલપણાથી એમણે શીયલવ્રત નિષ્કપટપણે પાળ્યું, તેથી અમારા ગુરુ પણ એમને માન આપે છે. માટે એમને જે દેખે તે નર ધન્ય, જે તેમની ભક્તિ કરી નમસ્કાર કરે તે પણ ધન્ય, એમનાં મુખની વાણી સાંભળે તે પણ ધન્ય, ઋદ્ધિસુંદરીએ એવું કહ્યું. તે સાંભળી તે બીજી સખી પણ આનંદ પામીને તે સાધ્વીને વાંદતી હતી તે સમયે તે સાધ્વીએ તે ચારે કન્યાઓને સાક્ષાત્ સાકર સમાન મીઠી એવી ધર્મદેશનાદીધી.

ધર્મદેશનાના પ્રભાવે તે ચારે સ્ત્રીઓના આત્મા સમક્તિ પામ્યા, તેમાં વળી શીયલ ધર્મની વાત જણાવી શિયળનો પ્રભાવ બતલાવ્યો, તે શીયલધર્મની વાત સાંભળી ચારેજણા હર્ષિત થયા, કે આજે આપણે આત્મિક આનંદ પ્રાપ્ત કર્યો. અને શીયલવ્રત સ્વીકારવા તૈયાર થઈ ગયા, ત્યારબાદ તે ચારેજણા જૈનધર્મને બહુમાનપૂર્વક આદરે છે.

એ સમયે નંદનપુર થકી ચંદ્રરાજાએ પરદેશી લોકના મુખથકી રતિસુંદરીના રૂપનું વર્ણન સાભળી પોતાના પ્રધાનને મોકલ્યો. તે રતિસુંદરીના પિતાએ જાણ્યું, એ કન્યા ભાગ્યવંતી છે. જે રાજાએ સામી માગી. તે પિતાએ આદરસહિત સાક્ષાત્ લક્ષ્મીની પેઠે પોતાના પ્રધાન સાથે ચંદ્રરાજાને પરણાવવાને પોતાની પુત્રી સામી મોકલી. તે રાજાએ સારા એવા મોટા મહોત્સવથી રતિસુંદરીનું પાણીગ્રહણ કીધું. તે રતિસુંદરી સર્વ કલાએ સંપૂર્ણ છે અને ચંદ્રરાજા પણ સુવ્રતી શીયલવંત છે. તે જેમ ચંદ્રમા જ્યોત્સનાની કાંતિથી શોભે, તેમ તે ચંદ્રરાજા રતિસુંદરી કન્યાથી શોભે છે. તેવા સમયમાં કુરુદેશના રાજા મહેન્દ્રસિંહે સાંભળ્યું કે ચન્દ્રરાજાની પાસે રતિસુંદરી રૂપવંતી સ્ત્રી છે તે મને મલવી જોઈએ માટે દૂત મારફતે કહેવરાવ્યું કે જુની પ્રીત-સંબંધ રાખવો હોય તો રતિસુંદરીને શીઘ્ર મોકલી આપો તે સાંભળી,

તે ચંદ્રરાજા રોષવંત થઈ ત્રિવલી ચડાવી દૂત પ્રત્યે કહે છે કે, હે દૂત! જે પુરૂષ પરસ્ત્રીલંપટ છે, તે રાજા નહિં જાણવો પણ તેને લંપટી શ્વાન કહિએ. જેની માતાએ યૌવનાંધપણે કુશીલ સેવ્યું હોય, તેના પુત્ર એવા કુપુત્ર કુશીનીયા ઉપજે દૂત! તું નથી જાણતો જે પોતાની સ્ત્રી કોઈ મોકલતો હશે? સર્પ જીવતા કોઇ સર્પના માથાની મણી લઇ શકે? તે દૂત ફરી કહે છે, હે રાજન્! પુત્ર તથા ચાકર હણાતા પણ જો ધન અને રાજ્ય, રહેતુ હોય તો તે રાખીએ, તથા ધન, રાજ્ય અને સ્ત્રી દેતા પણ જો પોતાનો આત્મા રહેતો હોય તો તેને રાખીએ, પણ પોતાનો જીવ જાય તે ટાણે નારીને રાખીએ નહિં, તે પણ તારી સ્ત્રી લેશે. એમ દૂતે કહ્યું, ત્યારે ચંદ્રરાજાએ દૂતને અપમાન કરી કાઢી મૂક્યો. દૂતે પણ મહેન્દ્રસિંહ રાજાની આગળ આવીને રાજાને વધુ ક્રોધ ચડે, તે રીતે વિશેષે વધારીને વાર્તા કહી તે વાર્તા સાંભળી મહેન્દ્રસિંહ રાજા કલ્પાંત કાળના સમુદ્રની જેમ ક્ષોભ પામી, ઘણું લશ્કર હાથી ઘોડા, તેમજ પાયદળના સમુદાયને લઇ તે ચંદ્રરાજાની સ્ત્રી લેવાને ચાલ્યો. તે ચંદ્રરાજા પણ તેને આવતો જાણી ગજ, અશ્વ, રથ, પાયદળ ચતુરંગી સેના સહિત પોતાના દેશની મર્યાદાથી સામો આવ્યો. તે બે રાજાનાં સૈન્ય સામા થયાં. સુભટોએ મહાયુદ્ધ સંગ્રામ કર્યો. દીનપણું મૂકીને શૂરવીર થઈ સંગ્રામ કરતા હતા. એમ યુદ્ધ કરતાં મહેન્દ્રસિંહ રાજાના સૈન્યે ચંદ્રરાજાના લશ્કરને જીત્યું.

ત્યારપછી ચંદ્રરાજા કોપ કરી સિંહનાદ કરતો રથમાં બેસી પોતાની સેના લઈ ક્ષણમાત્રમાં મહેન્દ્રસિંહના સૈન્ય સાથે લડતો હતો. ત્યા જેમ સિંહ ગજઘટાને ઉડાવી નાખે તેમ ત્યાં શત્રુની સેનાને તેણે હરાવી. ત્યારે મહેન્દ્રસિંહ રાજા પોતાનું સૈન્ય ભાગ્યું જાણી પોતે કાળકૃતાંતની જેમ નિજપ્રાણને પણ અવગણીને ચંદ્રરાજાની સામો આવ્યો. ત્યાં આકરો સંગ્રામ થયો, ચંદ્રરાજાનું લશ્કર નાઠું. તે મહેન્દ્રસિંહે, ચંદ્રરાજાને ગદાના ઘાએ આકુળ વ્યાકુળ કરી પકડી લીધો. ભલું ભલું તે યુદ્ધ કીધું. એમ પ્રશંસા કરીને પોતાના પ્રધાનને સોંપ્યો. અને ખૂબ ખૂશ થયો, પોતાની ઇચ્છા પૂરી કરવા તે,

ત્યારપછી રાજાએ અંતે ઉરમાંથી એવી રતિસુંદરીને ગ્રહણ કરી, તે નારી જ્યારે હાથ આવી ત્યારે તુષ્ટમાન થઇ ચંદ્રરાજાને મૂકીને મહેન્દ્રસિંહ રાજા પોતાના નગરે ગયો. ત્યાં તે રતિસુંદરી પાસે ભોગની પ્રાર્થના કરે છે કે, હે સુંદરી ! તારૂં અધિક રૂપ સાંભળીને તારી ઉપર મુજને અત્યંત રાગ થયો. તારા નિમિત્તે મેં યુદ્ધ કરી માણસ મરાવ્યા. તે માટે હે પ્રિયે ! સાંપ્રતિ તું મારી ઉપર પ્રસન્ન થઈને મારી આશા સફળ કર. દુર્લભ એવું જે કુરુ દેશનું રાજ્ય તે પણ તું પામી અધિક રિદ્ધિસિદ્ધિને પામી.

એવુ સાભળી રતિસુંદરીએ ચિંતવ્યું કે, એ કામાંધ રાજા, મારા ચિત્તના અભિપ્રાય જાણ્યા વિના ઘણા જીવોનો અનર્થનો કારણ થયો તે માટે કષ્ટને ઉપજાવનારો એવા દુષ્ટ રાજાની આગળ મારૂં શીલ હું કેમ રાખીશ તે માટે હમણાં એ કામીને હુંકારો કહી કામનો વિલંબ કરું એવુ ચિંતવીને રતિસુંદરી રાજાને કહે છે કે, હે રાજન્ ! મારે ચાર માસ બ્રહ્મચર્યનો નિયમ છે, તે પછી હું તમારી જ છું માટે મહેરબાની કરી મારૂં વ્રત ન ભાંગશો, મહેન્દ્રસિંહે કબુલ કર્યું ત્યારે.

રતિસુંદરી પણ ત્યાં રહેતી થકી સ્નાનાદિક શરીર શોભા છોડી દઇ આયંબીલાદિક તીવ્ર તપ કરી શરીરને શોષવતી હતી. તેથી ચાર માસમાં તેના ગાલ બેસી ગયા, મસ્તકમાં તેલ ન ઘાલ્યું તેથી લૂખા કેશ થઈ ગયા, લોહી તથા માંસરહિત શરીર થયું, માત્ર હાડકામાં ચામડુ વીંટ્યુ છે, ચાર માસમા કાંઇક ઓછા દિવસ હતા તે વખતે તેને રાજાએ દીઠી, ત્યારે વિસ્મય પામીને રાજા પૂછે છે હે રતિસુંદરી ! તને કંઇ રોગ ઉપજ્યો છે, અથવા મનની વેદના છે? જે માટે તારા શરીરની એવી દશા થઇ છે? તારી કંચન સરખી કાયા હતી તે કોયલા સરખી થઇ ગઈ છે. તેનું શું કારણ છે?

તે રતિસુંદરી કહે છે હે રાજન્ ! મેં જે વૈરાગ્યથી વ્રત આદર્યું છે, તે પ્રાણ જાય તોપણ પાળવુ. તેથી દુબલી છું. એવું સાંભળી રાજા કહે છે કે, તું એવી ઋદ્ધિ સંપદા પામી છે, તો તું શા માટે વરાગ્ય ધારણ કરે છે? એવુ રાજાએ પૂછ્યુ, ત્યારે રતિસુંદરી કહે છે જે શરીરે જે વ્રત પાલીએ તેજ સાર છે. ॥ યત઼ ॥ દેહસ્ય સાર વ્રતધારણં ચ ॥ ઇતિ વચનાત્ ॥ આ શરીર લોહી, માંસ, મેદ, અસ્થિર મલમૂત્રાદિકે ભર્યું છે એ શરીરને મર્દન કરાવીને સ્નાન, શણગાર, અભ્યંગન, અન્ન પાનાદિકે પોષિયે તોપણ દુર્જનની જેમ વિક્રિયા કરે, અંતે આપણું થાય નહિ. તે માટે હે રાજન્ ! એ શરીર તે પાપ રુપ છે, તોપણ મોટો દોષ છે, જે નિર્ગુણ શરીરમાં ગુણાઢ્ય પુરુષ હતા તેપણ મુંજાયા છે. એવી રીતે શરીરના મોહનો રાગ ઉતરે એવા વચન રતિસુંદરીએ કહ્યાં, પણ તે રાજાને ગમ્યાં નહિ, કામાભિલાષ ન મટયો. ઘણા મેઘ વરસે તોપણ મગશેલીઓ પથ્થર જેમ ન ભેદાય. તેમ તે રાજા ભેદાણો નહી કામીને અસર થાય તો જેવુ છે શુ.

તેથી રતિસુંદરીએ મદનફલ? (ગેલ) આસ્વાદી તેનું વમન કરી, દેહ દુર્ગંધમય કીધો, કાયા અશુચિ કરીને રાજાને દેખાડીને કહ્યુ કે, હે રાજન્ એવું આ શરીર અપવિત્ર

છે. છતાં રાજા સમજતો નથી, તેથી છેવટે રતિસુંદરી મરણ અંગીકાર કરી બે પરવાઇથી રાજાને કહે છે. હે મૂઢ તું જાણતો? જે પુરૂષ પરસ્ત્રીને ઇચ્છે તે અધમનર જાણવા જોઇએ રાજા કહે છે. મારી કષ્ટમા પડી દુર્ગંધમય દુર્બલ એવી કાયા ઉપર એટલા બધા રાગતું કારણ શું છે? ત્યારે રાજા કહે છે. તારૂં શરીર દુર્બલ છે પણ તારી ચક્ષુ ઉપર મોહ્યો છું. એવું સાંભળી બાઇએ શીયલ રાખવા માટે બીજો ઉપાય કોઈ બુદ્ધિમાં ન આવ્યો તેથી શીયલ પાલવાને શરીરને પણ તૃણ માત્ર સમજીને છરીથી ચક્ષુ ઉપર ઘા કરી આંખો કાઢી રાજાના મુખ આગળ મૂકીને બાઈ કહે છે તમને જે નેત્ર વાહલાં છે તે ગ્રહણ કરો બાકી શરીર તો દુર્બલ છે તે પાપનુ હેતુ છે તેણે ચક્ષુ કાઢી તેથી રાજા ખેદ પામ્યો. તે સ્ત્રીની ઉપરથી રાગ ઉતરી ગયો. ત્યારે દુ:ખ પામીને રાજા તેને કહે કે, હે સુંદરી! એ કષ્ટકારી, દારુણ, દુષ્ટ કર્મ તે શુ કીધુ? એ તને અને મને બન્નેને દુ:ખદાયી થયું.

ત્યારે રતિસુંદરી કહે છે. એથી તમને અને મને આ ભવ તથા પરભવમાં આંખો કાઢતાં સુખદાઈ થયું, તારો રાગ વિકાર મટયો, અને મારું શીયલ પણ રહ્યું.

હે રાજન્! પરસ્ત્રીનો સંગ જે કરે તેને માનની હાણી, આયુષ્યની હાણી, ધનની હાણી, એટલુ ફલ ઇહિલોકમાં પામે. અને પરલોકમા દુખી દૌર્ભાગી થાય. મારુ રુપ જોવાથી તારા આત્માને પાપની પ્રાપ્તિ થઈ, તેથી હું તને શુ મુખ દેખાડુ? તે માટે હું આંધળી થઇ પણ તારા આત્માને દુર્ગતિમાં પડતો રાખ્યો એવી દેશના રતિસુંદરીએ દીધી.

તે વિષય વિકારને હણનારી એવી વાણી મહેદ્રસિંહ રાજા સાભળીને કહે છે. હે બેન! તમે સર્વ સતીઓમાંહે શિરોમણિ છો, હુ નિરંતર મહા અપરાધી, મહાપાપી, છું, તે માટે હે સુંદરી! મને યુક્ત હોય તે આદેશ આપો તે સમયે રતિસુંદરી કહે છે. જો તમે તમારા આત્માનું હિત જાણતા હો, પરભવના દુઃખથી ભય પામતા હો, તો પરસ્ત્રીના ભોગનો ત્યાગ કરો. જેથી તમારી ભવની ભ્રમણતા ટળે. તે રાજાએ પાપનો પશ્ચાત્તાપ કરીને મનમા દાઝતા થકા અંતરંગથી પરસ્ત્રીના ત્યાગનો નિયમ લીધો. તે રતિસુંદરીને ગુરુણીની પેઠે માનતો હતો, ત્યાર પછી તે રાજા મનમા દુ:ખ ધરવા લાગ્યો કે, મેં અનાર્ય પાપીએ એ મહાસતીને અનર્થ નિરપરાધ કષ્ટ ઉપજાવ્યું. હે પ્રભુ! હવે એની ચક્ષુ કેમ આવે? એવું વિચારી શાસન દેવીને સંભારતો હતો.

તે વખતે તે રતિસુંદરી ચક્ષુની વેદના અણવેદતી, એકાગ્ર મનથી વીતરાગનું ધ્યાન ધરતી હતી, શાસન દેવીનું આસન કમ્પ્યુ. અવધિજ્ઞાનથી સતીનું મહાકષ્ટ જાણી વિમાનમાં આવીને તે સતીની વેદના ટાળી, ચક્ષુ નવી આપી, તત્કાળ તેને નવાં નેત્ર કીધાં, તેનો મહિમા વધારીને દેવતા પછી નાટક કરી સતીના ચરણે નમીને સ્તુતિ કરતા હતા પછી સતીનો જય જયકારી સ્વસ્થાને ગયા.

રાજા તેને દેવ દેવીના વૃંદ સ્તુતિ કરતા દેખી, શીયલના પ્રભાવથી નવાં નેત્ર આવ્યાં દેખી, શીયલવ્રત પાળવામાં દૃઢ થયો. સતીને ચરણે નમીને, પોતાનો અપરાધ ખમાવતો હતો. તે દેવ દેવીને વંદના કરી ગયા પછી રતિસુંદરીને સ્નાન, મજ્જન, ભોજન કરાવી, વસ્ત્રાભરણ પહેરાવી, ઘણો સત્કાર સન્માન દઇ, પોતાના પ્રધાન સાથે તેને રથમાં બેસાડી, તે બાઇને નંદનપૂરે મોકલી. વલી રાજાએ પ્રધાન સાથે એવુ કહેવરાવ્યું કે જે ચંદ્રરાજાને કહેજો કે, એ મારી બહેન છે, એ મારી ધર્મગુરૂણી છે, એ મહાસતી છે, માટે એની ઘણી રક્ષા કરજો તેમા તમો કાઈપણ શંકા ન લાવશો. તથા મેં તમારી ઉપર દુષ્ટપણું ચિંતવ્યુ, યુદ્ધ કીધુ, તે તમો ક્ષમા કરજો. વલી તમે પણ ધન્ય છો, જેના ઘર મધ્યે એવી સાક્ષાત્ લક્ષ્મી સરખી સતી નારી છે અને તેને પામ્યા છો. એવાં વચન કહી રાજાને પ્રણિપાત કરજો. એવુ કહી પ્રધાનને સાથે મોકલ્યો. પછી તે પ્રધાન નંદનપુરમાં ચંદ્રરાજાને મલ્યો. જેમ મહેન્દ્રસિંહ રાજાએ કહ્યુ હતુ તેમ તેને કહીને તે રતિસુંદરી ચંદ્રરાજાને સોપી. ત્યારે રાજાએ સ્ત્રીનુ દુર્બલ શરીર દેખી, તે પ્રધાનનાં વાક્ય સાંભળીને તે ચંદ્રરાજા ચમત્કાર પામી, સતીના ગુણ જાણી, હર્ષ પામી તેને આદરતો હતો. આ પ્રમાણે સાધુ મહારાજે રતિસુંદરીનો અધિકાર કહ્યો.

હવે બીજી બુદ્ધિસુંદરી છે તેનો અધિકાર કહે છે તે પ્રધાનની પુત્રીને પરણવા માટે બીજા ઘણા રાજાદિકે પ્રાર્થના કીધી, પણ તેના પિતાએ તેને સુસીમા નગરીને વિષે સુકીર્ત્તિ રાજાના પ્રધાન સાથે પરણાવી એક સમયે રાજા રયવાડીએ જાતા પ્રધાનના ઘર આગળથી નીકળ્યો. તે સમયે તેણે નિજમંદિરમાં ક્રીડા કરતી, લાવણ્યમૃતની વાવ સમાન મૃગાક્ષી એવી મહારૂપવતી બુદ્ધિસુંદરીને દીઠી. ત્યારે તે રાજા પથ્થરની જેમ ત્યાં ઊભો રહ્યો, રાજાનું મન ત્યા લાગ્યુ. તન્મય થયો, અતિ કામાતુર થયો, રાજાએ ઘેર જઈ પોતાની દાસીને મોકલી. તે દાસીએ ત્યા જઇને કહ્યુ રાજા ઈચ્છે છે. પટરાણી કરશે, ઘણા રાજ્યની તું સ્વામિની થઈશ એવા કુશીલ વચન દાસીના સાંભળી તે દાસીને ધક્કા દઇ અપમાની કાઢી. ત્યાર પછી અકાર્ય કરવાને સમર્થ એવો નિર્લજ્જ તે રાજા વગર ગુન્હે સ્ત્રી સહિત તે પ્રધાનને બંદીખાને નાખ્યો. પ્રજા લોકોએ, તેમ સારા માણસોએ કહ્યુ કે આ તમોને શોભતુ નથી.

ત્યારે રાજાયે કહ્યુ, તમે જામીન થાઓ? એ પોતાની સ્ત્રી મને આપશે તો હું મૂકું તે પ્રજા લોક સહુ રાજાની કામાતુરતા જાણી વિચારીને પોતાને ઘેર ગયા. ત્યાર પછી તે રાજા, અંતઃપુરમા જઈ બુદ્ધિસુંદરીને કહે છે, કેમ તે દાસીને તિરસ્કારી કાઢી? મારી આજ્ઞા જો તે માની હોત તો તારો પતિ તથા તું એવી આપદા પામત નહિ. હે માનિની! જો તું અતુલ માનને ઇચ્છે છે, તો આદેશકારિણી થા. મારા ઉપર સ્નેહ ધરીને માન્ય કર.

તે કામી રાજાના વચન સાંભળીને સંવેગ રંગ વાલી પૂર્ણ તરંગિણી મીઠી વાણીયે રાજાને પ્રતિબોધવા બુદ્ધિસુંદરી કહે છે. હે રાજન્! એ પરસ્ત્રીગમનરુપ અકાર્યને વિષે

હીન જાતીઓવાળા જે મુર્ખ હોય તે ગમન કરવાને ઇચ્છે પણ તમારા સરખા કુળવંત પુરુષને એવું અકાર્ય પાપ ઇચ્છવું ન જોઇએ. જેમ પ્રબળ વાયુથી પ્રારંભ પામેલો સમુદ્ર ગણુ મર્યાદા ન મૂકે. હે રાજન્ ! જે ધર્મમાર્ગેજ પ્રવર્તે તે રાજાને રાજઋષિ કહ્યા છે અને જે રાજા અન્યાય કરે, અધર્મ માર્ગે વર્તે, તે રાજા નહિ. પરંતુ તેને તો રાક્ષસ કહેવાય રાજાને પોતાના દેશની પ્રજા જે છે, તે તેને પુત્ર સમાન છે, તે પુત્ર પુત્રી ઉપર ન્યાયવંત રાજાએ કામરાગ કરવો ન ઘટે. તારા અંતઃપુરમાં કુલવંતી એવી ઘણી રાજ્ય પુત્રીઓ છે, તે મારાથી પણ અધિક રુપવતી છે, તો તું મારા સરખી હીન સ્ત્રીની ઇચ્છા કરતો શું લાજતો નથી ? જેણે પરનારીનો સંગ કીધો તે ધર્મરૂપી વૃક્ષના મુલમા અગ્નિ મુકે છે, એમ જાણજે. એવાં વચન બુદ્ધિસુંદરીએ રાજાને યુક્તિસહિત કહ્યાં, પણ તે મુઢબુદ્ધિ કામી રાજાના ચિત્તમાંએ ન ઉતર્યાં ? ત્યારે બુદ્ધિસુંદરીયે રાજાને અતિકામી જાણી, શિયલના રક્ષણ માટે બુદ્ધિપૂર્વક વિચારી કહે છે કે રાજન્ મારી એ પ્રાર્થના છે કે, તમારા ચિત્તમાં તમે મારા ઉપર ભોગાભિલાષનો નિશ્ચય કીધો. તો છમાસ સુધી મારે બ્રહ્મચર્યનો નિયમ છે, ત્યાર પછી તમારૂં હું સાંભળીશ. ત્યારે તો સ્ત્રી સાથે માર્દવપણું રાખીએ તેજ વશીકરણનું મુલ છે, એવું જાણી રાજાએ અનિચ્છાએ તેનું વચન માન્યું.

ત્યારે બુદ્ધિસુંદરી રાજાને પ્રતિબોધવાનો ઉપાય હૃદયમાં ચિંતવતી હતી. એક વખતે પોતાની બુદ્ધિથી અડદના લોટથી કાંઈ કરવાનુ વિચાર્યું અને તે દાસી પાસે લોટ મગાવી તેનું પૂતળું કરી પોતાના સરખું રુપ નિપજાવ્યું તે પ્રતિબિંબ રાજાને દેખાડીને બુદ્ધિ-સુંદરીએ રાજાને કહ્યુ, હે સ્વામી, હું એવી છું કે નહિ ? રાજા પણ પ્રતિબિંબ જોઈ, એની કલાની ચતુરાઈ દેખી ઘણું રીઝયો. અહો ! શરીરને વિષે એના વર્ણની રચના કેટલી સુંદર છે. એ પ્રતિમા તારા જેવી છે. અગવા એ તુજ સાક્ષાત્ હોયની શુ ? એવી દેખાય છે તે સાંભળી બુદ્ધિસુંદરી કહે છે, હે રાજા ! તમે સાભળો, એ પ્રતિમા મારાથી અધિકી છે, એ મદનમય કામરૂપ છે, અને હું તો મદનરહિત છું. એમ કહી રાજાના મુખ આગળ તે મદનમય મૂર્ત્તિ મૂકી. ત્યારે રાજાએ રીશ કરીને તેને એક લાત મારી એટલે તે પ્રતિબિંબનો શીઘ્ર ભગ થયો. તે સમયે તેના પેટમા વિષ્ઠા પ્રમુખથી ખરાબ પુદ્ગલ જે ભર્યા હતાં તે નીકળ્યાં. તે જોઇને રાજાએ કહ્યું, એ બાલકને પણ નિંદવા યોગ્ય એવી એ ચેષ્ટા તે શા માટે કીધી છે ? ત્યારે એ સ્ત્રીએ કહ્યું, એ મારું પ્રતિબિંબ મેં મારી ઈચ્છાથી નીપજાવ્યું છે. એ નારી મારા જેવી છે અથવા હું એથી હીણ છું એના શરીર કરતા મારા શરીરમાં ઘણી દુર્ગંધ છે. આ શરીર અશુચિમાંથી ઉપન્યુ છે. ત્યાર પછી અશુચી રસેકરીનેજ વધ્યુ છે. તેથી અશુચિ પુદ્ગલે ભર્યું છે. અશુચિ કાયાવાળી એવી પરનારીમાં સંગ તમોને ન શોભે, અથવા અન્યાયથી કરી પરસ્ત્રીનો સગ જે કરશે, તેને નરકમાં અગ્નિથી ધખધખતી જ્વાલાને મૂકતી એવી લોઢાની પુતલીના આલિંગન સહેવા પડશે.

એ પ્રમાણે સાંભળી તે રાજા સંવેગ પામીને કહે છે. હે સુંદરી! તે સાચું કહ્યું. હવે મેં તત્ત્વ જાણ્યું. હે સુંદરી! મારા જેવા મોહાંધને તે વિવેકરૂપી લોચન દીધાં. વિકટ નરકના કૂવામાં પડતા એવા મને તે રોકયો, હે પ્રિયે હું નિર્ભાગ્ય છું માટે હવે હું શું કરૂં તે તું કહે. ત્યારે બુદ્ધિસુંદરીએ કહ્યુ. જો તમે તમારા આત્માનું હિત ચાહો છો, તો પરસ્ત્રીગમન નિવારણ કરો, એ અભિલાષાનો ત્યાગ કરો.

એ ઉપદેશ સાભળી રાજા પરસ્ત્રીથી પરાઙ્મુખ બન્યો, અને સ્વ આત્માને નરકમાં જતો બચાવ્યો, ત્યારે રાજા સુંદરીને મનથી ખમાવીને બહુમાનપૂર્વક વસ્ત્રાભૂષણ આપી પોતાને ઘેર મોકલી મંત્રીને બોલાવી ફરી મંત્રીપદ ઉપર આરૂઢ કર્યો, એ પ્રમાણે બુદ્ધિ-સુંદરીની કથા કહી

હવે ત્રીજી ઋદ્ધિસુંદરીએ પણ કષ્ટ પડે થકે શીયલ પાળ્યું, તેની વર્તા કહે છે. તામ્રલિપ્તિ નગરીનો રહેનારો શ્રીદત્તવ્યવહારીયાનો પુત્ર ધર્મનામે જીનધર્મી હતો. તે વ્યાપાર અર્થે તામ્રલિપ્તિ નગરીથી સાકેતપુરે આવ્યો? તે ધર્મકુમારે ચૌટામાં બેઠાં બેઠાં સખી સંઘાતે રાજમાર્ગે જાતી લાવણ્યવતી તથા સૌંદર્યરૂપે શોભતી એવી ઋદ્ધિસુંદરીને દેખીને તે ધર્મે, ચિંતવ્યું કે, સુખ રહિત એવા આ અસાર સંસારસમુદ્રમાં સારંગલોચના એવી એ સ્ત્રીને હું સાક્ષાત્ લક્ષ્મીની જેમ સાર દેખું છું કોઇક દૈવયોગથી મારો એની સાથે વિવાહ થાય, ત્યારે જ હું ભોગસુખની ભર સંપદા પામીશ, અને એ વિના બીજી મલે ત્યારે તો ભોગસુખને બદલે હું કલેશકારી રોગની સંપદા પામીશ. તે કુમાર એવું ચિંતવે છે, એવામા ઋદ્ધિસુંદરીની દૃષ્ટિ પણ તેની ઉપર પડી. બને દૃષ્ટિ ભેગી મલી, અને સખીઓ કહે એ નર તારા ચિત્તનો ચોર છે, તે તને ખરેખર યોગ્ય છે, એટલામાં તે કુમાર સ્વાભાવીક છીંકયો છીંકીને 'નમો જિનેન્દ્રાય' એમ બોલે છે ત્યારે બાઈએ તેને જૈની જાણ્યો. તે કુમારનુ ઉત્તમ મનોહર "નમો જિનેન્દ્રાય બોલ્યો એવું વચન સાંભળી ઉલ્લાસ પામી થકી તે પોતે બોલી કે, જૈન પ્રાણી જગતમા ચિરંજીવી રહો

તે પછી ઋદ્ધિસુંદરીએ પોતાના ચિત્તનો અભિપ્રાય પિતાને જણાવ્યો, જેમ ભવ્ય જીવને જિનવાણી સાભળીને આત્મજ્ઞાન થાય, તેમ તેના કુળ, ધર્મ સાભળી તેનો વૃત્તાંત જાણ્યો. સુમિત્ર વ્યવહારિયે તેના પરિજનથી તેને દેવગુરુની ભક્તિવંત જૈન કુળ જાણી પોતે ત્યાં જઇ સારા મૂહુર્તે ઋદ્ધિ સુંદરીને ધર્મકુમારની સાથે પરણાવી તે ઋદ્ધિસુંદરીને બહુ રુપવંત કલાવંત પુરુષે માગી, પણ જૈનધર્મી વિના બીજા પુરુષોને તેના પિતાએ પૂર્વે ન દીધી. પરંતુ ધર્મકુમારને તો યાચ્યા વિના પણ તે જૈન ધર્મનો જાણ હતો તેથી તેને પરણાવી માટે અરિહંતના મતને વિષે રહ્યા જે પ્રાણી તે અણપ્રાર્થ્યા અર્થને પામે. ધર્મી એવો, ધર્મકુમાર પરણેલી સ્ત્રીને સાથે લઈ પોતાને ઘરે તામ્રલિપ્તિ નગરીને વિષે ગયો. એક ચિત્ત અને સ્વભાવ જેના એવા તે બન્નેમા પરસ્પર અતિ પ્રેમ હતો એક નિમેષ માત્ર પરસ્પર વિયોગ ખમી ન શકે. એકદા તે વ્યવહારીઓ ધન ઉપાર્જવાને અર્થે

સ્રીને સાથે લઇ વહાણે ચઢયો. તે ધર્મકુમાર પ્રિયા સહિત સિંહજદ્વીપે પહોંચ્યો. ત્યાં થોડા કાળમાં ઘણું દ્રવ્ય ઉપાર્જીને પાછો વળ્યો, ત્યાં દૈવયોગથી ગાજવીજ, વરસાદ વાયુ ઉત્પન્ન થયો, કલ્પાત વાયુથી દરિયો ભયંકર થયો, ત્યારે સૌએ આપ આપણા દેવને સંભાર્યા. ત્યાં ધર્મકુમાર અને ઋદ્ધિસુંદરી એ બે વણિક સાગારી અણસણ કર્યું. વહાણ ઉપર પાણી ફરી વળ્યું, સહસાત્કારે વહાણ ભાગ્યું, ત્યાં સ્રી ભરતાર બૂડતા ડૂબકી મારતા હતાં. તેવામાં પુણ્યયોગે એક પાટીઉ બન્નેના હાથે આવ્યું, તે પાટીઆને બળે પુણ્યોદયથી ચાર પાંચ દિવસે કષ્ટ પામતાં તે કોઇ દ્વીપે ગયાં. ત્યા એકઠાં મલ્યાં. જીવને કર્મવિપાકથી આપદા પામવી તે સુલભ છે. પણ ધર્મસિદ્ધિ પામવી દુર્લભ છે. એ અપરંપાર સંસારમાં સર્વ પ્રાણિની એ રીત છે તે માટે તત્ત્વના જાણ પુરુષે સંપદા પામી હર્ષ ન કરવો, અને આપદા પામી ખેદ કરવો નહીં. સંપત્તિ અને વિપત્તિ એતો સંસારમાં આવે છે, હવે નાવિક ધીરપુરુષ એવા ધર્મકુમાર કહે કે, લોચનશેઠ સાર્થવાહ જંબુદ્વીપે જાય છે, તમારી ઇચ્છા હોય તો ચાલો. તે સાભળી ધર્મકુમાર ઋદ્ધિસુંદરીને સાથે જઈ વહાણમાં બેઠો. લોચનશેઠે તેનો ઘણો આદર કર્યો, પછી તે વહાણ ભરતક્ષેત્રાભિમુખે ચાલતું થયું. ત્યા લોચનશેઠના મીઠાં વચને તે સ્રી ભર્ત્તાર બેહુ હર્ષ પામી તેની સાથે જાય છે. એમ સમજતાં જતાં તટ પામવાને બે દિવસનો માર્ગ શેષ રહ્યો, ત્યારે ધર્મકુમારની સ્રી રુપવંતી દેખીને જે લોચનશેઠ તે કામાતુર થઇ ચિંતવવા લાગ્યો કે, અહો ! વિધાતાયે એ સ્રીને ઉત્પન્ન કરી પોતાની ઘણી સારી કલા પ્રકટ કરી. એ ઉત્કંઠ સ્રી મારા કંઠને આલિંગન ન આપે તો હવે એ વિના જીવિત, રુપ, યૌવન અને ધન તે શું કામનું ?

વહાણ ચાલતા મધ્ય રાત્રે સર્વ પરિજન સૂતાં જાણી ધર્મકુમાર લઘુ શંકા માટે ઉઠયો ત્યારે તેને ત્યાંથી ઉપાડી અગાધ સમુદ્રમાં લોચનશેઠે નાંખ્યો. વિષયાંધ માણસ શું શું અકાર્ય ન કરે ? તે સુલોચનશેઠે જેમ ધર્મકુમારને પાણીમાં બુડાવ્યો, તેમ તેણે પોતાના આત્માને પણ ભવસમુદ્રમા બુડાવ્યો પછી પ્રભાતે ઋદ્ધિસુંદરીએ ભર્ત્તાર ન દીઠો. ત્યારે તે મહા દુઃખ પામી મૂઢાત્મા થઈ અતિકરુણસ્વરે રુદન કરતી હતી ! લોચનશેઠ પણ ધવલ શેઠની પેઠે કપટ કરી તેને કહે છે કે, અહો ! મારો મિત્ર ક્યા ગયો ! સર્વ સેવકવર્ગની સાથે તે શેઠ હાય હાય કરી રુદન કરતો હતો ! ઘણો વખત આક્રંદ શોક કરી ઋદ્ધિસુંદરી પાસે આવી આશ્વાસના આપતો હતો, હે સુંદરી ! તુ ચિંતા કરીશ. તે ગયો તો હુ તારો નાથ થઈશ. મારુ ઉપાર્જ્યું જે વિત્ત છે તે હે સુંદરી ! સર્વ તારું છે. તું શા માટે ખેદ રુદન કરે છે, દૈવે માઠુ કીધું તેમાં અમે શું કરિયે ? હું તો તારો દાસ થઈ રહીશ, તારા જીવને શાતા ઉપજાવીશ, જે તું આજ્ઞા આપીશ તે કર્તવ્ય હું કરીશ. એવાં તે પાપીનાં વચન તે વિચક્ષણ સતીએ સાંભળ્યા.

એ દુષ્ટે મારા ઉપર રાગી થઈને મારા ભર્ત્તારને સમુદ્રમાં પાડયો, જે પુરુષ કામા-

તુર થયો, તે પુરુષ કોઈ કાર્ય અકાર્ય ન જાણે. હવે હું પણ મારા આત્માને સમુદ્રમાં નાખું. જે માટે ભર્ત્તારવિના હવે મારે જીવવું શું કામનું ? કુલવંતી સ્ત્રીને ભર્ત્તારવિના મરણ શ્રેય છે. જીવ હોય તો કદાચિત્ ધર્માચરણ પણ પામે. પણ હવે આ કામી થકી હું મારું નિર્મલ શિયલ કેમ રાખીશ ! કામી શેઠને કહે છે. હમણાં તો મુજને મારા પતિનો શોક છે, માટે સમુદ્ર પાર પામ્યા પછી જેમ તમને હિત થશે તેમ હું કરીશ. તમે નિશ્ચિંત પણે રહો. જે સમયે જે યોગ્ય હશે, તે કરશું. એવો તે કામીને ઉત્તર દીધો. તે વાક્યથી લોચનશેઠે સંતોષ અનુભવ્યો, એમ વહાણ ચાલતાં અન્યાય પાપથી સમુદ્ર વાયુથી ઉછળ્યો, ઉત્પાત થયો, તે ભાગ્યું, તેના શત ખંડ થયા ત્યાં ઋદ્ધિસુંદરી ધર્મના પસાયથી મોટું પાટીઉં પામી. જેમ સંસારસમુદ્રમાં જીવ, સમ્યક્ત્વ મલવાથી સંસારનો પાર પામીને મોક્ષના સુખ પામે. તેમ પાટીઉ મલવાથી તે ઋદ્ધિસુંદરી હેલામાત્રમાં સમુદ્રનો પાર પામી ત્યાર પછી પોતાનો ભર્ત્તાર, જેને લોચનશેઠે મધ્ય રાત્રે પાણીમાં નાંખ્યો હતો, તેને ધર્મ પસાયથી જે પહેલું વહાણ ભાગ્યું હતુ તેનુ પાટીઉં બૂડતાં બૂડતાં હાથ આવ્યું તેને અવલંબી તે તટે ભર્ત્તાર આવ્યો છે, તેજ તટે મલી. ઘણો હર્ષ ઉપજ્યો. વિરહ વિયોગ મટયા. પોતાનું અનુભવ્યું જે દુઃખ તે બન્ને માહોમાંહે કહેતા હતા. લોચનશેઠનું વહાણ ભાંગ્યું, તે બૂડયો, એમ સાંભળી ધર્મકુમાર અશાતા ધરતો હતો. જે અપકારી તથા પાપિષ્ઠ હોય તો તે ઊપર પણ ઉત્તમ પ્રાણી જે હોય તે ઉપકાર ચિંતવે છે. પરંતુ તેનું માઠું ન ચિંતવે. બિચારો ધર્મ ન પામ્યો.

એટલામાં એક શ્રેષ્ઠિ આવી બન્નેને પોતાના ઘેર લઈ જઈ સન્માન પૂર્વક ધર્મ ધ્યાન કરતાં રાખ્યા, હવે લોચનશેઠનો અધિકાર કહે છે તે શેઠ દરિઆમાં ડુબકાં ખાતો કોઈ કાષ્ઠ મળ્યું. તેના આધારે મત્સ્યોદીર્ણ નામે તટે આવ્યો. ત્યાંથી ભમતો કોઇ અનાર્ય પાલમાં ગયો. ત્યાં અતિ ક્ષુધાતુર થયો, પણ અન્ન ન મળ્યું, ત્યારે માંસાહારી થયો. ભૂખ્યો શું ન કરે ? માસાહારથી અજીર્ણ દોષથી દુષ્ટ એવો કુષ્ઠ રોગ ઉપજ્યો, શરીર બગડી ગયું. જે માણસ ધર્મનો ઘાત કરીને કામભોગ કરવાની ઇચ્છા કરે તે થોડા કાલમાં મહા દુષ્ટ વેદના પામે. માટે કહ્યું છે, જે કામી તે કામને દેખે. પણ ધર્મનો ઘાત થાય તે ન દેખે.

તે શેઠ દુઃખાકુળ થયેલો ભટકતો જ્યાં ધર્મકુમાર છે, ત્યાં આવ્યો તે વેલા ઋદ્ધિસુંદરી પાણી લેવા ગઈ હતી. ત્યાં જલાશ્રયે તે દુષ્ટ દુખીયાને તેણે દીઠો. ભર્ત્તારને તે શેઠની વાત કહી. તે સાભળી ધર્મશેઠ દયા આણીને તે લોચનશેઠને ઘરે તેડી આવ્યો. આદરમાનથી દઇ પૂછે છે. તમે આવી અવસ્થા કેમ પામ્યા ? હે મિત્ર ! વિષવાદ ન કરશો, ધીરજ પણ રાખો, ઘણા ઔષધ ઉપચારોથી તમારું શરીર નિરોગી કરશું, ઘણા ઔષધ ઉપાયથી તેનો રોગ શાંત કર્યો. બહુ ધન ખર્ચી તેને નિરોગી કર્યો.

તે સ્ત્રીભર્ત્તારે લોચનશેઠની ચાકરી કરીને તેને સાજો કીધો. જગતમાં અસામાન્ય ધર્મકુમારનુ સૌજન્ય જોઈને લોચનશેઠ હૃદયમાં ચિંતવવા લાગ્યો કે, એક સજ્જન અને બીજું ચંદન વૃક્ષ એ બે જગતમા પરોપકાર વાસ્તે નિપજાવ્યાં છે. મેં એ બંને ઉપર અપકાર કર્યો, તોપણ તેમણે મુજ પાપીની ઉપર હેત રાખી ઉપકાર કર્યો. મેં અધર્મ અન્યાય કર્યો, તે પાપે હું સમુદ્રમાં પડ્યો, રોગિષ્ટ થયો, એમ પોતાના અંતઃકરણમાં લજ્જા પામી નીચી દૃષ્ટિ રાખી બેઠો ત્યારે ધર્મવંત ધર્મકુમાર મીઠી વાણિથી તેને કહેતો હતો કે, હે મિત્ર! ધન ગયું તેની ચિંતા કરો છો? અથવા રોગ થયો તેની ચિંતા કરો છો? તમે એ શું કરવા ચિંતા કરો છો? હે મિત્ર તમે જો મારી સહાયતાથી જીવતા રહ્યા છો તો તમને ઘણું ધન, ઘણા મિત્ર આવી મળશે. પાપથી રહિત થવા, તેમ સુખી બનવા ધર્મનો માર્ગ બતલાવ્યો, તેથી અકાર્યોનો પ્રશ્ચાતાપ તે કરવા લાગ્યો, મારા જેવા દુષ્ટ અપકારી પ્રત્યે તમે હે ધર્મકુમાર ઉપકાર કર્યો છે તે કયારે ભૂલીશ નહિ, વિવિધ રીતે પ્રલાપ કરતો ઋદ્ધિસુંદરીની માફી માંગી છે. ત્યારે શેઠને કહે છે તુ ધન્ય છે. પાપનો પશ્ચાતાપ કરે છે, અહીં તારો દોષ નથી તારી અજ્ઞાનતાનો દોષ છે, માટે તું જૈનશાસનનો રસિયો બનીજા, તારા પાપ ધોવાઈ જશે, તેથી તું પણ મુક્તાત્મા થઈશ. આ સાંભળી લોચન શેઠના વાસ્તવિક જ્ઞાન લોચન ઉઘડ્યા, શેઠ ઋદ્ધિસુંદરીને કહે છે તું મારી માતા અને ધર્મગુરુણી છે ત્યારે ઋદ્ધિસુંદરી પરસ્ત્રી ત્યાગ, કામ વિકારને તિલાંજલી અપાવે છે, લોચન શેઠ એ પ્રમણે ધર્મ પામેલો ઘેર જાય છે. ધર્મકુમાર ધન સ્ત્રીની સાથે તમ્રલિપ્તિમા જાય છે એ પ્રમાણે ઋદ્ધિસુંદરીની કથા કહી,

હવે ચોથી ગુણસુંદરીની કથા કહે છે. એક સમયે ગુણસુંદરી અગણ્ય લાવણ્યરૂપ યૌવન સંપદાને પામતી હતી. તે સમયે વેદશર્મા બ્રાહ્મણનો પુત્ર વેદરુચિ તેણે રાજ માર્ગે સખી સહિત જાતી ગુણસુંદરી દીઠી. ત્યારે તેણે મનમા ચિંતવ્યું, જો એ મૃગાક્ષી મારા ઘરમા ન વસે ત્યા સુધી મારુ જીવિત કાસના ફૂલની પરે નિષ્ફલ છે. એ સ્ત્રી સાક્ષાત્ મહાલક્ષ્મીની જેમ મારા ઘરમા ન આવે તો મારું જીવત વૃથા છે. એવુ તે બ્રાહ્મણ મદનાતુર થકો ચિંતવે છે. એટલામા તે બાળા આંખથી દુર થઈ, ત્યારે ત્યાંથી તે બ્રાહ્મણના મિત્રે તેને કામાતુર જાણી ભર કામજ્વરમાં તે બ્રાહ્મણને ઘરે તેડી લાવ્યો, પણ તેનું મન તે ગુણસુંદરીના મુખ ઉપર લાગ્યું છે. તે સ્નાન ભોજન કાંઇ કરતો નથી. તેને દુઃખી જોઈ તેથી કારણ પિતાએ પૂછ્યુ, ત્યારે ગલગલો થયો, પણ લજ્જાએ પિતાને તે વાત કરી ન શકયો. ત્યારે પિતાએ તેના મિત્રને પૂછ્યું, અને તે દયાલું મિત્રે સર્વ વૃતાંત કહ્યુ કે, એ ગુણસુંદરીને દેખી તેની ઉપર આસક્ત થયો છે.

એવુ મર્મ જાણી પુત્રના સ્નેહથી તેના પિતાએ તે કન્યાના પિતા સુઘોષ નામે બ્રાહ્મણ હતો તેની પાસે તે કન્યાને માંગી. તે વખતે તેણે કહ્યું કે, પૂર્વે મેં સાવત્થી

નગરીમાં પુરોહિતના પુત્રને એ કન્યા આપી છે. સગાઈ કીધી છે. મોટાનું બોલ્યું અન્યથા થાય નહિ, માટે હવે બીજાને દેવાય નહિ ॥ તે સાંભળી પિતા ઘેર આવી પુત્રને હકીકત કહી. તો પણ વેદરુચીનો કામાભિલાષ ન મટયો. માટે શાસ્ત્રે જે કામની વક્ર ગતિ કહી છે. હવે સાવત્થી નગરીથી પુરોહિતના પુત્ર પુણ્યશર્માને તેડાવી શુભ દિવસે ગુણસુંદરીના પિતાએ પરણાવી. પુણ્યશર્માદ્વિજ પણ ગુણસુંદરી લઈ પોતાને નગરે આવ્યો. હવે વેદરુચિ કામીદ્વિજ મદોન્મત્ત થયો. તેથી પોતાના ઘર, ધન, સર્વ છોડીને પિતાની આજ્ઞા વિના સાવત્થી નગરી ચાલ્યો. માર્ગની વચમા પલ્લીપતિની પાળ છે. ત્યાં તે અધમ દ્વિજ જઈ સુંદરીના સગમઅર્થે પલ્લીપતિની ચાકરી કરી. પાપી જીવ કાંઈ વિકટ કાર્ય કરતા ડરે નહિ. પુરોહિતના ઘર ઉપર ધાડ લઈ જવા માટે પલ્લિપતિતે વિનવ્યો અને કહ્યું કે સાવત્થી નગરી મધ્યે પુરોહિત મહા ધનવત છે. ત્યાં ધાડ લઈ ચાલો તેના ઘરમાથી જે ધન મળે તે સર્વ તમે લેજો અને કન્યા મને આપજો એમ નક્કી કરી તે પલ્લીપતિએ તેનું ઘર ઠેકાણું જોઈ તેના ઘર ઉપર દ્વિજસાથે ધાડ લઈ આવ્યો. તે ભિલ તે પુરોહિતનુ સર્વ ઘર લૂંટી ધનમાલ લઈ આવ્યો અને ગુણસુદરી દ્વિજને આપી.

તેને સારી જગ્યા આપી, સારા વચનોથી તે ગુણસુંદરીને કહે છે કે તારા પ્રત્યે મને રાગ છે. માટે તું મને આદર આપ, તારા વિના જીવન અફલ છે, સતીએ વાત સાભળી ત્યારે કહ્યું (સ્વશીલના રક્ષણાર્થે) કે હું પણ એકલી અશરણ છું, બીજા ભિલ્લો, ચોરો તો અનાર્ય છે તમે સારા ગુણીયલ છો. તમોએ પહેલેથી આવો રાગ મારા પ્રત્યે બતલાવ્યો હોત તો પરદેશી વર સાથે લગ્ન કરત જ નહિ. કામીદ્વિજ ચિંતવે છે કે મારા પ્રત્યે તેને રાગ જરૂર છે. ભૂખ્યા ભોજનની જેમ તું મને મલી છે માટે તારા વિના હું હવે જીવીશ નહિ, ગુણસુંદરીએ તેનો કામાભિલાષ નિશ્ચયથી જાણી તેને કહે છે કે તું મારી સાથે સુખેથી રહે, પણ મંત્રસિદ્ધિના અર્થે મેં ચાર માસ સુધી બ્રહ્મચર્ય વ્રત, એક ટક ભોજન, ભૂમિ-શયન, આભૂષણ ન પહેરવાં, પુરુષ માત્રને બાધવ માની એકાગ્રચિત્તથી જાપ કરવો, ત્યારે કામી દ્વિજ કહે-તે મંત્રથી શુ સિદ્ધિઓ પ્રાપ્ત થશે? તે મંત્રથી સિદ્ધિ ધનાઢ્ય, પુત્રાદિક, ઐશ્વર્ય વિ. પ્રાપ્ત થાય તેમ ગુણસુંદરીએ કહ્યુ—તો તમો ખુશીથી ચાર માસ મત્રસિદ્ધિ કરો એમ કામદ્વિજે કહ્યું. શીયલવતી શીયલ માટે રસ્તો સારો કાઢે જ છે.

તે સુદરી ચિત્તની સ્થિરતાથી સ્વસ્થ થઈ પોતાના ઘરની જેમ ઘરનું કાર્ય સર્વ કરે છે. તેને પ્રતીતિ ઉપજાવવા ત્યા રહી સરસ રસવતી કરે છે. તે ચિત્તમાં એમ જાણે છે, એ સારી સ્ત્રી અને હું એનો ભર્તાર. એવો તેને વિશ્વાસ ઉપજાવ્યો. પોતે આયંબીલ ઉણોદરી તપ કરી શરીરને શોષવતી હતી. તે મહાસતીને એમ કરતાં ચાર માસ વીત્યા, અવધિ પૂરી થઈ. તેને છેલ્લે દિવસે પાછલી રાત્રે તે સુંદરી અત્યંત પોકાર કરતી હતી. તેને દ્વિજે પૂછ્યું, તને શું થયું? ત્યારે ગુણ સુદરીએ કહ્યુ મને અંતરંગ પેટમાં મહા

શૂળનો રોગ થયો છે. તે મારાથી નથી ખમાતો, અત્યંત વેદના થાય છે. ત્યાર પછી તે કામી દ્વિજે મણી મંત્ર ઔષધાદિ કરી ઘણા ઉપચાર કર્યા પણ શાતા ન થઈ. વળી પડે વળી બેઠે, ઘરનાં કામ જે થાય તે કરે, આક્રંદ કરતી કામીદ્વિજને કહે છે. હે સુભગ હું દુર્ભાગણી તારા ઘરવાસને યોગ્ય નહિ. જે માટે દુર્વ્યાધિ, જે મહાશૂલ રૂપ રોગ તેણે કરી પીડાણી. મસ્તકની વેદના અત્યંત છે. તારી ઉપર કોઈ ઉપકાર ન કર્યો, મારા સારું તે કેટલું કષ્ટ સહન કર્યું. પણ તેનુ ફલ કાંઈ તુ પામ્યો નહિ. બહારથી દુઃખની ઘેરી અસર બતાવે છે. હવે હું વેદનાથી વિધુર થઈ છુ તેથી પ્રાણ ધરવાને સમર્થ નથી, માટે તમે મને કાષ્ટાગ્નિ આપો. તમારા મુખ આગળ બળી મરું, તો એ કષ્ટથી છુટું. હવે મારાથી એ વેદના ખમાતી નથી. એવુ જોઈ તે કામદ્વિજ ઉદ્વેગ પામી કહેવા લાગ્યો, હે ભદ્રે ! હુ મારા પ્રાણ તારા શરીર માટે ખરચીશ, પણ તારા શરીરને શાતા કરીશ કોઈ કર્મ યોગથી એ તને દુઃખ ઉપજ્યું છે, તો અહીંથી આપણ બે જણ સાવત્થી નગરીમા જઈશું. ત્યાં ઔષધાદિક યોગથી તારૂં શરીર નિરોગી થાશે. એવુ સાંભળી સતી કહેવા લાગી, હે સૌમ્ય જેમ તમને સુખ ઉપજે તેમ કરો. ત્યારે તે બ્રાહ્મણ પણ તેને રથમાં બેસાડી સાવત્થી નગરી ભણી ચાલ્યો નગર નજીકમાં કામીદ્વિજ કહે છે. હું ગામમાં મુખ શું દેખાડું ? તું તારા ઘેર જા. હું પાછો વળું છુ. ત્યારે સતી ચિંતવે છે કે, એને પ્રતિબોધ દીધા વિના હું કેમ મૂકુ ? એમ વિચારીને તે સતી કહેવા લાગી તુ મારો આજથી બંધવ છે. તું નગરમાં આવ કે જેથી મને શાતા ઉત્પન્ન થાય બન્ને જણ નગરમાં જાય છે.

પુણ્યશર્મા પોતાની પત્ની ગુણસુંદરીને દેખી હર્ષ પામ્યો, અને ઉપકારી એવા કામ. દ્વિજની વાત કરી, આગત–સ્વાગત સારૂં કરી તેની ભક્તિ કરી, કામદ્વિજને મને રાત્રે મારી નાખશે એની ભયાનક શંકાને કારણે રાત્રે ઉંઘ ન આવી, પાપી સર્વત્ર શંકા શીલ હોય છે, રાતે તે નાશી જવા બહાર નીકળ્યો. પણ તેને સાપ કરડયો. ત્યારે પોતે પોકાર કર્યો એટલે પુણ્યશર્માએ દીઠો. દીપક કરીને જોયું તો કામદ્વિજને સર્પ કરડયો છે. પછી તેના ઘણા પ્રતિકાર કીધાં, મંત્રવાદીથી, પણ સર્પનું ઝેર ન ઉતર્યું. એટલે દ્વિજને વિષ વ્યાપ્યું. વાચા રહિત થયો. પણ મનમાં સાવધાન થઈ જાણવા લાગ્યો જે મારુ પાપ મને આવી મળ્યુ.

હવે પ્રાતઃકાલે સર્વ લોક દેખતાં ગુણસુંદરી હાથમા જળથી ભરેલો કળશ લઇ સર્વ લોકની સાક્ષીએ ત્રિકરણ યોગથી એટલે મન વચન કાયાથી જો શીલ નિષ્કલંક હોય તો આ મારો ભાઈ નિર્વિષ થાજો. એમ કહી તેની ઉપર પાણી છાંટયુ કે, તરત સર્પનું વિષ ઉતર્યું. દેવરુચિ નિર્વિષિ સાવધાન થયો ત્યારે લોકમા શીલનો મહિમા વધ્યો. આ સુંદરીએ વિપ્રને જીવીતદાન દીધું. એમ કહી સર્વલોક, તે ગુણસુંદરીની પ્રશંસા કરવા લાગ્યા.

તે વેદરુચિ કામીદ્વિજ, ચૈતન્ય આવ્યા પછી ચિત્તમા વિચિત્ર પ્રકારનું આશ્ચર્ય પામી

શીયલના પ્રભાવે સર્પનું વિષ ઉતર્યું તેવું સાંભળી વેદરુચિ કામી દ્વિજ સંતુષ્ટમાન હર્ષવંત થઈ, સર્વ લોકની સાક્ષીએ ગુણસુંદરીને પગે લાગી કહે છે કે, તું મારી પહેલા બેન હતી, પણ હવે તેં મને જીવિત દાન આપીને નવો અવતાર ધરાવ્યો તેથી તું મારી માતા થઇ. મોટા પાપથી તે મને વાર્યો, માટે હે ભગિની! તારું મહાત્મ્ય મેં આજે જાણ્યું. તથા મારૂ પાપ ચેષ્ટિત તે જાણ્યુ. તો પણ તેં મુજ પાપી ઉપર ઉપકાર કર્યો હવે એ તારો ઉપકાર હું કેવી રીતે નિસ્તારુ આ ઉપકારનો પ્રત્યુપકાર હું તને શો કરું? જે તું કહે તે કરું. ત્યારે ગુણસુંદરી કહે છે. જો તુ મને ભગિની જાણી પ્રતિ ઉપકાર કરે, તો પરદારાગમન છોડી દે! હે ભાઈ! તું એવુ વ્રત સ્વીકારે તો પ્રત્યુપકાર થશે. વળી એ વ્રત સ્વીકારવાથી તારો આત્મા પણ આ ભવે પરભવમાં સુખી થાશે. તારા આત્માને હિત થાય તે આદર. એવું સાભળી પરદારા ગમન ન કરવુ, એવું વ્રત આદરી પુણ્યશર્માને ખમાવી, ગુણસુંદરીને પગે લાગી, નિર્મલ થઈ, તે કામીદ્વિજ પોતાને ઘેર ગયો. એ ચોથી ગુણસુદરીની કથા મુનિએ સંપૂર્ણ કહી તે ચારે સ્ત્રીઓ પરપુરુષ ત્યાગ કરી શિયલ વ્રત પાળી પ્રથમ દેવ. લોકમાં રતિસુદર નામે વિમાનને વિષે દેવાગના થઈ. ત્યાં સારસ્ફાર સ્ફટીક કાતિથી દેદીપ્યમાન એવા દેવતાના દિવ્ય સુખ ભોગવી ત્યાંથી ચ્યવી શેષ પુન્યથી એ નગરમાં એ ચારે ઉત્તમ કુળમાં ઉત્પન્ન થઈ. તેમા એક કાચન વ્યાપારીની સ્ત્રી વસુધરા, તેની તારા નામે પુત્રી થઈ. બીજી કુબેર વણિકની પદ્મિની નામે સ્ત્રી તેની શ્રીનામે પુત્રી થઈ. ત્રીજી ધરણ વણિકનીલક્ષ્મીવતી નામે સ્ત્રી તેની વિજયા નામે પુત્રી થઈ. ચોથી પુણ્યસાર વણિ-કની વસુશ્રી નામે સ્ત્રીની કુખે જેમ છીપમા મોતી ઉપજે તેમ તે સદ્વ્રતની ધરનારી દેવી નામે પુત્રી ઉત્પન્ન થઇ, તે પુત્રિઓના જન્મથી તેનુ કુલ શોભવા લાગ્યું. અનુક્રમે તે ચારે કન્યા મોટી થઈ સર્વ કલા શીખી. યૌવન રૂપ સપદા પામી, પુણ્યનાયોગે તેમને ગુરુનો યોગ થયો તેથી તે બારવ્રત ધારી શ્રાવિકા થઇ તથા શેઠના જીવે પૂર્વે શ્રી તીર્થંકર દેવને જે દાન દીધું તે પુન્યની શ્રખલાથી આકર્ષી એવી તે ચારે કન્યા વિનયંધર શેઠને પરણાવી સરખાં પુણ્ય કરી સરખો યોગ મળે તેમ એ શેઠને એ કન્યા પણ સરખે સરખી મળી છે.

મુનિરાજે આ પ્રમાણે રાજનને સંભળાવી કહે છે કે તું કામરૂપ ગરલ વિષમાં પડયો છતાં શીયલના જલથી થોડા કાલમા કલ્યાણને પામીશ, જ્ઞાનીના વચન સાંભળી મિથ્યાત્વ રોગને દુર કરી સમ્યક્ત્વ પામ્યો, રાજા મુનિવરને કહે છે કે એ દંપતિઓને ધન્ય છે. કે જેમના ચરિત્ર સાભળતા આત્મજાગ્રતિ થાય છે, ગુણપ્રાપ્તિ થવામાં તે નિમિત્ત બને છે. પણ હે મુનિરાજ તેવી સતિને સતાપ કરનારો હું થયો, પૂર્વની પુણ્યાઇથી આપનો ભેટો થયો છે અને શિયલ વ્રત મારી ભાર્યાસહિત હુ પાળીશ આ પ્રમાણે રાજાએ કહ્યુ ત્યારે વિનયંધર શેઠે સાધુ મહારાજને વિનંતિ કરી કે આપના ચરણોમાં હું પ્રવ્રજ્યા અંગીકાર કરીશ, ગુરુએ પણ કહ્યુ હવે તમારે ચારિત્ર પાળવુ તે જ ઉચિત છે—આ પ્રમાણે સાભળી રાજા વિગેરે સર્વ તે મુનિને નમસ્કાર કરી દીક્ષાની

તૈયારી કરવા લાગ્યા, પણ રાજાને રાજપુત્ર નથી તેથી પુત્ર થયા બાદ દીક્ષા ગ્રહણ કરજો એમ પ્રજાને કહ્યું, ત્યારે તે સમયે વૈજયંતી રાણીને છ માસનો ગર્ભ હતો, તેથી રાણીને રાજ્યાભિષેક કર્યો, પુત્ર થયા બાદ તેને રાજ્ય પર સ્થાપન કરજો એમ કહી મોટા મહોત્સવથી દીક્ષા લીધી

ત્યાર પછી વૈજયંતી રાણીને સામંતાદિકો આશ્વાસન આપ્યું, તે રાણી પણ પુત્રની આશાથી તે ગર્ભની પ્રતિપાલના કરે છે, સમય જાતે ગર્ભની અવધિ પૂરી થઇ સર્વ લોક સૂતાં ત્યારે તે રાણીયે મધ્ય રાત્રે શુભ મુહુર્તે રુપવતી પુત્રી પ્રસવી તે પુત્રીને દેખીને રાણી ચિંતવવા લાગી કે, મેં પાપણીએ પુત્રી પ્રસવી પુત્ર ન પ્રસવ્યો. પછી તે પુત્રીને એકાંતે છાની રાખીને એક વિશ્વાસવંતી દાસીયે પ્રધાનને જણાવ્યું, ત્યારે બુદ્ધિવંત પ્રધાને પુત્રની પેઠે વધામણી આપી. લોકમાં એવી વાર્તા ચલાવી કે, રાણીને પુત્ર પ્રસવ્યો છે. એમ કહી રાણીને એકાંતમાં રાખી પુત્ર જન્મની ઉદ્ઘોષણા કરી સામંતાદિ સર્વ આનંદને પામ્યા. એમ પુરુષને વેષે છાની રાખતાં તે પુત્રી મોટી થઈ, યૌવનાવસ્થા પામી, તે દેખીને રાણી પ્રધાનને કહે છે કે, અવશ્ય હવે એને વર જોઈએ હવે ઢાંક્યું નહી રહે. ત્યારે પ્રધાન મનમા ચિંતવીને જેનો સત્ય પ્રભાવે છે એવો યક્ષ આરાધ્યો ત્યારે તે યક્ષ પ્રગટ થઇને બોલ્યો કે, હું આજથી ત્રીજે દિવસે એ કન્યાને યોગ્ય ઉત્તમ વર સરોવરની પાસે લાવીશ. તેને એ કન્યા આપવી પણ યોગ્ય છે. તે પોતનપુર નગરના રાજાનો પુત્ર છે. તે આ દેશનો સ્વામી થાશે. તે પુરુષ એ આ કન્યાનો પાછલા ભવનો ભર્તાર પણ છે.

તે મંત્રી તલાવની પાસે પુરુષને વેષે જે કન્યા રાજા થઇ બેઠી હતી તેની સાથે યક્ષના આદેશથી તમો આવ્યા તે તમને હુ મારા મંદિર તેડી લાવ્યો. અને તે કન્યા રાજપુત્રી પોતાને મંદિરે ગઈ એ પૂછયાનો સર્વ વૃતાન તમને કહ્યો. શેષ વ્યતીકરતો સર્વ તમે જાણો છો. તમને જે સમયે દીઠા તે સમયથી તમારે વિષે કન્યાનો તીવ્ર રાગ થયો.

રાજાનું ચરિત્રરુપ અધિકાર સાંભળીને શંખરાજાનો જીવ જે રાજકુમાર તે પોતાનું મસ્તક ધૂણાવતો હતો. અને તે પ્રધાનનું વચન દાક્ષિણ ગુણે સંપૂર્ણ માનતો હતો. પૂર્વભવના અભ્યાસથી કુમારને તે રાજકન્યા ઉપર પ્રેમ થનો હતો, તે સાભળી વૈજયંતીરાણીએ અર્થાત્ કુંવરીની માતાએ કુવર આવ્યાની ખબર જાણી ત્યારે હર્ષથી કરી વિવાહનો ઉત્સવ પ્રારંભ્યો. કુંવરે, ગુણસેનાકુંવરી અતિ ગૌરવથી પરણી, પછી તે અંગ દેશનો રાજા પોતે મહા પ્રતાપી થયો એક દિવસ વત્સદેશના અધિપતિ સમરસિંહ રાજાએ મત્સર ધરી દૂત મોકલ્યો તે દૂતરાજા પાસે આવી પોતાના સ્વામિના વચન કહતો હતો કે હે રાજેંદ્ર ! સાભળો રાજ્યનું પાલન કરવું હોય તો અમારા સ્વામિની આજ્ઞા માનો નહીં તો રાજ્ય છોડી દો. અથવા પરાક્રમી હોય તો તેની સાથે સંગ્રામ કરવા તૈયાર થાઓ. વિના ચોથો ઉપાય કોઈ નથી. એવુ દૂતનુ વચન સાંભળી

રાજા અંતરંગમાં અતિ કોપાયમાન થયો, તે પણ બાહ્ય વૃત્તિથી હસીને તે દૂતને કહે છે કે, હે દુત ! મારી હાજરીમાં પારકી ધરતી જોરાવરીથી લેવાને કોણ સમર્થ છે? સંગ્રામ કરવાને તૈયાર છું, અને તુ પણ સિંહપણું મૂકીને જો પરાક્રમી હોય તો સંગ્રામ કરવાને સજ્જ થઈ જા ઇત્યાદિક કઠોર વચન કહી દુતને વિદાય કર્યો. તેણે જઈ પોતાના સ્વામીને વાત કહી. ત્યારે તે બે રાજાના સૈન્ય સીમની મર્યાદામાં આવી મળ્યા. બહુ આરંભ દેખીને અંગદેશનો રાજા સમરસિંહ રાજાને કહે છે કે, આપણે બન્ને ઘણા બલીયા છીએ તો બન્ને જણુ પરસ્પર યુદ્ધ કરીએ પણ બીજા પ્રાણીને પીડીને શું લાભ છે? પછી જે જીતશે તે નરવીર તે પૃથ્વી લેશે. અંગાધિપતીનું વચન સમરસિંહ રાજાએ અંગિકાર કર્યું.

બન્ને રાજા યુદ્ધ કરતા સમરસિંહ રાજા ઘણા ઘા ખાઈને મૂર્ચ્છિત થઇ પડયો ત્યારે અંગદેશના કમલસેન રાજાએ પાણી મંગાવી તેના પર છાંટ્યું, તેને સ્વસ્થ કર્યો, અને કહ્યુ કે તમો લડાઇમા સિંહ જેવા છો, હથિયાર ગ્રહણ કરી યુદ્ધ શરૂ કરો, ત્યારે સમરસિંહ વિચારે છે કે આ બાળક કેટલો નીતિવાળો છે, હું વૃદ્ધ થવા છતા અન્યાય કરું છું. માટે હવે રાજ્ય છોડીને દીક્ષા ગ્રહણ કરીશ—ત્યારે સમરસિંહ રાજા કહે—કે હે રાજન્! મારું માન ગયું તેથી મૃતતુલ્ય થયો, મુવા સાથે તમારે યુદ્ધ ન કરવું જોઇએ, તમો (કમલસેન) સાત્વિક છો તો મારું રાજ્ય સ્વીકારો, મારી આઠ કન્યા સાથે લગ્ન કરો. હવે હુ ચારિત્ર સ્વીકારીશ. કમલસેન રાજાને રાજ્ય આપી આઠ કન્યાઓ પરણાવી સુધર્માચાર્ય પાસે આપી દીક્ષા લીધી—કમલસેન ચંપાનગરીમા બીજુ રાજ્ય પામીને આવ્યા—ત્યારે રાજ સભામા પોતનપુરથી પોતાના પિતા શત્રુંજય રાજાનો દૂતે આવીને લખેલો પત્ર આપ્યો, ત્યારે કમલસેન રાજાએ માતા—પિતાની ખબર પુછી ત્યારે દૂતે કહ્યું તમો માતા—પિતાને કહ્યા વિના વસંત ક્રીડા મૂકીને નીકળી ગયા, તમારા વિના બધા જ શોક કરે છે. શોકાતુર લોકો તમારા દર્શનની રાહ જોવે છે, દર્શન આપી બધાને શાંતિ આપો, આ સાભળી રાજા વિચારે કે મા—બાપને મારા ઉપર ઘણો સ્નેહ છે, કે મા—બાપને ભૂલીને વિષય—લીલામાં પડયો તે મારી ભૂલ છે, માટે ત્યા જઇ આ ઋદ્ધિ—સિદ્ધિ રાજ્યાદિ તેમને આપી—તેમના ચરણોમા નમસ્કાર કરૂ, મતિવર્ધન પ્રધાનની સલાહ લઈને શુભ દિવસે પ્રસ્થાન કરી પિતાને ભેટવા નીકળ્યો, વાજતે—ગાજતે, હાથી—ઘોડા, પાયદળ, રથ વિગેરે રાજા જાય છે—યાચકોને દાન આપતો, જિનપૂજા રચાવતો, મુનિરાજની ભક્તિ કરતો, પોતાના નગરની નજીક આવ્યો. પિતા પણ મહોત્સવપૂર્વક પ્રવેશ કરાવે છે, સર્વે જણા રાજમંદિરમાં આવ્યા, કમલસેનકુમાર (રાજા) પોતાના માતા—પિતાને નમસ્કાર કરી ચરણોમાં નમે છે માતા—પિતાએ ખૂબ આશીર્વાદ આપ્યા. સર્વ હકીકત પુત્રે મા-બાપને જણાવી બધા આશ્ચર્ય પામ્યા, અમારા કુલમાં પુત્ર ધર્માત્મા બન્યો, અને રાજા બની અનેકના દુઃખો દૂર કરનારો કામધેનુ જેવો થયો—પિતા સ્વયં વિચારીને કમલસેન કુમારને રાજ્ય આપીને સારા દિવસે શીલંધરાચાર્ય પાસે દીક્ષા ગ્રહણ કરે છે. પિતા સ્વ—કલ્યાણ અર્થે ભગીરથ પ્રયત્ન કરે છે.

તે રાજર્ષિ કેવા થયા? તો કે, મહાવ્રતી, મહાધ્યાની, વૈરાગી થયા. તે મુનિ તપ સંયમથી કરી પોતાના કર્મ ખપાવી, શુભ ધ્યાનથી ક્ષપકશ્રેણિ આરોહિ કેવલજ્ઞાન પામી મોક્ષ પામ્યા, ત્યાર પછી તે કમલસેન રાજા સૂર્યની પેઠે મહા પ્રતાપી થયો. પૃથ્વી મંડળને વિષે દિનપ્રતિદિન પ્રતાપની વૃદ્ધિ પામવા લાગ્યો. ન્યાય નીતિપૂર્વક, રાજ્ય સંપદા ભોગવતો જૈનધર્મને વિષે નિશ્ચિંતપણું રાખતો, હતો, અનેક પુત્ર પૌત્રાદિક અધિક વિસ્તારને પામતો હતો. વયઃ પરિપકવ થઈ એટલે તેની જ્યારે વૃદ્ધાવસ્થા થઈ ત્યારે ભોગ અને રાજ્યને વિષે તે રાજા અનુક્રમે વિરક્તપણું પામ્યો. જે સજ્જન હોય તેને એ યુક્તજ છે. ગ્રીષ્મકાલ વ્યતીત થયા પછી વર્ષાઋતુ આવી ચારે બાજુ પાણી ભરાયા, પાણીના પૂર ઉતરી ગયા એટલે કમલસેન રાજા વિચારે કે રાજ્ય સંપત્તિ પાણીના પૂર જેવી છે. ધન-સંપત્તિ વધે ત્યારે મનુષ્ય મદોન્મત થઈ અભિમાની બની કર્મનો કચરો ભેગો કરે છે, આત્મા-આભવ-પરભવ અનર્થની પરંપરા પામે છે, આત્મ-ચિંતવના કરતા રાજનને સંવેગ થાય છે, વિષ અન્નની જેમ રાજા વિષયોનો ત્યાગી બન્યો, ત્યારપછી ગુણસેના રાણીનો પુત્ર જે સુષેણકુમાર છે તેને શુભ દિવસે રાજગાદી પર સ્થાપન કરી, શ્રી શીલંધરસૂરિના શિષ્ય શ્રી સંયમસિંહસૂરિ મહારાજના દર્શન થયા, દેશના સાંભળીને ગુણસેના રાણી, ઘણી અંતેઉરી સાથે, ઘણા સામંતાદિ પરિવારપૂર્વક કમલસેન રાજા અણગાર બને છે, સંયમની શુદ્ધ આરાધના અપ્રમત્તપણે કરે છે. છેલ્લે અનશન કરી, ચાર શરણાં સ્વીકારી, અરિહંતનું ધ્યાન ધરતા કાલધર્મ પામી પાંચમા બ્રહ્મદેવલોકમાં દેવતા થયા, ત્યાં દસ સાગરનું આયુષ્ય ભોગવતાં સમય પસાર કરે છે,

પછી ગુણસેના રાણી સાધ્વીપણે શુદ્ધ ચારિત્ર પાળી, અનશન આરાધન કરી, તે પણ શુભધ્યાને કાલ કરી પાંચમા બ્રહ્મદેવલોકે તેજ દેવતાના મિત્રપણે જઇ ઉપન્યાં. જેણે નિરંતર તપ સંયમ સ્વીકાર્યું, તથા જેની શીલની લીલા નિર્મલ છે, તે જીવ શંખરાજાના જીવની જેમ ભવો ભવને વિષે સુબોધલબ્ધિ પામશે. આ પ્રમાણે બીજા સર્ગમાં પૃથ્વીચંદ્ર અને ગુણસાગરના ચરિત્રના ચાર ભવનો સંબંધ સંપૂર્ણ થયો.

---

## અથ તૃતીય સર્ગસ્ય બાલાવબોધ પ્રારંભઃ

તે કમલસેન મુનિનો જીવ, પાંચમા દેવલોકમાં વીસ સાગરોપમનું આયુષ્ય ભોગવી, ત્યાંથી ચ્યવી જંબુદ્વીપમાં ભરતક્ષેત્રને વિષે શૂરસેનના દેશને વિષે તિલક સમાન મથુરાનામે નગરી છે. ત્યાં મેઘનામા રાજાની મુક્તાવલી રાણીની કુક્ષિમાં ઉત્પન્ન થયો. હવે તે નગરી કેવી છે? તો કે, ત્યાં દંડ તો એકમાત્ર દહેરાને વિષે જ છે જ્યાં બંધન નારીના કેશના

અંબોડાને વિષે છે, ત્યાં માત્ર માર શબ્દ તો સારા લોકો સોગઠાબાજી રમે, તે દાવમાં સોગઠાને જે મારે છે તેજ માર છે પણ અન્યસ્થાનકે નથી. અશુદ્ધ મણિને વિષે ત્રાસ છે, પણ નગ ને વિષે કોઇને ત્રાસ નથી. તે ગુણયુક્ત નગરીમા મેઘનામે રાજા રાજ્ય કરે છે, તે રાજા રૂપે કરી કામદેવ જેવો છે. દાનથી કલ્પવૃક્ષ જેવો છે તે રાજાને મુક્તાવલીનામે ભાર્યા છે, તે ગુણવંતી, શીયલવંતી, રૂપવંતી તેમજ ઔદાર્યાદિ ગુણોથી સુશોભિત છે એવી ઉત્તમ રાણી છે.

એક દિવસે રાજા સભા પૂરી થયે તે સભા દરખાસ્ત થઇ ત્યારે રાજા સભામાંથી ઉઠી પોતાના પ્રાસાદે આવ્યો ત્યાં મુક્તાવલી રાણી નીચે મુખે ગાલે હાથ દઇને રુદન કરતી દીઠી, ત્યારે રાજાએ આગ્રહ કરીને દુઃખનું કારણ પૂછ્યું, ત્યારે રાણી કહે છે, કે હે રાજા! આપણુ દુઃખ તો જગતજનમા પ્રસિદ્ધ છે તે શુ તમો નથી જાણતા? ત્યારે રાજા કહે છે, કે હુ પ્રકટ નથી જાણતો તેથી મને આશ્ચર્ય થય છે. હે રાણી! તે શું દુઃખ છે? તે મને પ્રકટ કરી જલ્દી કહે. ત્યારે રાણી કહે છે કે પૂર્વે મેં તમને નથી કહ્યું? તે પણ શું તમો વિસરી ગયા?

એક પુત્રવિના જીવતર વૃથા છે તે માટે હું એજ દુઃખથી આજ રુદન કરું છું તે દુઃખ તમે જાણુતા નથી? અથવા તમારા હૃદયમા તે દુઃખ નથી આવતું? એવું રાણીનું કથન સાંભળી રાજા કહે છે કે રાણી! આ કાર્ય દૈવને હાથે છે માટે તેનો શું શોક કરવો? તે માટે હે પ્રિયે! જેનો પ્રતીકાર નહીં, તેનો નિષ્કારણ શોષ શો કરવો? શું વળવાનું છે? ત્યારે રાણી કહે છે, કે એવું કાંઈ એકાનવચન નથી કારણ કે તમારું મન તો એકાતગ્રાહી છે તેથી તમે કાંઈ ઇચ્છિતા નથી.

જેમ મણિમંત્રનો પ્રભાવ અચિંત્ય છે, તેમા દૈવત છે, તોપણ સમગ્ર સામગ્રી પૂજા કરવાથી ફલે છે. તે માટે મારી પર કરુણા કરી મારું કોઈ પાપ ચેષ્ટિત છે, તેથી પુત્ર થાતો નથી, માટે કોઇ ઇષ્ટ દેવને સમરો તો પુત્ર લાભ થાય. ત્યાર પછી રાજા મણિમંત્ર, યંત્ર, અને ઔષધાદિ ઉપાય કરતો એક દિવસને વિષે સ્મશાનને વિષે ગયો, તે દિવસ કાલીચૌદશનો હતો. ત્યાં જઈ માસાદિ બલિબાકુલા ઉછાળતો એમ બોલવા લાગ્યો કે, ભો ભો ભૂત પ્રેતાદિ પિશાચકો! એક મને પુત્ર આપો, ત્યારે કોઇ ભૂત આકાશમાં બોલ્યો, અહો રાજા! આ માંસના બલિબકુલોથી પુત્રપ્રાપ્તિ ન થાય, પણ જો તું તારું મસ્તક છેદી આપે, તો પુત્ર પ્રાપ્તિ થાય: ત્યારે રાજા કહે, હું મરે હાથે મસ્તક છેદી તમને આપું, એમ કહી ડાબે હાથે પોતાનો ચોટલો પકડી ખડગ લઇ પોતાનુ માથું છેદવા લાગ્યો એટલે દેવતા આવીને હાથ ઝાલી કહ્યું કે, હે રાજા! આવું સાહસ મ કર તારે ભાવી પુત્ર થનાર છે. ત્યારે રાજાએ કહ્યુ કે, સત્ય વાચા તમારું વચન સત્ય હોજો. તેના મુલ્યબદલ મારા મસ્તકનો ભોગ લેવો જાઇએ ત્યારે દેવતા કહે છે, કે એનું મૂલ્ય ન હોય

તારું ધૈર્ય દીઠું, એટલે એજ મૂલ્ય પામ્યો, હે નૃપોત્તમ! અધીરો ન થઇશ. વિશ્વાસ રાખ જા હું તને પ્રત્યક્ષ પુત્ર આપું છુ. આજ મધ્યરાત્રે ભલા 'કેસરીસિંહ તેનો પુત્ર લઘુસિંહ, તેને તારી રાણી પોતાને ખોળે બેઠેલો સ્વપ્નામા દેખશે પછી જાગશે. એ પ્રમાણે અમારું વચન તું સત્ય માનજે. એમ દેવતાનું વચન સાભળીને તે ખરું માનીને રાજા પોતાના મહેલમાં ગયો. ત્યાર પછી પેલા કમલસેન દેવતાનો જીવ પાંચમા દેવલોકથી ચ્યવી મધ્ય રાત્રે મુક્તાવલી રાણીની કુક્ષિમાં ઉત્પન્ન થયો, ત્યાર પછી રાણીએ તેવું સિંહનું સ્વપ્ન દેખી રાજાને કહ્યું. રાજાએ તે સાંભળી દેવવાણીને અનુસરી રાણીને કહ્યુ કે, સિંહ જેવો પરાક્રમી પુત્ર તને થાશે. પૂર્ણ સમય થયે છતે સુમુહૂર્તે આનંદદાયક પુત્રને રાણી પ્રસવતી હતી ત્યારે રાજાએ અતુલ દાન આપ્યાં, કે જેથી કરી સર્વ જગત્ વિસ્મય પામી ગયું પછી બારમા દિવસે દેવતાએ પૂર્વે કહેલા વચનને અનુસરીને જે સિંહનું સ્વપ્ન દીઠું, તેને અનુસારી પિતાએ જ્ઞાતિ કુટુંબને પોષી પુત્રનું દેવસિંહ એવું નામ પાડ્યું. તે પુત્ર અનુક્રમ વધતો કલાચાર્યની પાસેથી બોતેર કલાનો જ્ઞાતા થયો હવે ગુણસેનાનો જીવ, પાચમા દેવલોકથી ચ્યવી અવંતી દેશને વિષે ધનથી યુક્ત વિશાલ એવી જે વિશાલા નગરીને વિષે જિતશત્રુ રાજા, તેની સ્ત્રી જે કનકમંજરી રાણી તેની પુત્રી થઈ. તે અનુક્રમે વધતી સકલ કલાની જાણકાર થઈ. નવ યૌવનાવસ્થાને પ્રાપ્ત થઈ. પણ વિષયથી વિરક્ત હતી ત્યારે સકલ શાસ્ત્રમાં પ્રવીણ હતી પણ તેની સખીઓ કામવિકારને દીપાવનાર કથાઓ કહેવા લાગી, તો પણ સાક્ષાત્ મદન જેવો પુરુષ હોય તે પણ તે કન્યાને રુચે નહી. ત્યારે તે કન્યાનો પિતા, પુત્રીને વિવાહથી વિમુખ દેખી ચિંતવી ખેદ પામે છે. રાજા તેના વિવાહનો ઉપાય પ્રધાનને પૂછે છે. ત્યારે પ્રધાને કહ્યુ, કે પૂર્વભવે જેની સાથે પ્રેમ હશે એવો કાઇ પુરુષ રત્ન હશે, તેને પરણશે, તેથી કોઇ ચિત્રકારપાસે જે જે રાજપુત્રો હોય, તેના ચિત્ર કરી પ્રગટ કરો, અને તેને દેખાડો, ત્યારે પૂર્વ ભવનો જે ભરથાર હશે, તેને દેખીને કન્યાને રાગ ઉપજશે. એજ એક ઉપાય છે. તે સાંભળી રાજાએ ચિત્રકારોને જેટલા રાજકુવરો જુદા જુદા રાજ્યોમા છે તેના ચિત્રો બરાબર આલેખીને લાવવા કહ્યું, ઘણી ઘણી નગરીઓમાં જતા સમય લાગ્યો, અને છેલ્લુ ચિત્ર ચિતરવા માટે મથુરા નગરીમા ચિત્ર આલેખવા જાય છે, દેવસિંહકુમાર રાજપુત્રનુ ચિત્ર ચિતરતાં ઘણો સમય લાગ્યો, અદ્ભૂત ચિત્ર જોઈને રાજાને થયું કે જરૂર મારી પુત્રીને રાગ ઉત્પન્ન થશે, તે રાજકુંવરની સાથે પાણિગ્રહણ કરશે, ચિત્રકારોએ કહ્યુ કે તે રાજ-પુત્રનું ચિત્ર ચિતરતાં ઘણુ કષ્ટ પડ્યું છે, તે સાક્ષાત્ દેખવાથી આ ચિત્ર કરતાં અધિક અત્યંત રૂપવંત છે તેના રૂપ-લાવણ્ય ભાગ્યની જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી છે, તે ચિત્રપટને પિતાની આજ્ઞાથી કૌતુકથી તે કન્યા દૂરથી જોવે છે તે રોમે રોમમાં હર્ષ પામી, ઉલ્લાસમય મન થયુ, પિતાની આજ્ઞાથી પોતાનું રૂપ ચિત્રપટમા ચિતરી આપ્યું, દૈવયોગે ઘટતું થયું, દેવસિંહકુમાર ઉપર પોતાની કન્યા રાગવાળી થઇ છે એમ જાણી

જોષીને તેડાવીને નિર્ણય કર્યો. મથુરાનગરી પ્રત્યે પોતાના પ્રધાનને મોકલી કનક સુંદરી આપવાનો નિર્ણય જણાવ્યો, મેઘરાજા પણ પોતાના દેવસિંહકુમારને ઘણા પ્રધાન પુરુષો સાથે વિશાલાનગરીમાં પરણવાર્થે મોકલ્યો, ગૌરવભેરથી સામૈયુ કરી માન સન્માન ખૂબ કર્યા, ધામધૂમથી લગ્ન કરવામાં આવ્યાં, વિવાહ કાર્ય સારી રીતે થઇ ગયા બાદ તે બૃહસ્પતિ સરખા સુરગુરૂ નામે આચાર્ય મહારાજા પધાર્યા, ગંભીર–મધુરધ્વની દેશના આપવા લાગ્યા, સર્વનગર લોકસહિત રાજા પ્રધાન તેમ દેવસિંહકુમાર પત્ની સહિત દેશના સાંભળવા ગયા મધુરધ્વનીથી અપાતી દેશનામાં ગુરૂ ભગવંતે જણાવ્યું કે ચાર કષાયો, રાગ–દ્વેષ, તેમ અજ્ઞાનરૂપી અંધકારથી વ્યક્ત એવો સંસાર બંદીખાનું છે, તે બંદીખાનામાં પડેલા પ્રાણીઓને કુટુંબના લોકો છૂટવા દેતા નથી ઇષ્ટ અનિષ્ટના સંયોગરૂપી માંકડું તેમાં રહેલું છે, વિવિધ પ્રકારના રોગોથી વ્યાપ્ત છે, એવો સંસાર ત્યાજ્ય છે માટે ચારે ગતિમાં ન ભમવુ હોય તો સંસારરૂપી બંદીખાનામાં રહેવું યોગ્ય નથી, સદા ધર્મ કરવો ઉચિત છે. ધર્મમાં લયલીન બની આત્મ જાગ્રતિ કરવી જોઈએ

તેજ પ્રશસ્ત મોક્ષોપાય છે. જે માનવભવ પામી મોક્ષના ઉપાય રુપ વીતરાગભાષિત ધર્મ આદર્યો નહિ, જાણ્યો નહીં. આરાધ્યો નહીં, તે પૂર્વોક્ત આપદાને પામશે. જે આત્મધર્મને આરાધશે. તે સંપત્તિ પામી કર્મથકી મૂકાશે. સર્વ કર્મરહિત થાશે. સર્વ જગતના હિતકારી એવા અરિહંત દેવને જાણશે. તેને ધન્ય છે, માટે તે અક્ષય મોક્ષના સુખને પામશે. હવે અહીં વીતરાગની આજ્ઞા પ્રમાણે ચાલવું, એમ કહ્યું, તો એ આજ્ઞાધર્મ, ભાવસ્તવરુપ અને દ્રવ્યસ્તવરુપ, એમ બે પ્રકારનો છે, તે બુદ્ધિવંતે માન્યો છે, એટલે આગારી ધર્મ અને અણગારી ધર્મ એ બે ધર્મ છે. તે કેવો? તે સાધુને પંચમહાવ્રત રાત્રિભોજન વિરમણ લક્ષણ જાણવો. પાચસમિતિ, ત્રણ ગુપ્તિ, અષ્ટ પ્રવચન માતા રુપ જાણવો તે મુમુક્ષુનો મૂલ ધર્મ છે માટે તે અંગીકાર કરેલો ધર્મ જીવે જાવજજીવ પર્યંત મૂકવો નહિ એ ધર્મ કરતાં ઉપસર્ગ પરિષહ થાય તે પણ સહન કરવા, તો તે ચારિત્ર ધર્મના આરાધક પ્રાણી બલવત્તર વીર્યવિશેષથકી તેજ ભવે મુક્તિપદ પામે છે, માટે હે, ભવ્યો! ભવ બંધીખાનેથી મુકાવા જો ઇચ્છતા હો, તો સર્વજ્ઞ ભગવાનની આજ્ઞાનું આરાધન અતિ આદરથી કરો. તે રીતે જો સમર્થન થઇ શકાય તો મુક્તિપદના લાભના અર્થે દેશથકી સર્વજ્ઞની શુદ્ધબોધને આપનારી આજ્ઞા આરાધી ગૃહસ્થે દ્રવ્યસ્તવ રુપ પંચઅણુવ્રત, ચાર શિક્ષાવ્રત આરાધવા તે કેવી રીતે આરાધવાં? તો કે સંસાર ઘટાડવાને માટે જિન પ્રાસાદ કરાવવાં, બિંબ ભરાવવા, જિન પૂજાવિધિ કરાવવો સુપાત્રને વિષે દાન દેવું વલી સંસાર ઘટાડવાને જે શુદ્ધ અધ્યવસાયથી દેશવિરતિરુપ ધર્મ આરાધશે, તે સ્વર્ગનાં સુખ ભોગવી પછી શિવપદને પામશે. જો જિન પ્રાસાદ કરાવશે તે સંસારાંબુધિને તરશે. વલી જે જિન પૂજા કરશે, તે રોગ શોક રહિત સ્વર્ગવિમાનનાં સુખ પામશે, જિન પૂજાના કરનાર જે જિનબિંબની પ્રતિષ્ઠા કરાવશે, તેની જગત્રયને વિષે પ્રતિષ્ઠા

પામશે માટે એવી રીતે દ્રવ્યસ્તવ જે છે, તે પણ વિધિથી કરે, તો ભાવસ્તવનું હેતુ થાય છે, તે માટે તે પૂર્વોક્ત આરાધન કરે તો સાત આઠ ભવમાંહે શિવ પદને પામે તે સુંદર રૂપલાવણ્યથી ભરપૂર દંપતિ ધર્મમય જીવન પસાર કરે છે તેવામાં સુપ્રભ નામે તીર્થંકર ત્યાં સમોસર્યા ત્યાં નગરના સર્વ માણસો વંદન કરવા તેમજ દેશના સાંભળવા આવ્યા અષ્ટમહાપ્રાતીહાર્ય સહિત જગત જગતગુરુને વંદન આદિ કરી રાજા, પ્રધાન દેવસીંહકુમાર વિગેરે દેશના સાંભળવાબેઠા, દેશનામા જણાવ્યું કે જન્મ જરા મૃત્યુથી ભરેલો આ સંસાર છે. તે સંસાર સમુદ્રમાં ભયંકર દુઃખ દાયક કાળરૂપ મહાજાલો વિના અવસરે આવીને પડે છે તે સંસારમાં વિષયરૂપ વિષયના લોભે સમગ્ર મનુષ્યો માછલાના સમુદાય રૂપે પડેલા છે. જળ-જંતુઓ તો એમા પડેલા જ છે બહાર નીકળી શકતા નથી પરંતુ નવાઈની વાત એ છે ગુણવાન તથા સજ્જનો તે સંસાર સમુદ્રને તરી શકવા માટે સમર્થ હોવા છતાં બહાર નીકળી શકતા નથી યાને સામે કિનારે પહોચેલા પણ સંસારથી વિરકત થવાની તૈયારી કરતા નથી. જે જીવો વિરક્ત થઈ સંયમ માર્ગને પામે છે. તે દુઃખથી રહિત બની શાશ્વત ધામ એવા મોક્ષને પામે છે, માટે ભવ્યજનો, તમો બોધ પામો, મોહ ન પામો, અને પુણ્યથી મેળવેલી સામગ્રીનો સદુપયોગ કરો, એવી રીતે તીર્થંકર પરમાત્માની દેશના સાંભળી સંવેગરસથી રંગાયેલા રાજા તથા પ્રધાન ભગવંતને કહે છે કે ધર્મનાવ વિના સંસાર સમુદ્ર તરવો દુસ્તર છે. હિતાહિતની પ્રજ્ઞા પ્રાપ્ત થઇ છે, પણ અમારી જાણવાની ઇચ્છા છે કે અમને બન્નેને પરસ્પર આટલી પ્રીત કેમ છે ?

ત્યારે ભગવંતે કહ્યું કે તમો પૂર્વભવમા સૂડા-સૂડી રુપે હતા, તે વખતે જિનપૂજા કરતાં પુણ્ય ઉપાર્જન કર્યું હતું તેનાથી તમોને પરસ્પર પ્રીત થઈ છે, તે જિનપૂજા તમોને સિદ્ધિપદ અપાવશે આ પ્રમાણે સાંભળ્યા પછી રાજા તથા પ્રધાનને જાતિસ્મરણ જ્ઞાન થવાથી પૂર્વભવ દીઠો, સંવેગ પામી સંયમ લેવાને તત્પર થયા, મહોત્સવ પૂર્વક દીક્ષા ગ્રહી સંયમ આરાધી મુકિતપદને પામ્યા, જિનપૂજા દ્રવ્યસ્તવથી કરી તેથી બે જીવો મુક્તિને પામ્યા, આલોક પરલોકને વિષે સુખી થયા. દ્રરિદ્રી ધનપામે, વિદ્યાવિલાસી વિદ્યા પામે, તેને જેટલો આનંદ હર્ષ થાય તેમ દેવસિંહકુમારને કથા સાંભળવાથી આનંદ થયો, દેવસિંહકુમાર ભાર્યા સહિત ધર્મ આરાધતા હતા, એક દિવસ દેવસિંહકુમારને પોતાના માતા-પિતા સાભળી આવ્યાં, પોતાના નગરપ્રતિ પ્રયાણ કર્યું.

તે વખત, વાજિંત્રે કરી આકાશને બધિર કરતો, અને સૈન્યરજથી દિશાઓને ધુસરી કરતો જ્યારે ચાલ્યો, ત્યારે તેમને વળાવવા માટે તે નગરનાં ઘણાં લોકો આવ્યાં. ત્યાર પછી તે સહુ દાન, માન, પ્રેમભરી દૃષ્ટિથી કુમારને સંતોષ પમાડીને પાછા વળ્યા. પરંતુ તેઓની દૃષ્ટિ તો વારંવાર તે કુમારની પછવાડે જ લાગી રહી એમ કરતાં જ્યારે પોતાના નગરની સીમમાં આવ્યા. ત્યારે પોતાની સ્રીને ગ્રામ, પુર, આરામ દેખાડતાં માર્ગે માંડલિક

રાજાના ઘણા માનથી ભેટણાં સ્વીકારતો ઘણા પાસાના પલ્લિપતિઓની પાસે આણા મનાવતો, પર્વત, નદી, વાર પ્રમુખે ક્રીડા કરતો, ગ્રામ નગર ઉદ્યાને જ્યાંજિનના ચૈત્ય છે, ત્યાં પૂજા કરતો, સર્વ દુખી પ્રાણીને દયાથી દાન દેતો, પોતાની મથુરા નામની નગરીમાં પહોચ્યો ત્યારે મેઘરથ નામે પોતાના પિતાને વધામણી પહોચી કે તમારો પુત્ર દેવસિંહકુવર સ્ત્રી તથા ધન સહિત નગરની બહાર આવેલો છે. તે સાભળી પિતા ઘણા આડંબરથી સામો આવ્યો. પછી મોટા મહોત્સવથી યુક્ત સૌએ નગરમા પ્રવેશ કર્યો પિતા પુત્ર તથા કુટુંબ સર્વ મળ્યા, પરમ પ્રમોદ પામ્યાં. પછી તે પૂર્વ ભવનાં ઉપાર્જ્યા જે સમગ્ર પુણ્ય તેના યોગથી સ્વર્ગ સમાન સુખભોગને ભોગવતો દાનાદિક દેતો થકો વિચરે છે. એવા સમયે મેઘરાજાએ સુપુત્ર દેવસિંહને રાજ્યયોગ્ય જાણી તથા પોતાને પણ વૃદ્ધાવસ્થાનોએ સમય જાણી સર્વ રાજ્ય છોડી સાધુ પાસે દીક્ષા લઈ સકલ કર્મ ખપાવી કેવલજ્ઞાન પામી મોક્ષ નગર પ્રત્યે ગમન કર્યું. કર્મે સૂરા તે ધર્મે પણ શૂરવીર હોય છે.

હવે દેવસિંહકુમારે પણ સગ્રામ કીધા વિના પોતાના તેજપણાથી અને પ્રતાપથી દુર્દાંત જે ભૂપતિયો હતા, તે સર્વને નમાવી પોતાની આજ્ઞામા રાખ્યા. અને તે દેવસિંહ રાજા અત્યત ન્યાયવાન્ થયો, તેણે કરી દેશની પ્રજાને તે રાજા અત્યંત પ્રિય લાગતો હતો. એકદા રાજા પ્રભાતે જાગ્યો થકો હૃદયમાં બે પ્રકારે ચિંતવવા લાગ્યો કે જે રાજાઓએ રાજ્યલક્ષ્મીને તૃણવત્ છોડીને પ્રવર્જ્યા લીધી, તેઓને ધન્ય છે. અને હું જાણુ છું, તે છતા પણ કાંઈ વ્રતનો ઉદ્યમ કરતો નથી અને પ્રમાદમાખૂચી જ રહ્યો છુ. મહામોહના વિલાસથી વિલસતો એવો જે કાલ, તેને હું નિષ્ફળ ગુમાવું છું અભિલાષારૂપ પિશાચીએ અત્યત ગ્રહ્યો છે. વલીવળી એવા કામરૂપ કિરાતે મારા વિવેકરૂપી રત્નને ચોરી લીધું છે, જિનોક્ત વચનરૂપ પટહ વાજે છે, તેથી ઘણા પ્રવીણ પ્રાણીઓ હોય છે, તે જાગે છે. અહો ! ! હુ અચેતન થઈ મોહનિશામા સૂઈ રહ્યો છુ, તેથી કેમે કરી જાગૃત થતો નથી ! મહાદુષ્ટ મોહરૂપ શત્રુ મોટા પ્રયાસથી પ્રાપ્ત થયેલા મારા ચારિત્રને ગ્રહણ કરે છે અને પાછો તે મોહને કેમ જીતવો તે પણ મંદબુદ્ધિવાલો હું કાઈ જાણી શકતો નથી ! અરે ! અસાર સસારમા આસક્ત એવા મારાથી એ મહાપ્રબલ મોહ કેમ જીતાશે ! એમ તે મનમા દુખ કરે છે ત્યાર પછી તે દેવસિંહકુમાર, નિશ્ચયાત્મિક બુદ્ધિ કરીને કહે છે કે હા ! તે મોહ જીતવાનો ઉપાય તો પૂર્વાચાર્યોએ ભાવસ્તવથી તથા દ્રવ્યસ્તવથી કહ્યો છે. એમ નિશ્ચય ધારી પ્રભાતને વિષે રાજાએ ઉત્તમ ભૂમિ શોધીને તે ઠેકાણે કેટલાએ પ્રાસાદ અર્થે સૂત્રધારો તેડાવ્યા, કેટલાક બિંબ કરાવવાને વાસ્તે શલાટ કારીગરોને તેડાવ્યા, અને ઝડપથી તેણે થોડા વખતમા જિનપ્રસાદ તૈયાર કરાવ્યા. અને તેમાં જિનબિંબની સ્થાપના કરાવી હવે તે જિન પ્રાસાદનુ આંગણુ જે છે, તે નીલરત્નથી બાંધ્યુ છે સ્ફટિકના થાભલા પર મણિરત્નની પૂતલીઓ કીધી છે, તે કેવી છે ? તો કે આકાશથકી સાક્ષાત્ વિદ્યાધરીઓ જાણે ઉતરીને આવી હોય નહીં ? સ્ફટિક સ્તભ કુંભીયો સારી રીતે લખાવી છે, તેણે

કરી, શોભાથી ઉંચા છે શિખર જેમનાં એવા સ્ફટિકસ્તંભો તે કેવા શોભે છે કે જાણે હિમાચલની ટુંકો જ અહિયાં વિશ્રામ લેવાને આવ્યાં હોય નહિં ! એવાં જિનપ્રસાદ કરાવ્યાં, એવી રીતના જિનપ્રસાદ તથા જિનબિંબ કરતા એવા સલાટોને આદરપૂર્વક સન્માન દાનથી સતોષ્યા હવે છત્ર, સિંહાસન, ચામર, વિગેરે મણિમય, અરિહંતના બિંબ ભરાવ્યાં. તથા આચાર્ય ભગવંત પાસે જિનબિંબની પ્રતિષ્ઠા પણ કરાવી તે પછી તે દેવસિંહ રાજા તથા તેની રાણી જિનપૂજાદિ કૃત્ય નિરંતર કરે છે, અને તેથી પોતાના પાતકરૂપ પંકને ધોવે છે, જિનબિંબ પાસે લજ્જા ત્યાગ કરી નાચે છે, વાજિંત્રના નિર્ઘોષ વજાવે છે, એમ નર નારી જિન ગુણ ગીત ગાય છે ત્યાર પછી તેણે રથયાત્રાદિ શુભ કાર્ય કીધાં, સ્નાન મહોત્સવાદિક કાર્ય કીધાં, ઉજમણાદિ સંઘભક્તિ વગેરે શુભ કાર્ય કર્યા તદનંતર દેવસિંહ મહાપૂજા રચાવે છે તેમાં યોગીન્દ્રની જેમ જયમાન પામે, મોટા મોટા દાન સુપાત્રમાં આપે, શિવ સંપદામાં જય પામે, વધતે પરિણામે જિનભક્તિ, અપર દાનાદિ કાર્યમાં ધન ખરચતો તેણે સમકિત સહિત નિર્મલ કાર્ય કીધાં. ભક્તિ તેમ કરતાં તે દેશમાં પણ ઘણા પ્રાણીઓ જિનભક્તિવંત થયા, એમ શ્રાવક ધર્મ ઘણા કાલ પર્યંત પલીને વૃદ્ધાવસ્થામાં તે દેવસિંહ રાજા ચિંતવવા લાગ્યો કે હવે ગૃહસ્થ ધર્મનું ફલભૂત જે સાધુપણું છે, તેજ આદરવું મને ઉચિત છે. પણ શો ઉપાય કરું ? મારો પુત્ર જે છે, તે બાલક છે, તે માટે રાજ્ય તજી દીક્ષા તો લઈ શકું નહી પરંતુ હું એને બાળપણેજ રાજ્ય ઉપર તો સ્થાપુ, અને હું હળવે હળવે રાજ્ય કારભારથી નિર્વ્યાપાર થાઉં, અને જ્યાં સુધી એ પુત્ર, રાજ્ય કારભાર વહનનુ સામર્થ્ય પામે ત્યા સુધી જો મારું શરીર સશક્ત રહે તો હું દીક્ષા ગ્રહણ કરું ! અને આત્મ સાધન કરું ! એમ ચિંતવી તુરત પ્રધાન પ્રમુખ તેડી પોતાના નરસિંહ કુંવરને તેડીને રાજ્ય ગાદીપર સ્થાપન કીધો, ત્યાર પછી તે શ્રાવકના બાર વ્રતની ક્રિયામાં તત્પર થયા રાજા દેશવિરતિપણું શુભભાવથી આરાધે છે. ચારિત્ર લઈ શકયા નહિ, તોપણ વિવિધ તપશ્ચર્યા કરીને કાયા શોષવી, ભાવ ચારિત્રપણુ ભાવતા અંતકાલે એકમાસનું અણસણ આરાધી શુભદિને કાલ કરી તે દેવસિંહ રાજા, સાતમા દેવલોકે સત્તર સાગરોપમના આયુષ્યવાલા દેવતાપણે ઉપન્યા, ત્યાર પછી રાણી પણ શ્રાવિકા ધર્મ આરાધી તપ કરી ક્ષીણદેહ કરી અણસણ આરાધી અંતે શુભધ્યાને કાલ કરી સાતમા દેવલોકે સત્તર સાગરોપમની આયુષ્યવાલા દેવતાપણે ઉપન્યાં, એકજ ઉત્તમ વિમાનમાં બે દેવતાનું પરમઋદ્ધિપણું પામ્યાં, સુરકોડીના પૂજનીય થયાં એમ દેવસિંહ રાજા શ્રમણોપાસક ધર્મ આરાધી સ્વર્ગે ગયા. શ્રાવક ધર્મથી ઉત્કૃષ્ટ દેવપણુ પણ પ્રાપ્ત થાય છે.

---

# ચોથો સર્ગ

હવે સાતમા ભવને વિષે સાતમા શુક્રદેવલોકમાં સુખમય એવું સંપૂર્ણ આયુષ્ય ભોગવી ત્યાંથી દેવતા થયેલો રાજાનો જે જીવ, તે પ્રથમ ચ્યવીને જ્યાં ઉપજ્યો, તેની યથાર્થ કથા કહીએ છીએ, તેને એક ચિત્ત રાખીને હે ભવ્યજનો! તમો સાંભળો. જંબુદ્વીપમાં પૂર્વમહાવિદેહ ક્ષેત્ર છે. જે ક્ષેત્રને વિષે સદૈકના નિત્તારક એવા તીર્થંકરો વિચરે છે. તે વિદેહને વિષે સારા સુખરુપ જે વૃક્ષ, તેહના કચ્છપ્રમાન સુકચ્છ નામે નગરી છે, તેમાં મેઘની જેમ વરસે એવા દાતાર, ધર્મવંત, ધનવંત, જયવંત પંડિત એવાં ઘણાં લોકો વસે છે. વલી જ્યાં જિનપ્રાસાદને વિષે નાટક પૂજાને અવસરે વાગતાં એવા જે મૃદગો, તેના ગર્જારવનો ધ્વનિ સાંભળીને સુખીયા થયા જે શ્રાવકરુપ મયૂરો, તે સદા નાચ કર્યા કરે છે. વળી જે નગરીને વિષે રાજકુમારો જે ઘોડા દોડાવે છે, તેની રજ આકાશ પર્યંત ઉડે છે. જે નગરીના ચતુષ્કોને, જેના ગંડસ્થલમાંથી મદ ઝરે છે, એવા હસ્તીઓ પોતાના મદથી સીચે છે. તે સુપ્રશસ્ય એવી નગરીમાં પોતાની કીર્તિએ કરી વિમલકીર્તિનામે રાજા રાજ્ય કરે છે. વળી તે રાજા કેવો છે કે વૈરીઓને બંધન કરવામાં ચતુર છે, લક્ષ્મીતો વિષ્ણુની જેમ વશજ કરેલી છે, તે રાજાને પ્રિયમતી પટરાણી રૂપે રંભા સમાન છે તેની કુક્ષિએ દેવસિંહ રાજાનો જીવ દેવલોકમાથી ચ્યવીને ઉત્પન્ન થયો, ત્યારે પ્રિયમતી રાણીએ સુતા થકાં સ્વપ્નમાં દિવ્ય મનોહર એવો દેવતાનો રથ દીઠો, તે દેવતાનો રથ દેખી જાગ્યા, પોતાના સ્વામીને સર્વ વાત કહી, તે સાંભળી રાજાએ કહ્યું કેહે સ્ત્રી આપણને ઉત્તમ પુત્રની પ્રાપ્તિ થશે? રાણી હર્ષવંત થઈ ગર્ભનું પાલન કરે છે. પૂર્ણ માસે મધ્ય રાત્રીને વિષે દેવકુમાર સરખા દેદીપ્યમાન પુત્રનો જન્મ આપ્યો, દાસીએ રાજાને વધામણી આપી, ગીત ગાન કરાવ્યાં, ઘણા દાન વિગેરે કરાવ્યા દસ દિવસ સુધી પુત્રનો જન્મ મહોત્સવ કરી બારમા દિવસે સર્વ કુટુંબને જમાડી સ્વપ્નાનુસારે સર્વલોકની સાક્ષીએ દેવરથ નામ સ્થાપન કરે છે હવે તે કુંવર વિકસીત કમલોની જેમ વિકાસ પામતો વધતો હતો, રાજ્યમાં તેના ગુણોથી તે આદરમાન સન્માન વાળો થયો હતો, તે કુમાર સૌમ્ય, શીતલ, નિ કષાય, સંતોષી હતો.

જે કુમાર યૌવનાવસ્થા પામ્યો છે તે છતાં પણ વિષયથકી વિરક્ત અને સંસારી વાર્તા કથા, વિનોદ, તેથી રહિત છે, પરોપકાર કરવાને વિષે ડાહ્યો છે. માતાપિતાને હર્ષ ઉપજાવે તેવો છે, યૌવનાવસ્થા પામ્યો છે તો પણ તત્ત્વદષ્ટિથી ધર્મમાંજ રૂચિ છે. હવે તે સમયે તે જ વિજયને વિષે ષટ્દર્શનવાલા જનોથી વ્યાપ્ત તથા પૃથ્વીરૂપ સ્ત્રીના કપાળમાં તિલક સમાન એવુ સુપ્રતિષ્ઠિત નામે નગર છે, તે નગરમાં કુલવાન તથા મોટા સ્કંધવાળો, રૂડા ફલનો ઉદય છે જેમને એવા કલ્પવૃક્ષ જેવો રવિતેજ નામે મોટા રાજા રાજ્ય કરે છે.

સાક્ષાત્ લક્ષ્મી જેવી વસંતરાણી નામે રાજાની રાણી છે હવે તે દેવસિંહની સ્ત્રીનો જીવ, જે સાતમા દેવલોકમાં દે તા થયો હતો તે ત્યાંથી ચ્યવીને કર્મના વશથી તે વસંતદેવી રાણીને કુક્ષિમાં પુત્રીપણે આવી ઉપન્યો. ત્યારે રાણીએ રત્નનીમાલા સ્વપ્નામા દીઠી, પછી તે રાણીએ ગર્ભનુ પ્રતિપાલના કરતા થકાંએ પૂર્ણમાસે શુભયોગે પુત્રીનો જન્મ આપ્યો, ત્યારે પિતાએ જન્મ સ્થિતિનો મહોત્સવ કરી સંપદાનુસારે તે કન્યાનું રત્નાવલી એવું નામ પાડ્યું. તે રત્નાવલી અનુક્રમે મોટી થઇને ચોસઠ કલાની તથા બીજી ઘણી કલા, વિજ્ઞાનની વિજ્ઞાત થઇ. યૌવનાવસ્થા પામી ત્યારે મનોહર થઇ. તે કન્યાનું પૂર્ણચંદ્રવત્ મુખ, અમૃત સમાન અધર, મણિશ્રેણી તુલ્ય દાંતો, લક્ષ્મી સદૃશકાંતિ, ઐરાવત હાથી સમાન ગમન, શરીરનો પરિમલ પારિજાત, વૃદ્ધ સમાનવાણી કામદુગ્ધા સરખી, માટે હે ચંદ્રમુખિ ! દેવોએ દુગ્ધોદધિનું મથન કરેલું હશે શું ? એ કવિની ઉત્પ્રેક્ષા છે. હવે રવિતેજ રાજાના શિક્ષાવ્રત નામે પ્રધાનનો વિબુધનામે પુત્ર વિમલ કીર્તિ રાજાના પુત્ર દેવરથનું વૃત્તાંત સાંભળી એકદમ અયોધ્યાનગરીમાં આવ્યો ત્યા ર જદરબારમાં જઇ રાજાને હાથ જોડી પ્રણામ કરી કહેવા લાગ્યો કે હે વિમલકીર્તિરાજા ! સુપ્રતિષ્ઠ નગરના રવિતેજ નામે રાજાએ વિનતિપૂર્વક આપને કહેવરાવ્યું છે જે આપનો દેવરથ નામે કુમાર છે, તે સાક્ષાત દેવરથ જ છે, તેની અને દેવના રથની તુલ્યતા છે.

દેવરથની ગતિ અવ્યાહત છે, તેના હાથમાં ચંદ્રરેખા, મત્સય, હાથી, ઘોડા, લક્ષ્મી સ્વસ્તિકથી યુક્ત છે રૂડા મનવાળો ઔદાર્યદિક ગુણોથી ભરપુર છે. તેનું દેવરથ નામે યથાર્થ છે હવે તે દેવરથને જેમ ધ્વજ લગાવીએ તો શોભે તેમ તમારા વાસ્તવિક દેવરથની સાથે રવિતેજ રાજાની કન્યાનો સંબધ જોડીએ તો ખૂબ જ શોભે, ધ્વજા ચલિત છે ત્યારે કુંવરી અચલ છે આટલો જ તફાવત છે. કુંવરી પણ અત્યંત રૂપ, સૌંદર્ય, ઔદાર્યદિક, અનેક કલાઓથી તે યુક્ત છે. સરખે સરખા ગુણોથી યુક્ત એવી કન્યા પરણવી કોને ન ગમે ? હવે તે કન્યાને પરણવા માટે તે રવિતેજ રાજા મોટો સ્વયંવર મંડપ રચાવ્યો છે તેમા મોટા રાજપુરુષો, રાજકુમારો આવવાના છે તો દેવરથકુમારને પણ વરવાની ઇચ્છા ન હોય તો પણ આવવુ જોઈએ અને રવિતેજ રાજાએ કહેવરાવ્યુ પણ છે, કદાચ દેવરથ સાથે તે કુંવરીનુ લગ્ન થશે તો આપણને બન્નેને આનંદ થશે, આવુ રવિતેજ રાજાનુ કહેલું વચન પ્રધાનના મુખથી સાંભળી બુદ્ધિમાન વિમલકીર્તિ રાજા પોતાના વિજ્ઞાતપુત્ર દેવરથને એકાંતમા બેસાડીને કહે છે કે હે પુત્ર, તું સ્વયંવરમંડપમાં જા, કારણ કે ત્યાં ઘણા રાજકુમારો મલવાના છે, પુણ્ય–અપુણ્યનો નિર્ણય કરવા માટે બોલાવ્યા છે, રવિતેજરાજા કોઈનુ પણ અપમાન કરશે નહિ એ પ્રમાણે પિતાનું વચન સાભળી પિતાની આજ્ઞાથી ચાતુર્યથી ત્યા જવુ કબૂલ કર્યું. પછી ત્યા ભલે દિવસે અતિ ચપળ ચતુર ઘોડાઓ તથા મદોત્કટપણાથી નાચતી એવી હસ્તીઓની ઘટાએ ચક્રોના ચિત્કારથી સભ્રાંત લોકોએ દેખાતા સારા રથો, વિવિધ એવા આયુધોના સંબંધથી વ્યગ્ર અને ચાલતા એવા પાયકો, પ્રયાણને યોગ્ય એવા

વાજિંત્રોના શબ્દો, તે સર્વની સાથે દેવરથ નામે કુમાર, મદોન્મત્ત હાથી ઉપર આરુઢ થઇ ચાલ્યો. જે વખતે તે કુમાર હાથીપર બેસી ચાલ્યો, તે વખતે માથે છત્ર ધારણ કર્યું, અને ચામરો પણ વિજાવા માંડયાં, એમ મોટા આડંબરથી તે કુંવર પોતાના નગરથી બહાર નિકળ્યો, પછી રસ્તામાં ચાલતાં ગ્રામ, નગર, પુર, ઉદ્યાન, પ્રમુખ જે જે આવ્યાં, તેને ઉલ્લંઘતો થકો એક વનમાં આવી પહોચ્યો, ત્યાં વનમાં ચાલતાં છિન્ન પક્ષ પંખીની જેમ ભૂમિમાં પડેલો, તડફડિયાં મારતો, ઉડવા જાય છે પણ પાછો પડી જાય છે. તેવા, દીનવદનવાલા યુવાવસ્થાવાલા, રુપવાલા. વિદ્યાથી ભ્રષ્ટ થયેલા એવા કોઇ એક વિદ્યાધરને દીઠો, તેવા વિદ્યાધરને જોઈ આગલ આવી દયાલુ એવા દેવરથ કુમારે તેને પૂછ્યું કે હે મહાભાગ! અહીં તું કયાંથી આવેલો છો? અને શા માટે આવા દુઃખને પ્રાપ્ત થયો છો? તેવાં રાજકુમારના વચન સાંભળી વિદ્યાધર કહે છે કે હે રાજકુમાર! તમો પથિક છો. તેથી આપને ધારેલા ગામ જવાને ત્વરિત ઇચ્છા હશે ખરી? તો પણ કૃપા કરી આપ જો થોડી વર આહીં મારી પાસે ઉભા રહો, તો હું મારા વીતેલા દુઃખની સર્વે વાત તમોને કહું તે તમે સાંભળો. એવાં વચન સાંભળી દયાશીલ એવો કુમાર, ત્યાં ઉભો રહ્યો, એટલે વિદ્યાધરે સર્વ પોતાની બનેલી વાત કહેવા માડી કે હે કુંવર! વૈતાઢય નામના પર્વતને વિષે કુંડલનામે નગર છે, ત્યાં શ્રીધ્વજ નામે વિદ્યાધરનો રાજા રાજ્ય કરે છે, તેનો પુત્ર હુ ચંદ્રગતિનામે વિદ્યાધર છું. પોતાની વંશ પરંપરાએ પિતાથી પામ્યો જે વિદ્યા, તેણે કરી સ્વેચ્છાથી હું ક્રીડા કરતો એકદા વૈતાઢયની મેખલામા ગયો. ત્યાં મે કોઈ એક નારીસમુદાયનો હાહારવ તથા કોલાહલ શબ્દ સાંભળ્યો તે સાંભળતાંજ હુ ત્યાં ગયો, ત્યા જઈ જોયુ, તેવામા તો ઘણી સખીયો જેને વસ્ત્રાચલે કરી સમીર નાખે છે, એવી સુરકન્યા સમાન એક બાળક સ્ત્રી પોતાની આખો મીંચી અચેતન થઈ સૂની પડેલી હતી તે મેં દીઠી ત્યા મને સર્વે સખીઓએ કહ્યુ કે હે ઉત્તમ પુરુષ! જલ્દી અત્રે આવો, કારણ કે એ ગંધર્વરાજાની બેટીને મહાન આશીવિષે એટલે સર્પે ડંશેલી છે, માટે દયાલુ એવા તમો તેને પ્રાણનુ દાન આપો. તે સાંભળી મેં વિચાર્યું જે હવે તેને હું કેવી રીતે જીવાડુ? તવામા મારી દૃષ્ટિ તે કન્યાના ડાબા હાથ પર પડી, ત્યાં તેના ડાબા હાથને વિષે વીટી છે, તે જોઈ, અને ત્યાં જઈને મે વિચાર્યું જે તે વીટીમા મણિ છે, માટે તેને જલમાં નાંખી ને જલ જો છાંટું તથા તે જલ સીંચું, તો તેથી આ કન્યા જીવતી થાય? એમ વિચારીને પૂર્વોક્ત રીતે જલ, મણિસાથે મેળવીને છાંટયુ, તથા તે જલ સર્પ ઉપર પણ સીંચ્યું તેથી તે કન્યા તરત ચેતન થઈ બેઠી થઈ મને જોવા લાગી. જોઇને લજ્જા આણી પોતાના વસ્ત્રે કરી શરીર સર્વ ઢાકી નિસાસો મૂકી સખીઓને પૂછવા લાગી કે હે સખીઓ! તમો અશ્રુયુક્ત મુખવાલીઓ છતાં હસો કેમ છો? તથા આ કામદેવ સમાન પુરુષ કોણ છે? તે સમયે સખીઓએ કહ્યુ કે હે બહેન! તમને તો સર્પડંશ થયો હતો તેથી કાષ્ઠવત્ થઈ ગયાં

હતાં, તો તે સર્પનું વિષ, આ મહાનવતાર પુરૂષે હસ્તગત મુદ્રિકા રત્નજલના સિંચનથી નાશ કર્યું અને તમોને જીવતા કર્યા? તો અમો પણ પ્રથમ તમોને સર્પડંશ થયો તેથી તમારા જીવવાની આશા છોડી દઈને શોકાક્રાંત થઈ રુદન કરતી હતી, તેવામાં આ પરોપકારી પુરુષે આવી આપને જીવતા કર્યા તેનો હર્ષ થવાથી અમો હસવા લાગી છીએ. અર્થાત્ તમો મરણશરણ થયા એવું જાણી અશ્રુયુક્ત મુખવાલી થઈ હતી અને પાછાં તમો જીવતાં થયાં માટે હસિતવદન અમો થયા.

આ સર્વ હકીકત સખીઓના મુખથી સાંભળીને તે કન્યા વિસ્મય પામી. અને સરાગદૃષ્ટિથી મારી સામું જોઇને કહેવા લાગી કે, હે સખી! મારી મુદ્રિકા ક્યાં ગઈ? તે સમયે સખીઓએ કહ્યુ કે તે મુદ્રિકા આ પુણ્ય પુરુષે ગ્રહણ કરી તમોને જીવાડેલા છે એવુ વચન સાભળી તે વખત કૃતજ્ઞપણાથી તથા પ્રત્યુપકારની વાંછાથી કરી લજ્જાથી કામરસથી કોઇક એવા અનિર્વચનીય રસને અનુભવતી હતી તેવા અવસરને વિષે ચોપદારના મુખથી તે બનેલું સર્વ વૃત્તાંત સાંભળીને તે કન્યાનો પિતા જે ગાંધર્વ રાજા તે ત્યાં આવીને ચાકરના મુખથી મને શ્રી ધ્વજ રાજાનો આ પુત્ર છે, એમ માનીને કહેવા લાગ્યો કે હે વદાન્ય! મારી પુત્રીને પ્રાણદાન દેવાથી તમો અમોને માનનીય છો. આ પુત્રી આપવાથી પણ તમારો ઉપકાર વાળવાને હું સમર્થ નથી. માટે આ કન્યાની મુદ્રિકા લેવાથી પૂર્વે લગ્ન તો થઈ જ રહ્યુ છે તથાપિ અમારા મનને આનદ દેવા માટે તમો આ કન્યાનું પાણીગ્રહણ કરો. તે સમયે મેં કહ્યું જે જેમ આપ આજ્ઞા કરો છો, તે કરવું જ મને ઘટે છે.

તે પછી મોટા આડંબરથી મે તે કન્યા સાથે મારો વિવાહ કર્યો અને તે કાંતા સાથે ભોગ ભોગવતા મને ઘણો કાલ વ્યતીત થયો. હાલમાં દક્ષિણ સમુદ્ર તટના ઉદ્યાનને વિષે ક્રીડા કરીને નિવૃત્ત થયેલા એવા મનથી રસ્તામા ચાલતા મારી ફઇનો પુત્ર સુમેધા નામે વિદ્યાધર મને મલ્યો, તે મને સ્ત્રી સહિત જોતા વેત અત્યંત ક્રોધાયમાન થયો થકો કહેવા લાગ્યો જે હે દુષ્ટ ચેષ્ટ! પાપિષ્ટ!! મારે માટે માગેલી એવી આ કન્યાને લઈને તું મારી નજરે ટકીશ! હું જોઉ તારું બલ જોયે કેવુંક છે? અને તેનું ફલ હું તને દેખાડું છું! એમ કહીને સ્પર્ધાથી મારી સામો યુદ્ધ કરવા ઊભો રહ્યો. મે પણ મારા સામર્થ્યપણે યુદ્ધ કરવા માડ્યું પરતુ દૈવયોગે કરી વ્યગ્રપણાથી વિદ્યાનુ એક પદ મને વિસ્મૃત થઈ ગયું. તેથી હું ઉપરથી ધસીને તત્કાલ નીચે પડી ગયો. તેવામાં તો પાંગલાની જ જાણે સ્ત્રી લઈ જાય, તેમ મારી સ્ત્રીનુ હરણ કરી કાગડાની જેમ તે નાશી ગયો. એ પ્રમાણે મેં મારી વાર્તા સર્વ કહી સંભળાવી. તે પછી દયાલુ તથા પરદુખે કરી દુઃખિત અને ઉપકાર કરવા માટે વ્યાકુલ એવા કુમારે વિચાર્યું કે મારી શક્તિ પ્રમાણે એનો હું ઉપકાર કરું? એમ વિચારીને તેણે વિદ્યાધરને કહ્યુ કે તમારા જેવાનો ઉપકાર કરવામાં અમે તે શું સમર્થ થઇએ? તો પણ જો તે વિદ્યાથી કલ્પ થાય, તો મારી પાસે તમો બોલો. ત્યારે

ચંદ્રગતી નામે વિદ્યાધરે વિચાર્યું જે નિશ્ચે આ મહાપુરુષથી મારી કાર્યસિદ્ધિ થશે. પછી તે વિદ્યાધરે ધ્યાનમાં લાવી જેટલી વિદ્યા પોતાને ઉપસ્થિત હતી તેટલી ભણ્યો, ત્યારે પદાનુસારિણી લબ્ધિથકી એ દેવરથકુમારે આગળનું વિસ્મૃત થયેલું જે પદ હતુ તે તરત કહ્યુ અને પૂછ્યુ કે શુ તમે જે વિસરી ગયેલા હતા તે આજ પદ હતુ ? તે સમયે વિદ્યાધરે કહ્યુ કે હે રાજન્ ! આપે જે વાકય કહ્યું, તેજ મને વિસ્મૃત થયું હતું. હવે મને આપના કહેવાથી યાદ આવ્યુ. તેવી રીતે કુમારના પ્રતાપે કરી વિદ્યા પ્રાપ્ત થવાથી હર્ષાશ્રુના બિંદુથી ભીજાઈ ગયા છે નેત્ર જેનાં એવો તે વિદ્યાધર કહેતો હતો કે નિશ્ચે આપ જેવા આર્યપુરુષના સંગથી મારી કાર્યસિદ્ધિ થઇ. તેથી હે મિત્ર ! આપનાં દર્શનથી અત્યંત હું સંતુષ્ટ થયો છુ, પણ હાલમાં આપનો કાલક્ષેપ થાય છે, તે સહન થઈ શકતો નથી તો પણ હે મિત્ર ! હું તમારા ગુણનો ઉપકાર કેવી રીતે વાળીશ ? માટે હે વયસ્ય ! મારી પાસેથી વિદ્યાલ્યો અને તે વિદ્યા ભણી મને જે વખતે સંભાળશો કે તુરત હું આવીશ અને રુપાંતર થાય અને ઇચ્છિતવસ્તુ આપશે એવી વૈક્રિયલબ્ધિનામે વિદ્યા તમોને આપુ છુ તે ગ્રહણ કરો. અને મારી આપેલી વિદ્યાના મિષે કરી સંભારી દીધી છે વિદ્યા જેને એવો હું પણ કાંઈક આપી કૃતાર્થ થાઉ ? એમ એ વિદ્યાધરના મધુર આલાપથી દેવરથકુમાર વિદ્યાને ગ્રહણ કરતો હતો. પછી તે ચંદ્રગતિ નામે વિદ્યાધર પોતાની સ્રીનું હરણ કરીને લઈ ગયેલા સુમેઘા નામના વિદ્યાધરની પછવાડે દોડયો.

હવે તે વિદ્યાધરની આપદાને મટાડવા કરી હર્ષિત થયેલો દેવરથ કુમાર, આગળ ચાલતાં ચાલતાં, જેમાં ઘણા રાજકુમારો આવેલા છે, એવા સુપ્રતિષ્ઠનામે પુરને વિષે પહોચ્યો. પછી ત્યા રવિતેજરાજાએ બહુ માનપૂર્વક સુંદર મંદિરને વિષે તે દેવરથ કુમારને ઉતારો આપ્યો ત્યાર પછી તે વિવિધપ્રકારના આશ્ચર્યનો છે આડંબર જેમાં એવો અને ઉચા એવા મણિસ્તંભોથી પ્રાસાદની શ્રેણીઓથી સુશોભિત, મોતીના- જેને કાંઠીઆ છે એવા મણિના તોરણોથી શોભાયમાન, બાંધેલા છે રેશમી ચંદ્રવા જેને વિષે તથા નાચતી એવી વારાંગનાઓથી આ મનોહર, બોલતા એવા નાનાપ્રકારના યંત્રપક્ષિઓથી ઉત્પન્ન થયું છે આશ્ચર્ય જેને વિષે એવો સ્વયંવરમંડપ, રવિતેજ રાજાના હુકમથી સારા કારીગરોએ તે નગરને વિષે બનાવ્યો.

હવે તે પછી પ્રભાતને સમયે રાજાની આજ્ઞાથી કોટવાલે પટહ વગડાવ્યો જે પરિવાર સહિત અહીં આવેલા રાજકુમારોએ ત્વરિત સ્વયંવર મંડપમા આવવું. તે સાંભળીને કર્યા છે શૃંગાર જેમણે અને સારાં ઉત્તમ વસ્રોથી પરિવૃત થકા પોતપોતાના પરિવાર સહિત વિવિધદેશના કુમારો ત્યા આવવા લાગ્યા. હવે દેવરથકુમાર મનમાં વિચારવા લાગ્યો જે ભૂષણ વગેરે છે તે દૂષણ રુપ છે. કારણ કે પોતાના પુણ્ય અને અપુણ્યના હેતુથી કન્યાનું વરવું થાશે, પરંતુ કાંઈ ભુષણાદિથી થવાનું નથી. અને એમાં હર્ષશોક

કરવાનું પણ કાંઈ કારણ નથી કોઈ પણ એક પુણ્યપુરુષને તે કન્યાનો લાભ થશે તેથી તેના પુણ્યવંતની પરીક્ષા થશે. અને જે પુણ્ય રહિત જનો હોય તેનો તો પરાભવ થાયજ છે. તેમાટે મારા પુણ્યના નિર્ણય માટે કઇક હું મારુ રુપાતર કરું ! એમ વિચારીને પોતાના મિત્ર વિદ્યાધરે આપેલી વિદ્યાથી કાઈક પોતે કુરુપડો થઈ હાથમા વીણા લઈને પુરમાં ચાલવા લાગ્યો. ચાલતો ચાલતો સ્વયવર મંડપમા આવ્યો. હવે ત્યા સ્વયંવર મંડપ કેવો છે ? કે તેમા પ્રવેશ કરતા કોઇક કુમારોને દરવાજે રોકયા, તેથી તે રુષ્ટ થઇને પાછા જાય છે તેને જોઇને કોઇક ઉપહાસ કરે છે. વળી તેસ્વયવર મડપને વિષે ઉપરના છજાપર બેઠેલા વાનરોએ હરણ કર્યાં છે શિરોવસ્ત્ર જેનાં એવા પુરુષો જ્યારે આગળ પાછળ જુવે છે ને કોઇ ખરો વસ્ત્રહર્તા ઓળખાતો નથી તેવારે બીજા કુતૂહલી માણસો કોઇક ભગતા માણસનું નામ લઇને ઉપહાસ કરે છે. વળી કેટલાકે તો ત્યાં સ્વયવર મંડપમા બાંધેલી સ્ફટિક મણિની પૃથ્વીને વિશે જાલ સહિત 'આ હ્રદ છે' તેવી ભ્રાંતિથી વસ્રોને ભીંજાવાના ભયથી ઉચ લઈ ચાલે છે. એમ વિચિત્ર પ્રકારો તે સ્વયવર મડપમાં થાય છે. હવે કન્યા વરવાને ઉત્સુક એવા રાજકુમારો, ત્યા પ્રતિહારે બતાવેલા એવા માચા ઉપર યથાયોગ્ય બેસવા લાગ્યા.

તે પછી દેવરથ કુમાર પણ પોતાના સ્થાન પર પોતાના કોઇ મિત્રને બેસાડીને તેની પાસે વીણાને વગાડતો, વિક્ષેપ રહિત સુખેથી બેઠો. એવા સમયને વિષે મનોજ્ઞ એવા ગીત ગાનને વિષે ઉદ્યત એવા પોતાની સખીઓના વૃંદોથી સહિત રંભા નામે અપ્સરાજ હોય નહિ ? તેમ તે રાજકન્યા સ્વયંવર મંડપમાં આવી તે સમયને વિષે તે રત્નાવલી કન્યાના વિકસિત એવા મુખકમલને વિષે રાજકુમારોના લોચનરુપ ભ્રમરો સમકાલેજ પડયા. અને તે સર્વે રાજકુમારો પોતપોતાના મનમાં ચિંતવવા લાગ્યા. કેઃ જે ત્રણ જગતને વિષે બ્રહ્માએ અગણ્ય એવી લાવણ્યશોભા, છાની રાખી મૂકી હશે તે વિનય અને નીતિ તેના ગુણેથી વર્જિત એવા વિધિથી લાવણ્યશોભા, સરસ્વતીને, કામદેવની સ્ત્રી રતિને, ગૌરીને અને લક્ષ્મીને કંઈ પણ દીધી નહિ, અને તે લાવણ્યશોભા આ સ્ત્રીનેજ યથેચ્છિત આપેલી છે. કારણ કે જે અગ મનોહરત્વ આ નારીમા છે, તે સરખુ આ સંસારને વિષે કોઇના દેખાતું નથી એવી રીતે ધ્યાન કરતા એવા કુમારોને પોતાના કટાક્ષબાણોથી વિધતી એવી તે બાલા, મંડપના મધ્યભાગમાં આવી પછી ત્યા વેત્રવતી એવી ભાટણીએ અનુક્રમે રાજાઓનાં નામ, ગોત્ર પ્રમૃતિનું વર્ણન કરવા માડયું, જે કુમારનું વર્ણન ધાત્રીએ કર્યું તેની ઉપર તે કન્યા પ્રથમદ્દષ્ટિ અને પછી પૂઠ દઇને આગળ ચાલતી હતી. તેથી તે રાજકુમારોને દ્દષ્ટિના દર્શનથી હર્ષ, તથા પૃષ્ઠદર્શનથી ખેદ, એ બન્ને અનુક્રમે થવા લાગ્યા. એમ તે કન્યાએ ઘણા રાજકુમારો દીઠા, પરંતુ દાવાગ્નિથી બળેલા વનને વિષે તાપથી બળેલી કોકિલાની પેઠે તે કન્યાની દ્દષ્ટિ કોઈ રાજકુમાર ઉપર વિરામ પામી નહી અને વરપ્રાપ્તિને માટે તેને મોટો

સંદેહ થવા લાગ્યો. પછી જેવામાં તે કન્યાએ તે સ્વયંવર મંડપમાં નીચે બેઠેલા દેવરથ કુમારને નજર જોયો, તેવેજ સમયે પૂર્વજન્મના સ્નેહથી તે કન્યાનું મન, તે કુમારમાં જ લીન થઈ ગયું. અને તે કુમારે પણ પ્રેમના પૂર્ણપણાથી પોતાની દૃષ્ટિ તેની ઉપર નાંખી. પછી તે કુમારની દૃષ્ટિની તુષ્ટિથી એકદમ આગળ આવી કુમારના ગળામા સ્વયંવર વરવાની વરમાલા નાખી દીધી તે પછી ત્યા "બહુ સારો વર વર્યો," એવી રીતનો એકદમ મનોહર શબ્દ ઉત્પન્ન થયો અને અનેકના મંગલતૂર્યોના શબ્દોથી નગર સર્વ પૂરાઇ ગયું. અર્થાત્ આખા નગરમા મંગલતૂર્યના શબ્દો સંભળાયા. પછી દેવરથકુમારને જોઈને રવિતેજ રાજા મનમાં જરા ખેદ પામ્યો, જે અરે! આ મારી પુત્રીએ આવા વીણાધર ગાયકને વર્યો? એમ ખેદ પામીને વલી મનમા વિચારવા લાગ્યો જે અરે! આ વીણાધર ગાયકમાં રૂપ, કુલ, કલા, વીર્ય, પ્રમાણ, સંપત્તિ તથા બીજી બાબતનો કોઈ પણ ગુણ તો છે નહિં, તો પણ આ મારી મૂર્ખ કન્યાને તે વીણાધર ઉપર પ્રેમ અત્યંત કેમ થયો હશે? વલી ઉત્તમ એવી આ કન્યા સામાન્ય પુરુષમાં આશક્તિ તે કેમ કરે? જે રાજ્યલક્ષ્મી છે, તે કોઈ કાળે પણ તુચ્છ પુણ્યવાળા પ્રાણીને વાછે નહિં. માટે આ નિયમથી તો તે બન્નેના ભાગ્યના યોગથી આ વાત બનવી ઘટે છે, બાકી બીજું કાંઇ પણ આમાં વિચારવા જેવું નથી. હવે તો આ મારી પુત્રીને જે વર રુચ્યો, તેજ આપણે પણ ઉત્તમ જાણવો! આવી રીતે રવિતેજરાજાએ વિચાર કર્યો.

તેવા સમયને વિષે ગાંધર્વવિવાહથી દેવરથકુમાર તે કન્યાને પરણ્યો, તે સાંભળી ઇર્ષ્યાવાળા રાજાઓ, પોતપોતાનું સૈન્ય તૈયાર કરીને તે દેવરથકુમારના સસરા રવિતેજ રાજાને કહેવા લાગ્યા, જો અરે અજ્ઞાનપણાથી આ તમારી કન્યાએ કાંઈ પાત્રાપાત્રત્વ જાણ્યું નહિં, અને અયોગ્યવરને કંઠે વરમાલારોપણ કરી, પરંતુ તે વાત તમે કેમ કબૂલ કરી? તમે કહેશો કે તે કન્યાની ખુશી પ્રમાણે કન્યાએ તે કર્યું, તેમાં અમો શું કરીએ? તો કે, કોઈ આંધળા માણસોની શુ કૂવાથકી, કાંટાથકી, અગ્નિથકી, દયા આણીને રક્ષા ન કરવી? તેમ અજ્ઞાનપણારૂપ અંધત્વથી યુક્ત એવી આ કન્યાનું કૂપાદિક સરખા આ વીણાધરથી દયા આણી તમારે રક્ષણ કરવુ ઉચિત નથી શુ? તે માટે વીણાધર ગાયકને વરવારૂપ કદાગ્રહમાંથી કન્યાને સમજાવી કોઈ ઉત્તમ રાજકુમારને આપવી યોગ્ય છે, કે જેથી કરી આ સંગ્રામ કરવા સંનદ્ધ થએલા રાજાઓ પાછા વિરામ પામે? અને વલી અતિ કલેશનો નાશ પણ થાય? અને જો તમારી તેવા વીણાધર ગાયકરુપ પામર પ્રાણીને જ કન્યા આપવાની ઇચ્છા હતી, તો આ અમારા જેવા રાજાઓ વ્યર્થ અપમાન કરવા શા માટે અહિં બોલાવ્યા? હે રાજન્! અમારા જેવાનું જો તમે પાપણના કટકાયે કરી નાક કાપ્યુ હોત તો તેને અમો ઉત્તમ માનત, પરંતુ આવી રીતે અમોને બોલાવીને અમારો પરાભવ કર્યો તે તમોએ ઘણું જ ખોટું કર્યું તે માટે હે રાજન્! વિચારીને તમારે સમયોચિત કાર્ય કરવું જોઈએ, જે કરવાથી માનહાનિ તથા પરાભવ ન થાય? એવા રાજકુમારોનાં વચન સાંભળી પરા-

ક્રમવાળા રવિતેજરાજાએ કહ્યું કે, ભો ભો રાજકુમારો! પોતાની મત્યનુસારે વરમાલારોપણ કરી, યથેચ્છ વરને તે કન્યાએ સ્વીકાર્યો, તેમાં વળી તમ રો પરાભવ અને અપમાન શું થયું ? પંચ શબ્દના વાજા વાગતે જે હાથીએ જેની પર કલશ ઢોલ્યો હોય, અને જે પંચે કબૂલ કરેલો હોય, એવો કોઇ મનુષ્ય રાજગાદી પર બેસે, અથવા કોઈ કન્યા કદચિત્ તેવા પુરુષને વરે, તો બીજાઓને તેમાં રીષ કરવાનું શું કારણ છે ? કઈજ નહિં. તથાપિ જો તમારા શરીરમાં અજીર્ણથી થયેલો કોપજ્વર બલવાન્ થયો હોય, તો આ વૈદ્ય એના અમો તમોને યુદ્ધરુપ લંઘન કરાવીએ ? તેવામા તો દેવરથકુમારનો મિત્ર બોલ્યો કે ભો ભો રાજકુમારો ! મિથ્યા વૃથાભિમાને કરી તમો પોતે જ પોતાને સકલંક ન કહો. કારણ આ કુમાર જે છે, તે પણ રાજકુમાર જ છે, પંતુ તે પામર પ્રાણી નથી. આ કુમાર તો કેવો છે ? તો કે સર્વોત્તમગુણોથી યુક્ત છે, મુક્તાફલની પેઠે સ્વચ્છ અને સ્થૂળાકાર છે, તથા મુક્તાફલના હારની પેઠે ગુણનું સ્થાનક છે. અહીં મુક્તાફલનો હાર, ગુણ એટલે દોરીનું સ્થાનક છે. તેમ આ કુમાર પણ ગુણોનું આલય છે. વલી વિદ્યાધરની પેઠે સારી વિદ્યાવાળો છે, ચંદ્રમાની પેઠે ઉત્તમ કલાવાન્ છે, તાપે કરી સૂર્યસમાન છે, ગાંભીર્યે કરી પર્વપર્વને વિષે સમુદ્રસમાન છે, દાને કરી સુરતરુતુલ્ય છે, માટે અમારા સ્વામીને તે માનનીય છે અને આ વીણાધરના લગ્ને કરી સર્વત્ર મહોટો આનંદ થશે, માટે તમારે અમારી પર ક્રોધ કરવો યોગ્ય નથી જ્યારે પુણ્યોદય સારો હોય, ત્યારે તેવી કન્યા વરે છે, અન્યથા તેમાં કાંઈ કોઇનો ઉપાય ચાલતો નથી. એમ કરતા જો આ કુમાર સાથે તમો વિરોધ કરશો, તો તે વિરોધ તમારે આગળ જતાં અત્યંત દુસહ થાશે. વળી તમને તે વિરોધ કેવો થાશે ? તો કે કાપેલા નાક પર ક્ષાર ભરાવા જેવો થાશે ? આ પ્રકારનાં દેવરથકુમારના મિત્રના કાનને અતિ કટુક લાગે એવાં વાક્યો સાભળી રાજાઓ સર્વ એકદમ લડવા તૈયાર થઈ ગયા, તે દેખી રવિતેજ રાજા પણ તે રાજાઓની સામો લડવા તૈયાર થયો તે વખત દેવરથ કુમારે કહ્યુ કે હે સુભટો ! જુઓ આ રણનું કૌતુક હમણાં હું તમોને દેખાડું છુ ? એમ કહેતો થકો રથમાં બેસી યુદ્ધ કરવા લાગ્યો. અને દુશ્મનોની સામે બાણો નાખતો થકો તીક્ષ્ણ એવા શત્રુના ધનુષ્યોને કાપી નાંખે છે તથા બકતરોને પણ તોડે છે. કોઈની દાઢી અને મુંછો તેને મુડે છે. એવી રીતે સેનામાં યુદ્ધ કરતા દેવરથ કુમારે પ્રબળ શત્રુઓના હાથી ઘોડા, પાયદળ વગેરેનો બાણોથી કરી ઘાણ વાળી દીધો. એમ શત્રુની સેનાનુ ભંગાણુ પડયુ, તે સમયે શત્રુઓ વિચારવા લાગ્યા જે આ એકલો દેવરથકુમારે આપણી સર્વ સેના હણી નાખી ? એમ વિચારી લજ્જા પામેલા એવા શત્રુઓ સંગ્રામને મુકતા નથી ? તે વખતે તે શત્રુઓને કુમારે વૈક્રિયવિદ્યાથી નાગપાશે કરી યુગપત્કાલે બાંધી લીધા, તેથી તે સર્વે દુશ્મનો પૃથ્વીપર સૂઈ ગયા. તેવું તે દેવરથકુમારનું ચરિત્ર જોઈને રવિતેજ રાજા અતિઆશ્ચર્ય પામી તેના મુખ સામું જોઈ કહેવા લાગ્યો કે અરે, આ મહાપરાક્રમી પુરુષ કોણ છે ? તેવામા તે કુમારનો મિત્ર

બોલ્યો કે હે નૃપ! અમને અહીં લાવનાર, આવા વૈરીયોને મારનાર, એવો આ વિમલકીર્તિ રાજાનો પુત્ર દેવરથનામે કુમાર છે? કોઈ એક કારણને લીધે મને પોતાના નામથી નિર્માણ કરેલા આસન ઉપર બેસાડી પોતાના રુપનું પરાવર્તન કરી આવું વીણાધર ગાયકનું રુપ લઈને તે બેઠેલો હતો. આ પ્રકારનાં વચન સાંભળીને અતિ હર્ષાયમાન થયેલો રાજા, દેવરથકુમાર પ્રત્યે કહે છે કે અહો પરાક્રમી દેવરથકુમાર! તમોએ તમારા શૂરવીરપણારુપ સૂર્યથી સ્વકુલરુપ વ્યોમને પ્રકાશિત કર્યું? વળી અમારું અંધારું પણ તમોએ દૂર ટાળી નાખ્યું? એમ કહીને તે રાજાએ વાજિત્રો સર્વે વગડાવવાં માંડયાં, અને બંદી લોકોનાં વૃંદોપાસે બિરુદાવલી બોલાવવા માંડી, તે વખતે દેવરથકુમારે રાજકુમારને નાગપાશ બંધનથી મુક્ત કર્યા અને પોતાના સ્વસ્વરુપનું પ્રગટપણું કર્યું. તે પછી બધા રાજકુમારો વિનયવંત્ થયા થકા દેવરથકુમારને પ્રશંસવા લાગ્યા અને કહેવા લાગ્યા કે રત્નાવલી કન્યાએ ઘણુંજ સારું કર્યું! એમ કહીને તે કુમારપાસે ક્ષમા માગી તથા પ્રણામ કરી હૃષ્ટાંતઃકરણયુક્ત થયા થકા પોતપોતાના નગરપ્રત્યે જાતા હતા. હવે તે રત્નાવલી પણ પૂર્વજન્મના સંબંધથી અદ્વૈતરસને અનુભવે છે પછી અનુક્રમે દેવરથકુમારે યોગ્યલગ્નસમયે શાસ્ત્રવિધિ પ્રમાણે તે કન્યાનું પાણિગ્રહણ કર્યું, તેવી રીતે તે કુમાર રતિસમાન કન્યા સાથે અત્યંત આનંદ પામતો હતો. પછી તે કુમારનો પિતા વિમલકીર્તિ રાજા પણ 'પોતાનો કુમાર રત્નાવલી કન્યાને પરણ્યો' તે વાત દૂતના મુખથી સાંભળી ક્ષુધાથી પણ અધિક અમંદ આનંદના સમૂહને ધારણ કરતો હતો. તે દેવરથકુમાર અને રત્નાવલી એ બન્નેનુ ઉદાહિત જોડું જોઈને સહુ કોઇ કહેવા લાગ્યાં જે આ કુમાર જેમ અત્યુત્તમ છે, તેમ આ કન્યા પણ તેના સરખીજ અતિ કમનીય છે. આ બન્ને જણ ધન્ય છે, અને શુભ છે, આ બન્નેજણ સાથેજ સૌભાગ્ય કલ્પવૃક્ષ નામક તપ, પૂર્વજન્મે કર્યું હશે? એમ સ્પષ્ટ રીતે દેખાય છે નહિ તો એ બન્ને જણ સરખાં સ્વરૂપવાન્ થઈને દંપતીપણાને કયાથી પામે?

હવે તે પછી દેવરથકુમાર કેટલાક દિવસ શ્વસુરકુલને વિષે રહીને પોતાના નગર પ્રત્યે જવા તૈયાર થાય છે, તે સમયે તે રત્નાવલી વારવાર પોતાના પિતાની નગરીને જોવા લાગી રહી, અને તેના પિતા વગેરે થોડે દૂર આવી કન્યાને સારી શિખામણ આપી પાછાં વળ્યા, જ્યારે સહુ પિયરીઆં પાછાં વળ્યા, ત્યારે જેની આખમાં આંસુ આવી ગયાં છે એવી રત્નાવલીનું મુખ જોઈને દેવરથકુમાર રસ્તામા વનને વિષે જેવા જેવા વિનોદ દેખવામાં આવે તેવા તેવા વિનોદોથી આનંદ કરે છે વનને વિષે વનની લીલાઓ પોતાની સ્ત્રીને દેખાડતો, સરોવરને વિષે ક્રીડા કરતો, ભમતો થકો તથા બીજી પણ ક્રીડા કરવાનું જેને મન છે અને ગ્રામેગ્રામને વિષે માન પામતો પુરપુરને કૌતુકોને જોતો, દીન અને અનાથને રૂડી રીતે દાનાદિકથી પ્રસન્ન કરતો એવો તે દેવરથ કુમાર, કાંતા સહિત પોતાના નગર પ્રત્યે આવ્યો, પછી તે પોતાની પુરી સ્વતઃ અતિ મનોહર તો હતીજ, પરંતુ તે કુમારના

આવવાથી અત્યંત મનોહર થઇ હતી. તે સમગ્ર પુરીને વિષે મોટો ઉત્સવ થવા લાગ્યો. પછી પિતાએ કુમારને આકાશપર્યંત ઉંચો તથા સ્ફટિકમણિસમાન શુભ્ર એવો રહેવા માટે પ્રાસાદ કરાવી આપ્યો. તદનંતર શ્રૃંગાર સારને જાણવાવાલો કુમાર, ઈંદ્રિયોનાં સુખ ભોગવવા તત્પર થયો. ત્યાર પછી પોતાના દેવરથ નામે પુત્રના મિત્રે તેના વિવાહના સર્વ સમાચાર કહ્યા, તે વિમલકિર્તિ રાજા, સાંભળી આનંદ અને વિસ્મય તેથી ભરપૂર થઈ ગયો. પછી ઘણા લાખપૂર્વ પોતાની સ્ત્રીઓ સાથે ભોગ ભોગવતા ત્યા એક દિવસ, બહાર વનને વિષે, ક્રોધરુપ યોદ્ધાઓને નિવારણ કરનાર એવા ધર્મવસુનામક ધર્માચાર્ય ગુરુ આવી સમોસર્યા. પછી દેવરથ કુમાર ગુરુનુ આગમન સાભળી મેઘના આવવાથી જેમ મયૂર હર્ષ પામી નૃત્ય કરે, તેમ હર્ષ પામી નાચતો હતો, તે પછી વિમલકીર્તિ રાજા પોતાના સર્વ પરિવાર તથા પુત્ર સહિત ગજેંદ્ર પર બેસીને ધર્મવસુ ગુરુને વાંદવાને આવ્યો, પછી પાચ અભિગમને સાચવતા એવા તે રાજાએ છત્ર, ચામરાદિક રાજ્ય ચિન્હોને છોડીને ત્યાં સમવસરણને વિષે આવી ગુરુની સ્તુતિ કરવા માંડી કે:—મોક્ષરુપ માર્ગને વિષે કલ્યાણકારી રથસમાન તથા વિષયકષાયરુપ તાપ શમાવવાને ચંદનસમાન, એવા હે મુનીશ્વર ! હું આપને નમસ્કાર કરું છુ. એમ સ્તુતિ તથા નમસ્કાર કરી બીજા રાજાઓ અને પુરજનોની સાથે સ્વસ્થાને વિમલકીર્તિ રાજા બેઠો પછી પાપસંતાપને નાશકારક એવી દેશના દેવાનો આરંભ, કરવા લાગ્યા. તે જેમ કે – હે ભવ્યજનો ! આ સંસાર છે, તે સ્મશાન સમાન છે, એમ જાણજો. તેમા નાશ પામ્યું છે, જ્ઞાન જેનું એવા પ્રાણીયો મૃતકની જેમ દૌસ્થ્ય, દૌર્ભાગ્ય અને દુખો તે રુપ ચિતચિતાકુંતલરુપ ધૂસરતા ચાલ્યાજ કરે છે. જે સસાર સ્મશાનમાં અપરાધી જનોને કષાયરુપ શૂલીપર ચડાવેલા છે. જેમાં કેટલાક પ્રાણીયો, કુમતિરુપ વૃક્ષને વિષે દુરાશારુપ રજ્જુના પાશેથી બાધ્યા છે. કેટલાક જીવોને વિષયસુખરુપ વિષનું પાન કરાવીને ચોરાસી લાખ યોનિરુપ વંશજલને વિષે નાંખી દીધેલા છે. તે સસારરુપ સ્મશાનમાં રાજકથા, સ્ત્રીકથા, ભક્તકથા, દેશકથારૂપ મહાબિહામણી સ્ત્રીઓ રહે છે, માટે એ સસારસ્મશાનમા રહેનાર પ્રાણી પૂર્વોક્ત ઉપદ્રવથી પરાભવ પામે છે. માટે એવા સંસારસ્મશાનમા જો કોઈ પણ જીવ સાહસિક સિદ્ધિને એવી ચારિત્રરૂપ મહાવિદ્યાને સાધે છે, ઇચ્છિનાર સિદ્ધિને પ્રાપ્ત થયેલો જીવ, શિવપુરીને વિષે સુખને પામે છે. અને તે જ્ઞાનચેતના તો જીવને જ્ઞાનથી પ્રાપ્ત થાય છે. અને તે આપ્તજનો તો રાગ, દ્વેષ, અજ્ઞાનાદિ રહિત સર્વ જીવ ઉપર દયાવંત હોય તે જાણવા, અને તે પરમાર્થથી જો જોઈએ, તો તીર્થંકરજ છે. કારણ કે રાગ, દ્વેષ અને અજ્ઞાન, તેનો ક્ષય તો તે તીર્થંકરોએજ કરેલો છે માટે તે તીર્થંકરના વચનને વિષે રહેવું. વલી તે તીર્થંકરને દીઠા છે પરંતુ જે પ્રાણીએ ભક્તિરહિતપણાથી પ્રભુપદ ઓળખ્યું નથી, તેણે દીઠા છે પણ ન દીઠા જેવા જાણવા તે માટે હે ભવ્યજનો ! પંચપરમેષ્ઠીનું નિરંતર સ્મરણ કરવુ. એમના સંસ્તવને વિષે અવશ્ય યત્ન કરવો, તે અરિહંતના દર્શનથી નિરંતર

પરમ નિર્મલ એવી કલ્યાણમાલા પ્રાપ્ત થાય છે. હે રાજન્! આ ઠેકાણે હું એક દૃષ્ટાંત કહું છું, તે સર્વ કોઈ તમો સાંભળો તે સાંભળી રાજા કહે છે, કે મહારાજ! આ મોટો માગ ઉપર આપે અનુગ્રહ કર્યો. એમ રાજાએ કહ્યું. તે સાભળી મુનિ કહેવા લાગ્યા કે હે રાજન્! આ જંબુદ્વીપના ભરતક્ષેત્રને વિષે સદ્ગ્રામ નામક એક ગમ છે, ભદ્રીકપણાના ગુણયુક્ત સંગતનામે કોઇ એક પામર રહે છે. એક દિવસ સાંજે તે ગામને વિષે સાધુઓ આવ્યા, તે સાધુઓને રાત્રિ વ્યતીત કરવા માટે તે સગતનામે પામરે ઉપાશ્રય દીધો. અને તેમની સેવા પણ કીધી. તે સંગતને સુધારસ સમાન મધુર, તથા અધર્મને નાશ કરનારી, પાપરુપ સંતાપને ટાલનારી, ધર્મની દેશના દીધી. સાધુ વિરામ પામે છતે શ્રદ્ધાવાન એવો સંગત ભિલ્લ કહેવા લાગ્યોકે હે મહારાજ! તમો મારે વિષે અત્યત કૃપા કરનારા છો પરમ અનાર્ય દેશમાં વસતો એવો હુ અધર્મી તથા અજ્ઞાની છુ. તો પણ હું શા કારણે કૃતાર્થ થાઉ? તે માટે હે ભગવન્! ગૃહસ્થને સુખ દેવાવાલો અને મારે આચરવા યોગ્ય એવો ધર્મ કહો. તે સમયે મુનિએ કહ્યુ કે હે સંગત! તારે પંચપરમેષ્ઠીનું સ્મરણ કરવુ. પ્રાતઃકાલ, મધ્યાન્હકાળ અને સાંયકાલ, એ ત્રણે કાળને વિષે ત્રણ વાર, પાંચ વાર, અથવા આઠ વાર, પંચપરમેષ્ઠીનું સ્મરણ કરવું. ભોજનકાળને વિષે તથા શયનકાળને વિષે પવિત્ર થઈને આ પંચપરમેષ્ઠી નામક મહામંત્રનુ સ્મરણ કરવું અને તે મત્રને વિષે ભાવ ન છોડવો. એ પ્રકારે ઉપદેશ કરીને સર્વ સાધુઓએ ત્યાંથી વિહાર કર્યા તદનંતર તે સુગત ભિલ્લ પણ તે મુનિના વચન પ્રમાણે શ્રીપંચ પરમેષ્ઠીનું સ્મરણ કરતો થકો ઘણો કાળ જીવતો રહ્યો પછી અંતે વિશુદ્ધ એવા ધ્યાનથી મરીને શ્રીપંચપરમેષ્ઠીના સ્મરણના પુણ્યથી સંદર્ભદેશની ભૂમિરુપ સ્રીના ભાલસ્થલને વિષે તિલકભૂત એવા નદિપુર ગ્રામને વિષે પદ્માનન રાજાની કુમુદિની નામની રાણીના સ્વપ્નમા રત્નનો રાશિ દીઠો, તેથી તે પુત્રનું "રત્નશિખ" એવું નામ પાડ્યું તે વયથી અને કલાથી વધતો થકો યૌવનપણાને પામ્યો, સુકૃતથી ખેંચાઇ આવેલી લક્ષ્મીની પેઠે તેના ગુણોએ કરી રંજિત, અને સ્વયવરથી પ્રાપ્ત થયેલી એવી કોશલ દેશના અધિપતિની કૌશલા નામની કન્યાને રત્નશિખ નામે કુમાર પરણ્યો હતો એક દિવસ કુમિદિની નામે દેવીએ પદ્માનન રાજાના મસ્તકપરથી એક ધોળો કેશ ચુટીને તે રાજાને દેખાડ્યો, તે કેશને જોઈને તત્કાળ ઉત્પન્ન થયો છે વૈરાગ્ય જેને એવા પદ્માનન નામે રાજાએ પોતાના રત્નશિખ નામના પુત્રને રાજ્ય આપીને ભાર્યાથી સહિત વૈરાગ્ય પામીને વનપ્રત્યે ગમન કર્યું. તદનતર પૂર્ણિમાના ચદ્રમાની પેઠે અખંડ મંડલોયે કરી અલકૃત, મત્રી અને સામંતરાજા વગેરેની પંક્તિથી આવૃતિ એવા, રત્નશિખ કુમાર પણ મોટો રાજા થયો. તે રાજા નવી નવી કથાના વિનોદવાલો છે, તેથી કોઇ પણ નવી કથા કહે તેઓને વૃત્તિ બાધી આપે છે અને અનેક પુરુષોનાં ચરિત્ર સાંભળી તે અતિ સંતુષ્ટ થઈ જાય છે. એવી અનેક પ્રકારે કથાઓ સાભળીને સ્વજીવનને ધન્ય માનતો હતો, તેમ આત્માને ધર્મ માર્ગે આગળ વધાવતો થકો જીવનને નિર્મલ

બનાવે છે, તે રત્નશિખ રાજા વિચારવા લાગ્યો કે ધીર પુરુષોના, ધર્માત્માઓના, તેમ ઉત્તમ જીવન જીવનારા આત્માઓના ચરિત્ર ઉત્તમ છે, ઉત્તમ પુરુષોના ચરિત્ર સાંભળવાથી મન તૃપ્ત બને છે. યત· ઉત્તમ ના ચ કોમાન શ્રિયા વંશક્રમોચ્છયા ॥શ્વાનોપિભક્ષ્યમ શ્નાતિ, સંતુષ્ટ સ્વામિનાઽર્પિતમ્ ।૧। પંચાનનોત્રહ ત્વેકાં પ્રકટં પુરુષાર્થ તામ્ । લબ્ધેમૃગેન્દ્ર શબ્દેત્ર, યેનૈવ નિજવિક્રમાત્ ॥ ઉત્તમ પુરુષને વંશ પરંપરાએ પ્રાપ્ત થયેલી લક્ષ્મીથી અભિમાન શું કરવું ? કરવુંજ નહિ કારણ કે પોતાના સ્વામીએ આપેલા ભક્ષ્યને સંતુષ્ટ થઈને શ્વાન પણ ખાય છે, અર્થાત્ વંશપરંપરાથી આવેલી લક્ષ્મીથી ઉત્તમ પુરુષને અભિમાન આણવું ઉચિત નથી. વળી સિંહ જે છે, તે એક પોતાનાજ પુરુષાર્થને વહન કરે છે. જુઓ કે જેણે પોતાના પુરુષાર્થથી મૃગેંદ્ર એવો શબ્દ ઉપલબ્ધ કરેલો છે તે માટે હું પણ દેશાંતર જઈને મારા પુણ્યની પરીક્ષા કરીશ ? આવી રીતે મનમાં નિશ્ચય કરીને પોતાના બુદ્ધિમાન એવા સુભદ્રનામે પ્રધાનને સર્વ અભિપ્રાય કહ્યો. તે સાંભળી પ્રધાને કહ્યું કે હે દેવ ! આપની જે ઈચ્છા થઈ, તેને કોણ હણી શકે ? તો પણ આપને કિંચિત્ હું વિજ્ઞાપન કરું છું. કે હે વિભો ! પરદેશ તે દુઃખે કરી જવાય તેમ છે, રસ્તા પણ ઘણાજ દુઃખદાયક છે તેમા મનુષ્યો મરણ પણ પામે છે, તેમાં વૈરીઓ પણ બળ રૂપ ની ઈચ્છા કરનારા હોય છે. તેમ છતાં આપનું શરીર ઘણુંજ સુકોમલ છે માટે પરદેશ જવાલાયક આપ નથી. વળી આપને રાજ્ય પણ પ્રાપ્ત થયેલુંજ છે. તો હે સ્વામિન્ ! તે પ્રાચીન પુણ્યનુંજ ફલ છે. માટે બીજા અધિક ફળની ઈચ્છા કરીને આપને શું કરવાનું છે ? એમ મંત્રીએ રત્નશિખ રાજાને ઘણુ સમજાવ્યો, તો પણ તેણે તે મંત્રીનું વચન માન્યું નહિ અને પછી પોતાનો અભિપ્રાય કોઈને પણ કહ્યા વિના પાછલી રાતે ઉઠી હાથમા એક ખડ્ગ લઈને નગરથી એકદમ બહાર નીકળી ગયો અને સારાં શકુન જોઈ ઉત્તર દિશા તરફ ચાલવા લાગ્યો હવે મનોરથરૂપ રથમા બેઠેલો, અને પુણ્ય રુપ સૈન્યથી સહિત, સંતોષરૂપ મંત્રિવર્ગયુક્ત થકો ગ્રામ, આકર, ખેટ, ખર્વટ, પર્વત, નદી, તલાવ પ્રમુખને વિષે નવાં નવા કૌતુકોને જોતો તથા મનોહરનેત્રવાળી સ્ત્રીઓએ પગ પગનેવિષે જોવાતો, ક્ષમાને ધારણ કરતો, સુશીલવાન્, ક્ષુધા તૃષાને સહન કરતો ભૂમિમાં શયન કરતો, સંતુષ્ટમન યુક્ત, મુનિ માર્ગસ્થ, કોઈ પણ સ્થલને વિષે પ્રતિબંધને ન પામતો, અર્થાત્ સર્વ સ્થલમા નિર્ભયપણાથી ચાલતો, એવો તે રત્નશિખ રાજા, ક્રમે કરી વિષમ અટવીને વિષે આવ્યો ત્યાં થોડી એક ભૂમિ આગળ ચાલે છે, તેવામા તો જેણે ગલામા સોનાની માલા પહેરેલી છે ઘંટાઓની માલાથી શોભાયમાન છે ગ્રીવા જેની, એવા એક આશ્ચર્યને કરાવનાર મદોન્મત્ત હાથીને દીઠો. તે જોઈને વિચારવા લાગ્યો કે અરે ! આવા નિર્જનવનમાં આવો મદોન્મત્ત હાથી કયાથી આવ્યો હશે ? એમ વિચારી સિંહની જેમ નિર્ભય થઈને ઉભો છે, તેવામા તો તુરત તે રત્નશિખ રાજાને હાથીએ નજરે જોયો, કે તુરત ક્રોધે કરી રક્ત નેત્ર યુક્ત થઈને પોતાના સુંઢાદંડને ઉંચો ઉછાલી એકદમ તેની પાસે

આવ્યો. તે વખતે તે રત્નશિખે પણ તે હસ્તીને થોડીવાર રમાડીને જોવામા પોતાને વશ કરી લીધો. તેવામાં તો આકાશમાંથી સુગંધમય, અને જેનો સુગંધ લેવા માટે ગુંજારવ કરતા ભમરાઓ પછવાડે ફર્યા જ કરે છે, એવી પુષ્પની માલા, તે રત્નશિખ રાજાના ગલામા અચાનક આવીને પડી. તે જોઇને વિસ્મય પામતા એવા તે રાજાએ જ્યા ઊંચું આકાશ સામું જોયું. ત્યાં તો આકાશમા ચાલતી એવી કમલસમાન નેત્રવાળી સ્ત્રીઓને દીઠી. અને તેનું ભાષણ પણ સાંભળ્યું કે અહો "બહુ સારો વર વર્યો," પછી રત્નશિખ રાજા પણ મંદ હસતો થકો વિસ્મય પામી પોતે વશ કરેલા પ્રૌઢ હાથી પર બેસી સ્થિરાસન થઇ પુષ્પની માલાથી શોભાયમાન છે સ્કંધ જેનું એવો થકો ઉત્તરદિશા પ્રત્યે ચાલ્યો. તેવામાં તો તેને થોડીક જલની તૃષા લાગી, તેથી તે વિચારવા લાગ્યો જે અહિં કયાંથી જો જલાશય હોય તો હુ જલ પીવુ ? એમ વિચારે છે, ત્યાં તો પક્ષિઓથી સંકુલિત, શોભાયમાન છે જલકુક્કુટ જેમા, ઉત્તમ જલવાલું અને દ્રુમરાજિથી વિરાજિત તટવાલુ એવું એક સરોવર નજરે પડયું. ત્યાં તો તે સરોવરને વિષે હાથી સ્વતઃ ગયો. જઇને જલપાન કરી તેમાં જલક્રીડા કરવા લાગ્યો. રાજા પણ તે ગજથી ઉતરીને સરોવરમાં પડી મત્સ્યની પેઠે તરતો તરતો તે તલાવના કાંઠા પર આવ્યો, તેવામાં તો તેના કાંઠા પર રહેલી એક સ્ત્રીએ તેને સુંદર દુકૂલો તેજસ્વી અને મનોહર એવા વિભૂષણોએ કરી વિભૂષિત કર્યો. તથા પુષ્પ, વિલેપન, તાંબૂલોથી કરી તેનો સત્કાર કર્યો અને મધુર ભાષણે કરી કહેવા લાગી કે હે અપૂર્વદેવ ! આપના આગમનથી હું ઘણી જ ખુશી થઈ છું. તે વચન સાંભળીને રત્નશિખ રાજા કહેવા લાગ્યો કે હે માનિનિ ! તમે મને અપૂર્વદેવ કહ્યો, તે અપૂર્વદેવપણું મારામાં શુ દીઠું ? ત્યારે સ્ત્રીએ કહ્યુ કે હે મહારાજ ! દેવતાઓ ઘણા વખત સેવન કરવાથી નિવૃત્તિને આપે છે તથા નથી પણ આપતા ? અને આપે તો તે નિવૃત્તિ મારી સખીને દર્શન માત્રમાંજ આપી દીધી, માટે આપ અપૂર્વદેવ કેમ નહિં ? તે સાંભળી રત્નશિખ બોલ્યો કે હે સુભ્રુ ! તે તમારી સખી કયા છે ? અને તેણે મને કયારે જોયો ? આ ઉક્તિ સાંભળીને તે સ્ત્રી બોલી કે હે સ્વામી ! હું તમને કહું, તે સ્થિર ચિત્તે સાંભળો.

અહીંથી ઉત્તરદિશામાં રજતાઢયનામે એક શ્રેષ્ઠ પર્વત છે પૂર્વ પશ્ચિમના સમુદ્રને વિષે અવગાહન કરીને રહેલો છે, તે કેવો દેખાય છે ? કે જાણે પૃથ્વીને માપવાનો દંડજ હોય નહિં ? તેની ઉપર સુરસંગીતનામે એક નગર છે, તે નગરને વિષે સકલ જનની આશા પૂર્ણ કરનાર અને રિપુજનને નાશ કરનાર સુરણ નામક એક વિદ્યાધરેશ્વર રહે છે. તેને સ્વયંપ્રભ અને મહાપ્રભ નામે બે સ્ત્રીઓ છે. અને શશિવેગ ને સુરવેગ નામે બે પુત્રો છે, તે વિદ્યાએ કરી આશ્ચર્યકારક છે. હવે સુરણ વિદ્યાધર જે હતો, તેણે તીવ્ર વૈરાગ્ય ઉત્પન્ન થવાથી શશિવેગ નામે પોતાનો જે પ્રથમ પુત્ર હતો તેને રાજ્ય સોંપીને રવિતેજચારણર્ષિની પાસે જઈ દીક્ષા ગ્રહણ કરી. હવે શશિવેગ રાજા રાજ્યભાર ચલાવે છે. તદનંતર તેનો સુરવેગ નામે નાનો ભાઈ હતો, તે પોતાના ભાઇને મળેલા રાજ્યને

ગ્રહણ કરવાને ઇચ્છતો હતો પણ પિતાએ આપ્યું નહી તેથી તેના ભાઈને જીતવા માટે પ્રબલ સૈન્યની સહાયને માટે સુવેગનામે પોતાના મામાને મલી તેની પાસેથી સૈન્ય ગ્રહણ કરી તત્કાલ પોતાના ભાઈના પુરને વીટી લેતો હતો. ત્યારે તે શશિવેગ પણ લડવા તૈયાર થયો. તે વખત તેના મન્ત્રીઓ કહેવા લાગ્યા કે તમારે નાનાભાઈની સાથે યુદ્ધ કરવું એ ઉચિત નથી માટે તેને આ રાજ્યાસન સોંપી દ્યો. એવું વચન સાભળી તુરત પોતાનુ રાજ્યાસન છોડી સર્વ પરિકર લઈ આપણે જ્યાં હાલ બેઠા છીએ તેજ મહાટવીમા સુગિરિ નામે પર્વતને વિષે નવીન નગર વસાવી પોતાના સૈન્ય સહિત આવી રહ્યો. હવે તે શશિવેગને ચંદ્રપ્રભા નામની એક કન્યા છે. તેને એક દિવસ નૈમિત્તિકે જોઈને કહ્યુ કે હે રાજન્! આ તમારી કન્યાને જે પરણશે, તે પુરુષની સહાય થકી તમને પાછું રાજ્ય પ્રાપ્ત થશે? તે સાભળી શશિવેગ રાજાએ તે નૈમિત્તિકને પૂછયું કે મહારાજ! કેવા પ્રરાક્રમથી યુક્ત હશે, તે મારી કન્યાને વરશે? ત્યારે નૈમિત્તિક બોલ્યો કે સુગ્રીવપુરના રાજાનો મદોન્મત્ત હાથી, તોફાન કરી, આલાનસ્તંભ ભાગીને આ ગામની અટવીમા આવશે અને એ સ્વેચ્છાથી ફરશે, તે હસ્તીને જે વશ કરશે, તે તમારી છોકરીનો ભર્ત્તા થશે? તે તમે નિશ્ચયથી જાણજો. તેમા કંઈ પણ સંશય રાખશો નહિં. પછી તે વાતની વાટ જોઈને શશિવેગ રાજા બેઠો હતો, તેવામાં તો તેના કહેવાજ પ્રમાણે સુગ્રીવપુરના રાજાનો પટ્ટ હાથી તોફાન કરી આ અટવીમાં આવ્યો તેની શશિવેગ રાજાને ખબર પડવાથી પોતાની કન્યાને કહ્યું કે બહેન! તમારે સખીઓએ સહિત આકાશને વિષે વિમાનમા બેસી ફરવું અને જોયા કરવુ જે આ સુગ્રીવપુરના રાજાનો મદોન્મત્ત હાથી હાલ અટવીમા ફર્યા કરે છે, તેને કોણ વશ કરે છે? અને જે વશ કરે, તેના ગળામા તમારે તુરત વરમાલા આરોપણ કરવી. પછી તે રાજાના કહેવા મુજબ અમો સર્વે આકાશ માર્ગે વિમાનમાં બેસી હાથીને જોતી જોતી ફરતી હતી, તેવામા તો આપે આવી તે હસ્તીને વશ કર્યો, તે અમોએ દીઠો, તે અમારી સ્વામિની એવી આ શશિવેગ રાજાની કન્યાએ આપના ગલામા ત્વરિત વરમાલા આરોપણ કરી આકાશ માર્ગે ગમન કર્યુ અને તેણે ચાલતા ચાલતાં પ્રીતિપૂર્વક અમોને કહ્યુ કે વસ્ત્રાભરણાદિક લઈને તમોમાથી એક જણ જાઓ. અને તે પુરુષને અલંકૃત કરો તેની આજ્ઞાએ કરી અહિં આવી આ વસ્ત્ર આભૂષણથી આપને મે અલંકૃત કરેલા છે એમ જ્યાં તે ખેચરી રત્નશિખ રાજાને કહે છે, તેવામા તો સુગ્રીવપુરના રાજા વસુતેજની અશ્વારુઢ પુરુષોએ યુક્ત એ સેના આવી, ત્યા તો તે અટવીમાં બેઠેલા, અને આમતેમ જોતા એવા તે રત્નશિખ રાજાને જોઈ સર્વ સેના વિચારવા લાગી કે શુ આજ આપણા રાજાએ કહેલો પુરુષ હશે? એમ વિચારીને એક મનુષ્ય અશ્વ પરથી હેઠો ઉતરી નમસ્કાર કરી કહેવા લાગ્યો કે હે દેવ! જે મનુષ્ય, અટવીમા ફરતા સુગ્રીવપુર પતિના મત્ત હાથી પર બેસીને અહીં આવ્યો હતો, તે કયાં ગયો? ભલા તે તો ઠીક, પણ એક બીજુ પણ પૂછવાનું છે કે તેના શરીરને કાંઈ ઈજા તો થઇ નથી? તેવામા તો ત્યા બેઠેલી કિન્નરી હસીને બોલી કે

શું તે પુરુષ હાથીને ચોરીને અહિં તો આવ્યો નથી? ત્યાં વળી પાછો અસવાર બોલ્યો કે અરે! આમ બોલવું તમને ઘટે નહિ. અમે તો તે પુરુષના મત્તહસ્તિવશીકરણ રુપ પરાક્રમથી પ્રસન્ન થયેલા છીએ માટે તે અમારો સ્વામી કયા છે? તેને આપ બોલાવો, અમો તેના દર્શનની અભિલાષા કરીએ છીએ, ગંભીર અને ઉદારચરિત્રના સત્વને કોણ જાણી શકે છે? કોઈ નહિ માટે પ્રસન્ન થઈ હાલને હાલ કહો કે તે કયાં છે? અને તે પુરુષના દર્શન વિના અમારા સ્વામી વસુતેજ રાજાને પણ કાંઈ ચેનજ પડતું નથી. તે સમયે તે ખેચરી કહેવા લાગી કે ભાઈ! આ બેઠેલા દેવપુરુષ જ તમો કહો છો, તે હાથીને સ્વપરાક્રમે કરી વશીભૂત કરેલો છે. અને તે તમારો સ્વામી અહીંજ તમારી સન્મુખ બેઠેલો છે, તે તમે પૂર્ણ દૃષ્ટિથી જુવો. તે સાભળી અસવાર એકદમ ત્યાંથી ઉભો થઈ અશ્વ ઉપર બેસીને પોતાના સ્વામી વસુતેજ રાજા પાસે આવીને કહેવા લાગ્યો કે મહારાજ! આપના છુટેલા હાથીને વશ કરી બાંધનારો પુરુષ એક સરોવરના કાંઠા ઉપરથી અમને મલી આવ્યો, માટે આપ ત્યા પધારો. તે સાભળી સુગ્રીવપુરપતિ વસુતેજ રાજાએ વિચાર કર્યો કે જરૂર પુણ્યવન્ પુરુષ આવ્યો, અને હસ્તીને વશ કર્યો, હવે તેને હું આપણું નગરમાં તેડી લાવું? એમ વિચારીને તે રાજા તેને તેડવા માટે આવ્યો તે વખત જે કિન્નરી બેઠી હતી, તે ત્યાંથી ચુપચૂપ ચાલી ગઈ પછી બુદ્ધિમાન્ એવો તે રત્નશિખ રાજા તલાવમા પડેલા મત્તહસ્તીને પાછો લાવી તેની ઉપર પોતે બેઠો, અને તેને વસુતેજ રાજા પોતાને નગર તેડી લાવ્યો, પછી સભામાં બેસીને તેને કહેવા લાગ્યો કે હે દેવપુરુષ! આ મારી આઠ કન્યાઓ છે, તેને તમે વરો અને આ મારૂ રાજ્ય છે, તેને પણ ગ્રહણ કરો કારણ કે હું એક દિવસ સુમંગલકેવલીની દેશના સાંભળવા ગયેલો હતો, તેથી આ અસાર સંસારના સ્વરૂપને મે જાણ્યું, તે માટે રાજ્યનો ત્યાગ કરવાની મે ઇચ્છા જણાવી, અને ગુરુજીને પૂછ્યું કે મહારાજ! મારે આ સસારમા રહેવું નથી પરતુ મારે પુત્ર નથી તથા કુવારી કન્યાઓ આઠ છે તો આ આઠ કન્યાઓ તથા અમારૂં રાજ્ય મારે કોને આપવુ? ત્યારે તે ગુરુજીએ કહ્યુ કે આ તારો હસ્તી મદોન્મત્ત થઈને જ્યારે સાકળ વગેરે તોડી તોફાન કરીને વનને વિષે જાશે, ત્યારે ત્યા જે પુરુષ તે હાથીને વશ કરે, તેને તું તારી આઠ કન્યાઓ પરણાવજે, તથા રાજ્ય પણ તેને જ આપજે પછી તું દીક્ષા ગ્રહણ કરજે. આ પ્રમાણેના કેવલીનાં વચન સાંભળી સંસારથી વૈરાગ્ય પામેલો હુ તેની વાટ જોતો હતો કે આ મારો હાથી તોફાન કરી કયારે અટવીમા જાય, અને કયારે તે હાથીને કોઈ પુરુષ વશ કરે? તેવામા તે હાથી તોફાન કરી અટવીમાં ચાલ્યો ગયો અને તેને વશ કરનાર પુરુષને જોવા માટે મારા અનુચરોને તે હસ્તીની પછવાડે સૈન્યસહિત ફરવાનો મે હુકમ કીધો, કે જ્યા આ મદોન્મત્ત હાથી જાય, તેની પછવાડે તમો જાજો. અને જે વશ કરે, તેનુ નામ સ્થાન પૂછીને મને કહેજો. ત્યા તો તમોએ જ આવી ગજરાજને વશ કર્યો, અને મારા અનુચરે આવીને તે હસ્તીને વશ કરવાની વાત મને કહી. તે સાંભળી

હું અહીં આવ્યો છું, કેવલી ભગવાનની કહેલી વાત પ્રમાણે સર્વ વાત પણ મલી રહી છે, તો હવે તમે આ રાજ્યને ગ્રહણ કરો અને આ મારી આઠ કન્યાઓનું પાણિગ્રહણ પણ કરો. એજ મારી વિનતિ છે. તે સમયે રત્નશિખ રાજાએ કહ્યું કે જેવી આપની ઇચ્છા? પછી સુરતેજ રાજાએ મોટા માનથી પોતાની આઠ કન્યાઓ પરણાવી તથા રાજ્ય પણ સોપ્યું: અને વળી તેને શિખામણ દીધી કે હે કુમાર! આ રાજ્યને વિષે રહીને શાસ્ત્રવિરુદ્ધ કર્મનો ત્યાગ કરવો. કારણ કે પ્રજાનુ સારી રીતે પુત્રવત્ રાજા પાલન જો કરે છે, તો તે રાજા સુખી થાય છે. વળી જો રાજા પ્રજાને રાજી કરે છે, તો પ્રજાના પુણ્યનો છઠ્ઠો ભાગ તે રાજાને મલે છે જો રાજા, પુત્રપેઠે પ્રજાનુ રક્ષણ કરતો નથી, તો તે પ્રજાનો કરેલો અધર્મનો છઠ્ઠો ભાગ રાજાને ભોગવવો પડે છે. અને હે રાજન્! પ્રજાનું સારી રીતે જે પાલન કરવુ, તેજ રાજાનો અલંકાર છે. વળી શઠ લોકોનુ દમન કરવુ સારા લોકોનું પાલન કરવુ, જે આશ્રય કરીને રહેલા હોય, તેનું પોષણ કરવુ, તે સર્વ ઉત્તમ રાજાના ચિન્હો છે ન્યાય, ધર્મ, રુડુ દર્શન તીર્થ, સુખસંપત્તિ, એ સર્વ જેને આધારે વર્તે છે, તેજ પૃથ્વીપતિ ઉત્તમ જાણવો. જે રાજ્યનો રાજા ધાર્મિક ન હોય, તે રાજ્ય નરક દાયક જાણવુ. અને જે રાજ્યનો રાજા ધાર્મિક હોય, તેને આ લોકમાં અને પરલોકમા સુખ પ્રાપ્ત થાય છે કારણ જિતેન્દ્રિયપણુ જાણવું. અને ગુણ પ્રકર્ષ પણ નમ્રતાથી જ ઉત્પન્ન થાય છે. અને ગુણપ્રકર્ષવાલા જનને વિષે જનમાત્ર ખુશી થાય છે અને સર્વ સંપત્તિઓ જે છે, તે પણ જનમાત્રની ખુશીથી ઉત્પન્ન થાય છે. તે માટે હે રાજન્! જેમ તમને પ્રજા સર્વ સંભાળ્યા કરે, તેમ તમારે વર્તવું. એ પ્રમાણે રત્નશિખને શિખામણ આપીને વસુતેજ રાજા સદ્ગુરુ પાસે સંયમ લેવા જવાની અનુમતિ માગવા લાગ્યો. અને કહેવા લાગ્યો કે મને તમો સંયમ લેવાને માટે શીઘ્રતાથી સંમતિ આપો, કે જેથી હું મારા હૃદયનુ ઇચ્છિત કાર્ય કરૂં? રત્નશિખ રાજાએ પણ તેમનો સંસારવિષે તીવ્ર વૈરાગ્ય જાણીને સંયમ લેવાની આજ્ઞા આપી. તદનંતર વિચારવા લાગ્યો કે અહો! આ વસુતેજરાજાએ જીર્ણ રજ્જુની પેઠે રાજ્યને છોડી દીધું. પણ હા! તે વાત તેને ઘટે જ છે કારણ કે વિરક્તચિત્ત વાળા જનોને આ સંસારના ભોગોનો તૃણની જેમ ત્યાગ કરતાં વિલંબ લાગતો નથી? જુવો જે રોગીજન હોય, કદાચિત્ તેણે મિષ્ટાન્ન જો ખાધું હોય તો તેને તે વમન કરી નાખે છે. એ પ્રમાણે પ્રશંસા કરીને તેમનો દીક્ષામહોત્સવ કર્યો, અને પછી તે વસુતેજ રાજાએ સદ્ગુરુની પાસે જઈ દીક્ષા ગ્રહણ કરી. અને રત્નશિખ રાજા પણ ગુરુની પાસેથી સમ્યક્ત્વ ગ્રહણ કરીને રાજ્યને પોતાના સસરાના કહ્યા મુજબ પાલવા લાગ્યો હવે તે શશિવેગ રાજાએ પણ રત્નશિખ રાજાનુ વૃત્તાંત, પોતાની કન્યાની દાસી પાસેથી સાંભળ્યું. પછી પોતે તે રત્નશિખ પાસે જઇ, જેના વિવાહનો યોગ પ્રથમ નૈમિત્તિકે કહ્યો હતો, તે પોતાની ચંદ્રલેખાનામે કન્યાને રત્નશિખરાજા સાથે પરણાવી દીધી અને સાધન સહિત સહસ્ર પરિમિત યક્ષવિદ્યાઓ પણ તેને આનંદથી અર્પણ કરી દીધી.

હવે તે સર્વ વૃત્તાંતને પૂર્વોક્ત સુરવેગનો, સુવેગ નામે જે મામો હતો, તે સાંભળી ક્રોધથી હસ્તીનું રૂપ કરી, તે રત્નશિખ રાજાના પુરના ઉપવનમાં આવ્યો, તે વાતની ખબર રત્નશિખને પડવાથી તે પણ હાથીને ગ્રહણ કરવા માટે થોડોક પરિવાર સાથે લઈને ગયો. અને અનેક રીતે તે હસ્તીને ઘણી વાર રમાડી મંદજોર કરી, જેવામાં ગલાપર ચડી ગયો, તેવામાં તો તેણે પોતાની શુંઢ તેને પકડવા માટે ઉંચી કરી, પરંતુ તે શુઢમાં પોતે ન આવ્યો, તુરત વજ્રસમાન કઠિન એવા મુષ્ટિદંડથી તેની પર પ્રહાર કર્યો. તે વખત "નમોઽર્હદ્ભ્ય" એવો શબ્દ કહી ભમરી ખાઈ પૃથ્વીપર પડી ગયો. પરંતુ મરતી વખતે નમોઽર્હદ્ભ્ય. એવો શબ્દ કહ્યો, તે સાભળી રત્નશિખ રાજા કહેવા લાગ્યો કે હા હા !!! મે કોઈ સાધર્મિકને માર્યો ? અરે મેં પાપીએ અતિદુષ્ટ કાર્ય કર્યું ? જેનું મારે રક્ષણ કરવુ જોઇએ, તેનો જ મે નાશ કર્યો એમ ખેદ પામી તેને શીતજળે કરી તથા શીત· પવનથી કરી સાવધાન કર્યો, અને કહ્યુ કે અહો ભાગ્યશાળી પુરુષ ! તને ધન્ય છે? તું દ્રઢસમ્યકત્વ તત્વનો જાણકર છો, કારણ કે આવા મરણ સમયમાં જે તું નમસ્કારનું સ્મરણ કરે છે? માટે હે ભાઈ ! તુ મારો સાધર્મિકભાઈ છે, અરે ! મેં તને દુષ્ટબુદ્ધિથી પીડા કરી, તેનો અપરાધ તુ મારી પર કૃપા કરી ક્ષમા કરજે એવું વચન સાભળી શાત મન રાખી સુવેગનામે વિદ્યાધર બોલ્યો, કે હે રાજન્ ! તમારો જરા પણ દોષ નથી. જેવું મેં આ દેહથી કર્મ કર્યું તેવુ જ ફળ મને તુરત આ લોકમાં જ પ્રાપ્ત થયું ? પણ હે સુજન ! તે ઠીક જ થયુ છે, કારણ કે હવે એ મારે પાછુ ભોગવવું જ પડશે નહિ ? કારણ કે કર્મ ભોગવ્યા વિના તો જીવને છૂટકો જ નથી ? એમ જાણીને પણ અજ્ઞાની પ્રાણી પાપો કરે છે. કોની જેમ કે જેમ મિષ્ટ વચનથી પ ન કરતો એવો બીલાડો પોતાનીપર લાકડીનો પ્રહાર થશે ? તે જાણતો નથી. માટે તેમા હે રાજન્ ! તમારો કાંઇ દોષ નથી તમો કાંઈ પશ્ચાતાપ કરો નહિ વળી મારી હુ કથા કહુ તે સાંભળો આ વૈતાઢ્ય પર્વતપર ચક્રપુર નામે નગર છે, તેનો સુવેગ વિદ્યાધર નામે હુ રાજા છુ. મારી બેનનો પુત્ર સુરવેગનામે તે નાનો હોવાથી તેના પિતાએ રાજ્ય આપ્યુ નહી, અને મોટા શશિવેગ નામે પુત્રને રાજ્ય આપ્યું. તો તે સુરવેગ મારી પાસે આવી કહેવા લાગ્યો જે મારા મોટાભાઈને મારા પિતાએ રાજ્ય આપ્યું અને મને ન આપ્યુ માટે તે રાજ્ય મને મળવુ જોઈએ. તેમ કહેવાથી મેં તેની સહાયતા કરી શશિવેગ કુમારને તેના પિતાના આપેલા રાજ્યથી ભ્રષ્ટ કર્યો, અને તે રાજ્ય મેં મારા ભાણેજને અપાવ્યું, ત્યા મે સાંભળ્યુ જે "શશિવેગ રાજાનું જે રાજ્ય તેના નાના ભાઈએ મામાની સહાયતાથી લઇ લીધુ છે, તે રાજ્યને શશિવેગ રાજા, હાલ થયેલા રત્નશિખ નામે પોતાના જમાઈની સહાયથી પાછો પ્રાપ્ત કરશે તે સાંભળી વળી પણ મારા સુરવેગ નામે ભાણેજના રાજ્યના રક્ષણ માટે મેં હાથીનું રૂપ લઇ, તમનેજ મારવાનો દ્રઢવિચાર કર્યો કે તે શશિવેગ રાજાના જમાઈને જ હુ ગજરૂપ ધારણ કરીને મારી નાખુ તો મારા ભાગિનેયને પછી અવિચલ રાજ્ય પ્રાપ્ત થાય ? તેમ વિચાર કરી ઈર્ષ્યાથી હું તમને

મારવા માટે અહીં આ ગામના જ ઉપવનમાં આવ્યો, ત્યાં તો હે ભદ્ર શ્રદ્ધાળુ ! તમોએ મને મારીને પાછો અનિર્વચનીય અત્યુત્તમ ધર્મસય બોધ કર્યો ? કડવા અને તીખા એવાં ઔષધો પાઈને વૈદ્ય જેમ રોગીનો રોગ મટાડે છે, તેમ તમે પણ મારો અજ્ઞાનરૂપ રોગ મટાડયો. હવે હુ નિર્મલ એવા સયમને પાળીશ ! અને આ મારુ જે રાજ્ય છે, તેને તમે અંગીકાર કરો. જેણે કરી હુ પણ મારુ ઇચ્છિત સાધન કરું ? તેમ કહે છે, તેવામાં તેજ સુવેગ વિદ્યાધરાધિપના ઘણાએક વિદ્યાધરો આવ્યા. અને શશિવેગ રાજા પણ સૈન્ય સહિત ત્યા આવ્યો, તે વખત પ્રશમરસના કલ્લોલે આક્ષિપ્ત ચિત્તવાળા સુવેગ વિદ્યાધરે કહ્યું કે હે રાજન્ ! આ મારૂ રાજ્ય તમે ગ્રહણ કરો. અને તેની ના કહી મને ધર્મકરણીમાં કઈ પણ વિઘ્ન કરશો નહિં. તે સાંભળી શશિવેગ રાજાએ ઉક્ત રત્નશિખ રાજાને કહ્યું કે, હે સાહસિક શિરોમણે ! કુલપરંપરાથી પ્રાપ્ત થયેલા રાજ્યને હાલ ભોગવો. પછી જ્યારે વય પરિપક્વતા થાય, ત્યારે સંયમધર્મને વિષે પ્રયત્ન કરજો. કારણ કે આ ઈન્દ્રિયગ્રામ છે, તે દુર્જય છે, તથા પરિસહો જે છે, તે પણ અતિદુસહ છે, અને મન જે છે તે પવનથી ઉડતી ધ્વજાના અગ્રભાગ જેવુ ચંચલ છે, તે કદાપિ પણ સ્થિર રહે તેવુ નથી. અને પ્રથમ ચારિત્રવ્રત લઈને પાછો તેનો ત્યાગ કરવો, તે મહાઅનર્થ બાધવો છે ? એ પ્રકારે સુવેગ વિદ્યાધરને શશિવેગે તથા રત્નશિખે સમજાવ્યો, તો પણ વૈરાગ્યસૂર એવા તે સુવેગ રાજાએ મનોહર એવા ચારિત્રને અંગીકાર કર્યું. પછી શશિવેગ અને રત્નશિખ એ બન્ને જણ તે સુગ્રીવપુરથી અનુક્રમે સુવેગ વિદ્યાધરના વૈતાઢય પર્વત પર રહેલા ચક્રપુરનગર પ્રત્યે આવ્યા. ત્યા રત્નશિખ રાજા વિદ્યાધરની શ્રેણીનો સ્વામી થયો.

હવે શશિવેગ રાજાનો ભાઇ સુરવેગ વિદ્યાધર પોતાના મામા જે સુવેગ વિદ્યાધર તેનું સર્વ વૃત્તાત જાણી પોતાના મોટાભાઈ શશિવેગે ઘણો સમજાવ્યો, તો પણ તીવ્ર-વૈરાગ્યને વશ થઈને પોતાના મામા સુવેગ વિદ્યાધર પાસેથી મુક્તિમાર્ગરુપ ચારિત્રને અંગીકાર કર્યું. પછી સપૂર્ણ પોતાના આત્માને કૃતાર્થ માનનાર અને સુખ સમુદ્રને ભોગવનાર, સમ્યક્ત્વવાન્ એવો તે રત્નશિખ રાજા સર્વત્ર જિનચૈત્યોનું વંદન કરે છે, અને સર્વ સાધુઓને નમન કરે છે સાધર્મિકભાઈઓને સતોષ પમાડે છે, દીનજનોનો ઉદ્ધાર કરે છે, પોતાના સતાનની પેઠે પ્રજાનું પાલન કરે છે જિનપ્રતિમાસ્થાપનમાં, જિનમંદિર કરાવવામા, સ્નાત્ર પૂજામાં, દિનાર્ચનવિધિમા, ચતુર્વિધસંઘપૂજાદિકમાં,શાસ્ત્રલેખનમાં, તીર્થ-યત્રાદિકમાં, ઘણું ધન ખરચીને સમ્યક્ત્વને નિર્મલ કરે છે. એમ અનેક લાખ વર્ષો સુધી ઉત્તમ ક્રિયાઓ કરતાં કરતાં સમયને, રત્નશિખરાજાએ નિર્ગમન કર્યાં,

હવે એકદિવસ, સાંકેતપુરના ઉદ્યાનને વિષે સુયશનામા તીર્થંકર સમોસર્યા, તે વાત રત્નશિખ રાજાએ જાણી, મહોટા આડંબરે ત્યાં જઈ, તે તીર્થંકરને યથાયોગ્ય પ્રણામ કરીને હર્ષથી તેમની સ્તુતિ કરવા લાગ્યો તીર્થંકર ભગવાનની સ્તુતિ કરીને ભક્તિથી નિર્ભર

એવો તે રત્નશિખરાજા, તેમને નમસ્કાર કરીને તદનુયાયી જે મુનિવૃંદ હતું, તેને પણ વંદન કરતો હતો. પછી પોતાને ઘટે તેવા આસન પર બેસી મસ્તક પર બે હાથ લગાડી એટલે બે હાથ જોડી શ્રીતીર્થંકરની દેશના સાભળવા લાગ્યો ભગવાને પણ મેઘના સરખી ગંભીર વાણીએ કરી ધર્મની દેશના દેવાનો પ્રારંભ કર્યો તે જેમ કે હે ભવ્યજનો! અપાર એવા સંસારને વિષે ફરતા અને કર્મવશ થયેલા પ્રાણીઓ નીચ અને ઉચ સ્થાનકોને વિષે ઉત્પન્ન થાય છે તે એવી રીતે કે કયારેક નરકમા કયારેક મનુષ્ય પણામા, કયારેક તિર્યંચપણામા ઉત્પન્ન થાય છે વળી રાજા, રંક, બુધ, મુખ, નિર્ધન, સધન, ધર્મિષ્ઠ, અધર્મિષ્ટ, સુભાગ્ય, દૌર્ભાગ્ય, ભોગી, કૃપણ, સુખી, દુખી, પુણ્યવાન્, અપુણ્યવાન્, સુરુપ, કુરુપ, ખલ, સજ્જન, સુસ્વર, દુસ્વર, કીર્તિમાન્, અપકીર્તિમાન્, બ્રાહ્મણ, ચાંડાલ, મૂક, અધ, બધીર, પગૂલ, ઠૂંઠા, કુષ્ઠી, વગેરેમા પોતાના સારા નરસા કર્મને અનુસારે ઉત્પન્ન થાય છે. એમ જીવો વિવિધ પ્રકારે સંસારમાં પર્યટન કરે છે તેમા પણ કેટલાક દુર્બોધથી દિઙ્ગૂઢ એવા થકા કુમતરુપ દુર્દશામા ફર્યા કરે છે. કેટલાક જીવોને તો ધુર્તલોકો કુયોનિરુપ કુંડમાં પાડે છે. પરતુ ભવવનને વિષે મોક્ષમાર્ગના ઉપદેશકો જ્ઞાની ગુરુ તો પુણ્યના યોગથીજ મલે છે, તે માટે તે સદ્ગુરુના લાભને માટે સર્વ સુજ્ઞભવ્ય પ્રાણીઓએ પ્રયત્ન કર્યોજ કરવો આ પ્રકારની શ્રી તીર્થંકરની દેશના સાભળી તે રત્નશિખ રાજાએ કહ્યુ કે મહારાજ! મે તે શું પૂર્વજન્મમાં સુકૃત કર્યું હશે? કે જે કાઇ સુખ છે, તે પ્રયાસ કર્યા વિના અણધાર્યું પોતાની મેળેજ પ્રાપ્ત થાય છે? ત્યારે તીર્થંકરે કહ્યુ કે હે ભદ્રીકજન! પૂર્વ ભવને વિષે તે પચ પરમેષ્ઠીના નમસ્કારનુ સ્મરણ કર્યું હતુ, તેના પ્રભાવથી તું આ સર્વ મહાસુખનો ભોક્તા થયો છો. હે ભાઇ! પંચ પરમેષ્ઠીના નમસ્કારથકી તથા તેના જપથકી સમ્યક્જ્ઞાન પ્રાપ્ત થાય છે, અને સમ્યક્ત્વ સહિત વિરતિ થાય છે અને વિરતિથકી મોક્ષ પ્રાપ્ત થાય છે, મોક્ષથકી અક્ષય સુખ પ્રાપ્ત થાય છે. વળી સસારને વિષે જે અત્યુત્તમ ફલ છે તે પચ પરમેષ્ઠીના નમસ્કારનુ અલ્પમા અલ્પ ફલ જાણવું. વસ્તુત: ચિદાનંદસુખપ્રાપ્તિરુપ જે ફલ, તે પંચ પરમેષ્ઠીના નમસ્કારનું ફલ જાણવુ. આ પ્રકારે શ્રી તીર્થંકરે કહેલો પોતાનો પૂર્વ જન્મ સાંભળી તે રત્નશિખ રાજાના તુરત રોમાચ ઉભાં થયા, અને અત્યત ખુશી થયો. એવી રીતે બોધ પામેલા એવા તે રત્નશિખ રાજાએ, પોતાના પુત્રને રાજ્ય સોપી, તીર્થંકરની સમીપ આવી ભાવે કરી ચારિત્રને ગ્રહણ કર્યું. પછી ક્ષપક શ્રેણીપર ચઢી, કેવલજ્ઞાન ઉત્પન્ન કરી ઘણો કાળ પૃથ્વિવીને વિષે વિહાર કરી, ક્રમે કરી મોક્ષ સુખને પ્રાપ્ત થયો આ પ્રકારના પંચપરમેષ્ઠીના સ્મરણફલ વિષે રત્નશિખ રાજાનો ઇતિહાસ સાંભળી ધર્મારાધનને વિષે રસિક, એવો દેવરથકુમારનો પિતા જે વિમલકીર્તિ રાજા તે પોતાના દેવરથકુમારને રાજ્ય સોપી સમસ્ત જિન ચૈત્યને વિષે અષ્ટાન્હિકા મહોત્સવ કરી વિશિષ્ટ વૈરાગ્યવાળો થયો થકો ગુરુની સમીપ જઈ ચારિત્રને ગ્રહણ કરે છે

હવે તે દેવરથકુમાર રાજગાદી પર બેસવાથી જેમ કોઈ દેવ શોભે, તેમ શોભવા લાગ્યો. તદનતર કૃતજ્ઞપણાથી તે વિચારવા લાગ્યો કે સંતુષ્ટ થયેલા એવા મારા પિતાએ

મને સમગ્ર લક્ષ્મી સોપી છે, તો મારે પણ કોઇ એક ઉત્તમ પાત્ર જોઇને તે લક્ષ્મી આપી દેવી જોઈએ ? આ પ્રમાણે સંસારમાથી પ્રીતિ ચાલી ગઈ છે જેની અને સમ્યક્ત્વવાન્, અણુવ્રત, ગુણુવ્રત, શિક્ષાવ્રત, તેણે યુક્ત એવો તે દેવરથરાજા, રત્નાવલીનામે પોતાની સ્ત્રીથી સહિત ત્રણે વર્ગને એટલે ધર્મ, અર્થ અને કામ, તેને સારી રીતે સાધતો, જિનમતને વિષે અત્યંત પ્રીતિ ધરતો થકો ઉત્તમ રાજ્યને કરવા લાગ્યો. પછી તેણે અનેક જિનપ્રાસાદ કરાવ્યા, અને જિનેશ્વરના પ્રમાણુવાળી પણ અનેક પ્રતિમા નિર્માણુ કરાવી દર્શનની વિશુદ્ધિને માટે ઘણી રથયાત્રા કરી, અનેક સાધર્મીઓનો સમુદ્ધાર કર્યો અને જિનશાસનના દુશ્મનોનો પરાજય કર્યો, પોતાના દેશમાથી સાત વ્યસનો કઢાવી નાખ્યાં. એ પ્રકારે રાજ્ય પાલતા અને સદ્ધર્મમા ચાલતા એવા દેવરથરાજાને ક્રમે કરી રત્નાવલી સ્ત્રીના ઉદરથકી ધવલ નામે એક પુત્ર પ્રગટ થયો. તે જ્યારે ઉમ્મરલાયક થયો, ત્યારે તેને રાજ્ય સોંપી વીર્યાંતરાય કર્મથી ચારિત્ર ગ્રહુણુ કરવાને અસમર્થ હોવાથી ચતુર્વિધ સઘનુ પૂજન કરતો, પોષધ અને આવશ્યક ક્રિયામા તે નિરત થયો તપથી શુષ્ક જેનુ શરીર છે, મંદ થઈ ગયો છે મોહુ જેનો એવો તે દેવરથ રાજા, અનશન વ્રતથી મરણુ પામી આનતનામે દેવલોકને વિષે શ્રેષ્ઠદેવ થયો. તથા તેની સ્ત્રી રત્નાવલી નામે શ્રાવિકા પણ ઉત્તમ અનશન વ્રતથી મરણુ પામી, તેજ દેવલોકને વિષે ઉત્તમ દેવતા થઈ. ત્યા બન્ને દેવતા, દિવ્ય ઋદ્ધિને ભોગવનાર અત્યત પરસ્પર પ્રીતિવાળા થઇ, મિત્રપણે રહી તેણે સપૂર્ણ ઓગણીશસાગરપમનુ આયુષ્ય ભોગવ્યું. એ પૃથ્વીચંદ્ર અને ગુણુસાગરના ચરિત્રને વિષે રત્નશિખ કથાન્વિત દેવરથ નૃપતિશ્રાદ્ધધર્મપાલનરુપ ચોથો સર્ગ સમાપ્ત થયો ઇતિ અહી **પૃથ્વીચંદ્ર અને ગુણુસાગરના આઠ ભવનો સંબધ સંપૂર્ણ થયો.**

---

# પાંચમો સર્ગ

હવે આ જબુદ્વીપને વિષે મહાવિદેહ નામે ક્ષેત્રમા પુષ્કલાભિધ સાતમી વિજયને વિષે પ્રશસ્ત વસ્તુથી કરી યુક્ત અને ઉત્તમ, એવી શિવા નામે નગરી છે, જે નગરીને વિષે ત્યાંના રહેવાસી જનોના ઘરના આગણામા જડેલા ચદ્રકાત મણિઓ, રાત્રિને વિષે પડતા ચદ્રકિરણના યોગે કરી ઉષ્ણકાલને શીતકાલની સમાન કરે છે અને શીતકાલને વિષે ત્યાના રહેવાસી જનોના ઘરના આગણામા જડેલા અર્કમણિઓ દિવસમા પડતા સૂર્ય કિરણના યોગે કરી શીતકાલને ઉષ્ણકાલ સમાન કરે છે તે નગરીને વિષે પોતાના પ્રતાપે કરી નાશ કર્યું છે રિપુસૈન્ય જેણે એવો સિહસેન નામે રાજા રાજ્ય કરે છે. તેમની ઉત્તમ ગુણયુક્ત શોભાયમાન પ્રિયગુમજરી નામે પટ્ટરાણી છે. હવે પૂર્વોક્ત દેવરથ કુમારનો જીવ જે આનત

દેવલોકમાં દેવતા થયો હતો, તે ત્યાંથી ચ્યવી, સિંહસેન રાજાની પ્રિયંગુમંજરીના ગર્ભને વિષે પુત્રપણાએ કરી ઉત્પન્ન થયો, જ્યારે તે ગર્ભ રહ્યો, ત્યારે તે પ્રિયંગુમંજરીએ સ્વપ્નામાં પૂર્ણચંદ્રને દીઠો, કે તુરત તે જાગી ગઈ, અને તેમના સ્વામી પાસે આવી તે સ્વપ્નની વાત કહી. તે સાભળી સિંહસેન રાજાએ કહ્યુ કે હે પ્રિયે! તમોને પૂર્ણચંદ્રમા સમાન ઉત્તમ પુત્ર ઉત્પન્ન થશે? તે સાંભળીને રાણી હર્ષાયમાન થઈ. પછી રાણીએ તે ગર્ભનું પોષણ કરવા માંડયુ પ્રશસ્ત પુણ્યે કરી તથા ઉત્તમ દોહુદોથી યુક્ત એવા પુત્રને તે રાણીએ પ્રશંસનીય સમયને વિષે ઉત્પન્ન કર્યો ત્યારે રાજાએ ઘણું દ્રવ્ય વાપરીને પુત્રજન્મનો મહોત્સવ કર્યો. કારાગૃહમાંથી કેદીઓને છોડાવ્યા અને પોતાના ઘરનું શોધન પણ કરાવ્યું, પછી બારમે દિવસે, ગર્ભ રહ્યાની વખતે સ્વપ્નમા જોયેલા ચંદ્રના અનુસારે સકલ સ્વજનની સમક્ષ, તે પુત્રનું 'પૂર્ણચંદ્ર' એવુ નામ પાડયું, અનુક્રમે તે પુત્ર ધાત્રમાતાથી પાલન કરેલો, તથા લાડલડાવ્યો થકો કલાઓના સમૂહથી યુક્ત, તારુણ્યરુપસમુદ્રને ઉદિત ચંદ્ર જેવો થયો. એટલે ચંદ્રને જોઈ સમુદ્ર જેમ આલ્હાદિત થાય, તેમ પૂર્ણચંદ્રને જોઈ તારુણ્ય સમુદ્ર આલ્હાદિત થયો. હવે તે ચંદ્રમા જડ છે પણ આ પૂર્ણચંદ્ર પુત્ર તો જડ નથી એટલું એ પુત્રમા આશ્ચર્ય છે. વળી કલાભ્યાસનો વ્યસની, પ્રશ્નોત્તરાદિક ક્રીડાનો કરનાર, લૌકિક ક્રીડાનો ત્યાગી. ઉત્તમ પ્રસ્તાવોથી કરી આનંદી મૃગયામા, દ્યૂતકથામા, તથા વારાંગનાઓના ગીત ગાન શ્રવણ કરવામાં તૃપાવાન્, મદ્યમાસાદિકના તો નામને પણ ન સહન કરનાર, સજ્જન પુરુષનો સંગી, દુર્જનજનનો ત્યાગી, માતા પિતાની ભક્તિને કરનાર, ચંદ્રની સમાન શીત ગુણ યુક્ત, સૂર્યસમાન પ્રતાપી, રાજનીતિમાં વિદ્વાન્, સુખાંબુધિને વિષે મગ્ન, એવો તે પૂર્ણ. ચંદ્રકુમાર, સુખે કરી રહે છે.

હવે તે પૂર્વોક્ત દેવરથ કુમારની સ્ત્રી રત્નાવલીનો જીવ, તે આનત દેવલોકમાંથી ચ્યવીને જેમાં દેવરથ કુમારનો જીવ પૂર્ણચંદ્ર કુમાર નામે પ્રગટ થયો છે, તેજ નગરને વિષે પ્રિયંગુમંજરીના ભાઈ વિશાલાખ્ય સામંતની જયા નામની સ્ત્રીના ઉદરને વિષે પુત્રી. પણાએ ઉત્પન્ન થયો. તે કન્યા જ્યારે ગર્ભમા રહી, ત્યારે તેની માતાએ સ્વપ્નમાં પુષ્પની માલા દીઠી હતી, તેથી તેનું નામ પુષ્પસુંદરી એવું પાડયુ હવે અનુક્રમે તે મહોટી થવા લાગી, ત્યારે કામીને ક્રીડા કરવાને વનરુપ એવુ યૌવન પ્રાપ્ત થયુ. તે જેને જોઇને ચંદ્રનો પણ ઉપહાસ કરવો પડે એવુ મુખ, જેને જોઈને કમલનો પરિહાસ કરવો પડે તેવા બે નેત્રો, સુવર્ણના વર્ણને પણ જીતે તેવો શરીરનો વર્ણ અને ભમરાઓની પંક્તિને પણ તિરસ્કાર કરી જીતે તેવો કેશપાસ, હસ્તીના ગંડસ્થલનો પણ વિભ્રમ થાય, એવા બે પયોધર મંહોટો એવો નિતંબભાગ, મનને હરણ કરે એવી મૃદુલ વાણી, એ સર્વ ઉત્તમ યુવતીજનને વિષે સ્વાવિકજ ભૂષણો છે વલી પણ કહે છે કે, ઉત્તમ યુવતી સ્ત્રી, રોષ રહિત, સરલ, લજ્જાયુક્ત, મૃદુઅંગ વાલી, સ્થિર, કલાઓમા કુશલ, વિનીત. અને વિવેકી

હોય છે. હવે એક દિવસને વિષે તે પુષ્પમંજરી કન્યા, વસંતઋતુ આવવાથી પોતાના પિતાની આજ્ઞા લઇને, સખીવર્ગોથી યુક્ત મનોહર એવા પુષ્પોદ્યાનને વિષે ક્રીડા કરવા માટે ગઈ તે ઉદ્યાનને વિષે પુષ્પ અને ફલોથી યુક્ત એવા આમ્રવૃક્ષો અત્યંત શોભે છે ॥ સર્વ-વનની પંક્તિઓ વિકસિત થઇ જાય છે, અને મોગરાનો દિવ્ય ગંધ પ્રસૂત થયજ કરે છે, કોકિલના શબ્દો મદ અને રાગને વધારે છે, માટે તે વસંતઋતુ પ્રવરપુરુષોને સેવન કરવા યોગ્ય છે હવે ત્યાં શ્રૃંગાર યુક્ત વાણીથી કરી તે પુષ્પમંજરીને પોતાની સખીઓ વસંતની શોભા બતાવે છે તે જેમ કે.– હે સખિ! જો વસંત ઋતુરૂપ પતિને પ્રાપ્ત થઇને આ વનરાજિરુપ સ્ત્રીઓ કેવી શોભે છે? તેમ પુન્નાગના વૃક્ષપણ નાગવલ્લીને મલવાથી કેવા શોભે છે? તેમ હે સખિ! નર અને નારી પણ પરસ્પર મલેથીજ શોભે. તેવી રીતની સખીની વાણીથી પણ શ્રૃંગારવૃત્તિથી વિરહિત એવી તે, બહિર્વૃત્તિએ કરી વનની શોભાને જોતીથકી મોગરાની વેલમાં મંડપને વિષે વીણાના વિનોદનો પ્રારંભ કરવા લાગી. તેવામા એજ અવસરને વિષે એજ ઉદ્યાનમા મિત્રોથી પરિવૃત એવો પૂર્ણચંદ્ર કુમાર પણ ક્રીડા કરવાને આવ્યો. તે ત્યાં વીણાવિનોદ કરતી એવી રાજકન્યા જે પુષ્પસુંદરી તેની દૃષ્ટિયે પડ્યો. ત્યારે તે વખત કામદેવનો મિત્ર જે વસંતઋતુનો સમય હોવાથી પોતાની યુવાવસ્થાના અતિવિભ્રમપણાથી, અને પૂર્ણચંદ્ર કુમારના અત્યંત સ્વરુપથી તથા પૂર્વજન્મના અતિસ્નેહથી, તે પુષ્પસુંદરીના મનરુપ મર્મસ્થાનને વિષે બાણની પેઠે અકુંઠિત એવો તે કુમાર લાગ્યો, કે તુરત સખીઓથી પવનથી તથા શીતાબુથી તેને સાવધાન કરી, ત્યારે તે સખીઓને પુષ્પસુંદરી પૂછવા લાગી કે હે સખિ! લાવણ્યામૃત સાગર, યુવાન, જે પુરુષ દેખાય છે, તે કોણ છે? શું કામદેવ છે? કે સૂર્ય છે? સુર છે? કે કોઇ વિદ્યાધર છે? ત્યારે સખીઓએ કહ્યું કે હે સખિ! તે કામદેવ અટકળ્યો પણ એ કામદેવ તો છે જ નહિ. કારણ કે કામદેવ જે છે, તે તો અંગરહિત છે, તેથી તેને લોકો અનંગ કહે છે, અને આ તો અંગવાલો છે. વળી તે એને સૂર્ય જણાયો, પરંતુ તે સુર્ય પણ નથી, કારણ કે સૂર્ય તો તપનશીલ છે, અને આ પુરુષ તો સૌમ્યગુણ યુક્ત છે એટલે શીતલ દેખાય છે. વળી એને સુર જેવો તો તે સુર નથી કારણ કે સૂર તો નિમેષોન્મિષ રહિત ચક્ષુ શુન્ય હોય છે, અને આ તો ચંચલ નેત્રવાળો તથા વિચક્ષણ છે વળી તે એને વિદ્યાધર જણાયા પરંતુ તે વિદ્યાધર પણ નથી. કારણ કે વિદ્યાધર જે છે તે તેઓ આકાશમા ગમન કરે છે, અને આ પુરુષ તો પૃથ્વીમા જ ઉભો રહ્યો છે તે કેવો છે, ને કોણ છે, તે હું કહું છુ, સાબાગ. ચંદ્રમાથકી ગાંભિર્ય, સૂર્યથકી પ્રતાપ, કુબેર થકી દ્રવ્યભંડાર, ઇંદ્રથકી પ્રભુતા, કામદેવ થકી સ્વરૂપ, અમૃત થકી લાધુર્ય, સિંહથકી બળ, તથા મોટું ચાતુર્ય, મેરુપર્વત થકી ધૈર્ય, તે સર્વને ગ્રહણ કરીને બુદ્ધિમાન એવા વિધાતાએ શુ આ પુરુષ નિર્માણ કર્યો હશે? અર્થાત્ પૂર્વોક્ત સર્વે ગુણોમાં આ પુરુષમાં દેખાય છે. માટે વધુ શું કહીએ પરંતુ હે સખી! શિવા નગરીને

વિષે સિંહસેન મામા રાજા છે, તેના કુલરૂપ અંબરને પ્રકાશ કરનાર ચંદ્ર સમાન આ પૂર્ણચંદ્રનામે પુત્ર છે, તે તથારી ફઈનો પુત્ર થાય છે. તે વચન સાંભળીને તુરત અત્યંત ઉત્સુક થયેલી પુષ્પસુંદરી કહેવા લાગી કે હે સખી ! તારું કહેવું ખરું છે મુક્તાસમાન બીજા પુરુષોમા આ પુરુષ રત્નસમાન દેખાય છે. આ પુરુષના ગુણો પાસે અન્યજનના સર્વ ગુણો કલંકિત થઈ ગયેલા છે એમ કહ્યુ, તેવામા તો તેની અશોકનામે સખી હસીને કહેવા લાગી કે હા, નિશ્ચે આ પુરુષ ગુણમય છે. કારણ કે હમણા જ આ પ્રિય સખી જે પુષ્પસુંદરી તેણે પોતાના કટાક્ષોએ કરી તેના સર્વ અંગોને દેખી તે સાંભળી પુષ્પસુંદરીએ વિચાર્યું જે મારો અભિપ્રાય આ સર્વસખીઓએ જાણી લીધો દેખાય છે એમ વિચારી લજ્જાયુક્ત થઈને સખીઓને કહેવા લાગી કે હે સખીઓ ! હવે સર્વ વાત જવા દ્યો. વિલંબ લગાડો નહિ ક્રીડાનો ત્યાગ કરીને આપણે જલદી ઘેર જઈએ ? કારણ કે માતાજી આપણી વાટ જોતા હશે ? ત્યારે સુદતા નામે કન્યાએ કહ્યુ કે હે સખિ ! ચાલો. પણ આ પૂર્ણચંદ્રકુમાર તો આપણી સમીપમા જ ઉભા છે, માટે તેને બોલાવીને સૂક્તવાર્તાથી તેનો સત્કાર કરીએ, પછી જઈએ, નહિ તો આપ સર્વને તે અવિનયી જાણશે ? એવા સુદતા સખીનાં યથાયોગ્ય વાક્યો સાભળી લજ્જાયુક્ત થઈને તે પુષ્પસુંદરીએ મંદસ્વરથી કહ્યુ કે ત્યારે તમોને જે યોગ્ય ભાસે, તે કરો. પછી તે સખીએ વિનયથી ધીર સ્વરથી પૂર્ણચંદ્રને બોલાવ્યા, કે તુરત તે ત્યાં આવી તેજ સ્થળને વિષે બેઠા અને દૃષ્ટિએ કરી કોમળકદલી જેવી તે કન્યાને જોઈને કુમાર ઘણો જ વિષયથી વિરક્ત છે, તો પણ સરાગ થઈ ગયો તે વખતે ત્યા રહેલા સહુને તે કન્યા તથા કુમારપ્રીતિને ઉત્પન્ન કરતા હતા. હવે પુષ્પસુંદરીએ હાથમાં વીણા લીધી છે, તેથી પૂર્ણચંદ્રકુમારે જાણ્યું જે અહો આ સુંદરી વીણાવગાડવામાં કુશલ દેખાય છે ? એમ જાણી વિદ્યાનો વિનોદી તે કુમાર, કહેવા લાગ્યો કે હે સુંદરી ! અમારા મનના વિનોદને માટે જરા એ વીણા તો વગાડો ? તે વચન સાભળી સુદતા સખી કહેવા લાગી કે હે કુમાર ! તમારા દર્શનથી ક્ષોભ પામેલી તે કન્યાને વગાડવાની લજ્જા આવે છે માટે તે વગાડવાને ઉદ્યુક્ત થતી નથી, તેથી તે વીણાને આપજ બજાવો. જેથી અત્રત્ય સહુ વિનોદ પામે ? એમ કહીને સુદતાએ પુષ્પસુંદરીના હાથમાથી વીણા લઈ પૂર્ણચંદ્ર કુમારના કરમાં આપી. તે વીણાને હાથમા લઈ, સ્નેહ સહિત તેનો સ્પર્શ કરતાં કુમારને અશોકનામે બીજી સખી કહેવા લાગી, કે અહો કુમાર ! સરલ, સુગુણ, શુદ્ધ, વાસડામાથી ઉત્પન્ન થયેલી, મધુરસ્વરવાલી, પ્રવર એવી આ વીણા આપના કરાગ્રમાંજ શોભે છે. આ વચનથી તે સખીએ અન્યોક્તિથી સમજાવ્યુ કે પુષ્પસુંદરી તમારી પાસે છે તે પૂર્વોક્ત સર્વ ગુણે સંપન્ન છે, એમ અશોકા સખિએ કહેલી અન્યોક્તિ સાભળી મસ્તક ધુણાવી, પૂર્ણચંદ્રકુમારે તે વીણા વગાડીને તત્ર સર્વ કન્યાઓના તથા મનુષ્યના ચિત્તને આકર્ષણ કરી લીધા. એવો પ્રસંગ જ્યા ચાલે છે, તેવા સમયમા તો તે પુષ્પસુંદરીની ધાવમાતા તે કન્યાને તેડવા આવી. અને જ્યા જુવે છે, ત્યા તો સમાન વયવાલા અને સર્વગુણસંપન્ન તે રાજકુમારને કન્યા પાસે વીણા વગાડતો જોયો, તેથી તે ધાવમાતાએ કહ્યુ કે હે કુમાર ! આ સર્વ પ્રસંગ થાય છે, તે તો ઘણો જ ઉત્તમ થાય છે, કારણ કે બન્ને તમે વયથી અને ગુણોથી યોગ્ય

જ છો ? તેમ કુમારને કહીને પાછી કુંવરીને કહેવા લાગી કે હે વત્સે ! તમારા વિના તમારી માતા ભોજન કરતાં નથી, માટે જલદી ચાલો. એમ કહીને તે પુષ્પસુંદરીને કેવલ શરીરથી ઘેર તેડી લાવી, પરંતુ તેનો જીવ તો તે પૂર્ણચંદ્રમા જ ભરાઈ રહ્યો. કારણ કે ઘેર આવી તેણે ભોજન પણ બરાબર કર્યું નહી ત્યારે તેની માતાએ સખીઓને પૂછ્યું કે આ પુષ્પસુંદરી આમ વિકલમનવાળી કેમ થઇ ગઇ છે ? ત્યારે સખીઓએ ઉદ્યાનગત સર્વવાર્તા કહી દેખાડી, પછી તે રાણીએ તેના મનની વિશ્રામભૂ એવી એક પ્રિયવદા નામે સખી હતી તેને કુવરીની આશ્વાસના કરવા માટે મોકલી તે પણ કુવરી પાસે જઇને આ પ્રમાણે કહેવા લાગી કે હે પ્રિયસખિ ! ચદ્રની એક કલાથી મનુષ્યમાત્રને શાતિ થાય છે, તો તને પૂર્ણચદ્રથી પણ કેમ સુખ નથી થતુ ? અર્થાત્ અન્યોક્તિથી કહે છે, કે તમને પૂર્ણચદ્રકુમાર મલ્યો, તો પણ શાતિ કેમ થતી નથી ? તે કહો, ત્યારે પુષ્પસુદરીએ કહ્યુ કે મારું મન જેમ યોગિણીના યોગે ભ્રમિત થાય, તેમ થઈ ગયુ છે, માટે તું મારા મનની અધિષ્ઠાયિકા સખી છો, તેથી કાંઇક ઉપાય કહે, કે જેણે કરી મારા મનને નિવૃત્તિ થાય ? તે સાભળીને પ્રિયંવદા સખી કહેવા લાગી કે, જે મે વૃત્તાત સાંભળ્યું છે, તે હું કહું છું, તે સાભળો. આપણને જે સમયે પિતાજીએ વસત જોવા જવાની રજા આપી, અને ત્યાં વલી પાછા પૂર્ણચંદ્રકુમાર આવ્યા, તેમાં તો એક સુખદાયક વૃત્તાત બન્યુ છે, તે સાભળો ગઈ કાલે સવારે તમારા પિતા વિશાલ જે છે, તે તેની બહેન પ્રિયંગુમજરી પાસે આવીને કહેવા લાગ્યો કે હે બહેન ! આ તમારો પૂર્ણચદ્રકુમાર અને મારી પુષ્પસુદરી એ બન્નેનો વિવાહ જો થાય, તો ઘણુ જ યોગ્ય થાય, મુકુટને મણિથી જડીએ અને જેમ શોભા આપે, તેમ તે બન્નેના લગ્ન શોભે ? પરંતુ એક મોટુ દુઃખ છે, કે એ બન્નેને પરસ્પર રાગવિકાર કાંઈ જ દેખાતો નથી અને તેની પાસે જો તેના વિવાહની વાત આપણે કરીએ છીએ તો તેને તે વાત પણ બિલકુલ રુચતી નથી. હાસ્ય, વિનોદ, કે શૃંગારકેલી તેને ગમતી નથી. તેમ કોઈની કામ ક્રીડાથી તે પ્રસન્ન થતા નથી તથા શૃંગારરસમાં પણ રાજી થતા નથી, એટલુ જ નહિ પરંતુ તે સામી શૃંગારની નિંદા કરે છે. માટે હે બહેન ! તે બન્ને જણની પરસ્પર પ્રીતિ વિના આપણી ઇચ્છાથી જો વિવાહ કરીએ તો તે, પછી હૃદયમા શલ્યની પેઠે ખટકયા જ કરે ? વલી કદાચિત્ બન્નેની સરખી પ્રકૃતિ છે, માટે બન્નેને પરસ્પર પ્રેમ થાય પણ ખરો, તેથી મારો મત તો એમ છે, કે આપણે તેને પરસ્પર મુખદર્શન કરાવીએ ? આવા વચન પોતાના ભાઈ વિશાલસામતનાં વચન સાભળી તેની બેન કહેવા લાગી કે હે ભાઇ ! તમારું જેવુ નામ વિશાલ છે, તેવી બુદ્ધિ પણ વિશાલ જ છે, અર્થાત્ જેવુ તમારુ નામ છે, તેવા જ તમારામા ગુણ પણ દીઠામા આવે છે, હે સખિ ! એમ કહીને પછી તમારા પિતાએ તમને તથા પ્રિયંગુમજરીએ તેમના પુત્ર પૂર્ણચંદ્રને પરિવાર સહિત વસતઋતુની શોભા જોવાના મિષે ઉપવનમા મોકલ્યાં હતાં, તેથી તમારી બન્ને જણની પરસ્પર મનોવૃત્તિને જાણી લીધી. તેમા ધારેલા મનોરથ

પાર પડવાથી તમારા તથા પૂર્ણચંદ્રનાં માતા પિતાને અત્યંત હર્ષ ઉત્પન્ન થયો છે. તેમ તમો અને પૂર્ણચંદ્ર પણ અત્યુત્સાહિત થયેલાં દેખાઓ છો. એ પ્રમાણે સખિએ સર્વે વાત કહી હવે જે પ્રમાણે તે સખીએ હકીકત પુષ્પસુંદરીને કહી, તેજ પ્રમાણે પૂર્ણચંદ્રના મિત્રે પુષ્પસુંદરીથી મોહિત થઈ દુખિત થયેલા તે પૂર્ણચંદ્રને સર્વ હકીકત કહી સંભળાવી. તેથી બન્ને જણ મનમા સંતોષ પામી સુસ્થિર થઈને પરસ્પર એક બીજાનું જ્ઞાન જોવાને તત્પર રહેતા થકા દિવસ નિર્ગમન કરવા લાગ્યાં. પછી વિશાલમામતે પ્રશસ્ત દિવસ તથા વાર જોઈને પોતાની બહેન પ્રિયગુમંજરીના પુત્ર પૂર્ણચંદ્ર સાથે પોતાની પુષ્પસુંદરી નામે કન્યાનો વિવાહ કર્યો.

સિંહસેન રાજાએ પણ ગીત, વાજિત્ર, દાન, સન્માનપૂર્વક પોતાના પુત્રના પુષ્પસુંદરી સાથે લગ્ન કર્યાં તેને જોઈને આખા નગરના લોકો કહેવા લાગ્યાં કે અહો ! વિવાહ ઘણો જ ઉત્તમ થયો વરવધૂનું જોડું પણ જેવું જોઈએ તેવું જ ઉત્તમ મલ્યું. એમ વિવાહ થયા પછી પોતાની સ્ત્રી પુષ્પસુંદરી સાથે સ્વર્ગવિમાન સમાન ઘરને વિષે રહી સુખ ભોગવતો તે પૂર્ણચંદ્રકુમાર દિવસ નિર્ગમન કરવા લાગ્યો. એમ કરતાં એક દિવસ સભા ભરીને પૂર્ણચંદ્રનો પિતા સિંહસેન રાજા બેઠો હતો. તેવામાં કોઈક વનપાલકે આવી નમન કરી કહ્યુ કે હે રાજન્ ! હાલમા પુષ્પશાલ વનને વિષે ઘણા ગુણોથી યુક્ત, જાણે મૂર્ત્તિમાન ધર્મજ હોય નહિં ? એવા, મુનિવૃંદના ઇદ્રિશ્રુતસુંદર નામે સૂરીન્દ્ર પધારેલા છે. એ વચન સાંભળતાં જ હર્ષોત્કર્ષથી પ્રફુલ્લિત છે રોમ કૂપ જેના એવા તે સિંહસેન રાજાએ વનપાલકને વધામણીમાં ઘણુક દ્રવ્ય આપ્યુ. પછી પુત્ર દારાદિક સર્વને સાથે લઈને મોટા આડંબરથી ગુરુ પાસે જઈને યથાવિધિ પ્રણામ કરી હર્ષે કરી તે ગુરુની દેશના સાભળવા માટે ગુરુની સમીપમા બેઠો ગુરુજીએ પણ તેમની યોગ્યતાને જાણી દેશના દેવાનો આરંભ કર્યો હે ભવ્યજનો ! જન્મ, જરા, મૃત્યુ. તેના ભયથી વ્યાપ્ત અને દુર્ગતિથી કરી ભયંકર એવા આ સંસારને વિષે અનંતકાલ પર્યંત સ્વકૃત પાપોથી તમો મહા દુઃખને પ્રાપ્ત થાઓ છો, તો પણ હજી સુધી તમોને કંઈ વૈરાગ્ય જ થતો નથી. અને ધર્મને વિષે નિરુદ્યમી થયા થકાજ રહો છો. માટે મહેનત લઈને પણ તમો આ ઉત્તમ આર્હતધર્મને વિષે ઉદ્યોગી થાઓ બીજા સર્વ કાર્યમાં પ્રમાદ કરો તે તો ઠીક, પણ ધર્મમા પ્રમાદ કરવો, તે ઉચિત નહિં. કારણ કે પ્રમાદસમાન જગતમા કોઈ શત્રુ નથી એક મદ્ય, બીજો વિષય, ત્રીજો કષાય, ચોથી નિદ્રા, અને પાચમી વિકથા કહેલી છે, તે પાચ પ્રમાદો, જીવને સંસારમાં પાડી નાખે છે અને હે ભવ્યજનો ! ધર્મસમાન આ જગતમા બીજો કોઈ મિત્ર નથી ધર્મ જે છે, તે ઉત્તમ એવા મંગલને, તથા તે ધર્મ નરત્વ, સુરત્વ, શ્રી, ભુક્તિ, અને મુક્તિ, તેને દેવાવાલો છે, વલી ધર્મ જે છે, તે સગા મનુષ્યની જેમ સ્નેહને આપે છે તથા કલ્પદ્રુમની જેમ વાંછિત ફલને પણ આપે છે. વલી તે ધર્મ, સદ્ગુણના સંગમને વિષે

ગુરુસમાન છે, અને રાજ્ય દેવાને વિષે સ્વામી સરખો છે અને પિતાની પેઠે રક્ષણ કરે છે. તે ધર્મ, બાલ્યપણથી જેમ પુત્રનું રક્ષણ માતા કરે, તેમ જીવનુ રક્ષણ કરે છે. માટે જીવે ધર્મારાધન જરૂર કરવુ અને સેવન કરેલો પ્રમાદ જેમ જીવને અત્યત દુઃખ આપે છે, તેમ સેવન કરેલો ધર્મ, જીવને ચિંતામણિ અને કલ્પવૃક્ષ સમાન સુખને દેનારો થાય છે. જેમ કોઈ પ્રમાદી જન, બલતા ઘરને વિષે તથા અગાધ પાણીને વિષે પ્રમાદ કરી સુઇ રહે છે, તથા ઘરમાંથી સર્વ વસ્તુની ચોરી થાય છે, તે જાણે છે, તે છતા પણ સુઇ રહે છે, પોતાનું અરિમંડલ પોતાની પર પ્રહાર કરે છે, તો પણ વિશ્વાસ પામી ઉભો રહે છે. તેમજ જે પુરુષ સંસારાવર્ત્તમા પડયો થકો ધર્મમા પ્રમાદ કરે છે, એમ જાણવું. વલી જે ધર્મમાં પ્રમાદ કરે છે, તે પ્રાણીના પુરુષાર્થો સર્વ તૈયાર થયેલા દેખાતા હોય, તો પણ તે તેમજ નાશ થઈ જાય છે અને ધર્મવાન્ પુરુષના નહિ ધારેલા પુરુષાર્થો, પ્રયાસ વિના સ્વત સિદ્ધ થઇ જાય છે. હે ભવ્યજનો! જે ધર્મના પ્રતાપથી કિંકિણી યુક્ત કટિમેખલા તથા મુક્તાના હારો તથા શબ્દાયમાન નેપૂરો, તેણે કરી સ્વચ્છ એવી સ્ત્રીઓ સીત્કારોથી કરી ભયંકર એવી હસ્તીઓની ઘટાઓ, હેષારવ કરતા એવા અશ્વો, જેને વિષે મદોન્મત્ત અને મોટા સૈન્યો છે, એવું એક છત્ર અને નિષ્કંટક રાજ્ય, સ્વર્ગ અને મોક્ષ, તે સર્વ પ્રાપ્ત થાય છે. તેવા ધર્મનું તમો અતિ આદરથી આરાધન કરો. હે ભવ્યજીવો! આ સંસારને વિષે ધર્મ કરવાની સામગ્રી મલવી ઘણી જ દુર્લભ છે તે જેમ કે:-પ્રથમ તો મનુષ્યપણું દુર્લભ છે, તેમા પણ વલી આર્યક્ષેત્ર મલવુ દુર્લભ છે તેમાં પણ પાછુ વિશુદ્ધ કુલ મલવું દુર્લભ છે. તેમા પણ વલી શુદ્ધજાતિ મલવી દુર્લભ છે તેમા વલી દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત થવુ દુર્લભ છે, તેમાં પણ રોગ રહિતતા થવી દુર્લભ છે તેમા વલી આચાર્યભગવંતનો સયોગ થવો દુર્લભ છે તેમા પણ સુબુદ્ધિ થવી દુર્લભ છે. તેમાં પણ તત્ત્વનું જે શ્રદ્ધાન થવું, તે દુર્લભ છે. તેમાં પાછી વિરતિ થવી, તે દુર્લભ છે તે માટે હે ભવ્યજનો! તમો ધર્મનો ઉદ્યમ કરો. આ પ્રકારની સુધાબિંદુ સમાન ગુરુની દેશના સાભળીને આચાર્યભગવંતના રુપથી વ્યાક્ષિપ્ત જેનું ચિત્ત છે એવો તે પૂર્ણચંદ્રકુમાર, આચાર્ય ભગવંતને વિનતિ કરી પૂછે છે, કે હે ભગવન્! આપની શરીરની કાંતિ મોટા રાજાના દેહને તથા મોટા ધનવાનના દેહની સૂચના કરે એવી દેખાય છે? તો વલી આપને આવા યૌવન વયમાં પણ વ્રતાદિકરુપ કષ્ટને દેનારુ વૈરાગ્ય થવાનું કારણ શુ છે? ત્યારે ગુરુ કહેવા લાગ્યા કે હે કુમાર! તુ આ સંસારમા પગલે પગલે પ્રત્યક્ષ વૈરાગ્ય જ દેખે છે, તો પણ વૈરાગ્ય થવાના કારણ મને શા માટે પૂછે છે?

કેટલાક સુખીઆ પુરુષો રાજ્ય લક્ષ્મીને ભોગવે છે. કેટલાક સર્વ ઋદ્ધિવાલા હોય છે. બીજા કેટલાક પુરુષો તે પૂર્વોક્ત સર્વ સમૃદ્ધિવાન્જનોના વશપણાથી રજ્જુથી બાંધેલાની જેમ સેવાને કરે છે, કેટલાક જનો કલ્પદ્રુમની જેમ ત્રણે જગતના સર્વ મનોરથને પૂરે છે, અને કેટલાકજનો માત્ર પોતાનું ઉદર પૂરણજ કરે છે. કેટલાક શ્રેષ્ઠી તરુણીથી વીટયા થકા

સૌભાગ્ય ભોગવે છે, અને વલી કેટલાક પુરુષો દૌર્ભાગ્યથી દગ્ધ થાય છે. જે સંસારને વિષે નિરંતર જન્મ, જરા, વિપત્તિ, મરણ, આધિ, વ્યાધિ, શોક, ઇષ્ટ અને અનિષ્ટના યોગ વિયોગનું સહનપણું, કારાગૃહને વિષે સંરોધ, તિર્યંચ, નારકીનો છે સંભવ જેને વિષે એવાં અસંખ્ય દુખો ભોગવે છે, તે દુખો જો સાભળ્યાં હોય, તો વિષયને વિષે એક ક્ષણ પણ મન આપવાની ઇચ્છા થાય નહિ. તો પણ હે પૂર્ણચંદ્રકુમાર ! મારે વિશેષ વૈરાગ્ય થવાનું જે કારણ બન્યું, તે હું કહુ છુ, તે સાભળો એમ જ્યારે સૂરિએ કહ્યું ત્યારે તો સર્વ સભ્યજનો સોત્કંઠિત થઈ ગયા. ત્યાર પછી મુનીશ્વર કહે છે કે આજ વિજયને વિષે રત્નપુર નામે નગર છે. ત્યાં એક સુધન નમે શ્રેષ્ઠી વસે છે, તેનું જેવું નામ છે, તેવાજ તેના ગુણ છે અર્થાત્ સુધન એટલે ઘણા દ્રવ્ય પાત્ર શ્રેષ્ઠી છે. તેની લક્ષ્મી સમાન લક્ષણવાલી લક્ષ્મી નામે એક સ્ત્રી છે, તેનો સુદર નામે હું પુત્ર હતો, હું જ્યારે યૌવન યુક્ત થયો, ત્યારે મારા પિતાએ મને ઉત્તમ કુલની બત્રીશ કન્યાઓ પરણાવી. ઉત્પન્ન થયેલા પ્રાણી જરૂર મરણને તો પામે છે, તેજ પ્રમાણે કાલના નિયમથી મારાં માતા પિતા મરણ પામ્યાં, તેના મરણ દુઃખરુપ અનલથી તપ્ત થયેલો હું ગૃહવ્યાપારની ચિંતામાં નિરત થયો પોતાના પ્રિયનો વિરહ થવાથી કોઇ એક પ્રવજ્યા ગ્રહણ કરે, અથવા મરણ પામે, નહિ તો તેનું હૃદય, કચરાનો પિંડ જેમ તપતા અગ્નિમા પ્રતિદિવસ પાકતો જાય છે, તેમ પાકે છે. એમ અત્યંત રાગવાન્ હતો, તો પણ હું કાલે કરી નિઃશોક થયો. પછી મારી સ્ત્રીઓ વ્યભિચાર કર્મ કરશે? એવા વહેમથી ઇર્ષ્યાયુક્ત એવો હું તે મારી સ્ત્રીઓને કોઇની સાથે બોલવા દઉં નહિં. અને તેના પિતાને ઘેર પણ જાવા દઉ નહિં. અને મારે ઘેર સારા માણસોને આવવાનો પણ મેં નિષેધ કર્યો. જાજું શું કહું, મારે જ્યારે બહાર જવાનું કંઈક કાર્ય આવે, ત્યારે હું ઘરને દરવાજે તાલુ દઇને બહાર જાવું ? ત્યાં પણ ઘણા દુર્વિચારથી જાણી વ ર ખોટી થાઉ નહીં ? તેમ કરવાથી ભિક્ષુઓથી તથા વિશેષ કરી જૈન સાધુઓએ મારા ઘરનો સાવ ત્યાગ જ કર્યો. એક દિવસ કોઇક કાર્યને માટે ઉત્સુક થયો થકો હું દ્વારે તાલું દીધા વિના એમને એમજ ઉતાવળથી બહાર, ગ મના ચોકમાં ગયો, તેવામાં દૈવયોગથી કોઇક જૈનમુનિ મારે ઘેર વહોરવા માટે આવ્યા. તેને જોઈને હર્ષથી મારી સ્ત્રીઓ કહેવા લાગી કે અહો ! આજ અમારો ભાગ્યકલ્પદ્રુમ અંકુરિત થયો ? એમ કહીને તેણે પ્રણામ કર્યા. આસન અને પરિગ્રહને માટે મુનિને વિનંતિ કરી. તેવારે મુનિએ જાણ્યું જે મારે આસન તો કલ્પે નહિં, તો પણ ભાવિ લાભને જાણનારા એવા તે મુનિ, સ્ત્રીઓના લાવી આપેલા આસન પર બેઠા, અને તેમણે ધર્મની દેશના દેવાનો આરંભ કર્યો. તેવામાં હું પણ મારે ઘેર આવ્યો અને દૂરથી જોઉ ત્યા તો મારી સ્ત્રીઓથી પરિવૃત તથા રુપવાન્ એવા મુનિને જોયા, જોઈને મારા ઘરના દ્વાર પાસે આવી છાનોમાનો ઉભો રહ્યો. અને પછી વિકલ્પરૂપ સર્પે ડશેલો કોપરુપ રાક્ષસેગ્રહણ કરેલો દુર્બુદ્ધિરુપ શાકિણીથી પીડિત એવો હું ચિંતવવા લાગ્યો કે અહો ! આ મુનિ કેવો અધર્મી છે ! વલી દુષ્ટ કેવો છે !

મારી સ્ત્રીઓની સાથે એકાંતમાં બેઠેલો છે! તે માટે તેના આઠે અંગોને વિષે પાંચ પાંચ લાકડીઓનો હું પ્રહાર કરું! જેથી કરી મારો કોપ પણ સફલ થાય! પણ જરા હું સાંભળું તો ખરો જે મારી સ્ત્રીઓની સાથે તે શું વિચાર કરે છે! તેવી રીતે વિચાર કરીને છાનો-માનો જ્યા હું સાંભળવાને ઉભો છું, ત્યાં તો તે સાધુ ધર્મોપદેશ દેવા લાગ્યા કે હે ધર્મશિક્ષાઓ તમો યત્નકરી સાવધાન થઇ સાંભળો, સર્વ એવા જીવોને જિન ભગવાને ધર્મનું મૂલ દયાજ કહેલી છે. તે માટે તે દયાને વિષે જ ડાહ્યા પુરુષોએ પ્રયત્ન કરવો. ત્રણસો ને ત્રેસઠ પાખંડીના ભેદો છે, પરંતુ તેમા કોઈ પણ દયા ધર્મની નિંદા કરતા નથી. માટે જ્યાં દયા ત્યાં જ ધર્મ છે. જેમાં દયાનુ આરાધન થાય, તેજ દાન, તેજ તપ, તેજ ધ્યાન અને તેજ પૂજા, તેજ ક્રિયા, તે વિના સર્વ વ્યર્થ જ જાણવું. તે દયાંથી જ ધર્મ ચિરાયુ થાય છે. વલી સંપત્તિ, આરોગ્ય, સૌભાગ્ય, ભોગસંગમ, કીર્તિ, સુગતિ, ધૃતિ, ભક્તિ, એ સર્વ દયારુપ કલ્પવેલીનાં ફલો છે ॥યત॥ દયા સ્વર્ગસ્ય સોપાન, દયા મોક્ષસ્ય વર્તિની ॥ દયા ચ દુર્ગતિદ્વારે, પિધાનં મુનિના કૃત ॥૧॥ અર્થ :—દયા તે સ્વર્ગમાં જવાનું સોપાન છે, તે દયા, મોક્ષમાં પહોચાડનારી છે, અને દયા તે દુર્ગતિના દ્વારને ઢાકવાનુ કમાડ છે એ મુનિએ કહેલું છે. તેમજ વલી જીવોને હિંસા છે, તે કડવા ફલની દેવા વાલી છે. એમ જ્ઞાની પુરુષોએ કહેલુ છે, કારણ કે હિંસક પ્રાણીઓ જે છે, તે સર્વ વિપત્તિ અને અનર્થ તેને સંપાદન કરવામા સમર્થ છે. હિંસક પ્રાણીઓ ગર્ભસ્થ, જાતમાત્ર, બાલયૌવનશાલી થકાજ મરણ પામે છે. તે હિંસક ભોગી હોય તો પણ સ્વલ્પજીવી હોય છે. વલી તે જીવઘાતક પ્રાણીઓ મૂક, અંધ, બધિર, પંગુ, કુબ્જ, કુષ્ઠી, જડ, રોગી, શોકી, ભયાક્રાંત, ક્ષુધાર્ત્ત, દુર્ભાગ, દુસ્વર થાય છે, જાજુ શું કહીએ પરંતુ જે હિંસા થકી નિવૃત્તિ પાણુતા નથી, તે દુઃખના ભાજનજ થાય છે. અને જે હિંસાનો ત્યાગ કરે છે, તે પવિત્ર થાય છે. અને જે હિંસાથી નિવૃત્ત થઇ નથી, તે પોતાના બાપને પણ મારી નાખે છે, પણ તેને દયા આવતી નથી. અને તે પ્રત્યેક ભવમા નરકમાં જાય છે. તે કહે છે કે, શત્રુજય રાજાના શૂર કુમારની જેમ તેવારે તે સ્ત્રીઓએ પૂછ્યું કે મહારાજ! તે શત્રુંજય રાજા કોણ હતો? અને તેનો પુત્ર શૂર કોણ હતો? તે સર્વ વૃત્તાંત સવિસ્તર કહો. તેવારે મુનિ કહેવા લાગ્યા.

આજ વિજયને વિષે વિજયપુર નામે નગર હતું, ત્યા શત્રુંજય નામે રાજા રાજ્ય કરતો હતો. તેને શૂર અને ચંદ્ર નામે બે પુત્ર હતા, તેમાં જ્યેષ્ટ પુત્રને રાજાએ યુવરાજનું પદ દીધુ. અને તેથી લઘુ જે ચદ્રકુમાર હતો, તેને પ્રીતિના અભાવથી શત્રુજય રાજાએ કંઈ પણ આપ્યું નહી. માટે તે ચદ્રકુમારે જાણ્યું જે માન છે, તેજ ધન છે, એમ જાણી એકદમ દેશાતર ગયો અને ત્યાં કૌતુકાકુલ પૃથ્વીને જોતો થકો અનુક્રમે રત્નપુર નામે નગરમાં આવ્યો. ત્યા સુદર્શનાભિધ મુનિ બહાર ઉદ્યાનમા સમોસર્યા હતા, તેમને હર્ષે કરી નમસ્કાર કર્યો, મુનિએ પણ આ પુરુષ યોગ્ય છે, એ જાણી દેશના દેવા માડી. કોટિકલ્યાણુને ઉત્પન્ન

કરનારી, દુરંત દુરિત અને અરિવર્ગ તેને નાશ કરનારી તથા સંસાર રૂપ જલધિને વિષે તરણિરૂપ, એવી એક જીવદયા જાણવી. વિપુલ રાજ્ય, રોગ વર્જિત એવું રૂપ, દીર્ઘ આયુષ્ય, બીજું પણ સુખ જીવદયાથી પ્રાપ્ત થાય છે. જે જીવદયાથી સુખ થાય છે, તે બીજાથી થતું નથી. વળી હે કુમાર! આ પ્રકારની દેશના સાંભળી ચંદ્રકુમાર બોધ પામ્યો, તેથી ગુરુની પાસે સંગ્રામાદિક કાર્યવિના સ્થૂલ પ્રાણાતિપાતાદિક મારે કરવું નહિં અર્થાત્ મુનિ પાસે સ્થૂલ પ્રાણાતિપાતવિરમણ નામે વ્રત અંગીકાર કર્યું. પછી તેજ નગરને વિષે તેનો રાજા જયસેન નામે હતો, તેની સેવા કરવામાં તે ચદ્રકુમાર રહ્યો, તેમ કરતાં તે પ્રીતિપાત્ર થયો. એક દિવસ તે જયસેન રાજાએ કહ્યું કે આપણો કુંભ નામે સામંત છે, તે ઘણો જ પ્રચંડ છે, માટે ત્યાં જઈ તેને તું છાની રીતે મારી નાખ. ત્યારે ચંદ્રકુમારે કહ્યું જે મેં તો સુદર્શન મુનિ પાસે છાનો મારવાનો નિયમ લીધો છે, તે વચન સાંભળી રાજા અત્યંત ખુશી થઇને તેને પોતાનો અંગરક્ષક બનાવ્યો. તેને પુત્રપણે રાખ્યો, અને સામંતની કન્યાઓ પણ તેને પરણાવી. સર્વ રાજ્ય કાર્યમાં તેની યોજના કરી. હવે તે પછી એક દિવસ સૈન્ય સહિત ચંદ્રકુમાર સામત એવા તે કુભ રાજાને સગ્રામમાં જીતી તેના નગરના કિલ્લાને ભાગી કુંભ રાજાને બાંધી, પોતાના સ્વામી જયસેન રાજાને સ્વાધીન કર્યો. શરણ થયેલા કુભરાજાને સન્માનપૂર્વક જયસેનરાજાએ છોડી મૂકયો પછી ચંદ્રકુમાર મનોહર ચંદ્રસરખા નિર્મલ યશથી શોભવા લાગ્યો.

હવે તે ચદ્રકુમારનો જ્યેષ્ઠ ભ્રાતા શૂર કુમાર, પોતાને યુવરાજ પદ પિતાએ આપ્યું છે, તો પણ અસંતુષ્ટ ચિત્તથકો પોતાના બાપને મારવા માટે ઉદ્યુકત થયો, કારણ કે તેણે વિચાર કર્યો કે મારા પિતાને જો હું મરણ શરણ કરુ, તો તેમનું મને સ્વતત્ર રાજ્ય મલે? તેમ વિચાર કરી પહેરદારોને છેતરી શયનગૃહમા પ્રવેશી ખડ્ગના કર્કશ એવા પ્રહારોથી પોતાના બાપને મારવા લાગ્યો, તે વખત ત્યાં રાણી હતી તેણે મોટો બુંબારવ કરવા માડયો, તેવામા ત્યાં રાજાના પહેગવાળા હતા, તેણે આવીને તત્કાલ તેને બાધ્યો, બાધીને તેનો ન્યાય કરવા માટે રાત્રિએ તો તેજ ઠેકાણે રાખ્યો. પ્રાત કાલને વિષે જ્યાં જુવે, ત્યા તો શૂરકુમાર છે? પછી રાજા પાસે જઈ નિવેદન કર્યું જે મહારાજ! આ તો આપને મારનારો આપનો પુત્ર શૂરકુમાર જ છે? તે સાંભળી શત્રુજય રાજાએ પણ પુત્રમારણ અપવાદના ભયથકી માર્યા વિના તેનું સર્વ ધન વગેરે લૂટી લઈને હુકમ કર્યો કે મારા રાજ્યમાં તારે કોઈ ઠેકાણે રહેવુ નહિ? એમ કહી પુરથી બહાર કાઢી મૂકયો પછી પોતાના બહાર ફરતા હતો થકી તે ચંદ્રકુમારનુ સર્વ વૃત્તાંત જાણીને આમાત્યો પાસે કાગળ લખાવ્યો કે, "હે ચંદ્ર! તમારા ભાઈને, તમારા પિતાએ મારવાના પ્રયત્નથી કાઢી મૂકેલો છે, તે મ ટે તમે જલદી અહીં આવજો" એવી હકીકતનો લખેલો કાગળ આપી માણસોને હાથી પર બેસાડી ચંદ્રકુમાર પાસે રત્નપુરમા મોકલ્યા, તે માણસોએ પણ ત્યાં જઈને તે કાગળ ચંદ્રકુમારના હાથમાં દીધો, ચંદ્રકુમાર પણ તેમાં લખેલો સર્વ લેખ

વાંચી તેનો સર્વ સાર જાણી, તે સર્વ વિગત જયસેન રાજાને વિજ્ઞપ્તિ કરીને હુકમ લઈ અશ્વારુઢ થઈ ઝડપથી પોતાને ગામ આવ્યો.

હવે શૂર અને ચંદ્રકુમારનો પિતા જે શત્રુંજય રાજા તે શુરકુમારના મારેલા ઘાથકી વેદનાર્ત્ત થયો થકો શૂરકુમારને વિષે મત્સર યુક્ત થઈ કેટલાક દિવસે મરણ પામી કોઇ એક વનને વિષે હાથી થયો. પિતૃવધના પાપરુપ કલંકિત કર્મ કરી જીવિકાનો કરનાર, એવો તે શૂરકુમાર પણ દૈવયોગે તેજ વનમાં ક્રીડા કરવા માટે ગયો. ત્યા હસ્તી થયેલા એવા પોતાના પિતાએ પૂર્વભવના વૈરથી તેને મારી નાખ્યો. તે મરીને ત્યાં જ કોઈ એક ભિલ્લ હતો, તેનો પુત્ર થઇ અવતર્યો. તે ભિલ્લનો પુત્ર થયેલો શૂર મૃગયા માટે ગયો, ત્યાં પણ વૈરથી તેજ હાથીએ તેને મારી નાખ્યો. અને તે હાથીને બીજા કિરાતોએ મારી નાખ્યો, એમ તે બન્ને જણ મરીને મહાટવીને વિષે એક હાથી અને બીજો વારાહ એમ બે જણ થયા. ત્યાં તે જન્મને વિષે પણ પૂર્વ જન્મના વૈરથકી ક્રોધાધથકા પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા, તેવામાં કોઈ એક વ્યાધ આવી તેમને મારી નાખ્યા. તે પાછા વિંધ્યાચલની અટવીને વિષે હાથીના બચ્ચા થયા, ત્યાં પણ પૂર્વ વૈરના સ્મરણથી હસ્તીના યૂથથકી બન્ને જુદા થઈ ગયા અને પૂર્વની જેમ યુદ્ધ કરવા લાગ્યા, તેવામા ત્યા ભિલ્લ લોકોએ દીઠા, કે તુરત પાશમાં નાખી, ગ્રહણ કર્યા અને પરંપરાના રિવાજ પ્રમાણે તેને રાજાને સોપ્યા, ત્યાં પણ પરસ્પર, પૂર્વ પ્રમાણે યુદ્ધ કરવા લાગ્યા. યુદ્ધ કરતા એવા તે બન્નેને જોઈને રાજાએ મોટા કષ્ટથી જુદા પાડયા. એવા સમયમા ત્યા કેવલીભગવાન્ સમોસર્યા, ત્યારે તો તે નગરનો જયસેન નામે રાજા વંદન કરવા માટે ગયો, અને ગુરુના મુખથકી દેશના સાંભળી પછી અવસર જોઈને રાજાએ આશ્ચર્યથકી પોતાને ત્યા લડતા એવા તે બે હાથીના બચ્ચાના પૂર્વજન્મનો વ્યતિકર પૂછ્યો, ત્યારે કેવલી ભગવાને તેના પૂર્વજન્મનુ સર્વ વૃત્તાંત કહી બતાવ્યુ તે સાંભળી રાજાને વૈરાગ્ય ઉત્પન્ન થયો, તેથી પોતાના પુત્રને રાજયગાદી પર બેસાડી કેવલી પાસે જઈ ચારિત્ર ગ્રહણ કર્યું. પછી શુદ્ધ ચારિત્રપાળીને તે રાજા સ્વર્ગમાં ગયો. અને બન્ને હસ્તીયુથ મરણ પામીને પ્રથમ નરકને વિષે નારકી થયા, ત્યા પરમાધામી દેવતાઓની કરેલી અત્યંત વેદનાઓને અનુભવીને પાછા કુયોનિને વિષે પરિભ્રમણ કરશે. માટે હિંસા થકી અનેક દોષો થાય છે અને દયાથકી અનેક ગુણો થાય છે, તેથી હિંસાનો સર્વદા ત્યાગ જ કરવો. આ પ્રમાણે કરેલા ઉપદેશથી બોધ પામેલી તે સર્વ સ્ત્રીઓએ પ્રથમ દયાવતરુપ અણુવ્રત અંગીકાર કર્યું. હે પૂર્ણચંદ્રકુમાર! તે સમય મે વિચાર કર્યો, કે આ મુનિએ બહુ સારું કર્યું, કારણ કે આ સ્ત્રીઓથી મારું વૈરુપ્ય વગેરે કાઈ પણ થશે નહિં તેથી પ્રથમ મેં આ મુનિની એકેક અંગમા પાચ પાંચ પ્રહાર કરવા ધારેલા છે, તે વિચાર બંધ રાખી હવે તે મુનિને લાકડીના એકેક અંગમા ચાર ચાર પ્રહાર કરીશ? એમ જ્યાં હું વિચાર કરું છું, તેવામાં તો પાછી ફરીને મુનિએ દેશના દેવાનો પ્રારંભ કર્યો. તે જેમ કે:–હે શ્રાવિકાઓ! સત્યવાણી જે છે, તે ધર્મ, અર્થ અને કામ, એ ત્રણે

પદાર્થને દેવાવાલી છે તથા સ્વર્ગ મોક્ષને પણ દેવાવાલી છે. કારણ કે સત્યવાદી મનુષ્ય સર્વજનને પ્રિય હોય છે અને તે વલી વિશ્વાસનું પાત્ર થાય છે. દેવ, દાનવ વગેરે સર્વ તે પ્રાણીની આજ્ઞાને અંગીકાર કરે છે. તો માણસો તેની આજ્ઞા પાલે, તેમા તો શું આશ્ચર્ય છે? સત્યવાદી માણુનો, જલ, વાયુ, વગેરે સર્વ દિવ્ય વસ્તુઓ જે છે, તે પણ કોઇ દિવસ અપકાર કરતી નથી. સહુ કોઇ જનો તેના નિર્મલ એવા યશને વિસ્તારે છે અને હે શ્રાવિકાઓ! જે અનૃતવાદી જનો છે, તે જગતને વિષે જુગુપ્સનીય એટલે નિંદાનાંજ પાત્ર થાય છે અસત્યવક્તા પુરુષ, ભાઈ, બાપ, પ્રભૃતિ કોઈ પણ જનને વિશ્વાસાસ્પદ થતો જ નથી, બીજા માણસને તો ક્યાથી જ થાય? વળી અસત્યવાદી જીવો, બીજા જન્મમા ખરાબ મુખવાળા, નથી ગ્રહણ કરવા યોગ્ય વચન જેના એવા થાય છે, મુંગાપણાના તથા ગુંગાપણાના દુઃખોને ભોગવે છે. અસત્યવાદી જન, જિવ્હાછેદન દુઃખના ભોક્તા થાય છે. અસત્યવક્તા અને ખલ લોકો સર્પસમાન હોય છે કુટિલ, ભયંકર, છિદ્રો જોવામાં તત્પર, અને જીવને ડંસવામા ઉત્સુક એવા સર્પો હોય છે, તે પયઃપાને કરી પાલન કર્યા થકા પણ સર્વનાં પ્રાણ લે છે તેમ ખલ પણ તેવી રીતે કુટિલ, ભયકર, મનુષ્યના ખોટાં છિદ્ર જોવામા તત્પર, જીવને કુવાક્યરુપ ડસણ કરવામા ઉત્સુક, પયપાનરુપ તેનો ઉપકાર કર્યો હોય, તો પણ તેનું ભુડુ કરનાર હોય છે. તે માટે હે વિવેકી શ્રાવિકાઓ! ક્રોધ, લોભ, હાસ્ય, તેણે કરી પણ જુઠુ વચન બોલવુ જ નહી. જુઓ, સત્ય વચનના બોલનારા પ્રાણી ધન્યની જેમ કોઈથી પણ છેતરાય નહિ, અને અસત્ય બોલનારા પ્રાણી, ધરણની જેમ પોતે પોતાને જ છેતરે છે. ત્યારે તે સ્ત્રીઓએ પૂછ્યુ કે હે ભગવન્! તે ધન્ય અને ધરણ એ બે પુરૂષ કોણ હતા? અને તેમા એક છેતરાયો અને બીજો ન છેતરાયો, તે કેવી રીતે? તે વચન સાભળીને મુનિ કહેવા લાગ્યા કે હે શ્રાવિકાઓ! સાભળો. આજ વિજયને વિષે સુનંદનામે નગર છે, ત્યા સુદત્તનામે શ્રેષ્ઠી વસે છે, તેને બે પુત્રો છે, તેમાં પહેલાનું નામ ધન્ય છે અને બીજાનું નામ ધરણ છે. તેમાં ધન્ય છે, તે સજ્જન, સૌમ્ય અને સત્યવાદી, પ્રિયવંદ છે. અને બીજો ધરણ છે, તે પૂર્વોક્ત ગુણોથી વિપરીત છે. તો પણ તે બન્ને સુજનને અને દુષ્ટને પરસ્પર ઘણી જ પ્રીતિ છે. એક દિવસ ધરણે વિચાર્યું જે આ મારો મોટોભાઇ ધન્ય જ્યા સુધી જીવશે, ત્યા સુધી તેના ગુણો પાસે મારૂ માન થશે જ નહિ? એવો વિચાર કરી કપટથી ધન્યને એકાત સ્થળમાં તેડી જઇને આ પ્રમાણે કહેવા લાગ્યો કે હે ધન્ય! હે ભાઈ! તારા પ્રાણથી પણ વલ્લભ એવો જે હુ, તે મારો એક મનોરથ છે, તેને તું પૂરીશ? ત્યારે ધન્યે કહ્યુ કે હે ધરણ, ભાઈ! તારો શો મનોરથ છે? તે કહે ત્યારે ધરણ બોલ્યો જે આપણે બન્ને જણ પરદેશ જઈએ અને ત્યાથી આપણા હાથે ધન ઉપાર્જન કરીએ! કારણ કે સ્વહસ્તોપાર્જિત લક્ષ્મી વિના આપણી લોકોમાં કીર્તિ થવાની નથી અને પરદેશગમન સિવાય તે લક્ષ્મી મળવાની પણ નથી. દરિદ્રી, વ્યાધિવાન, મૂર્ખ, પ્રવાસી, નિરંતર પારકી ચાકરી કરનાર, એવા પાંચ પ્રકારના

મનુષ્ય જીવતા થકા પણ મુવા જેવા જ જાણવા, એમ મહાભારતને વિષે લખેલું છે. વળી વ્યઘ્ર તથા ગજેન્દ્ર તેણે સેવન કરેલા વનમાં રહેવું, ઝાડ પર થએલાં પત્ર અને ફળ, તેથી ભોજન કરવું તથા તૃણની શય્યા પાથરી સૂવું, અને વલ્કલ વસ્ત્ર પહેરવાં, તે સર્વે સારા છે, પરંતુ બંધુઓની મધ્યે ધનહીનપણાથી જીવવુ તે ઘણુ જ ખરાબ છે. માટે હે ભાઈ! આપણે પરદેશ જઈને ધન ઉપાર્જન કરીએ? કારણ કે આ સર્વ જગત્ છે, તે દ્રવ્યમૂલક છે અર્થાત્ સર્વજગતને ધન વિના પળમાત્ર પણ ચાલતુ નથી મરણ પામેલામાં અને નિર્ધનમાં કંઈ પણ ફેર હું જાણતો નથી અર્થાત્ નિર્ધન મનુષ્ય મૃતક પ્રાયજ જાણવો. કેમ કે મૃતક શબની જેમ તેની સામુ કોઈ પણ જોતુ નથી માટે હે ભાઈ! સર્વ આપત્તિનું કારણ તો એક નિર્ધનપણુ જ છે એમ સ્પષ્ટ જણાય છે એવા વચન સાભળીને ધન્ય કહેવા લાગ્યો કે હે બન્ધો! ધન વિનાનું ધન તે આપણે કેવી રીતે ઉપાર્જન કરશુ? એ સાભળી ધરણ કહેવા લાગ્યો કે ભાઈ! કોઈકના કાન તોડીને, કોઈકની છાની માની ગાંઠો છોડીને, વળી ખાતર પાડીને, બંદીખાનામા પડવા જતા ચોરોને મળીને અને બીજા કેટલાક ચોરીના પ્રકારથી આપણે ઘણુંક ધન મેળવી લેશું? તે વચન સાંભળી એકદમ સસંભ્રમ થઈ ધન્ય કહેવા લાગ્યો કે અરે પાપી! આ તું શું બોલે છે? અરે વિચાર તો કર, પરજનને છેતર વાનું કેટલું મોટું પાપ છે? તેં કહ્યુ એવું જો બોલીએ ચિંતવન કરીએ, સભાળીએ. તો પણ પાપ લાગે, તો આપણે તે કામ કરીએ તો તો પાપનો પાર રહે શેનો? માટે હે ધરણ! તું તેવું વાક્ય હાલ બોલ્યો, તો તેના પ્રાયશ્ચિત્તરુપ દેવગુરુનુ સ્મરણ કર, કે જેથી તુ તે વાચક-કર્મથી મુક્ત થા? તેવાં વચન ધન્યનાં સાભળી ધરણ વિચારવા લાગ્યો કે આ કંઈ મારુ કહ્યું કરશે નહિં? એમ વિચારી તેને સારુ લગાડવા, દુષ્ટવાક્ય બોલવારુપ પાપને ઉપરથી ખોટી રીતે આલોવતો થકો કહે છે, કે હે ભ્રાત! આપનું કહેવુ ખરું છે અધર્મોપાર્જિત દ્રવ્ય કાંઇ કામનુજ નહિ. અને આ જે મેં પાપવાક્યો આપની પાસે કહ્યા, તે આપના ચિત્તની પરીક્ષા માટેજ કહેલાં છે, પરંતુ આપણે પરદેશ જઈને મે કહ્યુ તેમ કરશુ તેમ કરશુ નહિ, અને આપણે કોઈક ધનવાનનુ સેવન કરીને ઘણુ ધન ઉપાર્જન કરશુ આવા ધરણના વચનથી ધન્ય વિશ્વાસ પામ્યો અને બન્ને જણે પરદેશ જવાનો નિશ્ચય કર્યો, તે પછી બન્ને ભાઇઓ પોતાના માતાપિતાને પૂછયા વિના છાના માના પાછલી રાતે નગરથી, એકદમ બહાર નીકળી ગયા. તે માર્ગમાં ચાલતા ચાલતાં નાનો ભાઇ જે દુષ્ટ ધરણ હતો, તે વિચારવા લાગ્યો કે આ મારા મોટા ભાઈ ધન્યને યુક્તિ લડાવીને મેં માડ માડ નગર બહાર કાઢયો છે, હવે વળી જો પાછો જાશે, તો મારું ધારેલુ કામ પાર પડશે નહિં? એમ વિચારી તે ધન્ય પાછો ઘેર ન જાય, તેવો ઉપાય મનમાં શોધી, ધરણ કહેવા લાગ્યો કે હે બાંધવ! જન જે છે, તે ધર્મથી સુખી થાય છે કે અધર્મથી? ત્યારે ધન્ય બોલ્યો કે તેમા તે તેં શુ પૂછયુ? તે વાત તો સહુ માનેજ છે, જે ધર્મથી જય થાય

છે અને અધર્મથી ક્ષય થાય છે. તેમ તું પણ માનું છું? ત્યારે ધરણ કહેવા લાગ્યો કે તમો જગતના પણ બોલવા પરથીજ કહો છો, કે ધર્મથી જય અને પાપથી ક્ષય. પરંતુ તમારા મનમા તમે કંઇ સમજતા નથી. જુઓ, હાલમાં જય તો પાપવડી થતો દેખાય છે, પણ ધર્મથી થતો તો કયાથી દેખાતો નથી? એ પ્રમાણે બન્ને ભાઈને જ્યારે પરસ્પર વિવાદ થયો, ત્યારે ધરણ બોલ્યો કે હાલ તમેં ચુપ રહો, આગળ એક ગામ આવે છે, તેમાં આપણે જઈ તેનો નિર્ણય પૂછીએ, તેમાં જેનો વાદ મિથ્યા ઠરે, તેનું એક નેત્ર ફોડી નાંખવું, એવી પ્રતિજ્ઞા કરીએ એ સાંભળી ધન્યે વિચાર કર્યો કે મારો પક્ષ તો સત્યજ છે, માટે તેમ થાય તો પણ મારે ચિંતા નથી અને ધરણ જરૂર તેની ચક્ષુ ખોશે? એમ જાણી ધન્યે કહ્યુ કે ઠીક છે, તમો કબૂલ છે. તદનંતર ચાલતાં ચાલતા એક ગામ આવ્યું તો તે ગામમા બન્ને જણ ગયા જઈને ત્યાંનાં મનુષ્યોને પૂછ્યું કે ભાઈઓ! ધર્મથી જય થાય છે, કે પાપથી? ત્યારે તે ગામના રહેનારા સર્વ જન ગ્રામ્ય અને પશુસમાન હતાં, તેથી કહેવા લાગ્યાં જે જય તો પાપથીજ થાય, ધર્મથી તે કોઇ દિવસ જય હોય? એવા વચન સાભળી ધરણ અત્યંત મનમાં ખુશી થઈ કહેવા લાગ્યો કે ભાઇ! જે હું કહું છું, તેજ ખરૂં થયું કે કેમ? માટે તમો એક ચક્ષુ હારી ગયા, હવે વળી પણ મારી પ્રતિજ્ઞા છે, કે ચાલતાં ચાલતા આગળ આવતા ગામમાં જઈને તમારૂં કહેલું ત્યાના પણ લોકો જો ખોટુ કહે, તો તમારી બીજી આખ ફોડી નાખવી. તે વાત પણ પાછો ધર્માસક્ત ભદ્રભાવવાળાં ધન્યે કબૂલ કરી, કેમ કે તેણે જાણ્યું જે સર્વ જન કાંઇ એવા મૂર્ખ હશે? પછી પાછા બીજે દિવસે ત્યાથી બન્ને જણ ચાલ્યા, તે ચાલતાં ચાલતાં એક ગામ આવ્યું ત્યાં ગયાં. ત્યા જઈને તે ગ્રામનિવાસી મનુષ્યોને પૂછ્યું કે ધર્મથી જય થાય છે, કે પાપથી? ત્યારે ત્યાના પણ નિર્વિવેકી ગ્રામીણ તથા પશુ સમાન લોકો કહેવા લાગ્યાં જે એમા તે શું પૂછો છો, પાપથીજ જય થાય છે એમ પ્રત્યક્ષ દેખાયજ છે? જુઓ ધર્મી લોકો દુખી થાય છે અને પાપી લોકો મોજ માણે છે. વળી વિદ્વાનજનો દુખી થાય છે, અને મૂર્ખ, મનમાની મોજ માણે છે સજ્જન પુરુષ સીદાય છે અને દુર્જનો અનેક પ્રકારની લીલા લહેર કરે છે દાતા તે નિર્ધન દેખાય છે અને કૃપણ ધનવાન્ હોય છે? તે સાંભળી સત્યવક્તા એવો ધન્ય કહેવા લાગ્યો કે હે ભાઈ ધરણ! હું તો ચક્ષુનું તારી પાસે પણ કરીને બન્ને ચક્ષુ હારી ગયો, માટે હવે આ બે મારા નેત્ર તો તારે સ્વાધીનજ થયેલાં છે, જેમ તને રુચે, તેમ કર. પછી પાપી એવા ધરણે થોર તથા આકડાનું દૂધ નેત્રોમા નાખી તેનાં બે નેત્રોને અંધ કરી દીધાં, તેથી તે બિચારો નેત્રહીન થયો. તેને જોઈને ધરણ કપટથી મોટો વિલાપ કરવા લાગ્યો કે અરે! કેવું મારૂં મૂઢપણું! અને કેવી મારી અવિવેકતા! અરે કેવી મારી ખોટી અનર્થકારી ઉત્સુકતા! અહો! મે હાસ્યથી જે કાર્ય કરવા ધાર્યું હતું, તે કાર્ય મને મોટા શોકનું કરનારૂં થયું? માટે ધિક્કાર છે મને જે પરિણામ જોયા વિના સહસાત્કારથી આવું દુષ્ટ કાર્ય કર્યું, અરે આ

મેં ઘણું જ અકૃત કાર્ય કર્યું ? જે માણુમ પરિણામ જાણ્યા વિના કાર્યકારક થાય છે, તે દુખી જ થાય છે સહસા કંઈ પણ કાર્ય કરવું નહિં. અવિવેક છે, તે પરમ આપત્તિનું સ્થાનક છે, અને વિચારીને કાર્ય કરનાર પ્રાણીને ગુણોથી લોભાઇ ગયેલીઓ સર્વ સંપત્તિઓ પણ પોતાની મેળે જ આવીને વરે છે. અર્થાત્ જે સમજીને કાર્ય કરે છે, તે સુખી થાય છે, અને જે સાહસથી કાર્ય કરે છે, તે અત્યંત દુઃખી થાય છે, એમ ખોટો ઉપરનો વિલાપ કરીને ધન્યને કહે છે કે હે ભાઈ ! તમારો એમા કંઈ પણ વાક નથી પરંતુ મેં જ મુગ્ધભાવે કરી આ કામ કર્યું છે, હવે હું શું કરું ! કયા પોકાર કરુ !! અરે હું હવે સગા વહાલાને મુખ કેમ દેખાડી શકીશ !!! ઈત્યાદી કપટથી કહેવા લાગ્યો, તે જોઇને દયાશીલ ધન્ય, પ્રેમ કરી પોતાની પરના સ્નેહભાવની સર્વ વાત માનીને આશ્વાસના કરી કહે છે, કે હે પ્રિયભ્રાત ! તુ કંઇ પણ ખેદ કર નહિ આમા તારો કંઈ દોષ નથી, સર્વ જીવો છે, તે પોત પોતાના કર્મને વશ થયેલા છે જેવા જેના કર્મો હોય, તેવી તેને બુદ્ધિ ઉત્પન્ન થાય છે અને કર્મો પણ તેવા જ તે ભોગવે છે. માટે તુ કંઈ પણ ખેદ કર નહિં એવી રીતે પરસ્પર કહેતા કહેતા કેટલોક માર્ગ કાપી દૂર ગયા. ત્યાં એકદમ ધરણ જે હતો, તે ત્યાથી દોડી જઈ કપટથી ખોટો પોકાર કરી કહેવા લાગ્યો કે અરે ! આ સિંહ, આપણને મારવા આવે છે, હા !!! હવે શું થશે ? ત્યારે ધર્મિષ્ઠ ધન્ય, સ્નેહથી કહેવા લાગ્યો કે હે વત્સ ! તું ગભરાઇશ નહિ અને જલદી ઘેર જા અને આપણા પિતાના વંશનું રક્ષણ કર કારણ કે આપણે બન્ને સિંહના મુખમાં આવી જાશું, તો આપણા પિતાનો વંશ ઉચ્છેદ થઇ જાશે ? એમ તે ધરણને ઘેર જવાની રજા આપી. પછી ખરાબ જેનુ ચરિત્ર છે તથા દુષ્ટ ભુજંગ સમાન એવો તે ધરણ, પોતાના આત્માને કૃતકૃત્ય માનતો થકો, તે બીચારા અંધ એવા એકલા ધન્યને ઉજ્જડ વનમાં જ પડતો મૂકીને ઘર તરફ ચાલ્યો આવ્યો હવે ધન્ય જે હતો, ને ઈતસ્તતઃ પરિભ્રમણ કરતો થકો સાંજે અટકલે અટકલે એક મોટા વડવૃક્ષની નીચે ગયો, ત્યા જઈને રાત્રિએ વિલાપ કરવા લાગ્યો કે અરે ! મારો ભાઇ એકલો નિરાધાર વનને વિષે કયા ગયો હશે !!! એમ વિલાપ કરે છે, ત્યા તો તેજ વનની વનદેવતા હતી તે વિલાપ કરતા ધન્યની પ્રૌઢાનુભાવતા અવધિજ્ઞાને કરી જાણીને દયાથી કહેવા લાગી કે, હે ધન્ય ! તે દુર્જન શિરોમણી અને અતિદ્રોહી એવા તારા ભાઈ ધરણની ચિંતા કરવાથી હવે સર્યું ? અર્થાત્ તે દુષ્ટની ચિંતા તું શામાટે કર્યા કરે છે ? હે વત્સ ! આ નેત્ર રોગને નાશ કરનારી એક ગુટિકા મારી પાસે છે, તે તું ગ્રહણ કર એમ કહીને પોતાની પાસે જે ગુટિકા હતી, તે તેના હાથમા આપી અને વનદેવી પોતાના સ્થાનક પ્રત્યે ગઈ પછી ધન્યે પણ તે દેવીની દીધેલી ગુટિકા લઈને તેનુ પોતાની આંખમા અંજન કર્યું, કે તુરત તેના દિવ્ય નેત્રો થઈ ગયા, તેથી તે વનદેવીનો ભક્ત થયો. પ્રભાતે ત્યાંથી ચાલવા લાગ્યો, તે ચાલતો ચાલતો હળવે હળવે સુભદ્રા નામના નગરમા આવી પહોંચ્યો. ત્યાં તેજ ગામમા તે રાજાની એક જ એક ખોટની કન્યા હતી,

તેને ચક્ષુમાં કંઈક રોગ થવાથી અંધ થઇ ગઈ હતી, તેની ચક્ષુ સારી થવા માટે તેણે ઘણા વૈદ્યોનાં ઔષધ કર્યા, પણ કોઈના ઔષધથી આરામ થયો નહી, ત્યારે સુંનંદન તે રાજાએ ઠરાવ કર્યો કે જે વૈદ્ય આ મારી કન્યાની આંખો સારી કરી તેનું અંધપણું મટાડે તેને આ મારી કન્યા પરણાવું તથા મારું અર્ધું રાજ્ય પણ આપી દઉં ? એવો ઠરાવ કરી ગામમાં પટક વગડાવ્યો, તેવામાં તો તે ગામમાં આવેલા ધન્યકુમારે પટહનો શબ્દ સાભળ્યો અને તુરત કહેવા લાગ્યો જે હું રાજકન્યાને દેખતી કરું ? ત્યારે રાજાએ તે વાત કબૂલ કરી અને તે ધન્યને પોતાની કન્યા પાસે તેડી ગયો ધન્યકુમારે વનદેવતાએ આપેલી અંજન ગુટિકા લઈને રાજકન્યાની આંખમાં શ્રદ્ધાથી આંજી દીધી, તેથી ત્વરિત તે દિવ્ય નેત્રવાળી થઈ ગઈને, કહેવા લાગી કે અહો આ ઔષધથી તો મારાં જે પ્રથમ નેત્ર હતાં, તેથી પણ ઘણાં જ સારા થઈ ગયા ? તે સાંભળી રાજાએ મોટા આડંબરથી પોતાની કન્યાને ધન્ય સાથે પરણાવી દીધી. તથા અર્ધું રાજ્ય પણ આપી પોતા સરખો કરી ગાદી પર બેસાડ્યો.

એમ કરતાં એક દિવસ, તે ધન્ય પોતે રાજ મંદિરથી નીચે ઉતરી માર્ગમાં જતો હતો, તેવામાં કોઈ એક બ્રાહ્મણે આવી આશીર્વાદ દઈ યાચના કરી. કે હે ગોબ્રાહ્મણપ્રતિપાલ ! હજી હમણાં જ આપના પિતાના સુનંદનપુરથી આવેલા મને નવીન બ્રાહ્મણને પહેરવા માટે બે ધોતીયા અને દક્ષિણા આપો. એ વચન સાંભળીને ધન્ય કુમાર, તે બ્રાહ્મણને પોતાના પિતાના ગામથી આવ્યો જાણીને ઘેર તેડી લાવ્યો. અને પોતાના માતાપિતાનું સર્વ કુશલ પૂછ્યું. ત્યારે તે બ્રાહ્મણે કહ્યુ કે હે ભાઈ ! સહુ ખુશી આનંદમાં છે પણ તમોને અને ધરણને રસ્તામાં વાઘ મારવા દોડયો, તે વાત ત્યાં ધરણે કહી, તે સાભળી તમારાં માતા પિતા બહુ જ કલેશ કરે છે, કે ધરણ તો અહીં આવ્યો પણ ધન્યનું શું થયું હશે ? ત્યારે ધન્યે પૂછ્યું કે બીજું કાંઈ ધરણ બોલ્યો ? ત્યારે કહે છે ધરણ તો વાઘના મેળાપ સિવાય બીજું કાઈ પણ બોલ્યો જ નથી ત્યારે ધન્યે કહ્યું કે એ તો ઠીક, પણ મારો લઘુ ભાઈ બીચારો તે ધરણ ખુશીથી ત્યા પહોંચ્યો છે ? કારણ કે તે વનમાં નિઃસહાય એકાકી મારી પાસેથી ગયો હતો ! ત્યારે બ્રાહ્મણ કહે છે કે તેની કાંઇ ચિંતા કરશો નહિ, તે તો નીરોગી ખુશીમાં છે. તે સાંભળી ખુશી થયેલા ધન્યે તે બ્રાહ્મણને લાડુ જમાડી ઉત્તમ બે વસ્ત્રો તથા દક્ષિણા પોતાની નામાંકિત મુદ્રિકા અને એક પત્ર લખી આપીને કહ્યુ કે આ પત્ર મારા પિતાને આપજો એમ કહી તેને રજા આપી હવે તે બ્રાહ્મણ પણ સુનંદનપુરમાં ગયો, અને તેના માતા પિતાની આગળ જઈ તે ધન્યનાં આપેલાં વસ્ત્ર, દક્ષિણા અને નામાંકિત મુદ્રિકા તેને દેખાડીને ધન્યનો લખેલો પત્ર હતો, તે આપ્યો, તે પત્ર લીધો પછી તેવી રીતના પોતાના પુત્રના શુભ સમાચાર લાવનારા તે બ્રાહ્મણનો સુદત્તશ્રેષ્ઠીએ ઘણો જ સત્કાર કર્યો અને તે ધન્યના લખેલા કાગળમાં પોતાના ભાઇ ધરણના કરેલા કર્મ વિના બીજી લખેલી સર્વ હકીકત વાચી સહુ કોઈ અત્યંત ખુશી થયાં અને સુદત્તશ્રેષ્ઠીએ વધાઈ વગડાવી નગરમા આનંદ આનંદ કરાવ્યો.

હવે બ્રાહ્મણે આણેલા ધન્યકુમારના સર્વ સમાચાર જાણીને ધરણે વિચારવા માંડ્યું કે અરે ! આધળો કરેલો તે ધન્ય, એવું મોટું નિર્જન વન તે કેમ ઉતર્યો હશે ? અરે વળી એને આવી ઉત્તમ રાજ્ય લક્ષ્મી તથા સ્ત્રી તે ક્યાંથી મળી હશે ? હવે એ રાજ્ય લક્ષ્મીને પ્રાપ્ત થયો છે અને મેં તેની આંખો ફોડી છે તેથી દ્વેષ રાખી મારૂં કંઈ પણ જલદી પ્રતિકૂલ કરશે, એમ કરતાં જો એ અહી આવે, તો તો હું તેનો કોઈ પણ ઉપાયે તુરત નાશ જ કરૂં ? પરંતુ સુખમાં પડેલો તે અહીં આવે જ શા માટે ? હવે એ સર્વ વિચાર છોડી દઈને તેથી હું પોતે જ ત્યાં જઈને એવો કોઈ ઉપાય કરૂં કે જે ઉપાયથી કરી ત્વરિત તે નાશ પામે ? એમ વિચારીને પોતાના માતા પિતાને કહે છે કે હે માતાપિતા ! મારા ધન્યભાઈને મેં ઘણા દિવસથી દીઠો નથી, તેથી મારૂં મન તો ત્યા ને ત્યા જ વળગી રહ્યું છે, ને મને તે વિના ગમતુ પણ નથી તે માટે હું તો જાઉં છું. એમ કહીને ધરણ ત્યાંથી એકદમ ધન્યકુમાર જે ગામમા રહેલો છે, તે સુભદ્ર નગરમાં આવ્યો. આવીને તુરત ધન્ય પાસે ગયો. ધન્યકુમાર તો તેને જોઇને મનમા અત્યંત હર્ષ પામ્યો. અને ધરણ તો મનમાં ખેદ પામી વિચારવા લાગ્યો કે અરે ! આ ધન્યે કહ્યું હતુ કે ધર્મથી જય છે, તે વાત તો આ જોતાં ખરી જ લાગે છે ? વળી પણ પાછો વિચાર કરે છે કે ફિકર નહિં. તે ધનવાન તથા રાજ્યલક્ષ્મીવાન થયો, તો પણ શું થયું ? તેને હુ કોઈ પણ પ્રકારથી દુખજાળમાં નાંખી દીધા વિના રહીશ નહિં. અને મારો ધારેલો મનોરથ પૂર્ણ કર્યા વિના પણ રહીશ નહીં ? એમ વિચાર કરીને ત્યાં રહ્યો. ધન્યને રાજ્ય પ્રાપ્ત થયું છે, તો પણ સરળપણાથી પોતાની સમાન તે ધરણની આસનાવાસના રાખે છે, અને તે રાજા પણ આ ધરણ ધન્યનો ભાઇ છે એમ જાણી ધન્યકુમારથી પણ વધારે માન આપે છે. ચાકરો પણ તે બન્ને રાજા કરતાં તેની સેવાચાકરી વધારે કરે છે, પરંતુ કૃતઘ્નીપણાથી તથા નિર્લજ્જપણાથી તે ધરણે શું કર્યું ? કે એક દિવસ તે રાજા પાસે એકાંતમાં ગયો, ત્યાં જઇને કહેવા લાગ્યો કે હે રાજન્ ? તમો તથા તમારૂં ચાકરમંડલ, તે સર્વ સહસ્ત્રા ચક્ષુવાલા છો. તો પણ તમને આ ધન્યે કેવા છેતરી નાખ્યા છે ? તે સાંભળી રાજા સંસભ્રમ થઈ પૂછવા લાગ્યો કે હે ભાઈ ! તું શુ બોલ્યો ? ફરીને કહે. ત્યારે પાછું પણ તેણે તેજ વાકય કહ્યુ. તેથી રાજા બોલ્યો કે કેમ, શું એ ધન્યે અમોને છેતર્યા છે ? ધરણે કહ્યુ કે હા. પણ જો મારૂં નામ પ્રસિદ્ધ ન કરો તો હું જ તમોને સર્વ હકીકત કહી બતાવું. કદાચિત્ જો મારૂં નામ તમે કહો તો એ દાનવરૂપ ધન્ય મને માર્યા વિના મુકે નહિ. ત્યારે રાજાએ કહ્યુ કે તમે નિશ્ચિંત રહો. અમો તમારૂં કોઈ પણ રીતે નામ નહિ લઈએ ? ત્યારે ધરણ બોલ્યો કે હે રાજન્ ! અમારા ગામમા એક ચાંડાલ હતો, તે અત્યંત અનાચારી હોવાથી અમારા રાજાએ તેને પોતાના દેશથી બહાર કાઢી મુકયો છે, તેજ આ ધન્ય છે. અને હું પણ અહીં ફરતો ફરતો આવી ચડયો અને તેને મલ્યો, ત્યાં તો તેણે જાણ્યું કે અરે આ તો મારા ગામનો છે, તે વલી અહીં કયાંથી આવ્યો

હશે ? હવે જો હું તેને મારા હાથથી છુટો પાડીશ તો મારું ગુપ્ત ચરિત્ર સર્વ કહી દેશે ? એમ જાણીને મને આ બંદીખાનામાં નાંખ્યાની જેમ રોકી રાખ્યો છે અને મારી શરભરા પણ ઘણી જ કરે છે. માટે મહેરબાની કરી મને અહીંથી કોઇ ઉપાયે છોડાવો, કે જેથી હું તેના સ્પર્શાસ્પર્શથી થયેલી અશુદ્ધિને મટાડવા માટે તીર્થાટન કરી શુદ્ધ થાઉં ? આ આપને જે મેં ગુહ્યવાત કરી છે, તે આપ સમર્થ છો, માટે કરી છે. હવે રાજા તેની ખોટી કરેલી વાતને સત્ય માની ક્રોધાક્રાંત થઈ ગયો અને ધરણને કહેવા લાગ્યો કે હે ભદ્રીક જન ! આ રીતે જોતાં તો ધન્યકુમાર, દુષ્ટ, ધૃષ્ટ અને મહા ધૂર્ત દેખાય છે ? ભાઇ ! તું આ વાત હવે કોઈને કહીશ નહીં હો ? કારણ કે જો તે વાત પ્રસિદ્ધ થાય, તો મારી મોટી મૂર્ખાઇ ઠરે, ફજેતી પણ થાય ? કેમ કે તે દુષ્ટ ધન્યને મેં મારી દીકરી આપેલી છે ? જો. આજથી હું પણ હવે એવો પ્રયત્ન કરીશ, કે જેથી તું તારે ગામ સુખે જઈ શકીશ અને તે ધન્યનું મૂલ પણ નિકલે ? તે વચન સાભળી અતિ ખુશી થયેલો ધરણ પોતાના સ્થાન પ્રત્યે ગયો.

સંધ્યા સમયને વિષે રાજાએ પ્રચ્છન્નપણે તે ગામના ચાંડાલોને તેડાવ્યા અને તેઓને કહ્યું કે આ જે ધન્યકુમાર છે, તે પ્રાતઃકાલમાં જ્યારે શૌચ કરવાને પાયખાનામા આવે, ત્યારે તમે ત્યાં પાયખાના ફરતા છાનામાના ઉભા રહીને તેને જલદી તલવારથી મારી નાખજો તેમ કરવાથી હું તમને ઘણા જ ખુશી કરીશ ? તે સાંભળી ચાંડાલોએ તે કામ કરવાની હા કહી પછી સવારના પહોરમા ચાડાલોએ આવી તરત તે પાયખાનાને પ્રચ્છન્ન રીતે એટલે પોતે ન દેખાય તેવી રીતે ઘેરી લીધું. સવારમા ધન્યકુમારને પાયખાનામા જઈ નાહીધોઈ સભામાં જવાનો વખત થયો, તેજ વખતમાં અચાનક ધન્ય કુમારનુ માથું દુઃખવા આવ્યું, ત્યારે તેણે વિચાર્યું કે હાલ મારાથી રાજસભામા જવાશે નહી માટે મારાં વસ્ત્ર પહેરાવીને મારા ભાઇ ધરણને જ રાજસભામાં મોકલું ? એમ વિચાર કરી ધરણને બોલાવીને કહ્યું કે ભાઇ ! તું મારો વેષ પહેરી, સભામાં જઈ જે આસનપર હું બેસુ છું, ત્યા જઈ તે આસનપર તુ બેસ અને જો ત્યા તને કોઈ પૂછે, તો કહેજે, જે ધન્યને શિરોવ્યથા થવાથી તે સુતો છે તે સાભળીને ખુશી થયેલા ધરણે પોતાના ભાઇ ધન્યના સર્વ વસ્ત્ર પહેર્યાં અને પહેરીને જ્યા રાજસભામાં બેસવા જાય, ત્યાં તેને શૌચ જવાની ઈચ્છા થઈ તેથી તે ધન્યકુમારનો વેષ પહેરીને પાયખાનામા ગયો, તેવામાં તો તે ચાડાલોએ ધન્યકુમાર જેવાં વસ્ત્ર પહેરવાથી આ ધન્યકુમાર આવ્યો, એમ જાણી તરવારથી તરત તેને ગુપચૂપ મારી જ નાખ્યો, તેણે તરવારના મારના દુઃખથી ઘણા પોકાર પાડયા, પણ પાયખાના પાસે થતા પોકારો કોણ સાભળે ? તેથી કોઇએ સાંભળ્યા જ નહી અને મરણ પામ્યો અને થોડીવાર પછી તેની તપાસ કરાવતાં રાજાને તે ધરણજ પાયખાના પાસે મારી નાખેલો જણાયો ? રાજા પોતાના મનમાં, પોતાનું કરેલું

અવળું ગયું જાણી મનમાં ને મનમાં તે દુષ્ટકાર્યનો પશ્ચાત્તાપ કરી કંઈ પણ બોલ્યા વિના બેસી રહ્યો. પછી ધન્યે ત્યાં આવી ઘણુ રુદન કરી તેનું ઔર્ધ્વદૈહિક કર્મ કર્યું અને તેના મારનારની તપાસ કરાવી. પરંતુ તે ધરણને મારવામાં રાજા જ હોવાથી કઈ પણ મરનાનો પત્તો લાગ્યો નહિ, પછી તેના મરણ શોકથી ધન્યકુમારે તો ભોજનનો સાવ ત્યાગ જ કરી દીધો, તે વાત કોઈએ આવી રાજાને કહી, કે ધરણ મરી જવાથી ધન્યકુમાર શોકાકાંત થઈ ભોજન પણ કરતો નથી અને તેને ઘણુ સમજાવીએ છીએ તો પણ તે સમજતો નથી તે સાભળી રાજાએ વિચાર્યું જે અરે આ ધન્યકુમાર તો સરલ, મહાપુરુષ, સુકુલોત્પન્ન જ છે, કારણ કે તે ધરણના મરણ શોકથી અન્ન પણ લેતો નથી માટે આ રીતે જોતા તો સ્પષ્ટ રીતે એમ લાગે છે, કે તે ધરણ જ દુષ્ટ હતો, અરે! તે કેવુ મને અવળું સવળું સમજાવી ગયો હતો? હા, ખરી વાત છે તેની મુખમુદ્રા જ ક્રૂર કર્મ કરનારી દેખાતી હતી? 'જે ખોદે, તે પડે,' તે કહેવત પ્રમાણે તે પોતે જ પોતાને પાપે નાશ પામ્યો? એમ વિચાર કરી રાજા ધન્યકુમારની પાસે આવ્યો, આવીને સંસારની અનિત્યતા વિષે કેટલાક દૃષ્ટાંત દઈ તેને સમજાવ્યો. અને તે ધરણની કહેલી સર્વ ઉચ્ચેષ્ટા પણ કહી સંભળાવી ભોજન કરવા બેસાડયો. ધન્યે, આવો દ્વેષ મારા સગા ભાઈને મારી ઉપર કેમ હશે? તેવો વિચાર કરતાં થકા કેટલોક કાલ નિર્ગમન કર્યો. હવે એવા સમયમા તેજ ગામના ઉદ્યાનમાં વિજયકેવલી નામે મુનિરાજ સમોસર્યા, તે સાભળી રાજા વિગેરે સર્વ વંદન કરવા ગયા, ત્યાં મુનિરાજે દેશના દીધી, તે સર્વે મનુષ્યોએ સાભળી, પછી અવસર પામીને કેવલી ભગવાનને, ધન્યકુમારે પૂછ્યુ કે મહારાજ! ધરણ નામે એક મારો નાનો ભાઈ જે હતો, તે મારી ઉપર ઘણો જ દ્વેષ રાખતો હતો, તેનું શુ કારણ હશે? અને તે મરીને ક્યાં ગયો હશે? એ આપ કૃપા કરીને મને કહો ત્યારે કેવલજ્ઞાની ભગવાન્ બોલ્યા કે હે ધન્ય! તું જેમ નામથી ધન્ય છે તેમ અર્થથી પણ ધન્ય જ છો. અર્થાત્ તારું નામ ધન્ય છે, તેવા તારામા ગુણો છે. હે ભાઈ! તુ સત્યવક્તા તથા જનમાન્ય છે. હવે તારો ભાઈ ધરણ જે તારાથી વિપરીતકાર્યકારી તથા તારો દ્વેષી હતો, તે પૂર્વજન્મના કારણથી હતો. અને હાલ તે ધરણ મરીને કયા ગયો હશે? એ જે પૂછ્યું તે સાભળ હે ધન્ય! તે ધરણ પ્રથમ તો અહીં ચાંડાલના હાથથી મરણ પામી ચાડાલની કન્યાપણે ઉપજ્યો, તે જુવાન થઇ, ત્યારે ચાંડાલને આપી, તેને ત્યા સર્પ કરડવાથી મરણ પામીને હાલ તે ધોબીને ઘેર પુત્રીપણે ઉત્પન્ન થયો છે, તે કન્યા કુરુપ, ખરાબ મુખવાળી, દુર્ગંધ, દુઃસ્વર, મૂંગી, બહેરી થયેલી છે. હાલ તે આજ નગરમા વસે છે આ પ્રમાણે કેવલી ભગવાનનાં વચન સાંભળી દેશના સાભળવા બેઠેલી સર્વ સભા એકદમ ચમત્કાર પામી ગઈ. અને ધન્યકુમારે તો તે સાભળી વૈરાગ્ય પામી પોતાનો જે પુત્ર હતો, તેને પોતાની રાજગાદી પર બેસાડીને તેજ કેવલી પાસે દીક્ષા ગ્રહણ કરી. ક્રમે કરી તે ધન્યકુમાર દેવલોકમાં ગયો. અને પરંપરાએ તે મોક્ષને પણ પામશે. વલી જે ધરણકુમાર છે, તે દુઃખ

ભોગવતો થકો ભવાટવીમાં ભ્રમણ કરશે ? માટે હે ધર્મશીલા શ્રાવિકાઓ ! સત્ય બોલનારને તથા અસત્ય બોલનારને જે ફલ મળે છે, તે ફલ મેં ધન્યના અને ધરણના દૃષ્ટાંતથી સવિસ્તર કહ્યું. માટે સત્ય જ બોલવું, પરંતુ પ્રાણ જાય, ત્યાં પર્યંત અસત્ય તો બોલવુ જ નહિં.

આ પ્રમાણે મુનિનો કહેલો ધર્મ સાંભળી તુરત તે શ્રાવિકાઓએ અલિક વાક્ય નિવૃત્તિરુપ મુનિ પાસે વ્રત લીધું ત્યારે શ્રુતસુંદર સૂરિ કહે છે, કે મેં ચિંતવ્યું જે આ ઉપદેશથી તો ઠીક થયું, આ મુનિએ મારા ઉપર ઉપકાર કર્યો છે, તો તે મુનિના પ્રત્યેક અંગમાં આગલ મેં ચાર ચાર પ્રહાર મારવા ધાર્યા છે, તે વિચાર બંધ રાખી તેના પ્રત્યેક અંગમા ત્રણ ત્રણજ લાકડીના પ્રહારો મારીશ ? આવી રીતે મેં બે પ્રહાર તો વર્જી દીધા. વલી પાછો હું શ્રવણોત્સુક તથા નિશ્ચલ થઈને સાંભળવા તત્પર થયો, તેવામાં તો પાછા પણ મુનિ, દેશના દેવા લાગ્યા કે હે શ્રાવિકાઓ ! અદત્તવસ્તુ પણ ધર્મસજ્જનોએ ગ્રહણ કરવી ઉચિત નથી કારણ કે તે અદત્તનું ગ્રહણ જે છે, તે વીતરાગે પાપનું મૂલજ કહેલું છે કોઈ પ્રાણી જીવોને મારે ને તે જીવોને જેવું દુઃખ ઉત્પન્ન થાય છે, તેવું જ દુઃખ જેનું દ્રવ્ય ચોરી લઈએ, તેને ઉત્પન્ન થાય છે. માટે પરહરણનો પણ ત્યાગ જ કરવો. પરદ્રવ્યહરણ કરનારા એટલે ચોરી કરનારા મનુષ્યો આ લોકમા પણ પ્રત્યક્ષ હાથ, પગ, વગેરે છેદનભેદન શુલિ પરોવાના તથા બંદિખાના વગેરેના દુઃખોને ભોગવે છે અને મૃત્યુ પામ્યા પછી પણ પાછા પરભવને વિષે દાસપણાને, દરિદ્રપણાને, પ્રેષ્યપણાને, વાહનપણાને પ્રાપ્ત થાય છે. ચોરી કરનાર પ્રાણી ઘણા કાલ પર્યંત નરકમા જ પચે છે અને હે શ્રાવિકાઓ ! જે પરદ્રવ્યપરાઙ્મુખ પ્રાણી હોય છે, તે આ લોકને વિષે વિશ્વાસાસ્પદ થાય છે, આ જન્મમાં સુખ કીર્તિને પામે છે. કોઈ પણ દિવસ ધનની હાનિને પામતા નથી, તેનું ધારેલુ કામ પાર પડે છે. અને પરલોકને વિષે પણ તેને સમગ્રલાભ થાય છે, જેણે અદત્ત પરદ્રવ્યગ્રહણ કરવાનું પ્રત્યાખાન લીધું છે, તે જન તો સિદ્ધદત્તની જેમ સુખી જ થાય છે, અને જે તે ચોરી કરવાનુ કામ કરે છે તે કપીલની જેમ દુઃખી થાય છે. આ વચન જ્યારે ગુરુએ કહ્યુ ત્યારે હે કુમાર ! મારી સ્ત્રીઓએ તે મુનિરાજને પૂછ્યું કે હે ભગવન્ ! તે સિદ્ધદત્ત અને કપીલ કોણ હતા ? અને તેનુ કેમ થયુ ? તે અમોને કૃપા કરી સવિસ્તર કહો. ત્યારે અમૃત સમાન વાણીએ કરી મુનિ વલી પણ કહેવા-લાગ્યા કે હે શ્રાવિકાઓ ! આજ વિજયને વિષે વિશાલ નામે એક નગર છે, તેમાં તુચ્છ વૈભવવાલ માતૃદત્ત અને વસુદત્ત નામે બે વાણીયા રહેતા હતા, પરસ્પર તે મિત્ર હતા, તેથી તે બન્ને જણ વ્યાપાર પણ સાથે જ કરતા હતા, તેમાં માતૃદત્તે તો સ્થૂલાદત્ત ગ્રહણનુ પ્રત્યાખ્યાન લીધેલું હતું, અને વસુદત્ત તો અધર્મી હોવાથી કૂટતોલ અને કૂટમાનથી ધમધોકાર ધંધો કરતો હતો, પરંતુ તે વસુદત્તને ધનની વૃદ્ધિ થતી ન હતી

હવે તે બન્ને જણ વ્યાપાર માટે સ્વલ્પમૂલ્યવાલું કરિયાણું લાવીને પુંડપુર નામક એક ગામ હતું ત્યા ગયા. તે ગામમાં વસુતેજા નામે રાજા રાજ્ય કરે છે. તે રાજાને દ્રવ્યનો

ભંડાર સાચવે એવો કોઇ વિશ્વાસપાત્ર પોતાના ગામમાં ભંડારી મળતો ન હતો, તે માટે ભંડાર સાચવવામાં સાચી દાનત વાળા કોઇ પણ પરદેશી મનુષ્યની પરીક્ષા માટે એક રત્નજડિત કુંડળ, ગામની બહાર રસ્તામાં નાંખી દીધુ હતું. અને તે કુંડળ, બહાર ગામનો કોણ છે, અને કોણ નથી લેતો? તે જોવા માટે ઝાડની ઉચે કોઇ ન દેખે તેવી રીતે માણસો રાખ્યાં હતા, તેમાં કોઇ પણ જો તેજ ગામનુ માણસ રસ્તામા ચાલતાં ચાલતાં રત્નકુંડલ ગ્રહણ કરે છે, તો તેને સુભટો ઝાડની ઉચેથી બહાર આવી હાકલ મારી પાછું મૂકવાનું કહે છે, અને દંડ કરાવે છે તેથી તે સુભટોના ભયથી તદ્ગ્રામસ્થ માણસો તો રત્ન કુંડલને કોઇ પણ ગ્રહણ કરતા નથી. હવે તેવામા માતૃદત્ત અને વસુદત્ત એ બન્ને મિત્રો તેજ રસ્તે નીકળ્યા, ત્યાં રસ્તામા પડેલું રત્નજડિત કુડલ બન્ને એ દીઠું, તેમાં માતૃદત્તે દીઠું, પણ મનમાં સમજ્યો કે, તે અદત્ત છે, માટે લેવાયજ નહિ. એમ સમજી એમને એમ ગુપચુપ ચાલ્યો ગયો, અને પછવાડે ચાલ્યો આવતો વસુદત્ત તે રસ્તામા પડેલા કુડલને જોઇને એકદમ ખુશી થઇને દોડયો. ત્યારે માતૃદત્તે કહ્યું કે ભાઇ! એ કુંડલ નથી પણ વિષ છે, માટે તે તુ લઈશ નહિં. ત્યારે તેની દેખતા તો તેણે તે કુંડલ પડતું મૂક્યું. અને પાછા ત્યાથી ચાલ્યા, ચાલતા ચાલતાં તેને બોધ થવા માટે માતૃદત્તે એક દૃષ્ટાંત કહેવા માડયો. કે કોઈ એક નગર વિષે દેવ અને યશ નામના બે વૈશ્ય રહેતા હતા, તે પણ આપણી જેમ મિત્ર હતા, અને વ્યાપાર પણ સરખો જ કરતા હતા, તેમાં દેવ નામનો શ્રાવક હતો, તે દેવથી વિપરીત હતો. હવે એક દિવસ તે બન્ને જણ શૌચ માટે ગયા, અને ત્યાથી જ્યારે પાછા ચાલ્યા, ત્યારે તેને માર્ગમા પડેલુ એક કુંડલ નજરે પડ્યું, તેમાં દેવશ્રાદ્ધે તે કુડલ જોયું, તો પણ જેમ ન જોયુ હોય, તેવીજ રીતે રસ્તે ચાલ્યો ગયો, અને યશ જે હતો, તે, તે કુડલને લેવા દોડયો, ત્યારે દેવશ્રાદ્ધે કહ્યુ કે ભાઇ! તે માટે તે લેવાથી અદત્તાદાન થાય અને અદત્તાદાનનું શાસ્ત્રમા મોટું પાપ લખેલું છે. તેથી તારે તે લેવું યોગ્ય નથી તે સાભળી તે વખત તો તેણે પણ લજ્જાથી લીધુ નહિ અને પછી તરત તે દેખે નહીં તેમ બીજે આડે રસ્તે જઇ જ્યા કુડલ પડ્યુ હતું ત્યાં પાછો આવ્યો, આવીને તેણે તે કુંડલ લઇ લીધુ, પણ વિચાર કરવા લાગ્યો કે ધન્ય છે દેવશ્રાદ્ધને કે જેણે આ કુડળને જોયું, પણ નિર્લોભ થઇ લીધુ નહિં? પરંતુ ફિકર નહિ, તેને પણ હું છોડીશ નહિ, એટલે તેને પણ હું કુડલનો ભાગીયો કરીશ, તેથી તે પણ મારા પાપનો ભાગીયો થશે? એમ વિચારીને તે કુંડલ દેવથી છાનું રાખ્યું. પછી બન્ને જણ બીજા નગરમા ગયા, અને તે દેવથી છાનામાના ચોરી લીધેલા કુંડલના દ્રવ્યથી તથા પોતાના દ્રવ્યથી ઘણું જ કરીયાણુ બન્ને જણે મળીને લીધુ અને પછી પોતાને સ્થાનકે આવ્યા. હવે પોતાના દ્રવ્યથી જેટલુ કરિયાણું આવવુ ઘટે, તેથી ઘણું જ વધારે આવેલું જોઇને દેવશ્રાદ્ધે પૂછ્યુ કે હે યશ! આપણું દ્રવ્ય તો થોડું હતું અને આ કરીયાણું કેમ ઘણું જ આવ્યુ દેખાય છે? ત્યારે તેણે કુંડલના દ્રવ્યથી કરિયાણું લેવાની છાની

વાત જે હતી, તે સ્પષ્ટ રીતે કહી દેખાડી. સાંભળી ત્રાસ પામી દેવશ્રાદ્ધે તેનો હિસાબ કર્યો અને દ્રવ્યનું જેટલું કરિયાણું લીધું હતું, તે સર્વ તેને આપ્યું અને પોતાના ભાગના દ્રવ્યનું જેટલુ કરિયાણું આવ્યુ હતુ, તે વિભાગ કરી પોતે રાખ્યું. તેમ કરવાથી પોતાના ભાગમાં આવેલું ઘણુંજ કરિયાણુ જોઈ યશ મનમા અત્યંત ખુશી થયો અને તેણે ભાડે રખેલા કરિયાણા ભરવ ના ઓરડામા તે સર્વ ભર્યું છે પછી તેજ રાત્રિને વિષે યશે જેમા કરિયાણું હતું, તે ઘર રાત્રિએ ચોરોએ ફાડીને સર્વ ચોરી લીધું અને જ્યારે સવારનો પ્રહર થયો, ત્યારે ત્યા જઈ જોવે તો ઘર ફાડી સર્વ કરિયાણુ ચોરાઈ ગયેલું છે? તે જોઈને અત્યંત ક્લેશ પામી તુરત તે દેવશ્રાદ્ધ પાસે આવ્યો અને રુદન કરી કહેવા લાગ્યો કે ભાઈ! તમારાથી જુદો પડી મે મરુ કરીયાણું ભાડે રાખેલા એક મોટા ઓરડામાં ભર્યું હતું, તેમાથી તો રાત્રિએ ચોરોએ આવી સર્વ ચોરી લીધું? અરે! હવે હુ તે શું કરું? તે સાભળી પુણ્યવાન્ એવો દેવશ્રાદ્ધ બોલ્યો કે હે મિત્ર! અન્યાય કરવાથી તો મોટો અનર્થજ થાય છે. તે માટેજ સુજ્ઞજનો કોઈપણ પ્રકારનો અનર્થ કરતા નથી તમે હજી હાલજ અનર્થ કર્યો, તેનું ફલ તમને પ્રત્યક્ષ હમણાંજ મલી આવ્યું, તેથી હજી પણ હું કહું છુ. કે તમે અદત્તાદાનનુ વ્રત ગ્રહણ કરો. તે સાભળી બોધ પામેલા યશે તે વ્રત અંગીકાર કર્યું. હવે બીજે દિવસે તે ગામમાં દુર દેશથી વેપારી આવ્યા, તેને કેટલીક હાટની વસ્તુઓ વેચાતી આપી, તેથી યશને બમણો લાભ થયો, ત્યારે તેણે અદત્તાદાનના વ્રતનું પ્રત્યક્ષ પારખું જોઈને સુશ્રાવક પણુ સ્વીકાર્યું.

હવે માતૃદત કહે છે, કે હે વસુદત્ત! ન્યાયોપાર્જિત દ્રવ્યથીજ જીવનું કલ્યાણ થાય છે. માટે તારે હવે, દુષ્ટપરિણામદાયક ચોરીથી લીધેલા દ્રવ્યથી વિરામજ પામવું ઉચિત છે. એવી રીતે વસુદત્તને ઘણો ઉપદેશ કરી તે કામથી નિવૃત્ત થવા કહ્યું, તો પણુ તે પાછો માતૃદત્તથી છાનોમાનો ત્યા જઈને કુડલ લઈ આવ્યો. હવે માતૃદતે એક તો રસ્તામાં પડેલુ કુડળ લીધું નહિ અને બીજુ લેવાને ઇચ્છા કરતા વસુદત્તને ઉપદેશ આપી અટકાવ્યો. એમ બન્ને રીતે તેની નીતિ જોઈ લીધી. અને વસુદત્તે કુંડળ લીધું, તે પણુ જોયું તેથી રાજસુભટોએ આવી વસુદતને તુરત પકડી લીધો, અને તેના માલનાં ભરેલાં ગામડા કબજે કર્યા, અને પછી માતૃદતને પકડયો, તેથી તે તો વિચારમાં પડી કહેવા લાગ્યો કે હે ભાઈયો! મારો શુ અપરાધ છે! તે તમો મને પકડો છો? ત્યારે સિપાઈઓ બોલ્યા કે હે માહા સાત્વિક! તું જરા પણુ મનમાં ખેદ કરીશ નહિ, તારા નીતિનાં આચરણથી આ ગામનો રાજા અત્યંત સંતુષ્ટ થઈને તને કાંઈક અલભ્ય લાભ આપશે? તે સાભળી માતૃદત કહે છે, કે મહેરબાની કરી આ મારાં કરિયાણાનાં ગાડા તમે જપત કરો, પરંતુ આ વસુદત્તને તથા વસુદત્તના ગામડાઓને છોડી મૂકો. જો આ મનુષ્યને તમો છોડી દેશો, તો હું જાણીશ કે એજ મારી ઉપર આપના રાજાએ મોટો ઉપકાર કર્યો? અને હે સુભટો! અમારે ગ્રામ્યજનને રાજાના દર્શન કર્યાનું શું

પ્રયોજન છે? કારણ કે અમો રાજરીતમાં તો કંઇ સમજતાજ નથી? તે સાંભળી સુભટો કહે છે કે હે મહાસત્ત્વ! તમારા કહેવાથી લ્યો, આ અમે તેને છોડી મૂક્યો. પણ તમો તો જલદી અમારા રાજાની પાસે મહેરબાની કરી પધારો? એમ કહીને માતૃદત્તને રાજાની પાસે તેડી લાવ્યા અને કુંડળગ્રહણની જે કાંઇ બીના બની હતી, તે સર્વ રાજાની પાસે કહી બતાવી. તે સાંભળી વિસ્મય પામેલો રાજા કહેવા લાગ્યો કે હે ભાઈ! તમે તે રસ્તામાં પડેલા કુંડળને લેવામાં જરા પણ મન ન કર્યું તેનું શું કારણ? જો કે, રસ્તામાં પડેલા પદાર્થને તારા વિના બીજો કોણ ન લે? અર્થાત્ સહુ કોઈ લેશે. ત્યારે માતૃદત્ત બોલ્યો કે મહારાજ! મે મારા ગુરુ પાસે એવું વ્રત લીધું છે, કે કોઈ વસ્તુને તે વસ્તુના સ્વામીના દીધા વિના લેવી નહિ. માટે દીધા વિના કાંઇ પણ હું ગ્રહણ કરતો નથી. તે સાંભળી ખુશી થયેલા રાજાએ તેની મોટી આજીવિકા ઠરાવીને પોતાના દ્રવ્યભંડાર સાચવવાની ચાકરી પર રાખ્યો, તેથી તે સુખી થયો સર્વ ઠેકાણે માનને પ્રાપ્ત થયો. કાલે કરી સુસમાધિથી મરણ પામી, આજપુરને વિષે ચંદ્રાભા નગરીને વિષે ઉત્તમ વણિકના કુળમાં પુંરદર સતીનામે સ્ત્રીથકી પુત્રપણે ઉપન્યો. તેના પિતાએ તેનું સિદ્ધદત્ત એવું નામ પાડયું. પછી અનુક્રમે સર્વ કલામા કુશળ થયો. અને વન, ઉપવન, રાજરસ્તા પ્રમુખમાં વિવિધ પ્રકારની કલાઓનાં કુતૂહલોને કરવા લાગ્યો.

હવે વસુદત્ત જે હતો તે કુકર્મથી પોતાની આજીવિકા ચલાવીને થોડા કાળમાં મરણ પામી કર્મના વિચિત્રપણાથી બ્રાહ્મણના કુલને વિષે કપિલ નામે પુત્ર થઈને અવતર્યો. તે નિર્ધન એવા બ્રાહ્મણ કુલમાં અવતરવાથી તેના પિતાએ પોતાની પણ હીન કુલવાલાની યાચના કરીને એક કન્યા પરણાવી આપી. તેની સાથે વિષયસુખ ભોગવતાં તેને ઘણાં છોકરાં થયા છોકરાં ઘણાં થવાથી તથા નિર્ધનપણાથી તે ઘણો જ દુઃખી થવા લાગ્યો. હવે તે કપિલ બ્રાહ્મણનાં જે માતા પિતા હતા તે કોઇ પણ ઠેકાણેથી ધાન્યાદિ લાવી કપિલનું તથા કપિલના કુટુંબનું પોષણ કરતા હતાં. દૈવયોગથી તે પણ મરણ પામ્યા, ત્યારે તો પછી નિરાધાર થવાથી દારિદ્રથી પીડાતા એવા તે કપિલને પોતાની સ્ત્રીએ અત્યંત ધિક્કારી કાઢયો. તેથી તે બહાર દેશાવર પ્રત્યે દ્રવ્ય ઉપાર્જન કરવા માટે નીકળ્યો પરંતુ પૂર્વજન્મના કુકર્મથી બહુ જ કલેશ પામવા લાગ્યો અને પાપોદયને લીધે કોઈ પણ ઠેકાણેથી તેને કંઈ પણ દ્રવ્ય મલ્યું નહિ તેથી મહાકષ્ટથી દિવસ નિર્ગમન કરવા લાગ્યો. તે કપિલને એક દિવસે ફરતાં ફરતાં કાપડીનો વેષ ધારણ કરનારો કોઇ એક યોગી મલ્યો, તેની સાથે તેણે મિત્રતા કરી અને પોતાના સર્વ દુઃખની વાત પણ કહી આપી તે સાંભળી કાપડીએ કહ્યું કે હે મૂર્ખ! તું વૃથા દ્રવ્યનો પ્રયાસ ન કર. અને એમ કરતા જો તું ધનનો જ અર્થી હો, તો ચંદ્રભા નામે પુરીમાં જલદી જા. ત્યા આશાપુરી નામની દેવી છે, તે દેવીમાં જેવું નામ છે, તેવા જ ગુણો છે, માટે તે દેવીનું આરાધન કર, જેથી તે દેવી તારી આશા પૂર્ણ કરશે? એ

સાંભળી કપિલ બ્રાહ્મણ ચંદ્રભા નગરીમાં ગયો, ત્યાં સ્નાનથી પવિત્ર થઈને પુષ્પાદિથી તે દેવીનું અર્ચન કરી સ્તુતિ કરી ધ્યાન ધરી મૌન રાખી, ઉપવાસ કરી કુશનું આસ્તરણ નાંખીને બે દિવસ પર્યંત બેઠો. ત્રીજે દિવસે રાત્રિને વિષે આશાપુરી દેવી બોલી કે હે બ્રાહ્મણ ! તુ શા માટે તપસ્વી થઇ ક્ષુધા વગેરે દુઃખ સહન કરી મારી પાસે બેઠો છો ? ત્યારે કપિલ બોલ્યો કે હે દેવિ ! મારે તો દ્રવ્ય જોઇએ છીએ, બીજુ કઈ જોઈતુ નથી. માટે દ્રવ્ય આપો ? ત્યારે દેવી બોલી કે શુ તુ અહિં કંઈ તારા બાપની થાપણ મૂકી ગયો છે, તે લેવા આવ્યો છે ? ત્યારે કપિલ કહે કે તમો દેવી છો માટે સર્વ જાણો જ છો. મને શા માટે ફોગટ હેરાન કરો છો ? હવે તો મને દરિદ્રપણાને લીધે જીવવાનો પણ કંટાળો આવે છે. આ જીવવા કરતાં તો હું જો તમારી પાસે તમારા બલિદાનરુપ થઈ જાઉં તો ઘણું જ સારુ થાય ? આ પ્રકારનાં વચનથી તે કપિલના મનનો દૃઢ નિશ્ચય જાણીને દેવી બોલી કે, આ એક શ્લોકના પદનું લખેલું પુસ્તક હું તને આપું છું તે ગ્રહણ કર. અને જે તને પાચસો રુપૈયા આપે, તેને આ પુસ્તક તુ આપજે પરંતુ દ્રવ્ય લીધા વિના કોઇને આપીશ નહિં. અને પાંચસોથી વધારે દ્રવ્યની પણ પ્રાર્થના કરીશ નહિં. એમ કહી પુસ્તક આપીને દેવી તો અંતર્ધ્યાન થઈ ગયાં. તદનંતર તે કપિલ, દેવીના આપેલા તે પુસ્તકને લઈને ત્યાંથી વેચવા માટે ચાલ્યો, તે ગામમાં આવી, આખા ગામમા ફર્યો, પણ તેનો એક પૈસો પણ કોઇએ આપ્યો નહિં. એમ કરતાં કરતાં અનુક્રમે તે પૂર્વજન્મના મિત્ર સિદ્ધદત્ત પાસે આવ્યો, અને તેને તે પુસ્તક દેખાડયું, ત્યારે સિદ્ધદત્તે પૂછયું કે મહારાજ ! આ પુસ્તકની શુ કિમ્મત છે ? ત્યારે તેણે કહ્યું કે પાંચસો રુપૈયા ? તે વખત સિદ્ધદત્તે વિચાર કર્યો. હું એમાં જોઉ તો ખરો, કે એમાં શું લખેલુ છે ? પછી તે કપિલના હાથમાથી પુસ્તક લઇને અંદર જ્યા જોવે, ત્યાં તો તેમાથી "પ્રાપ્તવ્યમર્થં લભતે મનુષ્યઃ" એ, શ્લોકનું એક જ પદ નીકળ્યું, તે પદનો અર્થ એ હતો કે, મનુષ્યને પૂર્વજન્મના યોગથી જેટલું મળવાનુ હોય, તેટલું જ મળે છે, વધારે કંઈ પણ મળતું નથી. એવો અર્થ મનમાં વિચારી નિશ્ચય કરીને તે બ્રાહ્મણને હર્ષથી પાચસો રુપૈયા આપ્યા. પછી તે કપિલ દ્રવ્ય પ્રાપ્ત થવાથી હર્ષિત થઇને પોતાના ઘર તરફ ચાલ્યો. જ્યા રસ્તામાં ચાલ્યો જાય છે, ત્યાં ભિલ્લ લુટારાઓ મળ્યા, અને તેણે તેને લુંટી લીધો અને દ્રવ્ય આપવાની હા ના કહેવાથી ખૂબ માર્યો. પછી ઉલ્લાસ રહિત તથા નિરાશ જેવો થઈ ગયો હતો તેવો જ પાછો ઘેર આવ્યો. હવે સિદ્ધદત્તનો પિતા, સિદ્ધદત્તને પ્રતિદિન, સંધ્યાકાલે પૂછીને ઘર ખર્ચ રોજમેળમાં લખાવે છે, અને મેળની પુરાંત પોતે જ ગણે છે. જે દિવસે સિદ્ધદત્તે પાંચસો રુપૈયા આપી પુસ્તક લીધું. તે રુપૈયા ચોપડામાં લખ્યા ન હતા, તેથી પુરાંત ગણતાં તે રુપૈયા ખૂટી પડયા અને મેળ મળ્યો નહિં, ત્યારે સિદ્ધદત્તને પૂછ્યુ કે ભાઈ ! આજની પુરાંતમાં પાંચસો રુપૈયા કેમ ઘટે છે ? ત્યારે તેણે તે પાંચસો રુપૈયાને ઠેકાણે બ્રાહ્મણ પાસેથી વેચાતુ લીધેલું પુસ્તક બતાવ્યું અને કહ્યુ કે પિતાજી ! આ પુસ્તક

મેં પાચસો રુપૈયાનું લીધુ છે, પણ તેના રુપૈયા ચોપડામાં લખ્યા નથી, માટે પુરાતમાં ઘટે છે? તે લખવાના તો હતા ખરા, પણ આપને પૂછીને લખવાના હતા, તેથી મેં લખ્યા નથી. આવું વચન સિદ્ધદત્તનું સાભળતાં જ તેને અત્યંત કોપ ચડયો. પછી તુરત સિદ્ધદત્તને ખૂબ મારીને કહ્યું કે અરે દુષ્ટપુત્ર! આવો નકામો ખોટો વ્યય કરી મારું દ્રવ્ય તું લુંટાવી દે છે. તેથી તું તે શું કમાઇને ખાવાનો છે? માટે જા. નીકલ મારા ઘરમાથી? જેટલા રુપૈયા પુસ્તકમા વ્યર્થ તે ગુમાવ્યા છે, તેટલા જ કમાઈને લાવ્યા વિના મારા ઘરમાં આવીશ નહિ. તે સાંભળી સિદ્ધદત્તે ધીરે રહી કહ્યુ કે હે પિતાજી! તમે તો મને પાંચસો જ રુપૈયા કમાઇને આવવાનું કહો છો, પરંતુ હુ તો પાચ હજાર રુપૈયા કમાયા સિવાય તમારા ઘરમાં આવનાર નથી? એમ કહી તે વેચાતુ લીધેલું પુસ્તક લઇને પોતાના બાપના ઘરથી એમને એમ એકદમ નિકલી ગયો. પરંતુ તે વખત રાત્રિ હોવાથી નગરના દરવાજા બધ થઈ ગયા હતા, તેથી તે દરવાજાની પાસે એક જીર્ણ દેવમદિર હતુ, તેમાં જઇ પુસ્તકને હાથમા રાખી સ્વસ્થપણાથી સુઇ રહ્યો. હવે તેવા સમયમાં શુ બન્યું? તે કહે છે.

એક કન્યા તે ગામના રાજાની, બીજી કન્યા સચિવની, ત્રીજી કન્યા નગરશેઠની, અને ચોથી કન્યા ગામના પુરોહિતની એ ચાર કન્યાઓ ત્યાં રહે છે, તેને બાલ્યાવસ્થાથી પરસ્પર ઘણો જ સ્નેહ છે. એક દિવસ ચારે જણીઓ એકઠી થઈને ગાઢસ્નેહથી પરસ્પર કહેવા લાગી કે હે બેનો! આપણે જન્મથી ભેગી રહીએ છીએ અને એક બીજીનો પરસ્પર વિયોગ સહન કરી શકતી નથી, તો હવે આપણને યૌવનાવસ્થા પ્રાપ્ત થવાની તૈયારી છે, તે જોબનમા દૈવીરુપ વાયુ આપણને જુદી જુદી કરી મૂકશે, તે આપણથી કેમ સહન થશે? ત્યારે તેમાથી પ્રથમ રાજકન્યા જે હતી તે બોલી કે હે પ્રિયસખીઓ! જ્યા સુધી આપણને આપણા પિતાએ જુદા જુદા વરની સાથે વરાવી નથી, તે પહેલા જ આપણે ચારે જણીઓ પોતાની મેળેજ એક વર શોધીને તે એક જ વર સાથે પરણીએ તો કેવું સારું કે, જેથી આપણને કોઈ દિવસ જુદુ જ પડવુ પડે નહિ? તે રાજકન્યાની વાત અનુકૂલ લાગવાથી સર્વ કન્યાઓએ સ્વીકાર કરી. હવે તે પછી થોડા દિવસમાં ત્યાં કોઈ દેશાંતરથી ઉત્તમ કુલવાળો, શુદ્ધ આચારવાળો, અને સ્વરુપવાન્ એવો કોઇ એક રાજસેવક આવ્યો, તેને તે કન્યાઓએ રાજમાર્ગમાં ચાલ્યો જાતો ગવાક્ષમાંથી જોયો. અને જોઈને એકદમ માણસ મોકલી તેને તેડાવી લીધો. પછી રાજકન્યાએ પ્રચ્છન્ન રીતે કહ્યું કે તુ અમારું ચારે જણીઓનું છાનુ માનું પાણિગ્રહણ કરીશ? તે સાભળીને રાજસેવક બોલ્યો જે એ વાત મારાથી બનવાની નથી. ત્યારે રાજકન્યા કહે છે કે જો તુ અમોને વરવાનુ નહિ કબૂલ કરે, તો હુ તને મારા અનુચરો પાસે જીવતો જ મારી નખાવીશ. તે સાંભળી તેણે રાજકન્યાનું વચન મરવાના ભયથી તે વખતે તો સ્વીકારી લીધુ અને કહ્યુ કે જાઓ હું જરુર તમને ચારે જણીઓને પરણીશ? પણ હુ કયા આવું અને કેમ કરું? તે કહો. ત્યારે પણ રાજકન્યા જ બોલી કે અમારા ગામના દરવાજા પાસે એક જીર્ણ દેવમદિર છે, તેમાં તમારે

આજની રાત્રે આવીને સુઇ રહેવું, અને અમો ત્યાં ચારે જણીઓ એકેક પ્રહરને આંતરે આવીશું. તેમાં જરાપણ સદેહ રાખશો નાહ. અને તમે આવ્યા વિના રહેશો નહિં ? તે વાત રાજસેવકે અંગીકાર કરી, ત્યાંથી રજા લઈ ચાલ્યો, અને પોતાને સ્થાનકે આવ્યો. અને પછી વિચાર કરવા લાગ્યો કે એ સ્ત્રીઓ સર્વ, રાક્ષસીઓ જેવી જ છે, તો તેના પાસે મારે તે શા માટે જવું ! વળી એકને જો પરણવું હોય તો તો જાણે ઠીક જ છે, પરંતુ આ તો ચાર સ્ત્રીઓને પરણવુ ? વળી ચારને જે પરણે, તે કેવી રીતે સુખી રહે ! તેમાં પણ વળી તેના બોલવા પરથી લાગે છે, કે તે તો પિશાચી જેવી બલ કરનારીઓ છે ! જ્યારે આપણે પરણ્યા, ત્યાર પછી તો તેને છોડાય જ કેમ ! કાને પકડેલી જે વ્યાધી બલવાનનાં જ પ્રાણ લે છે ! માટે તેઓની સાથે ન પરણવું તેજ સારું છે અને પરણ્યા પછી તો મારો કોઈ ઉપાય જ નહિં. અહો જુઓ તો ખરા મને એ રાજપુત્રીએ કેવો ઠગ્યો, એવી રીતે ચિંતાથી યુક્ત દિવસ પસાર કરી સાંજ પડી ત્યારે પણ વિચારવા લાગ્યો કે એ ક્ષુદ્ર સ્ત્રીઓને પરણીને એક તો મારા નિર્મલ એવા કુલને કલંક લગાડવું, અને બીજું આ ગામનો જે રાજા તેની સાથે ગુપ્ત રીતે વિવાહ કરી દ્રોહ કરવો ! માટે એ કામ કુલવાન્ પુરુષને કરવું તો ઉચિત જ નથી ! એમ વિચારી પ્રદોષના સમયે તે નગરમાંથી બહાર જઈ કોઇક ઠેકાણે રહ્યો.

હવે રાજસુતા વગેરે ચારે એકત્ર થઈને ઠરાવ કર્યો કે આપણે અનુક્રમે એકેક જણીએ એકેક પ્રહરને આંતરે રાતમા આપણા સંકેત કરેલા દેવમંદિરમાં જવુ તે ઠરાવ પરસ્પર કબૂલ કરીને પ્રથમ પ્રહરમા સર્વ વૈવાહિક ઉપકરણ લઈને રાજકન્યા સખિ સહિત સાંકેતિક દેવ મંદિરમાં પેઠી, અને અંદર જઈ જ્યાં જોવે છે ત્યા તો સિદ્ધદત્ત સુતેલો છે. તેને જોઇને તેણે જાણ્યું કે અહો તે રાજપુરુષ અમારી પહેલાંજ મારા કહેવા પ્રમાણે આવીને સૂતો છે ! તેથી તે માણસ ઘણોજ હુશીયાર લાગે છે, અને તેને પરણવાથી અમો ઘણાં સુખી થાશું ? એમ વિચાર કરી જ્યાં નિકટ આવી જુવે, ત્યાં તો પુસ્તક હાથમાં લઇને સિદ્ધદતને નિદ્રા કરતો દીઠો, ત્યારે રાજકન્યા વિચારવા લાગી કે અહો તે રાજપુરુષ બુદ્ધિમાન્ તથા સાહસિક પણ લાગે છે, પરંતુ નિદ્રાલુ છે, કારણ કે તે ધમઘોકાર નિદ્રાજ કર્યા કરે છે ! એમ વિચારી તેની પાસે ગઇ અને કહેવા લાગી કે હે સ્વામીનાથ ! નિશ્ચિત થઈને કેમ સૂતા છો ? જલદી ઉઠો. જે લગ્નનો અવસર જાય છે, આવા ઉત્સાહના કાર્યમા નિદ્રા તે કેમ આવે છે ? એમ બોલતાં બોલતાં પ્રેમ નિર્ભરપણાયે તેને ઉઠાડ્યો અને અંધારે ને અંધારે તે રાજકન્યાએ પોતાનો હાથ તેના દક્ષિણ હાથમા મેલવી આપ્યો અને હાથને વિષે કંકણ બાધી ગાંધર્વ વિવાહ કરી લીધો. પછી નથી જાણ્યો રાજકન્યા વિગેરેનો સંકેત જેણે એવા સિદ્ધદત્તને સાંકેતિક રાજપુરુષ જાણી રાજકન્યા કહેવા લાગી કે વલ્લભ ! આપે આપનો બેસવાનો રથ ક્યા છોડ્યો છે ? જ્યાં છોડ્યો હોય, ત્યાં જઇ તેને ઘોડા જોડી ને જલદી તૈયાર રાખજો. કારણ કે આપણે

સર્વને તે રથમા બેસી સત્વરમા એકદમ પલાયન થવુ પડશે. માટે તેની તૈયારી રાખો? તે સાંભળીને સિદ્ધદત્ત બોલ્યો કે સર્વ સારુજ થશે. પરંતુ હાલ તો હું નિદ્રામાં છું માટે મને તેમાં અંતરાય કરો નહિ. અને સુવા સમય આપો એમ કહી કપટનિદ્રાથી પાછો તેમને તેમ સુઇ ગયો. તેવામાં તો રાજકન્યા તે પુરુષનો શબ્દ સાંભળી મનમાં શંકા તથા ત્રાસ પામી વિચારવા લાગી જે અરે! અમોએ સંકેત કરી જે પુરુષને આ દેવાલયમાં સુવાનું કહ્યું હતું, તે તો ભાસતો નથી અને આ તો બીજો કોઇ નવીનજ પુરુષ ભાસે છે? એમ વિચાર કરી દીવાને તેની સામો કર્યો અને જ્યાં જેવે, ત્યાં તો સારા વર્ણવાળા, સુકુમાર અંગયુક્ત, કામદેવના રુપને પણ જીતી જાય એવા રુપવાળા, તે સિદ્ધદત્તને જેયો. જોઈને જેવામા તેને કાંઈક કહેવા જાય તેવામાં તો તેના મસ્તકની પાસે હાથમાં રાખેલા પુસ્તકને જેયુ, અને તરત તેમાં લખેલું શ્લોકનું એક પદ વાચ્યું, તે જેમ કે "પ્રાપ્તવ્યમર્થં લભતે મનુષ્ય" એટલે મનુષ્યને દૈવ યોગે જેટલુ મલવાનું છે, તેટલુંજ મલે છે. તે વાંચી રાજકન્યાએ તુરત પોતાની આખમાંથી અંજન કાઢી ઘાસની સલીથી કરી તે પુસ્તકમાં એક બીજું પદ લખ્યું કે "દેવોપિ તં લંઘયિતું ન શક્ય' એટલે પ્રારબ્ધથી બનેલા કાર્યને દેવ પણ ઉલ્લંઘન કરવાને સમર્થ થતો નથી, તો મનુષ્યની તો શીજ ગતિ? એમ એ શ્લોકમા બીજું નવું પદ લખી, રાજકન્યા પોતાને ઘેર ચાલી આવી પછી બીજો પ્રહર થયો, તો તે બીજા પ્રહરને વિષે પૂર્વોક્ત સંકેતપ્રમાણે મંત્રીની પુત્રી આવી અને પૂર્વોક્ત રાજકન્યાની રીતે તેનુ પણ બન્યું, તો તેણે પણ તે શ્લોકમાં ત્રીજું પદ નવું કરી રાજકન્યાની જેમ પોતાની આખમાંથી અંજન કાઢી સલીએ કરી લખ્યું, કે "તસ્માન્ન શોચે ન ચ વિસ્મયોમે" એટલે તે દૈવનુજ કરેલુ થાય છે, તે માટે હુ કંઈ શોક કરતી નથી તથા મનમા વિસ્મય પણ પામતી નથી આ પ્રમાણે ત્રીજું પદ લખીને તે પણ પોતાને ઘેર આવી. તે પછી તૃતીય પ્રહરને વિષે શ્રેષ્ઠીની પુત્રી આવી, તેનું પણ પૂર્વોક્ત રીતે બન્યું અને તેણે પણ તેજ શ્લોકનું એક નવીન ચતુર્થ પદ બનાવીને લખ્યુ જે "યદસ્મદીય નહિ તત્પરેષા" એટલે જે આપણું છે, તે કોઈ દિવસ બીજાનું થઈજ શકતું નથી એમ લખીને તે પણ પોતાને ઘેર ચાલી ગઈ. પછી ચતુર્થ પ્રહરે પુરોહિતની પુત્રી આવી, તેનુ પણ ત્રણ કન્યાની જેમ બન્યું, ત્યારે તેણે તો એક નવીન શ્લોકજ બનાવ્યો, તે જેમ કે વ્યવસાયં દધત્યન્ય, ફલમન્યેન ભુજ્યતે ॥ પર્યાપ્ત વ્યવસાયેન, પ્રમાણવિધિરેવ ન ॥ અર્થ.—વ્યવસાય કોઈક કરે છે, અને તેનું ફળ કોઈ બીજોજ ભોગવે છે, પૂર્ણ વ્યવસાય કર્યા છતાં પણ જે અમને ફલ મલ્યું, તેમાં અમારુ કર્મજ કારણ છે, બીજું કોઈ નથી પછી પ્રભાતના સમયને વિષે તે ચારે કન્યાઓની સખીઓએ વિચાર્યું જે આ કન્યાઓના લગ્નની વાત તેમની માતાઓને આપણે કહીયે? અને તે તેના પિતાઓને કહેશે. જો આપણે નહિ કહીશુ તો તેમનાં માતા પિતા આપણને અપરાધી ગણશે, કે તમો જાણતી હતી તે છતાં અમને કહ્યુ કેમ નહિ? એમ વિચારી ચારે

કન્યાની સખીઓએ તેની પ્રત્યેક માતાઓને રાત્રિમા બનેલા લગ્નની સર્વ હકીકત કહી સંભળાવી અને તે વાત પાછી કન્યાઓની માતાઓએ પોતપોતાના સ્વામીને કહી દીધી, તે સાભળી ખુશી થઇ રાજાએ પ્રધાનોને તેડાવ્યા અને કહ્યુ કે હે બુદ્ધિમાન્ મંત્રીઓ ! આપણા ગામના દરવાજા પાસે જીર્ણ થયેલું એક દેવમંદિર છે, તેમા પુણ્યશાલી એવો અમારો જામાતા સુતેલો છે, તેને મ્હોટા આડંબરથી તથા ધામધુમથી તેડી લાવો એવું વચન સાભળી તે મંત્રીઓ ત્યા જઈને પ્રથમ તો તૂર્યના ઘોષે કરી સિદ્ધદત્તને જગાડયો પછી પ્રૌઢ એવા ગજરાજની ઉપર બેસાડયો અને બંદી લોકોના વૃંદોથી જેની સ્તુતિ કરી છે એવા તે સિદ્ધદત્તને રાજાના મંદિરમાં આણ્યો, ત્યા લોકો તેને જોઈને કહેવા લાગ્યા કે અહો ! આ તો આ ગામના રહેવાસી પુરંદર શેઠનો પુત્ર સિદ્ધદત્ત છે? તે સાંભળી રાજા અત્યંત હર્ષાયમાન થયો. હવે તે સિદ્ધદતનો પિતા પુરંદર જે હતો. તેણે મારીને પોતાને ઘેરથી તે સિદ્ધદતને કાઢી મૂકયો હતો, પરંતુ પોતે પિતા છે તેથી મનમાં દયા આણી તેને મારવાનો પશ્ચાતાપ કરી ગામના દરવાજા બંધ થાય છે, તેથી તે ગામમાજ હશે? એમ જાણી તે ગામનીજ ગલી ગલીયો શોધતો હતો, અને શોધતાં સવાર થઈ પડી પરંતુ તેને તે મલ્યો નહિ, ત્યારે તે નિરાશ થઈ ઘેર આવી જ્યાં નિરાશ બેઠો ત્યા તો તે સિદ્ધદતની સર્વ લગ્ન વગેરેની હકીકતને તથા સિદ્ધદત પરણવા માટે હસ્તીપર બેસીને રાજમંદિરમાં આવ્યો તે સર્વને ગામના માણસોના મુખથી સાભળી પુરંદર શ્રેષ્ઠી હર્ષિત થઇ એકદમ ત્યાં આવ્યો અને જોઈને અત્યંત ખુશી થયો. પછી તે કન્યાના માતા પિતા વગેરેને ખબર પડી કે અમારી દીકરીઓએ પણ તેજ પુરુષને વર્યો છે. તેમ જાણી તે પણ સહુ ત્યા આવ્યા. પછી તે ચારે કન્યાના માતા પિતા, કામસમાન સ્વરુપવાન એવા પોતાની કન્યાના વર સિદ્ધદત્તને જોઇ અત્યંત ખુશી થયાં, અને કન્યાઓ પણ ખુશી થઇ વિચારવા લગીઓ કે અહો ! પ્રથમના સાંકેતિક રાજપુરુષ કરતા તો આ વર આપણને હજારગણો સારો મલ્યો ? પછી તે મતિમાન એવા રાજા, તથા મંત્રી પ્રમુખે મોટી ધામ ધુમથી પોતાની કન્યાઓના વિવાહ કર્યા તેમા રાજાયે પાણિગ્રહણને સમયે કન્યા દાનમાં પંચાશી ગામ આપ્યા, તેમ સચિવ, શ્રેષ્ઠી અને પુરોહિત, તેણે પણ પોત પોતાની કન્યાના પાણિગ્રહણ સમયે શક્તિઅનુસારે હર્ષથી આભરણ તથા ધન વગેરે આપ્યા. સિદ્ધદત્ત, રાજાએ આપેલા ઉત્તમ ધવલગૃહમા નવોઢા એવી ચાર સ્ત્રીઓની સાથે સ્વર્ગમા જેમ દેવ કાલ નિર્ગમન કરે, તેમ કાલ નિર્ગમન કરવા લાગ્યો. એમ કરતા એક દિવસ તે નગરના ઉદ્યાનમાં ગુણશેખરસૂરિ નામે મુનિ-ઘણા શિષ્યો સહિત સમોસર્યા તે સાભળી રાજા પ્રમુખ વાદવા માટે ગયા, ત્યા સિદ્ધદત્ત પણ ચારે સ્ત્રીઓથી સહિત ગુરુને વાદવા માટે આવ્યો. ગુરુ પણ સહુને યથાયોગ્ય સ્વસ્થાનપર બેઠા જોઈ કરુણારસ યુક્ત દેશના દેવા લાગ્યા. સંસાર તારક દેશના સાભળી સિદ્ધદત્તે પૂછયું કે મહારાજ ! હું પૂર્વજન્મે કોણ હતો ? ત્યારે ગુરુએ તેનો સર્વ પૂર્વ જન્મ કહ્યો તે સૂરિના મુખથકી સાભળી સંસારથકી વિરક્ત

થઇ તેજ ગુરુ પાસે દીક્ષા લઇ, ઘણા કાલ પર્યંત મનોહર ચારિત્ર પાળી, સ્વર્ગમાં ગયો અને અનુક્રમે સુકૃતે કરી મોક્ષને પણ પામશે. માટે હે ધર્મકરણી કરનારી શ્રાવિકાઓ ! આ દૃષ્ટાંતથી અદત્તાદાનના ગુણ અને દોષો તમારા ચિત્તને વિષે તમો જાણી લો. એ પ્રકારનાં સાધુનાં વચન સાભળીને હે પૂર્ણચંદ્રકુમાર ! બોધ પામેલી એવી મારી સ્ત્રીઓએ કહ્યું કે હે પ્રભો ! આજથી ચોરીથી કોઈનું દ્રવ્ય અમારે યાવજ્જન્મ લેવું નહિં. વળી લેવું નહિં એટલું જ નહિં, પરંતુ અમારા ઘરમાં પડેલું દ્રવ્ય પણ અમારા પતિની આજ્ઞા વિના છેતરીને લેવું નહિં. હે ગુરો ! આપની સાક્ષીથી ઉત્તમ એવું એ ત્રીજુ વ્રત પણ અમોએ અંગીકાર કર્યું. તે સાભળી અત્યંત ખુશી થઈને મેં ચિંતવ્યુ જે આ તો ઘણું સારું થયું, હવે આ સ્ત્રીઓ મને વંચીને કોઇ દિવસ ધનનું હરણ તો કરશે જ નહિં, તે પણ આ સાધુઓ જ મારી ઉપર ઉપકાર કર્યો, માટે તેના અંગમાં લાકડીના ત્રણ પ્રકાર કરવાનો જે વિચાર કર્યો હતો, તે બંધ રાખી હવે હું તેને બેજ પ્રકાર કરીશ? એમ જ્યાં વિચાર કરું છું, ત્યા તો ફરી મુનિએ દેશના દેવા માંડી કે, હે ભદ્રીકસ્ત્રીઓ ! સર્વ વ્રતમાં શિરોમણિ પરમ ઉત્તમોત્તમ, કલ્યાણકારક, મંગલકારિ, શ્રેયસ્કર એવું શીલવ્રત પણ છે, તે કુલવતી સ્ત્રીને વિવાહથી આરંભીને આ વ્રત કહેલું છે. તે જેમ કે:— કુલવતી સ્ત્રીને મનથી પણ પરપુરુષનો અભિલાષ કોઈ પણ વખત કરવો નહિં. તથા સરાગ દૃષ્ટિથી કોઈ પુરુષની સામું જોવું નહિં. અને એવા શુદ્ધવ્રતને પાલનારી સતીસ્ત્રીને મનુષ્ય તો શું ? પણ વૈરી, જલ, વિષ, વ્યાધ, સર્પ, વેતાલ, અગ્નિ, તેની પણ વિપત્તિ, કોઇ દિવસ આવતી નથી. અને તે સ્ત્રી સર્વત્ર માનનીય તથા તીવ્ર તેજસ્વી થાય છે, તેની કીર્તિ જગતમાં પ્રસરે છે. તે સતીનું ચંદ્રપર્યંત શુભ્ર યશ પ્રકાશમાન થાય છે, તે સતી સ્ત્રીને સૌભાગ્ય, સુખ, સંપત્તિ, પુત્રપ્રાપ્તિ, ચિત્તનિવૃત્તિ વગેરે સુખ પ્રાપ્ત થાય છે અને પરલોકમાં પણ સ્વર્ગ અપ વર્ગની પ્રાપ્તિ થાય છે. હે શ્રાવિકાઓ ! જે શીલભ્રષ્ટ પ્રાણી છે, તે પ્રાણી, નાસિકા, હાથ, પગ, તેની ઈંદ્રિઓનું છેદન ભેદન વધ, બંધન, ક્ષય, પ્રાપ્ત થાય છે. અને જે કુશીલા સ્ત્રી છે, તે તો પરભવને વિષે કુરુપપણાના, વંધ્યત્વના, ભગંદરરોગથી દુ:ખિતપણાના, રંડા કુરંડા તથા વંધ્યપણાના જન્મને પામે છે તે શીલનો મહિમા ? કે એક શીલસુંદરી જે હતી તે શીલથી સામ્રાજ્યપણાને પામી, અને તેની પર મોહ પામેલા દુર્લલિત એવા કોઈ ચાર પુરુષો હતા, તે દુ:શીલપણાથી મોટા દુ:ખમાં આવી પડ્યા. તે સાંભળી તે સ્ત્રીએ મુનિને પૂછ્યું કે હે ભગવન્ ! તે શીલસુંદરી તે કોણ હતી, અને તેને શીલવ્રતથી કેવી રીતે સામ્રાજ્ય સુખ મલ્યુ ? તથા તે ચાર દુર્લલિત પુરુષો પણ કોણ હતા ? અને તેઓને કેવી રીતે દુ:ખ પ્રાપ્ત થયું ? તે કૃપા કરી સવિસ્તાર કહો. ત્યારે મુનિ કહે છે, કે હે શ્રાવિકાઓ ! તે વૃત્તાંત કહું તે સાંભળો.

આજ વિજયને વિષે વિજયવર્દ્ધન નામે નગર હતું, તેમા કોઇ વસુપાલ નામે શ્રેષ્ઠી રહેતો હતો, તેની સુમાલા નામે સ્ત્રી હતી, તેને એક સુંદર આકાગ્નાલી તથા જિનાગમમાં

પ્રવીણ એવી સુંદરી નામે કન્યા હતી, તે સર્વ કલામાં કુશલ તથા ધર્મકાર્યમાં અગ્રેસર હતી. હવે તે કન્યા અનુક્રમે યૌવન વયને પામી, તેથી શ્રાવકના સર્વ ગુણોથી પરિપૂર્ણ એવા સુભદ્ર નામે શ્રાવકની સાથે પરણાવી. તેથી જે મધ્યસ્થ લોકો હતા, તે તો તે વિવાહને વખાણવા લાગ્યા, અને તે કન્યાના જે અર્થી હતા, તે શોક કરવા લાગ્યા.

એજ અવસરને વિષે તેજ નગરમાં બ્રાહ્મણના કોઇ બે પુત્રો અને બે કોઇ વાણિયાના પુત્રો રહેતા હતા. તે ચારે જણ સમાનચિત્ત, સમાન વય અને સમાનગુણવાલા મિત્ર હતા. તેઓ તે શિલસુંદરીના ગુણ તથા રુપ સાંભળી તેનો સંગમ કરવામાં અત્યંત ઉત્સુક થયા, તેથી તે ચારે જણા અદ્ભુત એવા શૃંગાર પહેર્યા અને જયાં તે શીલસુંદરી ગવાક્ષમાં નિત્ય બેસે છે, તેની નીચે રાજરસ્તામાં તેને ભોળુ કરવાને માટે અનેક કુચેષ્ટાઓ કરવા લાગ્યા. તે ચારે જણની ચેષ્ટા જોઈને શીલસુંદરીએ મનમાં વિચાર્યું જે ધિક્કાર છે, ધિક્કાર છે, આવા અજ્ઞ જનના વિલાસને ! અને ધિક્કાર છે, આવી અસાર સંસારની વાસનાને ! અને ધિક્કાર છે, આવી કામચેષ્ટાઓને ! કે જે કામચેષ્ટાથી જીવ સન્માર્ગથી ભૂલે છે અને વળી નીચ આચારને અંગીકાર કરવો પડે છે. એમ વિચારી શીલસુંદરીએ તે ચારે દુર્લલિત પુરુષોને આંખના કટાક્ષ માત્રથી પણ આશ્વાસન કર્યા નહિં. પછી તે પુરુષોએ ઘણા દ્રવ્યનો વ્યય કરી કોઇ એક પરિવ્રાજિકાનો મેલાપ કર્યો, અને તે પરિવ્રાજિકાને પોતાની અભિલષિત વાતની સૂચના કરી. એટલે તેને કહ્યું કે તમારે એવું કાર્ય કરવું કે તે જેથી શીલસુંદરી અમને સુરતસુખ આપે ? પછી દુષ્ટ એવી તે પરિવ્રાજિકા તેના કહેવા પ્રમાણે શીલસુંદરીને સમજાવા માટે ત્યા ગઈ, ત્યાં તો તે પરિવ્રાજિકાની મુખમુદ્રાથી તથા તેના ગમનથી જ સુશીલાએ મનમા જાણ્યું કે આ પરિવ્રાજિકાનો વેષ લઈ જગતમાં સુશીલ જનોને ફસાવનારી કુટ્ટિની છે અને તે ચાર દુર્લલિત પુરુષોની મોકલેલી છે. એમ જાણી પોતાને ઘેર આવેલી પરિવ્રાજિકાને શીલસુંદરીએ નમન માત્ર પણ કર્યું નહિં, સ્તુતિ પણ કરી નહિં. તો પણ તે તેની સન્મુખ આવીને પોતાનું કાર્ય સાધવા માટે માન વિનાની થઈને બેઠી અને કહેવા લાગી કે હે વત્સે ! દયાધર્મ તો સર્વે જીવને સંમત જ છે, તેમાં પણ શ્રાવકને તો તે સર્વ જીવની પર દયા રાખવાથી વિશેષપણે સમ્મત છે ? માટે તે દુખીઆઓના પ્રાણનું તું રક્ષણ કર. તે સાંભળી શીલસુંદરી બોલી કે હે સખિ ! આ તું જે બોલે છે, તે કરવાનું મહાપાપ છે, અને તે કુલીન સ્ત્રીને તો સર્વથા કરવા યોગ્ય જ નથી. માટે તે વાત કરતાં તને લાજ નથી આવતી ? વળી હે સખિ ! જેણે વ્રત અંગીકાર કર્યા છે, એવી તું સખી પરિવ્રાજિકાને તો એવું પાપ વચન બોલવાનું પણ મહાપાપ છે આ પ્રકારના ન્યાયયુક્ત વચન સાંભળીને પરિવ્રાજિકાએ મનમાં ધાર્યું જે આ સ્ત્રી તો નિશ્ચે સાચી જ સતી છે ? પછી ત્યાંથી ચુપચૂપ ઉઠીને પોતાના સ્થાનક પ્રત્યે આવી અને તે ચાર પુરુષો પાસે જઈ કહેવા લાગી કે હે પુરુષો ! જો તમો સુખે જીવવાની ઇચ્છા કરતા હો, તો તે સ્ત્રીના સંગમ રુપ દુરાગ્રહને છોડી દ્યો. કારણ કે તમારા કાર્ય માટે મે ત્યાં જઈને કપટથી ઘણું

વાક્ય કહ્યાં, પણ તે દુષ્ટાએ પોતાનો દુરાગ્રહ જરા પણ છોડયો નહિં. અને સામો મને ઉપદેશ દેવા લાગી ? એવાં વચન તેના સાંભળી જે કાંઇ ઠરાવેલું દ્રવ્ય હતું, તે પરિવ્રાજિકાને આપીને વિસર્જન કરી. પાછા વળી તે ચારે જણ વિચાર કરવા લાગ્યા કે હવે. તો આપણે, તે રાંડને કોઇ વાતે છોડવીજ નહિ, માટે કોઈ મંત્રસિદ્ધને મલીને મંત્રવિદ્યાથી તેને તેડાવી તેની સાથે રતિસુખ લેવું ? એમ વિચારી કોઇ એક મંત્રસિદ્ધ પુરુષને મલ્યા અને તે મંત્રસિદ્ધને પોતાનું સર્વ મનીષિત કહી બતાવ્યું, ત્યારે તે મંત્રસિદ્ધ ચારે જણને તેમનુ ધારેલું કામ પાર પાડવા માટે કાલી ચૌદશને દિવસે રાત્રિને વિષે એક નિર્જન વનમાં આવવાનું કહ્યું અને તે ત્યાં આવ્યો. પછી મંત્રસિદ્ધ પુરુષ, ભૂમિને પવિત્ર કરી તેને વિષે મંડળ લખી તેનું પૂજન કરી, તે મંડળની વચ્ચે બેસી વિધિપૂર્વક દેવીનો મંત્ર આરાધવા લાગ્યો. એ મંત્રના આરાધનથી મંત્રદેવીને પ્રસન્ન કરી. ત્યાં તો પ્રસન્ન થયેલી તે દેવી સન્મુખ આવી ઉભી રહી, ત્યારે તે દેવીને સિદ્ધપુરુષે કહ્યુ કે હે દેવિ ! શીલસુંદરી નામે એક અતિસ્વરુપવાન્ સ્ત્રી છે, તેને તમો જઇને જલદી લાવો. તે સાંભળી અચિંત્ય મહિમાવાલા મંત્રના પ્રભાવથી વશીભૂત થયેલી દેવી, આકાશમાર્ગે ગઈ. જ્યા એકલી બ્રહ્મચારિણી પૌષધયુક્ત તે શીલસુંદરી ઘરમાં સૂતી હતી, ત્યાં આવી તેને એકદમ ત્યાંથી ઉપાડીને આકાશમાર્ગે સિદ્ધપુરુષ પાસે આણી મૂકી હવે ત્યાં તેને આણી તો ખરી, પણ શીલસુંદરીના તેજને સહન ન કરી શકવાથી દેવી કહેવા લાગી કે અરે પાપી ! તે આવા નિંદ્ય કર્મમાં મને કયાં નાખી ? જા હું તારું ધારેલું કામ કરીશ નહીં. એમ કહીને ક્રોધાયમાન થઈ મંત્રાધિષ્ઠાયિકા દેવી પોતાને સ્થાનકે ગઈ. પછી સિદ્ધપુરુષે તુરત તે ચારે જણને બોલાવ્યા અને કહ્યું કે અરે દુર્લજ્જિત પુરુષો ! તમો અહીં આવો, અને જે સ્ત્રી તમારા મનોમંદિરમા નિવાસ કરી બેઠેલી હતી તે આ પ્રત્યક્ષ આવી છે, તે એજ છે કે બીજી ? તે સાભળી સર્વ ત્યાં આવ્યા, અને તેને જોઈ કે તુરત અત્યંતાત્યત પ્રસન્ન થઇ કહેવા લાગ્યા કે હા ! ! ! અમારા મનને હરણ કરી હસ્તગત થતી ન હતી તે આજ છે ? પછી મત્રસિદ્ધપુરુષે કહ્યું કે હવે તમને જેમ રુચે તેમ કરો. તે સાંભળી ચારે જણે સકેત કર્યો કે જે પ્રથમ દોડી, તે સ્ત્રીનો સ્પર્શ કરે, તે પુરુષ તેની સાથે પ્રથમ રતિસુખ ભોગવે એમ સંકેત કરી ઉદ્યમ યુક્ત થઇને સર્વે દોડયા અને જ્યા તે શીલસુંદરીની નજીક આવે છે, તેવામાં તો તે ચારે જણને એકદમ દેવીએ કાષ્ઠની જેમ વિચેતન કરી મૂકયા, કે જેથી તે ચાલી, હાલી અને બોલી પણ ન શકે ? જેમ ચિત્રામણમાં આલેખી લીધા હોય, તેવા થઈ ગયા તેને જોઇને સિદ્ધપુરુષ તો થર થર કંપાયમાન થયો થકો શીલસુંદરીના ચરણને વિષે પડયો, અને પ્રણામ કરી કહેવા લાગ્યો કે હે ભગવતિ ! હે પરમયોગિનિ ! તમારું આ પ્રકારનું અચિત્ય માહાત્મ્ય મે પૂર્વે જાણ્યુ ન હતું, તેથી આવો મે દુષ્ટ વ્યવસાય કર્યો ? હવે પગે લાગી કહું છુ કે એક મારો કરેલો આ અપરાધ ક્ષમા કરજો અને આજદિવસ પછી કોઈ દિવસ હું આવું કામ કરીશ નહિ તમારા ચરણમાં પડેલા દીન કંગાલ એવા

મને અભય દાન આપો. એમ પગમાં પડી કાલાવાલા કરે છે, તેવામાં તો પ્રભાત થઈ ગયું. તો પણ શીલસુંદરીએ તે સિદ્ધપુરુષને કાંઈ પણ પ્રત્યુત્તર આપ્યો નહિ અને તે સર્વ વાત આખા નગરમાં પ્રસરી તે સાંભળી તે ગામનો શુર રાજા, તથા બીજા માણસો વિસ્મય પામી તે કૌતુક જોવાને ત્યા આવ્યા, અને ત્યાં આવ્યા, અને ત્યાં આવી જ્યા જોવે, ત્યાં તો ચારે જણને જડીભૂત થયેલા દીઠા. રાજાએ તે સર્વને જોઈ પ્રધાન પાસે પૂછાવ્યું, કે તમો પૂછો કે એ ચારે જણ કોણ છે? આ સર્વ વૃત્તાંત કેવા કારણથી બન્યું છે? ત્યારે મંત્રીએ પૂછ્યું કે હે દુરાચારિઓ! આ તમોને શું થઈ ગયું છે, તે બોલતા પણ નથી? તે દેવીએ જડીભુત કરેલા હોવાથી કાંઇ બોલીજ શકયા નહિ ત્યારે ત્યાં બેઠેલી શીલસુંદરીને પૂછ્યું કે હે બેન! આ પુરુષો, આમ કેમ થઈ ગયા છે? અને તમે કોણ છે? ત્યારે તે શીલસુંદરી લજ્જા પામી નીચું મુખ કરી કહે છે, કે હું કાઈ પણ જાણુતી નથી? તેવામા તો તે સિદ્ધપુરુષ બોલ્યો કે મારો ગુનો જો આપ માફ કરો, તો હું કહું તે સાભળી રાજાએ કહ્યું કે જા તારો ગમે તેવો ગુનો હશે, તો પણ અમો માફ કરીશું, ત્યારે બનેલી સર્વ વાત યથાસ્થિત તેણે કહી, કે તરત દેવીએ તેને છોડી મૂકયા. છૂટા થયેલા એવા તે ચાર જણાએ પણ તેવીજ રીતે સર્વ વાત કહી તે સાંભળી અત્યંત કોપાયમાન થયેલા રાજાએ કહ્યું કે તમારે મારા ગામમાં રહેવું નહીં અને કોઇ ઠેકાણે જઇને પણ આવું કામ કરવું નહિ. એમ તેને કહી સીપાઈઓને સ્વાધીન કરી દીધા, અને વલી પણ કહ્યું કે હે પાપિષ્ટો! આ મારા ગામમાં હું રાખું તો તમે મારી પણ સ્ત્રીઓનુ હરણ કરો કે? પછી તે સર્વનો ધારા પ્રમાણે દંડ લઈ તિરસ્કારી પોતાના દેશથકી બહાર કઢાવી મૂકયા પછી પુરજનની સાથે શુર રાજા તે શીલસુંદરીને પગે લાગ્યો. શીલસુંદરીનો પિતા વસુપાલ શ્રેષ્ઠી પણ ત્યાં આવ્યો, ત્યારે શીલસુંદરીએ તેના પિતાને નમસ્કાર કરે છે, જેની પુત્રી તે શ્રેષ્ઠીની પ્રશંસા કરીને કહ્યું. કે હે શ્રેષ્ઠિન્! તમોને ધન્ય છે કે આપને ધન્ય છે, જે આપના રાજ્યછાયાની અવનીનાં આવી સતીઓ વસે છે? પછી પ્રસન્ન થયેલા શુરરાજાએ તે શીલસુંદરીના પિતાને તથા તેના પતિને પોતાના રાજવેશમાંથી મુક્ત કર્યા, તે શીલસુંદરીને સર્વ શ્રૃંગાર, તથા મોટા મૂલ્યવાળા વસ્ત્રો આપ્યાં, પછી મોટા આડબરથી તેનો ગામમા પ્રવેશ કરાવ્યો અને તે દિવસથી આ પૃથ્વીને વિષે તે શીલસુંદરી નામે પ્રસિદ્ધપણાને પામી શીલે કરી ઉજ્જવલ એવી તે શીલસુદરી શીલમાહાત્મ્યથી સ્વર્ગ પ્રત્યે ગઈ, અને અનુક્રમે મોક્ષને પણ પામશે. જેનું દ્રવ્ય રાજાએ લૂંટી લીધું છે એવા તે દુર્લલિત પુરુષો ઘણા દિવસ પર્યંત બદીખાનું ભોગવી મરણ પામી પ્રથમ નરકમાં જશે પછી પણ ઘણા કાલ પર્યંત દુર્ગતિમા ભમ્યા જ કરશે. માટે હે શ્રાવિકાઓ! આ પ્રકારે શીલના અને અશીલના ગુણદોષો તમોને મે કહ્યા. આવી રીતે મુનિના મુખથી ઉપદેશ સાંભળ્યો. સર્વ સ્ત્રીઓએ તુરત પરપુરુષના સગ કરવાનો નિયમ ગ્રહણ કર્યો. હવે મુનિ કહે છે, કે હે પૂર્ણચદ્રકુમાર! તે જોઈ મે મારા મનમા ચિંતવ્યું જે આ તો ઠીક થયું, કારણ કે હવે આ સ્ત્રીઓ પરપુરુષનું ગમન કોઈ દિવસ

કરશે જ નહીં ? એમ જાણી મારા મનમાં આ સ્ત્રીઓ વ્યભીચાર કરશે ! તેવો ચિંતાગ્નિ જે હતો તે ઉપશાત થઈ ગયો અને તેથી મારા મનમા પરમ નિવૃત્ત થઈ ગઈ. ત્યારે મે ચિતવ્યું જે મુનિએ તો મારો ઘણો ઉપકાર કર્યો, જે મારી સ્ત્રીઓને વ્યભિચાર કર્મનું પણ વ્રત ગ્રહણ કરાવ્યુ હવે એ મે ધાર્યું કે પ્રથમ જે મે તેમને બે પ્રહાર લાકડીના કરવા ધાર્યા છે, તે બંધ રાખી હવે હુ એક જ પ્રહાર કરીશ ! એમ જ્યાં હું વિચાર કરું છું, ત્યાં તો પાછા નિર્મલ મનવાલા મુનિ બોલવા લાગ્યા કે, હે નિર્મલ શીલવતી શ્રાવિકાઓ ! મારા વચનથી તમો પરિગ્રહના પરિમાણનું પણ વ્રત ગ્રહણ કરો. કારણ કે તે વ્રત કરનારા પ્રાણીને દુખનું પણ પરિમાણ થાય છે. તે જેમ કે: જેને એક સ્ત્રી હોય, તેને સ્વલ્પ ચિંતા હોય છે, તેથી જેમ વધારે વધારે હોય, તેમ ચિંતા પણ વધારે વધારે જ થતી જાય છે, તેમજ વળી હાથી, તુરગ, દ્રવ્ય, રથ, ગૃહ, હાટ, શય્યા, અશનાદિકને પણ વધારે વધારે રાખવાથી વધારે વધારે ચિંતા થાય છે, તે જેમ કે એક રાખવાથી એક ગુણી અને બે રાખવાથી દ્વિગુણી, એમ અનુક્રમે જેટલીગુણી વસ્તુ તેટલીગુણી ચિંતા થાય છે. જેમ જેમ પરિગ્રહનો વિસ્તાર રાખે, તેમ તેમ મોટુ દુખ હોય. પરંતુ સુખ ન હોય. જો પરિગ્રહની આશા હોય તો જીવ હિંસાનો પ્રસંગ સ્વતઃજ આવે, અને જયારે જીવ હિંસા થાય, ત્યારે તો સહસ્ત્રાવધિ દુખની પ્રાપ્તિ થાય છે, માટે બુદ્ધિમાન્ મનુષ્ય, પરિગ્રહ તો સ્વલ્પજ રાખે. માટે પાપભરથી ભય પામતા જે પ્રાણીઓ હોય તેણે પરિગ્રહપરિમાણ વ્રતને ધારણ કરવું. અને હે સ્ત્રીઓ ! જે પરિગ્રહપરિમાણ કરનારા પ્રાણી છે, તે ગુણાકરની પેઠે સુખી થાય છે, અને જે તે વ્રતનો ત્યાગ કરે છે, તે ગુણધરની જેમ દુઃખી થાય છે. તે સાભળી, હે કુમાર ! મારી સ્ત્રીઓએ પૂછ્યુ કે મહારાજ ! એ ગુણાકર કોણ હતો, અને તે કેવી રીતે પરિગ્રહ પરિમાણ વ્રત પાળી સુખી થયો ? તથા એ ગુણધર વણિક પણ કોણ હતો, જે તે વ્રતનો ત્યાગ કરી દુખી થયો ? એ સર્વ કૃપા કરી સવિસ્તર કહો. તે સાંભળી મુનિ કહેવા લાગ્યા કે હે ધર્મરસાસ્વાદ કરનારી સ્રીઓ ! તમો સાવધાન થઈને સાંભળો.

આજ વિજયને વિષે જયસ્થલ નામે નગર હતુ તેમા વિષ્ટુ, અને સુવિષ્ટુ નામના બે વૈશ્ય હતા, તે બન્ને ભાઈઓ હતા, તેમા જે વિષ્ટુ હતો, તે દ્રવ્ય સંચય કરવામાજ તત્પર હતો, તેથી તે વ્યવહારમા કોઈનુ દેવું લેવું, કોઈનો ઉપકાર, મિત્રવર્ગ માટે દ્રવ્ય ખરચીને કાંઈ માન, સજ્જન પર અનુકંપા, દુખીયા જીવનો ઉપકાર, ધાર્મિકોને કોઈ દિવસ ભોજન, પોતે સારુ અનાજ, અગભોગ, તે કાંઈ પણ કરે નહિ વલી યાચક લોકોને તો ઘરમા પણ પેસવા દે નહિ અને ધન મેળવવાને માટે અહોરાત્ર તે ક્લેશ કર્યા કરે. તેના માગવાવાલા તેને ઘેર ઉઘરાણી કરવા નિત્ય આવે, પણ જ્યારે તેનું લેણું ન મળે, ત્યારે તે લોકો તેની અત્યંત ગર્હના કરે. વળી તેના સગાવહાલાં આવી તેની અપકીર્ત્તિ જોઈને શોક કરે છે અને ધનાઢયજનો તેનો ધિક્કાર કરે છે, ડાહ્યા

પુરુષો તેને જોઈને હસીને કહે છે કે અરે! આ કેવો કદરી માણસ છે, કે તે છતે પૈસે પોતાનો સર્વ સમય, મહા દુઃખમાંજ ગુજારે છે?

હવે બીજો તેનો ભાઇ સુવિષ્ટુ નામે જે છે, તે મહાસંતોષી, સત્પાત્રને દાન દેવામાં રુચિવાલો, સદાચારી, પ્રિયવાણી બોલનારો, વિવેકવાન સજ્જનનો સંગ કરનારો છે. અને પ્રતિદિવસ અર્થીના પણ મનોરથને પૂરે છે. એક દિવસ તે સુવિષ્ટુને ઘેર કોઈ એક મહાત્મા સાધુ આવ્યા, તેને તેણે મિષ્ટાન્ને કરી પડિલાભ્યા, તેથી તેણે ભોગાઢય એવું મનુષ્યાયુ બાંધ્યું હવે તે સાધુને સુવિષ્ટુએ મિષ્ટાન્ન પડિલાભ્યુ તે જોઇને ત્યાં બેઠેલો તેનો ભાઈ જે વિષ્ટુ હતો, તે હસીને કહેવા લાગ્યો કે અરે! આવા સાધુ થઈને જે ફરે છે, તે તો વ્યવસાય કરવામા અતિ આલસુજ હોય છે તેથી તે કોઇનુ કામ કાજ કંઈ કરતાજ નથી, તેમ મજુરી પણ કરતા નહિ, અને હરામનું ખાવામાંજ તત્પર રહે છે આવા સાધુના વેશરુપ દંભ કરીને પારકા ઘરમાંથી જે ધુતી જાય છે તેવા દંભી જનોને તે આપે શું થાય? પણ જગતમાં ભોલાજનો તો કાંઈ સમજતાજ નથી આ પ્રમાણે અલ્પજ્ઞ અને અજ્ઞાની એવા વિષ્ટુએ તેજ વખતે આવાં કટુ વાકય કહીને નિકાચિત નીચગોત્ર અંતરાય કર્મ બાંધ્યું. હવે એક દિવસ તે વિષ્ટુને ધન માટે ખાણ ખોદનારા લોભી માણસો મલ્યા, તેણે તેને લોભીયો જાણીને છાનામાના એકાંતમાં લઈ જઈને કહ્યું કે હે વિષ્ટુ! અહિં એક પર્વત છે, તેની નીચે ઘણુ ધન છે, પરંતુ અમારી પાસે તેની કાંઇ પણ પૂજા વગેરે કરવાની સામગ્રી નથી, તેથી તમને સામગ્રીવાલા તથા ડાહ્યા જાણીને અમો તમારી પાસે આવ્યા છીએ તે સાંભળી વિષ્ટુ અત્યંત ખુશી થઈ ખડ ખડ હસીને કહેવા લાગ્યો જે અરે! એમા તે શુ છે? હું તમોને સર્વ ધન સંપાદન કરી આપુ? તે ધન કાઢવાને માટે સર્વ પૂજા સામગ્રી મારી પાસે તૈયારજ છે તે સાભળી તે લોકો કહેવા લાગ્યા, કે જો તે દ્રવ્ય તમે કાઢી આપો, તો તમોને અમે તે દ્રવ્યનો અર્ધો ભાગ આપશું? પણ જુઓ આ ગુહ્ય વાત છે માટે કોઇને કહેશો નહિ. એમ નિશ્ચય કરી ઉત્તમ તિથિ, લગ્ન જોઇ પૂજાદિક સામગ્રી તૈયાર કરી પોતાના કુટુંબને છાની રીતે સર્વ વાત કહી વિષ્ટુ તે લોકોની સાથે રાત્રિમાં જેની નીચે ધન છે તે પર્વત પાસે આવ્યો, ત્યાં પર્વત નીચે ખાખરાનું એક ઝાડ હતું, તેની શાખા હેઠળ પગ મૂકતાં તે લોકોનો પગ ઉંડો ઉતરી ગયો, તેને જોઇને વિષ્ટુએ કહ્યુ કે હે ભાઇઓ! શાસ્ત્રનું એવું વાકય છે, કે "ધ્રુવ બિલ્વપલાશયોઃ" એટલે બીલીના તથા પલાશના ઝાડની નીચે નિશ્ચયથી ધન હોય છે. માટે તમોને દ્રવ્ય મળ્યું કે નહિ? ત્યારે તે બોલ્યા કે હા ધન મલ્યુ હોય, એમ લાગે છે ખરું, પણ ઉપરનું ઢાકણું ઘણું કઠિન છે? તે સાંભળી વિષ્ટુ બોલ્યો કે ત્યાં તમો જલ્દી ખોદવા માંડો, કારણ કે દ્રવ્ય તો ત્યાંજ છે. પછી ખોદી જોયુ તો ત્યાંથી પ્રથમ રક્ત રત્નો નીકળ્યા, ત્યારે વિષ્ટુને કહ્યુ કે અહીથી રત્નો નિકળ્યાં, પછી તેની વિષ્ટુએ બલિ પૂજા કરી પછી તેમાંથી ધન સર્વ બહાર કાઢી લાવી વિષ્ટુની સાંનિધ્યમાં

મૂક્યું. પછી સર્વે જણાએ વિષ્ટુને કહેવા લાગ્યા કે તમો જલદી ગામમાં જાઓ અને આ સર્વ ધન લઇ જવા માટે એક ગાડી લઇ આવો. તે સાંભળી ખુશી થઇને વિષ્ટુ કહે છે, કે ઠીક તમો બેસો. આ ઘડીએજ હું ગાડી લઇને આવું છું. તમો અહીંથી કયાહિં પણ જાશો નહિ. એમ કહીને જેવામાં તે પોતાને ઘેર આવ્યો, તેવામાં તે ખાડો ખોદનારા પુરુષો પરસ્પર વિચાર કરવા લાગ્યા કે તે વિષ્ટુ હજી જ્યાં ગયો છો ત્યાંજ આપણે અહીંથી પલાયન થઇએ? એમ વિચારી તે સર્વ દ્રવ્ય લઈને ત્યાંથી સહુ ભાગી ગયા. હવે વિષ્ટુ પણ એકદમ ગાડી લઈને તે પર્વત નીચે આવ્યો અને આવીને જ્યા જુવે છે ત્યાં તો દ્રવ્ય પણ ન મલે, અને તેના ખોદનારા પણ ન મલે? તેથી તેને એકદમ મૂર્છા ખાઇને તે ભૂમિપર પડયો નિરાશ થઈ સવારે પોતાને ઘેર આવ્યો હવે તે વિષ્ટુ રાત્રિએ ગયો અને પાછો સવારે આવ્યો, તે જોઈને પડોશમાં રહેલા કોઈ ચાડિયા માણસે જાણ્યું જે આજ રાત્રે તે કયાં ગયો હશે? જરૂર તેની તપાસ કરાવો. કારણ કે તે અનર્થકારી છે? અને તપાસ કરતાં પણ માલમ પડ્યું જે તે ધન મેળવવા માટે એક પર્વત નીચે ગયો હતો, પછી તેણે ત્યાં જઇને જ્યાં જોયું ત્યાં તો ખોદેલો ખાડો જોયો. પછી તે ચાડીયે પોતે જોયેલી સર્વ વિગત ત્યાંના રાજાને કહી. ત્યારે રાજાએ તુરત બોલાવીને તેને પૂછયું કે હે વિષ્ટુ! એ પર્વતની નીચે તે ખાડો કેમ ખોદ્યો? ત્યારે ભય પામીને જેવી વાત બની હતી તેવી સર્વ કહી દેખાડી. પછી રાજાએ ન્યાયકર્ત્તાઓને પૂછયું કે આને શુ શિક્ષા કરવી? ત્યારે ન્યાય કર્ત્તાના કહેવા પ્રમાણે તેનાં ઘરબાર, ધન, સર્વ લૂંટી લીધાં અને તેને નગરથી બહાર કાઢી મૂક્યો પછી એકદમ દ્રવ્યનો નાશ થવાથી તેને ઉન્માદ રોગ થયો, તેથી મહા દુખી થયો હવે તે વિષ્ટુ કાલે કરી મરણ પામીને પોતાનાજ ઘર આગળ શ્વાન થઇને અવતર્યો, અને તે ઘર ફરતા ફેરા ખાય, પણ કોઈ ખાવા આપે નહિ, ને સહુ કોઇ તેને માર્યાજ કરે પછી તે મારથી મરણ પામી પાછો પણ પોતાનાજ ઘરમા મિંદડો થઇ અવતર્યો, અને તે ઘરના રસોડામાજ પ્રતિદિન ફરવા લાગ્યો. ત્યાં પણ તેને રસોઈએ માર્યો, તેથી મરણ પામી ને પાછો દરિદ્રી ચાડાલ થયો, ત્યાં પણ હિસાદિક પાપકર્મ કરીને મરણ પામી પ્રથમ નરકને વિષે નારકી થયો ત્યાં પણ પરમાધામી દેવતાની કરેલી વેદનાને અને તેઓ ક્ષેત્રની વેદનાને સહન કરવા લાગ્યો.

હવે તેનો ભાઇ સુવિષ્ટુ જે હતો, તે ન્યાયથી મેળવેલા વિત્તથી ધર્મ, અર્થ અને કામ, એ ત્રણે વર્ગને સાધતો થકો મરણ પામી ઉત્તરકુરુને વિષે જુગલીયો થઈને અવતર્યો, ત્યા, જે ભોગ દશ કલ્પવૃક્ષોથી ભોગ સામગ્રી મેળવે છે, તેવી રીતના ભોગ ભોગવતા થકો ત્રણ પલ્યોપમનુ આયુ ભોગવી ત્યાંથી પ્રથમ સ્વર્ગને વિષે મહાદ્યુતિમાન્ દેવ થયો ત્યાં દેવાંગના સાથે ભોગ ભોગવતો તથા નૃત્યગીત, તેને વિષે નિરંતર આસક્ત થયો થકો તે દેવતાના લોકનેવિષે એક પલ્યોપમનું આયુ ભોગવી, ત્યાંથી ચ્યવીને

આજ વિજયને વિષે જયસ્થલ નામે નગરને વિષે પદ્મદેવ શેઠની જયા નામની ભાર્યા થકી ગુણાકરનામે પુત્ર થયો. અને સુખમા વૃદ્ધિ પમ્યો. પછી અનુક્રમે તેને યૌવન વય પ્રાપ્ત થઇ હવે નરકમાંથી નિકળેલો તે વિષ્ટુનો જીવ, ધનંજય નામે પુરુષ અને જયા નામની સ્ત્રી તે થકી ઉત્પન્ન થયો, તેનુ નામ ગુણધર એવું પાડયું. તે પણ અનુક્રમે યૌવન વયને પ્રાપ્ત થયો. પૂર્વ ભવના યોગથી તેને પરસ્પર મૈત્રી થઈ પછી તે બન્ને મિત્ર નવિન દ્રવ્ય ઉપાર્જન કરવાની આસક્તિમા કોઈક વનને વિષે ગયા, ત્યા શ્રી ધર્મદેવનામા મુનિ સમવસર્યા હતા, તો તે મુનિને જોઇને નમસ્કાર કરીને તેને ગુણાકર પૂછવા લાગ્યો કે હે મુનિરાજ! અમને બન્ને જણને નિષ્ફળ ન થાય, એવો કોઈક દ્રવ્ય ઉપાર્જન કરવાનો ઉપાય કૃપા કરી આપ બતાવો? ત્યારે મુનિએ કહ્યું કે જો તમને બન્ને ધનનીજ ઇચ્છા હોય, તો નિઃશંકરીતે જૈનધર્મનું આરાધન કરો તેનાથી તેને જન્મ જન્મને સપત્તિનો નાશ થતો નથી, અને જે પાપ કરનારા પ્રાણી હોય છે, તેને કોઈ પણ ઠેકાણે સંપત્તિ પ્રાપ્ત થવાનો સંભવજ નથી.

ધન માટે કેટલાક લોકો રોહણાચલ પર્વતની ભૂમિને ખોદે છે, વલી બીજા કેટલાક મનુષ્યો પ્રવાસ જઇ ધાતુઓને ધમે છે, કેટલક લોકો સમુદ્રને ઉતરીને પરદેશ જાય છે, કેટલાક તો દેવનાના મત્ર આરાધન કરે છે. તો પણ જો તે પાપી હોય છે, તો તેને કોઇ સ્થલથી ફુટેલી એક કોડી પણ મળતી નથી. માટે લોભરૂપ સમુદ્રમાં ડૂબેલો પ્રાણી રાજાધિરાજ કદાચિત્ હોય, તો પણ તે દુઃખી જ જાણવો. અને સંતોષી જે છે, તે ધનવાનના મસ્તક પર પગ દઈને સુખે કરી સૂઈ રહે છે જો લોભી જીવ જે છે, તે કદાચિત્ કોટિપતિ હોય તો પણ તે દરીદ્રી જ જાણવો, કેમ કે તેનાથી દાન અને ભોગ એ બે થઈ શકતાં નથી અને સંતોષરૂપ અમૃતરસનો પીનારો પ્રાણી નિર્ધન અને તુચ્છ હોય છે, તો પણ કોટિધ્વજ સમાન છે. અને દ્રવ્યવાન્ થઈને અભિમાનથી કોઈ સામું ન જોતાં કેવલ ઉચુંજ જોયા કરે છે, તે દરીદ્રી થાય છે, અને નીચી દૃષ્ટિ વિનયવાન થઈને નિરભિમાનપણાથી સહુ સામુ જોવે છે, તે ગરીબ છે, તો પણ તે ઇશ્વર થાય છે માટે હે ભદ્રીક જનો! સર્વથા પરિગ્રહ ત્યાગ કરવાને જો શક્તિમાન ન થવાય, તો પણ વિશેષે કરી તમારે ઇચ્છા પ્રમાણે પરિમાણ પરિગ્રહ રાખવાની તો જરૂર છે. જે પોતાની ઇચ્છાને રોકી ન શકે લોભી વ્યાકુલાંતઃકરણયુક્ત થકી દ્રવ્યવાનને ઘેર શ્વાનની જેમ દોડયાજ કરે છે અને ઘણા કલેશોને અને છેવટે મરણને પામે છે આ પ્રકારનો મુનિના મુખથી ઉપદેશ સાભળીને ગુણાકર જે હતો તેણે તો સમ્યકત્વપ્રતિપત્તિ પુરઃસર સ્વેચ્છા પ્રમાણે પરિગ્રહ પરિમાણ વ્રત, હર્ષે કરી અંગીકાર કર્યું અને શ્રદ્ધા રહિત એવો તેનો મિત્ર જે ગુણધર હતો તેણે વ્રત વગેરે સર્વ ખોટું માની પરિગ્રહ પરિમાણ પ્રમુખ કાંઈ પણ સ્વીકાર્યું જ નહી ને વળી વિચારવા લાગ્યો કે, જે માણસ પોતાની ઇચ્છાને કોઈ પણ કાર્યમા રોકી રાખે છે અને નિવૃત્તિ પરત્વે કરે છે, તેને દૈવ,

કાંઈ પણ અધિક આપતું નથી. કારણ કે તેને કર્મ વેચ્યું છે! આ મારો મિત્ર મૂર્ખ કેવો છે, કે પેલા મુંડાના ખોટા પ્રતાપથી યથેચ્છ, પરિગ્રહપરિમાણનું વ્રત ગ્રહણ કરે છે? હવે તે પછી ભાવથી એ ગુણાકરે અને અભાવથી ગુણધરે મુનિનું વંદન કર્યું. અને તુરત પોત પોતાને ઘેર આવ્યા. બીજે દિવસે પોતાના મિત્ર ગુણાકરને કહ્યા વિના એકલો તે ગુણધર કરિયાણું ભરીને વ્યાપાર કરવા માટે ચાલ્યો, અને પરદેશમાં વેપાર કરવાથી તેને ઘણોજ લાભ થયો. પરંતુ સંતોષ ન હોવાથી મળેલા દ્રવ્યથી પણ અધિક દ્રવ્યના લાભને માટે તેજ દ્રવ્યથી વેચવા માટે ઉત્તમ વસ્ત્રો પાછા લીધાં, લઈને ત્યાથી પણ દૂરદેશે ગયો, અને ત્યાં પણ તેને ઘણોજ લાભ થયો, વળી પણ લોભના વશથી વેપાર માટે તે મળેલા સર્વ દ્રવ્યથી અતિ મૂલ્યવાળાં વસ્ત્રો તથા કરિયાણું લીધા. જઇને તેના ગાડાં ભરીને તે પોતાના દેશ તરફ ચાલ્યો, ચાલતાં ચાલતા રસ્તો ભૂલી ગયો તેથી મોટા અરણ્યમાં આવી પડયો, ત્યાં વેણુનું ઘર્ષણ થવાથી દાવાનળ જાગ્યો તે બળતો બળતો જ્યાં ગુણધર શેઠનાં ગાડાં ચાલ્યાં જાય છે, ત્યાં આવ્યો, તેથી ગાડાવાળા તો મરણભયથી જીવ લઈને નાઠા, અને ગાડા જે હતાં, તે ત્યા માલ સુધાં બળી ભસ્મીભૂત થઈ ગયા, અને જે બળદ હતા, તે પણ બળી મૂવા. પછી ભૂખ અને તૃષાથી આર્ત્ત એવો તે ગુણધર શેઠ પોતાના જીવને બચાવવા માટે એકદમ ત્યાથી થાકયો પાકયો સાતમા દિવસે કોઈ એક ચંત્રિકાવતી નામની નગરી હતી, ત્યા આવી પહોંચ્યો. ત્યા રાજ રસ્તામાં કોઇ એક મઠવાસી કાપડી રહેતો હતો, તેણે તે ગુણધર શેઠને પોતાના મઠની બારીમાંથી દીઠો, કે તુરત તેને પોતાના મઠમાં બોલાવ્યો, અને દયા લાવી પ્રથમ તો ભોજન કરાવ્યું. પછી તે ગુણધરશેઠને તેની વીતેલી સર્વ વાત પૂછી. ત્યારે તેણે યથાસ્થિત જે વાત થઇ હતી, તે કહી આપી, તેથી તે લિંગધારી કાપડીએ જાણ્યુ જે આ લોભી બહુ છે? એમ જાણી ત્યા કોઇ એક પર્વત હતો, તેની નીચે લઇ ગયો, અને ત્યા એક ઔષધી હતી, તે બતાવી અને કહ્યુ કે હે ભાઇ? આ ઔષધીને તું ઓળખી લે, જો. આ આ ઔષધિને મધ્યરાત્રે અહીં આવીને લેજે. તેમ કરી બન્ને જણ પોતાના સ્થાનકે આવ્યા, જયારે રાત્રિ પડી ત્યારે કાપડીએ તે ગુણધરને કહ્યુકે હે ગુણધર! મારી શક્તિથી ત્યાં જઈને પ્રકાશિત કાંતિવાળીઔષધિને તું ચુટી લેજે અને તેને ડાબાહાથમાં લઈ ગાઢ મૂઠીથી પકડીને મારી પાસે આવજે. પણ આવતાં આવતાં વનની સામું પાછું વાળી તું જોઇશ નહિં હો? તથા મનમાં જરા પણ ભય રાખીશ નહીં. એમ કરવાથી તારુ દારિદ્ર દુર થશે. તે સર્વ વાત સમજીને તે લોભી ગુણધર તત્કાલ પાછો નિર્ભય થઈને જેવામાં ચાલ્યો, તેમામા તો એક રાક્ષસ હતો તે ખડખડ હસતો અને શીયાળીઆ જેવા ફૂકારા નાખતો શૈલની નીચે આવ્યો અને તે રાક્ષસના પાદપ્રહારથી ખડિત થયેલી ગિરિની ટૂકોના કાંકરાનો તથા રાક્ષસના શબ્દ સાંભળી કાંઈક ભય પામીને તેણે પાછું વાળી જોયુ, ત્યા તો દઢમૂઠીમાં રાખેલી જે ઔષધિ હતી, તે તત્કાલ ઉડી ગઈ, તેથી ખેદ પામી કાપડી પાસે આવીને બનેલું સર્વ વૃત્તાત કહ્યું. તે સાભળી કાપડી બોલ્યો કે હે ભાઈ! તારામા સાહસ તથા

વ્યવસાય, એ બે તો છે, પરંતુ પૂર્વોપાર્જિત પુણ્ય નથી માટે તે પુણ્ય વિના બે નિષ્ફળ થાય છે, એટલું જ નથી, પણ ઉલટાં અવળાં થાય છે. તેથી તું હવે વૃથા ઉદ્યમ કરવાથી નિવૃત્તિ પામ. કેમ કે તેં ઉદ્યોગો તો ઘણા કર્યા, પરંતુ હીનપુણ્યને લીધે તને સુખને બદલે દુઃખ ઉત્પન્ન થાય છે, માટે સંતોષ રાખી ઘેર જા. ઉદ્યોગ તથા સાહસ કરી વૃથા દુઃખ શા માટે ભોગવે છે એમ ના પાડી તો પણ અત્યંત તૃષ્ણાવંત એવો તે ગુણધર ત્યાંથી પાછો કોઇ એક મહાલય નામે ગામ હતું, ત્યા આવ્યો અને ત્યાં કોઈ પરિવ્રાજક રહેતો હતો તેને મલ્યો, અને તેને પોતાના સર્વ દુઃખની વાત કહી બતાવી. પછી પરિવ્રાજક બોલ્યો કે કોઈ ઠેકાણે રાતો થોર હોય, તો જો. જો તે થોર મલે, તો તેથી તારું દુઃખ હું હણું. ત્યારે ગુણધરે કહ્યુ કે તમો પણ ચાલો તમારા વિના તે કામ બરાબર બનશે નહિ અને આપણે બન્ને મલીને તે કામ કરીએ. એમ વિચારી બન્ને જણ શોધવા ગયા અને શોધતા શોધતા તે પૂર્વોક્ત થોર મલ્યો. પછી ઉત્તમ યોગવાળો દિવસ જોઈને પરિવ્રાજકે તે થોરને સંચ્યો. પછી એક કુંડ બનાવી તે કુંડમાં અગ્નિ સળગાવ્યો. હવે જે થોરનો ભારો હતો, તેને ઉત્તમ કાષ્ટોથી વીંટયો, અને કાષ્ટ સહિત તે થોરના ભારાને ગુણધર શેઠને માથે મૂકયો, કુંડમાં હોમવાને માટે તેના હાથ પકડયા, ત્યાં તો તે ગુણધરે જાણ્યું જે અરે! આ તો મને હોમવા ધારે છે! તેથી જોર કરીને પરિવ્રાજકના હાથમાથી છટકી તેને જ કુંડમાં નાખવા તૈયાર થયો. એમ એકબીજાને કુંડમાં નાખવા માટે પ્રયાસ કરતા તેઓને કોઇ એક ગોવાલીયે જોયા, ને તેણે પોકાર કર્યો કે અરે ભાઈઓ! અહીં કોઈક બે જણા પરસ્પર એકબીજાને અગ્નિકુંડમાં નાખવા માટે લડે છે? તે શબ્દ કોઇ રાજકુમાર હતો, તેણે સાંભળ્યો કે તુરત તે ત્યાં આવ્યો, અને તેણે બન્ને જણને માહોમાંહે કલેશ થવાનું કારણ પૂછ્યું, ત્યારે તે ગુણધરે બનેલું સર્વ વૃતાત કહ્યું તે સાંભળી રાજકુમારે જાણ્યું જે સર્વ વાંક આ કાપડીનો જ છે પછી એકદમ કોપાયમાન થઈને તે રાજકુમાર બોલ્યો કે રે દુષ્ટ! પાપિષ્ટ! નિર્ઘૃણ! આ બિચારા ગરીબને અગ્નિમાં કેમ નાખે છે? એમ કહી ઉત્તમ કાષ્ટથી વિંટેલો રક્ત થોર તેને માથે મૂકી તે પરિવ્રાજકને જ કુંભમાં નાંખી દીધો. ત્યાં તો તે એક ઘડીમા સુવર્ણમય પુરૂષ થઈને નીકળ્યો, તેને સંતોષ પામેલા રાજકુમારે જઈ સેવકોને કહી એકાતમાં રખાવી મુકયો. પછી થોડું ઘણુ ભાતું આપીને ગુણધરને વિદાય કર્યો. હવે ગુણધરે જાણ્યું જે મારૂં મોત તો આવ્યું જ હતું પણ તે રાજકુમારે જરા પણ મને મારવા દીધો નહિ? એમ વિચાર કરતો કરતો પોતાના ગામ તરફ ચાલ્યો માર્ગમાં ચાલતાં ચાલતાં તેને કોઇએક પથિક મંત્રવાદી મલ્યો, તેની સાથે ચાલ્યો, અને તે મત્રવાદીને પોતાની સર્વ હકીકત કહી સંભળાવી પછી તે બન્ને જણ કોઇ એક નગર હતુ, ત્યાં આવ્યા. ત્યાં જ્યારે ભોજન વેળા થઇ ત્યારે ગુણધરને મંત્રવાદીએ કહ્યુ કે હે ગુણધર શેઠ! કાંઈ તમારે ભોજન કરવાની ઈચ્છા છે? ત્યારે તેણે કહ્યુ કે હા, ઘણા દિવસ થયા મારા મનને ખુશી કરે એવા મેં મોતીચૂરના અને કેસરીયા

લાડુ ખાધા નથી, પણ એ અહીંયા કયાંથી મળે ? જો એ મલે, તો હું પેટ ભરી ભોજન કરૂ. તે સાંભળી સિદ્ધપુરૂષે ધ્યાન કરી મંત્રસાધનથી તેણે કહ્યા તેવા જ મોદકો ઉત્પન્ન કરી આપ્યા, તે જોઇને ગુણુવર શેઠને તથા બીજા પણ કેટલાક પાંથજનોને વિસ્મય થયો, અને પછી તે સર્વે લાડુ જમીને તૃપ્ત થયા. તદનંતર તે મંત્રવાદી પોતે જમ્યો. પાછા વળી સાયકાલે પણ મંત્રસિદ્ધિથી ધૃતપૂર્ણ અન્ને કરી ઘણાને જમાડયા અને પછી પોતે જમ્યો, પાછા સવારે પણ દૂધપાકથી સહુ કોઈને જમાડયા. વળી પણ સાયંકાલે તે બન્ને જણે ખજૂર ખાધું અને પછી ત્યાંથી ચાલ્યા ચાલતા ચાલતા તે સિદ્ધપુરૂષનો આવો મંત્રસિદ્ધ ચમત્કાર જોઈ ગુણધર પૂછવા લાગ્યો કે હે મહારાજ ! આવી મહાસિદ્ધવિદ્યા આપને કયાંથી પ્રાપ્ત થઈ છે? કે જે વિદ્યાથી ધારો છે, તે પદાર્થ પ્રાપ્ત થાય છે? ત્યારે તેણે કહ્યુ કે ભાઈ! હું મહાદારિદ્રથી પીડા પામતો હતો, તેથી દારિદ્ર મટાડવા માટે હું ઘણા દેશોમા ભમ્યો, ભમતાં ભમતાં, પ્રત્યક્ષ જાણે મંત્રમૂર્તિ જ હોય નહિ? એવા કોઇ એક કાપાલિકને દીઠો. તેની મે ઘણી સેવા કરી ત્યારે મારી પર તુષ્ટમાન થયેલા કાપાલિકે મને અદ્ભૂત એવો વેતાલનો મંત્ર આપ્યો, અને તે મંત્ર મેં સાહસપણાથી સાધ્યો. હે ભાઇ ! આ માહાત્મ્ય તે સાધેલા મંત્રનુ જ છે? અને દારિદ્રના દુઃખથી ઘેરથી હું નીકળ્યો છું, તે હજી પાછો ઘેર પણ ગયો નથી હવે આ મંત્રસિદ્ધિ મને મલી છે, તેથી ઘેર જઈશ અને સર્વ વસ્તુ મંત્રસિદ્ધિથી સંપાદન કરીશ ? એમ વાતો કરતાં બન્ને જણ કેટલોક રસ્તો કાપતા ચાલ્યા, ત્યાં તો તે બન્ને જણને પોત પોતાને ગામ જવાનો માર્ગ જુદો જુદો ફંટાણો. ત્યારે સિદ્ધપુરુષે કહ્યુ કે હે સખે ! તમારો દેશ તો આ નિકટ આવ્યો, તે ડાબાહાથ તરફ જ છે તેથી તમારે હવે તે તરફ જાવું પડશે, અને મારે દક્ષિણ તરફને માર્ગે જાવું પડશે, કારણ કે મારું ગામ દક્ષિણ તરફ છે. પરંતુ આપણો હવે વિયોગ થશે ? માટે હે મિત્ર ! તમે મારા મિત્ર છો, તેથી જે કહો તે આપુ ? તમો માગો તે હુ તમને કોટિ દ્રવ્યનું દાન દેવાને પણ સમર્થ છું ? ત્યારે તે ગુણધર વિચારવા લાગ્યો કે કોટિ દ્રવ્યનો લાભ મલે, તે શુ કામનો ! પરંતુ જો મંત્ર મલે, તો દરિદ્ર જાય. તેમ માની અસંતુષ્ટ એવો ગુણધર તે સિદ્ધપુરુષ પાસે વેતાલદત્ત મંત્રની યાચના કરવા લાગ્યો. ત્યારે સિદ્ધપુરુષે કહ્યું કે એ મત્ર તો હું તમને આપું, પરંતુ તે મંત્ર, ધર્મિષ્ઠ પુરુષને સાધ્ય છે, તેને જો કોઈ અધર્મી સાધે છે, તો તેના પ્રાણનો નાશ થઈ જાય છે. એમ સમજાવ્યો તો પણ તે જ્યારે પોતાના કદાગ્રહથી નિવૃત્ત થયો નહિં. ત્યારે દાક્ષિણ્યનિધિ એવા તે સિદ્ધપુરુષે વેતાલમંત્ર આપ્યો અને તે મત્ર સાધવાનો વિધિ પણ કહ્યો. પછી તે પોતાના સ્થાનક પ્રત્યે ગયો. હવે ગુણધર શેઠ, પોતાના દેશ પાસે સુસીમનામે નગરમાં પોતાનો મામો જ્યાં રહે છે, ત્યા આવી તે મામાને ઘેર ગયો, કેટલાક દિવસ ત્યાં સુખે રહ્યો.

એક દિવસ પોતાના મામાની આગળ તે વેતાલમંત્ર સાધવાની સર્વ વાત કહી અને તેમની રજા લઈને કાલીચતુર્દશીને દિવસે રાત્રે સ્મશાનમાં ગયો. ત્યા જઈ કુંડ બનાવી

તેમાં હોમવા યોગ્ય આહુતિઓ વિધિથી હોમવા તથા તે મંત્રનો જાપ કરવા જેવામાં લાગ્યો, તેવામાં તો ત્યાં નાના પ્રકારની ભયકારક ચેષ્ટાઓ થવા લાગી, તો પણ જ્યારે તે ભય ન પામ્યો, ત્યારે તો જ્યાં તે બેઠો હતો, તેજ સર્વભૂચક્ર ફરવા લાગ્યું અને એકદમ ભયંકર શબ્દ થયો, તેથી તેનું ચિત્ત કંપાયમાન થઈ ગયુ, અને તેથી તેને તે મંત્રનું એક પદ પણ વિસ્મૃત થઈ ગયું. ત્યાં તો મત્રાધિષ્ઠાતા વેતાલ જે હતો તે તેને મંત્રભ્રષ્ટ થયેલો જોઇને કહેવા લાગ્યો કે અરે દુષ્ટ ! આવા પરાક્રમે કરી મને સાધવાની ઇચ્છા કરે છે? એમ કહીને લાકડીના પ્રહારે મૂર્ચ્છિત કરી તેને સ્મશાનમાંથી બહાર કાઢી નાખ્યો. પછી સવાર થઇ ગઈ તો પણ જ્યારે તે આવ્યો નહિં, ત્યારે તેના મામાએ વિચાર્યું જે સવાર તો પડી ગઈ, પણ ગુણધર કેમ આવ્યો નહિં ? ચાલ હું સ્મશાનમાં જઈ તપાસ તો કરું ? એમ વિચારી ત્યા આવી તપાસ કરી જ્યાં જુવે, ત્યા તો સ્મશાનથી બહાર પડેલા તે ગુણધરને જોયો અને દયા જાણી સ્વસ્થ કરીને ઘેર આણ્યો અને ઔષધ કરી સાજો કરી તેનુ જયશેખર નામે જે ગામ હતું ત્યાં મોકલ્યો. પછી તેણે ઘેર આવી પોતાની સર્વ વાત કહી બતાવી. તે વાત સાંભળનારાઓએ તેની સમક્ષ તો તેનું આશ્વાસન આપ્યું પછીથી તેનું "નિર્ભાગ્યશેખર" એવું નામ પાડયું. અને સહુ કોઈ તે નામથી જ બેલાવા લાગ્યા. તેથી અત્યંત લજ્જા પામી જ્યાં ત્યાં પોતાની નિંદાને સહન ન કરતો થકો ગલે ફાંસો ખાઇ દુર્ધ્યાનથી મરણ પામ્યો. મરીને નરકમાં ઉત્પન્ન થયો. ત્યાંથી નીકળીને તિર્યં-ચયોનિને વિષે ભ્રમણ કરશે ત્યાં પણ ઘણા પ્રકારનાં દુઃખોને સહન કરશે. ગુણાકર તો રત્નાકરની પેઠે શ્રીમાન્ પોતાની ધર્મમર્યાદાને અનુસરી ધનને વાપરતો, પુત્રાદિક સંતતિથી યુક્ત થકો અત્યંત શોભવા લાગ્યો. હવે પોતાના મિત્રનુ આવી રીતે ગલાફાંસાથી મરણ થયુ સાંભળી પોતે વૈરાગ્યવાન થઈ પાંચમા અણુવ્રતને નિરતિચાર રીતે પાળી સમાધિ મરણ પામી સ્વર્ગમાં ગયો. અને અનુક્રમે મોક્ષને પણ પામશે માટે હે શ્રાવિકાઓ ! આ ઇતિહાસથી પાંચમાઅણુવ્રતના ગુણ તથા દોષોને સમજી વિવેક લાવીને પરિગ્રહ પરિમાણ વ્રતને અંગીકારકરો તે ઉપદેશથી બોધ પામેલી એવી મારી સ્ત્રીઓએ મુનિની પાસે તે પાચમું પરિગ્રહપરિમાણ વ્રત સ્વીકાર્યું. ત્યાર પછી મેં વિચાર્યું કે આવા સારાગુણ આપનારા ધર્મમૂર્ત્તિ એવા ગુરુને વિષે મે જે વારંવાર પ્રહાર કરવાનો વિચાર કર્યો, તે ઘણુ જ દુષ્ટ કર્મ કર્યું, માટે તે અપરાધને મગાડવા માટે તેના ચરણમાં જ મારે પડવુ જોઇએ ? એમ વિચાર કરી એકદમ તે મુનિના ચરણમાં હુ પડી ગયો અને મારો ચિંતવન કરેલો સર્વ અપરાધ મે કહી દીધો. પછી તે અપરાધ ખમાવીને, હું વિજ્ઞાપન કરવા લાગ્યો કે હે ભગવન્ !

હાલ જે ગુણધર થઈને નરકમા ગયો, તેનો પૂર્વાવતાર વિષ્ણુ હતો, તેણે પોતાના મિત્ર સુવિષ્ણુને ત્યા વહોરવા આવેલા મુનિને ઉપહાસથી કૂરવચન કહ્યા, તેથી તેને દારુણ ફળ મળ્યું, તો હે મહારાજ ! હુ પણ પ્રદ્વેષથી દૂષિત છુ, તો મારો તે કેવી રીતે નિસ્તાર થાશે ? ત્યારે મુનિએ કહ્યું કે ત્રણ જગતના જનને માનવા યોગ્ય, બ્રહ્મચારી, સૌમ્ય ગુણ યુક્ત

એવા સાધુઓને વિષે જે દુર્ધ્યાન કરવું, તે મોટું પાપ છે, તે પાપનું જે મટાડવું, તે તો ગુરુ પાસે આલોઈને અથવા મુનિપણું આચરીને થાય છે, હે મહાભાગ! તુ તારા મનને વિષે આ સંસારની અસારતાને ભાવ, અને મનને વિષે વૈરાગ્ય લાવ, કારણ કે આ કામભોગનું જે સુખ છે, તે તો દુર્ગતિનેજ દેવાવાલુ છે અને આ દેહાદિક સર્વ સંયોગ જે છે, તે અનિત્ય છે અને મૃત્યુ જે છે, તે તો 'અમુક દિવસે મરશું,' એવો નિર્ધાર ન હોવાથી આશા ભરેલા પ્રાણીને અચાનક લઇજ જાય છે? એમ ચિંતવન કર, સંસારિક સુખને તુચ્છ જાણી તેનો ત્યાગ કરી સુખદાયક એવા સંયમને ગ્રહણ કર અને હે ભાઇ! પારકી નિંદાને છોડી દે, માયાનો ત્યાગ કર, કામની તર્જના કર, મદને વાર, આલસને છોડી દે, નિર્મળ એવા સંયમને ભજ, કારણ કે સંયમથકી કર્મરુપ પાંજરાથી મુકાઇ જવાય છે. આવા સુધાસમાન મુનિના વચન સાભળીને હે પૂર્ણચંદ્રકુમાર! મારા શરીરગત જે મોહવિષ હતુ તે નાશ પામી ગયું અને વિવેકથી મારું મન વિકસિત થયું, સંસારાંબુધિમાં ડુબતા એવા મને ગુરુરૂપ વહાણ હાલ ઉપલબ્ધ થયુ. મેં, આ સંસારને અસાર જાણી મારી સર્વ સ્ત્રીઓને બોધ કર્યો, તેથી વૈરાગ્ય પામેલી એવી સર્વસ્ત્રીઓ સહિત ઘણું દ્રવ્ય હતું તે સાત ક્ષેત્રમાં વાપરી, મુનિયોના ગુરુ એવા શ્રી સિંહસેનનામે સૂરિની પાસે જઇ, દીક્ષા ગ્રહણ કરી હે પૂર્ણચંદ્રકુમાર! આ પ્રમાણે મને વિશેષ વૈરાગ્ય થવાનું કારણ મે સવિસ્તર કહ્યુ આવી રીતે સુરિનું સર્વચરિત્ર શ્રવણ કરી બોધ પામેલો તે પૂર્ણચંદ્રકુમારનો પિતા સિંહસેન રાજા, તે મુનિપતિને કહે છે. કે હે ભગવાન્! તમે ધન્ય છો, પુણ્યવાન્ છો, ત્યાગી જનોમા પણ અગ્રગણ્ય છો, કારણ કે જે તમોએ અગણ્યલક્ષ્મીને તથા સુંદર શ્યામાઓને તથા પૃથ્વીના રાજ્યને પણ તૃણની જેમ ત્યાગ કર્યો છે? હે મુનિપતે? હું આપની સન્મુખ નિરવદ્ય એવી તત્ત્વવિદ્યાને સદ્ય પામીને નિર્વંધ્ય અને હર્ષદાયક એવી સંયમશ્રીને સ્વીકારીશ? એમ કહી નગરમા જઇ પોતાના પુત્ર પૂર્ણચંદ્ર કુમારને મહા-મહોત્સવથી સર્વ સામંત, પ્રધાન, સેનાપતિની સમક્ષ, રાજગાદી ઉપર બેસાડયો પછી પૂર્ણચંદ્ર કુમારે દીક્ષામહોત્સવ જેનો કર્યો છે એવો તે સિંહસેનરાજા, સુરિની પાસે જઇ દીક્ષા ગ્રહણ કરે છે હવે તે રાજા શિક્ષા ગ્રહણ કરી શાંત, દાંત, મહાવ્રતને વિષે આસક્ત છઠ અટ્ટમાદિ તપને તપતો થકો મહામુનિ થયો પૂર્ણચંદ્રરાજા પણ શુદ્ધ ધર્મની ધુરાને ધારણ કરતો તથા પર્વતની પેઠે સ્થિરતાને ગ્રહણ કરતો થકો સર્વ રાજસંપત્તિને યોગ્ય રીતે ભોગવવા લાગ્યો, મદથી રહિત વર્ત્તવા લાગ્યો. વલી તે કુમાર, જ્ઞાન દર્શનના રક્ષણ માટે પોતાની પાસે રહેનારા સુભટો પણ સદાચારવાલા, સમિતિ ગુણયુક્ત, ક્ષમા યુક્ત એવા તે ઇચ્છે છે એવો તે પૂર્ણચંદ્ર, ધર્મનાજ સંગે કરી સર્વ રિપુચક્રને વશ કરતો હતો.

હવે પોતાની પુષ્પસુંદરી સ્રીની સાથે ભોગને વિષે પ્રીતિ રાખતા રાખતાં કેટલોક કાલ વ્યતીત થઈ ગયો, ત્યારે તેને એક "વીરોત્તર" નામે, પુત્ર થયો, અને પછી તેનો યુવરાજપદને વિષે સ્થાપન કર્યો, પુષ્પ સુંદરી પણ સમ્યકત્વપૂર્વક પાચ

અણુવ્રતને ધારણ કરતી થકી શુદ્ધ જેનો ભાવ છે, એવી પરમ શ્રાવિકા થઇ. એક દિવસ બહારના સર્વ વૃત્તાંતના કહેનારા પુરુષ પાસેથી પોતાના પિતા મુક્તિએ ગયા, એવું સાંભળી, પરમ વિષાદ યુક્ત થઇ તે પૂર્ણચંદ્રરાજા ભાવના ભાવવા લાગ્યો કે, ધન્ય છે મહાનુભાવ મારા પિતાને કે જેણે પોતાના કોમળ અંગે કરી દુષ્કર એવું કાર્ય સાધી લીધું ! મહાપાપમાં આસક્ત, અલ્પસત્ત્વ એવો હું તો જરાને પ્રાપ્ત થયો, તો પણ વિષયમાંજ લોલુપ થઇ રહ્યો છું. વળી આ દેહાદિકને વિષે અનિત્યતા જોઉ છુ, તો પણ હજી ધર્મમાંજ પ્રમાદ કરી બેસી રહ્યો છું ! તે પૂર્ણચંદ્રરાજાને વૈરાગી જોઇ પોતાની પ્રિયા પુષ્પસુંદરી કહેવા લાગી કે હે નાથ ! નકામો ખેદ શા માટે કરો છો ? તેવા ખેદ કર્યાથી શું વળવાનું છે ? માટે ખેદ છોડી કાંઇક ઉદ્યમ કરો માટે શોક છોડી દો અને હવેથી બ્રહ્મચર્યવ્રત જાવજીવ પાળો, જ્યા સુધી સુરસુંદરસુરિ અહીં ન પધારે, ત્યા સુધી પૂર્વોક્તરીતે આપ વર્તો. અને જયારે તે ગુરુ પધારે, ત્યારે આપના જે મનોરથ હોય, તે સાધજો. આવા વચન સાભળી પૂર્ણચંદ્ર રાજા કહેવા લાગ્યો કે હે પ્રિયે ! તુ ઘણી ચતુર છે કારણ કે મારા મનમાં જે બાબતનો મને કલેશ હતો, તે બાબત તે સર્વ કહી દેખાડી તે બહુજ સારું કહ્યુ. એમ તે પુષ્પસુંદરીની સ્તુતિ કરીને રાજ્યની સર્વ ચિંતા પોતાના પુત્ર પર નાંખી, સર્વ વ્યાપાર રહિત થઇને અહોનિશ જિનેંદ્રપૂજા તથા સામાયિકને ગ્રહણ કરવા લાગ્યો, હવે તે દંપતી, સુરસુંદરસુરિના આગમનની વાટ જોઇ બેઠાં છે, તેવામાં પૂર્ણચંદ્ર રાજાને શરીરમાં રોગ આવ્યો તેથી દેહ ગેહને વિષે સુરિની ભાવના ભાવવા લાગ્યો કે અહો ! જે ઠેકાણે સુરિ વિહરતા હશે, તે દેશ, પુર, ગ્રામ, તેને ધન્ય છે ? હુ કયારે દેખીશ કે જે દિવસમા ગુરુ પાદાબુજને સેવીશ, તથા ગુણોથી શ્રેષ્ઠ એવા સાધુઓની સેવા પણ કરીશ ? વળી પૂર્ણ અમૃતરસ સમાન શ્રીગુરુના મુખથકી નિકળતા આગમામૃતનું પાન કરીશ ? સંસારરુપ અટવીમાં વિહાર કરવાથી ભય પામેલો તથા સદા શમરુપ આરામને વિષે નિવાસ કર્યું છે ચિત્ત જેનું એવો હુ તૃણમા અને મણિમાં તુલ્ય મન કરીને રુડા સાધુ સાથે કયારે વાર્તા કરીશ ? એ પ્રકારે ધર્મધ્યાનની ભાવનાને ભાવવા લાગ્યો. ત્યાં તો તે રાજાને પ્રબળ રોગની વ્યથા વધી, તેને સહન કરી, માનનો તથા ક્રોધકષાયનો ત્યાગ કરી અને સન્મૃત્યુથી તેણે પોતાના દેહનો ત્યાગ કર્યો. પછી તે પૂર્ણચંદ્રકુમાર, રાજ્યસુખ ભોગવવાના ગૃહ વગેરે સાધન જેમાં છે એવા અગ્યારમા આરણદેવલોકમા મહર્દ્ધિક દેવપણાને પ્રાપ્ત થયો.

પછી શાસ્ત્રોક્ત તપથી કૃશશરીર વાળી. શ્રીમત્ અરિહંતપદમાં ભ્રમરી સમાન તે પુષ્પસુંદરી રાણી પણ સમાધિયોગથી આરાધના કરી ગૃહસ્થભાવથીજ મરીને અગાધસુખથી ભરપૂર એવા તેજ અગ્યારમા આરણદેવલોકને વિષે મહર્દ્ધિકદેવતા થઇને અવતરી પ્રકાશમાન એવા તે એકજ આરણવિમાનને વિષે બન્ને દેવતા મિત્ર થયા, અને ત્યા વીસ સાગરોપમનું આયુષ્ય ભોગવતા હતા **એ પ્રમાણે પૃથ્વીચન્દ્ર અને ગુણસાગરના ચરિત્રને વિષે પૂર્ણચંદ્ર રાજાધિકાર નામે પાંચમો સર્ગ સંપૂર્ણ થયો અહીં પૃથ્વીચંદ્ર અને ગુણસાગરનો દશભવનો સંબંધ સમાપ્ત થયો.**

# છઠ્ઠો સર્ગ

પુણ્યાનુબંધિ પુણ્યથી ઘણોકાલ તે બન્ને જણ, દેવતાપણે રહી ત્યાથી ચ્યવીને જે સ્થલે પ્રાપ્ત થયા, તે હે ભવ્યજનો! હું કહું છુ, તે સાભળો. શ્રીજબુદ્વીપના ભરત ખંડમાં દક્ષિણભરતાર્દ્ધને વિષે વિદેહનામે જનપદ છે, તેમા મિથિલા નામે નગરી છે, જે નગરીની બહાર તથા અંદર, ઉત્તમ મનોહર છાયાવાળા અને પુષ્પફલથી ભરપુર એવા પુન્નાગના વૃક્ષોથી સુશોભિત બાગમો છે. તેમાં નરસિંહ નામે રાજા રાજ્ય કરે છે. તે સિંહસમાન એવા નરસિંહ રાજાનુ નામ સાંભળી શત્રુનૃપરુપ ગજો ત્રાસ પમે છે. શીલ અને લીલાના વિલાસવાળી, દોષસમુહથી વિરહિત, સર્વ કલાકલાપથી મનોહર એવી તેની ગુણમાલા નામે પટ્ટરાણી છે, તેની સાથે અત્યુત્તમ ભોગ ભોગવતાં તે રાજાને ઘણો જ કાલ વ્યતીત થયો. હવે એક દિવસ તે રાજાએ એકાતમાં બેઠાં બેઠા, વિચાર કર્યો કે જગત્માં મારી કીર્તિ થાય છે કે અપકીર્તિ! તેની હું તપાસ તો કરાવુ! એમ વિચારી તેના તપાસ માટે મોકલેલા પોતાના અનુચરે આવીને કહ્યું કે, હે રાજન્! આપના કહેવા પ્રમાણે હું તપાસ કરતો હતો ત્યા મેં રસ્તામા ચાલતા કોઈ સ્ત્રી બોલી કે

આ ગામનો નરસિંહ રાજા ઘણા વર્ષ જીવે. કારણ કે તેમા પોતાના નામ પ્રમાણે જ ગુણો છે. તે સાંભળી બીજી સ્ત્રી કહેવા લાગી કે હે બેન! તુ ખોટું બોલે છે, તે નરસિંહ રાજા નામથી જ નરસિંહ છે, પણ ગુણોથી નથી. ગુણોથી તે તો જંબુક સરખો છે, કારણ કે જે પુત્ર ન છતાં પણ નિશ્ચિંત થઈ સુઇ રહે છે! તથા ભોજન પણ કરે છે. વળી તેમાં સર્વ પ્રકારનુ સામર્થ્ય છતા પણ તે પુત્ર પ્રાપ્તિ માટે મંત્ર, યોગ, કલા તથા વિદ્યાની સામગ્રી મેળવવામાં નિરુદ્યમીજ રહે છે માટે તેને તું ગુણથી નરસિંહ કહે, પણ હું કેમ કહું? પુત્ર વિનાનુ કુલ શા કામનું? તથા મત્ર વિનાની ક્રિયાઓ પણ શા કામની? નેત્ર વિનાનું રુપ શા કામનું? અને શીલ વિનાનુ તપ પણ શા કામનુ? હે બહેન! પિતાદિક સર્વે સત્પુત્રથી સુખી થાય છે હે સખિ! પુત્ર જન્મથી પિતાના હૃદયને વિષે આનંદ થાય છે, જનની પણ આનદને પામે છે પોતાના સગા વહાલા હર્ષને પામે છે, વિદ્વેષીજનો વિષાદને પામે છે, પિતાના જે ગુણો હોય ને તેના મરણથી નાશ પામ્યા હોય, પણ પુત્ર થવાથી પાછા સ્તુતિ કરવા યોગ્ય થાય છે, તે માટે પુત્રનો જન્મ કલ્પ-દ્રુમથી પણ અધિક ગુણવાળો છે પુત્રવાળો પ્રાણી સુખને તથા યશને કેમ ન પામે? એ પ્રકારના વચન માણસ પાસેથી સાભળી તુરત મત્રીને બોલાવ્યો. અને પુત્રપ્રાપ્તિને માટે નરસિંહ રાજા મત્રીને પુત્ર થવાનો ઉપાય પૂછવા લાગ્યો ત્યારે મંત્રીએ કહ્યુ કે હે સ્વામિન્! મે સાભળ્યું છે કે વિચિત્ર પ્રકારના આડબરવાળો કેટલાક દેશોમા ફરતો ફરતો કોઈ એક યોગીન્દ્ર પુરુષ, આપણા ગામની બહારના વનમા આવેલો છે. તે યોગી સમર્થશાલી છે

માટે તેની પાસે આપ પુત્ર માગો. કારણ કે તેની સરખો બીજો કોઈ પ્રૌઢકાર્યકર પુરૂષ આ આખા ભરતખંડમા દેખવામાં આવતો નથી તે સાભળી નરસિંહ રાજાએ માણુસ મોકલી તે યોગીન્દ્રને સવિનય તેડાવ્યો, ત્યારે તે યોગી ઝુલતા હાથીની જેમ વિદ્યામદથી ભરપૂર થકો ત્યા આવ્યો. પછી તેને પ્રૌઢ આસન નાખી આપ્યુ, ત્યારે તેની પર બેઠો, પછી તેનો સત્કાર કરી રાજાએ કહ્યુ કે હે યોગીન્દ્ર ! આપની કેટલીક શક્તિ છે? ત્યારે યોગીએ કહ્યું કે તમારે પૂછવાનુ શુ કામ છે? ભલે દુષ્કર કાર્ય હોય અને તેની પણ જો તમારા મનમાં ઇચ્છા હોય તો તે પણ કહો? જો તમે કહેતા હો તો નાગકન્યાને પણ હું અહીં બેઠાંજ લાવી આપું, અથવા તમે કહો તો તમારા રિપુસમૂહને તમારા ચરણુમા નમાવી દઉં ! અને તમારા મનમાં ધારેલા અને જે ઘણુાજ દૂર હોય, તે ગજ અશ્વાદિકને પણ હરણુ કરી અહીં સહુ દેખે એમ લાવી આપું? તે સાંભળી વિસ્મિત થયેલા રાજાએ કહ્યુ કે જ્યારે એટલુ બધું કહો છો, ત્યારે એ સર્વ વાત બાજુ પર રહી, પણ હાલ એક નાગકન્યાને જ લાવી આપો? ત્યારે તે યોગીએ હૃદયમાં એક ક્ષણુ વાર ધ્યાન કર્યું, ત્યા તો રત્નાભરણુભૂષિત એવી એક નાગકન્યા આવી ઉભી રહી અને કહેવા લાગી કે હે યોગીન્દ્ર ! મને આપે કેમ તેડાવી છે? જે ઇચ્છા હોય તે ફરમાવો. એમ કહીને ઉભી રહી. ત્યારે યોગીએ કહ્યું કે હે ભદ્રે ! જેમ આ રાજા કહે, તેમ તું કર. ત્યારે તે નાગાંગના રાજા પાસે જઈ હાથ જોડીને કહેવા લાગી કે હે સ્વામિન્! મને કેમ બોલાવી છે? જે આજ્ઞા હોય, તે ફરમાવો ત્યારે રાજાએ કહ્યુ કે હે સ્ત્રી ! તું કેમ આવી છે, અને કોણુ છો? ત્યારે તે બોલી કે મહારાજ ! હુ નાગેન્દ્રની સ્ત્રી છું. અને આ યોગીન્દ્રના બોલાવવાથી નાગલોકથી આવેલી છુ. તે પછી રાજાએ કહ્યુ કે તે તો ઠીક. પણ તુ શુ કરવા આવેલી છે? ત્યારે તે બોલી કે તે કંઈ હુ જાણુતી નથી પછી રાજાએ યોગીને એવો ચમત્કારિક જાણી નાગકન્યાને નમસ્કાર કરી જવાની રજા આપી અને પછી યોગીન્દ્રને કહેવા લાગ્યો કે હે યોગીંદ્ર ! અહો આપ મહોટા સામર્થ્યવાન્ છો, તે તો મને પ્રત્યક્ષમાજ દેખાયું? એમ કહીને તે મહાયોગીને એકાંત સ્થલમા બોલાવીને પોતાના પુત્રપ્રાપ્તિને વિષે પૂછવા લાગ્યો. ત્યારે યોગીએ કહ્યુ કે બસ, એટલુ જ કામ છે ના? અરે હે રાજન્ ! મારા મહિમારૂપ અંબુધિ પાસે એવી અણુસમાન વાતમા તે શુ કરવુ છે? જેણે સમુદ્ર તરી લીધો તેને જલથી ભરેલા ગાયની ખરીના ખાડાનો તે શો હિસાબ છે? માટે હે રાજન્ ! હુ તને કહુ, તેમ કર કે જો, તું કાલીચૌદસને દિવસે હાથમાં ઉઘાડી તલવાર લઇને મધ્યરાત્રે સ્મશાનમાં આવજે ત્યાં જ્વાલિની દેવી પાસે હું તને પુત્ર અપાવીશ! વળી બીજું પણ તને જે કાંઇ અનિષ્ટ હશે, તે દૂર કરીશ. તથા તારી સહાયતા પણ તે દેવીના અનુગ્રહથી થશે. તે વચન સાંભળી અત્યંત ખુશી થયેલો રાજા કહેવા લાગ્યો કે મહારાજ ! આપ કહો છો તેમ હું જરૂર કરીશ. એમ કહી તે યોગીંદ્રને વિસર્જન કર્યો. ત્યાર પછી ડાહ્યા એવા મન્ત્રીઓ ભેગા થઈ નરસિંહ રાજાને કહેવા લાગ્યા કે મહારાજ ! એ યોગીના

બોલવા પર વિશ્વાસ કરશો નહિં ? કારણ કે જગતમાં મનુષ્યો જે છે, તે કર્મથી ભિન્ન ભિન્ન સ્વભાવવાળા હોય છે. રાજાએ તે વાત સાંભળી કહ્યું કે ઠીક છે, તમે કહો છો, તેમજ કરીશ.

હવે જે કાળીચૌદશનો દિવસ યોગીએ કહ્યો હતો તે દિવસે રાજા મધ્યરાત્રિએ હાથમાં ઉઘાડી તલવાર લઈને સ્મશાનમાં ગયો અને તે યોગી પણ આવ્યો, પછી ત્યાં એ બન્ને જણ ભેગા થયા, અને શુદ્ધભૂમિ કરી દીવો કરી મંડલ કાઢ્યું. પછી યોગીએ નરસિંહ રાજાને કહ્યું કે હે રાજન્ ! દક્ષિણ દિશામાં એક વડ છે, તે વડની શાખામાં એક શબ બાંધેલું છે, તેને તું જલદી જઈને લઈ આવ. જો કદાચિત્ તે શબ બોલે, તો પણ તેને તારે કાંઈ પણ પ્રત્યુત્તર દેવો નહિ. એમને એમ બોલ્યા વિનાજ ચાલ્યું આવવું; અને કોઇથી ડરવું પણ નહિં. તે સાંભળી રાજા એકદમ દક્ષિણ દિશામાં વડપાસે જઈ તે વડની શાખાપર ચડી શબને છોડી લઈ ને ત્યાથી ચાલવા લાગ્યો, ત્યાં તો જે શબ હતું તે રાજા પાસેથી જેમ હતું તેમજ વડની ડાળે આવી ફરી બંધાઇ ગયું. ત્યારે રાજા વિચાર કરવા લાગ્યો કે અરે ! મારી પાસે શબ હતું તે કયા ગયુ ? એમ વિચારી જ્યાં આઘું પાછું જોવે છે, ત્યાં તો શબને વડની ડાળ પર પૂર્વવત્ બંધાયેલું દીઠું. પાછો વળી બીજી વાર રાજા વડપર ચડી શબને છોડી લઈ ચાલવા લાગ્યો, તેવામાં શબમાં રહેલો વ્યંતર બોલ્યો કે અહો ભૂપાલ ! તારું નામ જે નરસિંહ છે, તે ખોટુંજ છે, કારણ કે તું શ્રૃગાલ સમાન છે. કેમ કે તું સ્વધર્મને છોડી કુકર્મને કરે છે ! અરે તું તારા મનોહર અને ઉત્તમ એવા સ્થાનકને મૂકીને જેમા જઈને સ્નાન કરવું પડે, એવા આવા ભયંકર સ્મશાનમાં આવ્યો ? તથા વળી આ અપવિત્ર શબને અડ્યો ? વળી હે રાજન્ ! હું તને કહું છું કે જો તું મને અહીં મૂકીને પાછો નહિ જાય, તો હું તારા ઝીણા ઝીણા કટકા કરીને તેનું સ્મશાનસ્થ સર્વ ભૂતોને બલિદાન કરી દઇશ ? ઈત્યાદિક ભયકારક વાક્ય કહીને તે વ્યંતરે ભયાનક આકારવાળાં હજારો રૂપ દેખાડ્યા, તો પણ રાજા જ્યારે ક્ષોભ ન પામ્યો ત્યારે રાજાના નિર્ભયપણારૂપ સાહસને જોઇને તુષ્ટાયમાન થયેલા તે વ્યંતરે કહ્યું કે હે રાજન્ ! જે કાર્ય તું નિશ્ચયથી કરવા બેઠો છે, તેં ધારેલા કાર્યમાં કદાચિત્ ભય ઉત્પન્ન થાય છે, તો પણ તે કાર્યમાથી તુ પાછો પગ કરતો નથી ? તે માટે તારા આવા પરાક્રમથી હું તુષ્ટાયમાન થયેલો છું તેથી એક તને સત્યવચન કહું છું, તે સાભળ. હે રાજન્ ! તુ તો સરલ છો તથા પુત્રાર્થી છે, પરંતુ આ યોગી જે છે, તે તો ઠગ છે અને તને ઠગવા ઇચ્છે છે. તેનું કરેલું આ બધું ખોટું છે, તને જે નાગેંદ્રની સ્ત્રી દેખાડી, તે પણ ઇન્દ્રજાલિક વિદ્યાથી બતાવી છે, તેથી હે ભાઈ ! તું વિશ્વાસ પામ્યો. પરંતુ વસ્તુતઃ તે સર્વ અસત્યજ છે. તે યોગી તારા શરીરનુ બલિદાન દઈને અમોને સાધવાને ઇચ્છે છે માટે દુર્જનશિરોમણી એવા તે યોગીંદ્રને તારે દુરથીજ ત્યાગ કરવો જોઈએ. માટે હે રાજન્ ! તે ખલ એવા યોગીશ્વરનો તું વિશ્વાસ કરીશજ નહિં. અને પુત્રને માટે જે તું પ્રયત્ન કરે છે, તે પણ

હવે કરીશ નહીં. અને જા, હુ તને એક વચન આપુ છું, કે આજથી સાતમે દિવસે તારી સ્ત્રીને સૂર્યનું સ્વપ્ન આવશે, અને એ એ ધાણીથી તું જાણજે જે તારે કુલદીપક પુત્ર જરૂર થશે. તેમ છતાં પણ કદાચિત્ તુ આ શબ લઈ જવા વગેરેના પ્રયત્નને ન છોડે અને યોગી પાસે આ શબને લઈ જઈશ તો પણ આટલુ તો ધ્યાનમાંજ રાખજે કે જો તે યોગીન્દ્ર તારી પાસે તારી તલવાર માગે, તો તેને સર્વથા આપવી નહિ, જો તારા હાથમાં તલવાર હશે, તો મારી સહાયતાથી તે યોગીને તુ જરૂર જીતીશ ? એ પ્રકારનાં શબગત વ્યંતરના વચન સાભળી તે વચન ધ્યાનમા રાખી, શબને લઈ તે યોગી પાસે આવ્યો પછી તે શબને યોગીએ બતાવેલા સ્થલમાં મૂકી રકતચદન તથા રાતી કરેણના પુષ્પોથી તેનું પૂજન કરી મંડળમાં મૂકયુ પછી તે યોગી નરસિંહ રાજાને કહે છે, કે હે રાજન્ ! તારા હાથમાં આ જે તલવાર છે, તે મારા હાથમાં આપ ત્યારે રાજા પેલા વ્યંતરનું વચન સાંભળીને વિચારવા લાગ્યે જે વ્યંતરે મને તેના હાથમાં તરવાર દેવાની ના કહી છે માટે તે આપવી નહીં ? એમ વિચારી યોગીંદ્ર કહેવા લાગ્યો કે હે યોગીંદ્રનાથ ! સુભટ જનને પોતાનું હથીયાર તો કોઈને આપવુ જ નહીં. કારણુ કે તેને અચાનક કાંઈક આફત આવે, તો તે હથીયારથીજ મટે છે ! માટે આ તલવાર હું આપીશ નહીં. તે સાંભળી યોગીંદ્ર બોલ્યો કે હે રાજન્ ! વધારે બોલવું મૂકી દે અને તે તલવાર મને આપ. કારણુ કે તું તો તે તલવારનો જ સ્વામી છે પણ હું તો તારો પણ સ્વામી છું. અને હું જ્યારે તારૂં રક્ષણ કરવા બેઠો છું ત્યારે તારે કોની બીક છે ? તે કહે. અને મારે તો મંત્ર સાધવાને માટે લોઢાના હથીયારની અપેક્ષા જ છે, અને તારે કાંઈ તેની જરૂર નથી. એ વચન સાંભળી રાજા કહે છે, કે હે તપસ્વી મહારાજ ! હું આ તલવાર લઈ જ્યારે અહીં ઉભો રહેલો છું, ત્યારે તો દેવ પણ મારી પર અને તમારી પર કોપ કરવાને સમર્થ નથી તો વ્યતરો તો શું કરવાના છે ? માટે આપ ખુશીથી મંત્રસાધના સાધો. આમ કહેવાથી તે યોગીનો સ્વાર્થ સિદ્ધ ન થયો તેથી તેણે તેને ઘણી રીતે સમજાવ્યો, પણ તે વ્યંતરનુ વાકય યાદ રાખી રાજાએ તે યોગીનું એક પણ વાકય માન્યું નહિ અને છેવટે પોતાની તલવાર નજ આપી ત્યારે તો જેમ દુગ્ધ પાન કરાવી ઉછેરેલો સર્પ પોતાના સ્વામીને કરડવા તૈયાર થાય, તેમા અત્યંત ક્રોધાધ થયેલો તે દુષ્ટ યોગીન્દ્ર કહેવા લાગ્યો કે હે કૂરરાજા ! આવી રીતની મોટી મહેનત મારી પાસે કરાવી અને જરાક આ તલવાર દેવારૂપ મારૂં વચન છે તે પણ માનતો નથી ? એવી રીતે બકતો થકો પોતાની પાસે એક ખડ્ગ હતુ, તે જઈને યોગી, રાજાની સામો દોડયો. પછી તેને પોતાની સામો આવતો જોઈને રાજા કહે છે, કે હે યોગીન્દ્ર ! તું મને મારવા આવ્યો, તે જાણ્યું પણ તને હું પ્રાર્થના કરી કહું છુ કે તું મારી દૃષ્ટિથી આઘો જા. કારણુ કે કષાયવસ્ત્ર પહેરી યોગીના વેષને ધારણ કરનાર તારા ઉપર મારાથી ઘા થાય તેમ નથી ? અર્થાત્ તું લિંગધારી યોગી છે, માટે હું લાચાર છુ. કદાચિત્ જો અન્ય વેષધારી હોત તો હુ સર્વે તારૂં જોર બતાવી આપત ? માટે તારા જીવિત સામું જોઈને

જે રસ્તે મારી સામે આવ્યો, તેજ રસ્તે પાછો તારે ઠેકાણે જઈ બેસ. અને હે ધૂર્ત ! આવો યોગીનો વેશ ધારણ કરી મારા જેવા ધર્મીજનને ઠગીને તું કેટલાક કાલ જીવવાનો છે? હું તો તને હાલજ યમરાજના ઘરનો અતિથિ કરવાને સાવધાન છું, પણ ધર્મ વેશ ધારણ કરનાર થઈ બેઠો છો, માટે નિરુપાય છુ. હે પાપી ! મારા શરીરથીજ તે વેતાલને પ્રસન્ન કરી તુ વેતાલ મંત્ર સિદ્ધિની ઇચ્છા કરે છે ! તેથી એમ સમજાય છે કે તું આ લોકના અને પરલોકના પુણ્ય પાપની શૈલીને પણ જોતોજ નથી ? આવાં રાજાનાં વાક્ય સાભળી યોગી વિચાર કરવા લાગ્યો કે જે કાર્ય માટે મેં લિંગનો વેશ ધારણ કર્યો, તે કાર્ય તો મારું જરા પણ પાર પડ્યુ નહીં ! એમ વિચારી તે લજ્જાયુકત થયો થકો પશ્ચાતાપ પામી પોતાના હાથથી ખડ્ગ દૂર ફેંકી દઈ ને હાથ જોડી નરસિંહ રાજાને કહેવા લાગ્યો કે હે શૂરવીર ! આ પ્રકારના તારાં વચનથી મારા હૃદયમા જે અજ્ઞાન હતુ તે સર્વનાશ થઇ ગયું. અને જ્ઞાનદ્વાર ઉઘડી મને સત્યાસત્ય પદાર્થ સર્વ દેખવામાં આવ્યા, અને આટલા દિવસ હું ખરાબજનોની સંગતિથી લટકયો, હાલ હવે તમારી કૃપાથી મને વિવેકમાર્ગ ઉપલબ્ધ થયો ? હવે ગુરુપાસે જઈ તમને ઠગવાના પાપનુ પ્રાયશ્ચિત ગ્રહણ કરી પરભવ સાધવામાટે યત્ન કરીશ ? હે રાજન્ ! મને ક્ષમા કરજો અને એક હું તમને કહું છું, તે સાંભળો કે ગુરુ પરંપરાથી આવેલો વ્રણસંરોહણ નામનો આ એક મારી પાસે મણિ છે, તે દુષ્ટકર્મથી નિવૃત્ત કરવાના ઉપદેશદાયક એવા તમને હું આપું છું. એ સાંભળી રાજા કહે છે, કે હે યોગીન્દ્ર ! તમારા સરખા વિવેકી જનને તો જેમ તમે કહો છો, તેમજ કરવુ ઘટે છે અને મારાથી જે કઈ આપને દુર્વાક્ય કહેવાયા હોય, તે માફ કરવા. એમ કહી તેણે મણિની પૂજા વિગેરેનો વિધિ પૂછી લીધો અને તે મણિ પણ લીધો. પછી પ્રાતઃ કાલને વિષે પરસ્પર ક્ષમાપના કરી બન્ને જણ પોત પોતાને સ્થાનક ગયા. પછી રાજાએ ઘેર આવી તે બનેલી વાત મંત્રી વગેરેને કહી, તે સાંભળી સહુ કોઈ ખુશી થયા. અને નગરીને વિષે મોટો ઉત્સવ થયો નગરસ્થ સર્વ લોક અત્યંત ઉત્સાહિત થયાં

હવે અગ્યારમા આરણ દેવલોકમાં પૂર્ણચંદ્રરાજા જે દેવતા થયો હતો, તે ત્યાંથી ચ્યવીને આ નરસિંહ રાજાની સ્ત્રી ગુણમાલા નામા જે રાણી હતી, તેના ઉદર વિષે વેતાલને મલ્યા પછીના સાતમા દિવસની રાત્રે આવી પુત્રપણાએ ઉત્પન્ન થયો, ત્યારે તે ગુણમાલા રાણીએ સ્વપ્નને વિષે નિર્મલ એવો સૂર્ય દીઠો, કે તુરત જ તે જાગી અને પ્રભાતને વિષે તે સ્વપ્નની વાત રાજાને સંભળાવી. તે સાંભળી રાજાએ પણ સ્મશાનનાં કહેલા વ્યંતરના વચનને અનુસારે કહ્યુ કે હે પ્રિયે ! તારા નયનને આનંદ દેનાર એવો એક ઉત્તમ પુત્ર થશે ! તે સાભળી નવીન મેઘના સમાગમથી જેમ મયૂર હર્ષાયમાન થાય, તેમ તે રાણી પરમ હર્ષને પ્રાપ્ત થઈ અને પોતાના ગર્ભનું પ્રયત્નથી પાલન કરવા લાગી તેમ કરતાં સાતમા માસમા પાછો રાણીને એવો દોહદ ઉત્પન્ન થયો કે હું સમગ્ર સૈન્યસમૂહ સહવર્તમાન રાજલીલા કરૂં ! અને સેનાસહિત વનક્રીડા

પણ કરૂં ! તે વાત રાજાએ જાણીને સામંત, મંત્રી, સેનાપતિએ સહિત પોતાની સર્વ સેનાને એકત્ર કરી અને તેના નાયકપણામાં પોતાની સ્ત્રી ગુણમાલા રાણીની યોજના કરી. રાજા પણ પોતે સામંતપણાને અંગીકાર કરી લોકોથી સમન્વિત થકો રાણીની પાસે આવ્યો. સ્નેહથકી પુરૂષને સર્વ કંઇ કરવું પડે છે. જે પ્રીતિમાં કોઈ પણ પ્રકારની પ્રતીતિ આવે નહીં તે પ્રીતિ પણ શા કામની? અને જે સુખમા કોઇ પણ પ્રકારનો અંતરાય આવે, તે સુખ શા કામનુ ?

હવે પ્રૌઢ અને મદોન્મત હાથી પર બેઠેલી, ઘણા પ્રધાનોથી પરિવૃત્ત, તરૂણીના ગણથી પ્રાર્થના કરાયેલી, અનંતદાનને દેતી, બંદીજનોના વૃંદોથી સ્તુતિ કરાયેલી, પરમ પ્રમોદને પામેલી એવી તે ગુણમાલા રાણી ગામના સીમાડાના અરણ્યમા ગઈ અને ત્યા વનક્રીડા કરવા લાગી. એવામા કોઈ એક રમણીનું કરૂણ શબ્દયુક્ત રૂદન સાંભળી તે રાણી પોતાના સ્વામી નરસિંહ રાજાને કહેવા લાગી કે હે સ્વામિન્ ! આ શબ્દથી હુ જાણું છું જે કોઈ વિદ્યાધરી વિલાપ કરી રૂદન કરતી હશે. માટે તેની પાસે જઈ તેનો કાઈક ઉપકાર આપણે કરીએ તો સારૂં ! એમ પરસ્પર કહેતાં કહેતા તે બન્ને સ્ત્રીપુરૂષ જ્યા કરૂણ શબ્દથી રૂદન થતું હતું તેને અનુસારે ત્યાં ગયાં. ત્યા જઈ જોવે, ત્યાં તો કોઇ એક શત્રુના કરેલા પ્રહારોથી વિકળ એવા વિદ્યાધરને દીઠો. અને તેની પાસે રુદન કરતી એવી એક વિદ્યાધરીને દીઠી, તે બન્નેને જોઈને નરસિંહ રાજાએ દુઃખિત એવા તે વિદ્યાધરનું યોગીન્દ્રના આપેલા મણિના જલથી પ્રક્ષાલન કર્યું. ત્યા તો તે વિદ્યાધર ચૈતન્યયુકત થઈ જઇ હર્ષાયમાન થયો થકો વિસ્મય પામી તે રાજાને કહેવા લાગ્યો કે અહો ! હાલમાં તો અમારો પુણ્યોદય થયો લાગે છે! નહિ તો આપ સરખા સજ્જન પુરૂષોનો આવા જંગલને વિષે સમાગમ જ ક્યાંથી થાય ? તે સાંભળી રાજા કહે છે કે અરે ભાઈ ! તમારા જેવા સુજ્ઞ પુરુષો તો વિધાતાએ પુણ્યના અણુથી જ બનાવેલા છે.

હવે તે રાણીએ સમય પૂર્ણ થયે એટલે નવમાસ પૂર્ણ થયે થકે સુદિવસમા સારા પ્રકાશમાન તથા સુશોભિત એવા પુત્રને પ્રસવ્યો તે પ્રભાના સમુહથી યુકત, મનોહર, કમલની પાખડી સમાન નેત્રવાલા એવા પુત્રને જોઈને રાણીને કાંઈ પણ પ્રસવ વેદના થઈ નહિં. પુત્ર ઉત્પન્નની સુમુખા નામે દાસીએ રાજાને વધામણી આપી. રાજાએ એ વધામણી સાભલી એક માથાના મુકુટ સિવાય સ્વાંગગત જે કાંઈ આભૂષણો હતાં, તે સર્વ તેને આપી દીધાં, તે વખત યાચક જનને મોટા દાનો અપાવ્યાં બદીખાનેથી બદીવાનોને છોડી મૂકયા, આખા ગામમાં વધાઈ દેવરાવી. હવે પ્રથમ જ્યારે પુત્ર ગર્ભમા રહ્યો હતો ત્યારે રાણીએ સ્વપ્નમા સૂર્ય જોયો હતો, તથા સાતમે મહીને સેનાસહિત રાજલીલા તથા વનક્રીડા કરવાનો દોહદ ઉત્પન્ન થયો હતો, તેથી તે પુત્રનુ નામ સ્વજનોની સમક્ષ 'સૂરસેન" એવું પાડયુ. નરસિંહ રાજાને પુત્ર થયો સાંભળી તે સમયને વિષે પ્રહાર પામી પડેલા જે વિદ્યાધરનુ રક્ષણ કરેલુ હતું તે જયવેગ નામે વિદ્યાધર, રવિકાંતા નામે પોતાની સ્ત્રીસહિત ત્યાં આવ્યો.

આવીને તે રાજાના અદભુતકુમારને જોઈને અત્યંત હર્ષાયમાન થયો. અને પોતાના આભૂષણોથી તેને સર્વાંગભૂષિત કર્યો. વિદ્યાધરી પણ રાણી પાસે આવી પુત્રનો હર્ષ કરી કહેવા લાગી કે હે સખિ ! મને પણ હાલ ગર્ભ છે, તે જોઈને નૈમિતિકે કહેલું છે કે જો તમારે કન્યા આવે તો તે કન્યા તમે નરસિંહ રાજાના સૂરસેન નામે પુત્રને આપજો. માટે હે બહેન ! જો મારે કન્યા આવશે તો તે કન્યા હું તમારા સૂરસેન પુત્રને જ આપીશ, એમાં સંશય રાખશો નહિં, અને જો પુત્ર આવશે તો તો કાંઈ ઉપાય નથી. એ સાંભળી રાણી કહેવા લાગી કે હે પ્રિયસખિ ! આપણે બન્ને એકજ છીએ માત્ર શરીરથી જ જુદાં છીએ. માટે જેમ તમને રુચે છે, તેમ મને પણ રૂચે છે. એમા કંઈ પણ વિચારણીય નથી. એમ કહીને રાણીએ તેને ખાન, પાન, દાન અને માનથી અત્યંત સત્કાર કર્યો. તેમ નરસિંહ રાજાએ પણ તે વિદ્યાધરનો સારી રીતે સત્કાર કર્યો. પછી રાણી અને રાજા, વિદ્યાધરી અને વિદ્યાધર, એ ચારે જણ પરસ્પર અમૃતે જાણે સીંચ્યા હોય નહિ ! એવી પ્રીતિલતાને અધિક વધારવા લાગ્યાં ॥ યત ॥

દદાતિ પ્રતિગૃહ્ણાતિ, ગુહ્યમાખ્યાતિ પૃચ્છતિ ॥
ભુંક્તે ભોજયતે ચાપિ, પડ્વિધં પ્રીતિલક્ષણમ્ ॥

અર્થ :– ગ્રહણ કરે અને પાછું આપે. ગુહ્ય વાત કહે અને વળી પૂછે, જમે, તથા જમાડે, એ છ પ્રકારે પ્રીતિનુ લક્ષણ હોય છે એવી રીતે પ્રીતિમાં વધારો કરી વિદ્યાધર અને તેની સ્ત્રી એ બન્ને જણ પોતાના વૈતાઢય પર્વત પ્રત્યે ગયાં. અને ત્યાં સુખે કરી પોતાના રાજ્યભોગને ભોગવવા લાગ્યાં.

હવે પૂર્વભવે જે પૂર્ણચંદ્રની સ્ત્રીનો જીવ અગ્યારમા અરણ દેવલોકમાં પૂર્ણચંદ્રની સાથે દેવતા થયો હતો, તે ત્યાંથી ચ્યવીને જયવેગ વિદ્યાધરની સ્ત્રી જે રવિકાંતા વિદ્યાધરી છે, તેના ઉદરને વિષે પુત્રીરૂપ થઈને ઉત્પન્ન થયો. હવે જ્યારે તે ગર્ભ ઉદરમા આવ્યો, ત્યારે તેની માતાએ સ્વપ્નને વિષે ઉત્તમ જલબિંદુની સમાન છે, મોતી જેમા અને પોતાની કાંતિએ કરી પ્રકાશ કરી છે, દિશાઓ જેણે વળી પ્રત્યેક મોતીની સાથે અકેક મણિ રહેલો છે જેમાં, એવો એક મોતીનો હારને દીઠો. તે જોઈ પોતાને સ્વામીને કહ્યુ અને ગર્ભનુ પોષણ કરવા લાગી, એમ પોષણ કરતા કરતાં દશ માસ પૂરા હોવાથી તેને એક ઉત્તમ કન્યા પ્રગટ થઈ. રકતકમલ સરખા હસ્તપાદવાલી કમલ સરખા નેત્રવાલી, પૂર્ણચન્દ્ર સમાન મુખવાલી તે એવી કન્યાને જોઇ માતા પિતા અત્યંત હર્ષાયમાન થયા, અને તેના પિતાએ જેમ પુત્રનો પ્રસવ થાય અને જન્મમહોત્સવ કરાવે, તેમ પોતાના ગામમા મહોત્સવ કરાવ્યો. હવે જ્યારે તે કન્યા ગર્ભમાં રહી હતી, ત્યારે રવિ કાંતાએ સ્વપ્નમા મુક્તાનો હાર જોયો હતો, તેથી તે કન્યાનું નામ પણ 'મુક્તાવલી' પાડયુ પછી સુરસેનકુમાર તથા રત્નાવલી કન્યા એ બન્ને બાળક પોત પોતાના માતા પિતાને ત્યાં ધાવમાતાએ પોષણ કર્યા છતા કાલાનુક્રમે યુવાવસ્થાને પ્રાપ્ત થયા, સાધુના અને શ્રાવકના ભક્ત, સર્વ જનને આનંદ દેનાર, એવા તે બન્ને જણ થયાં.

હવે પોતાની રવિકાંતા સ્ત્રીએ પ્રથમ નરસિંહરાજાની સ્ત્રીને કહ્યુ હતુ કે મારે જો કન્યા પ્રગટ થશે તો હુ તમારા સુરસેન પુત્રને આપીશ, તો તે પ્રમાણે વાગ્દાનથી તથા પ્રીતિથી બંધાયેલી હોવાથી તે જયવેગ વિદ્યાધર શોભાયમાનધારણ કર્યા છે કેયૂર કુંડલ અને મુકુટો જેણે એવા કેટલાક વિદ્યાધરોને સાથે લઈને પોતાની મુક્તાવલી નામે કન્યાને સુરસેન કુમાર સાથે પરણાવવા માટે આકાશ માર્ગે ચાલ્યો, તેથી આકાશ સર્વ વિમાનોથી આચ્છાદિત થઈ ગયું અને અનુક્રમે તે મિથિલા નગરીમા આવ્યો નરસિહ રાજાએ પણ પોતાના પુત્રની સાથે પરણાવવા માટે સૈન્ય સહિત આવેલા તે જયવેગ વિદ્યાધરને મોટા ઉતારા આપ્યા અને પોતાની મિથિલા નામે નગરીને પણ શણગારી દીધી, તેથી જાણે તે સ્વર્ગપુરીજ હોય નહિં? તેવી શોભવા લાગી. તે વખતે એ ગામમાં જે વાણિયાઓ રહેતા હતા, તેઓએ પોતાની હાટો શણગારી અને નર્તકીઓ નાચવા લાગી, ગાયકો ગાવા લાગ્યા, વિવિધ પ્રકારના વાદ્યો વાગવાં લાગ્યા. ભૂચરી અને ખેચરી ગાવા લાગી. આ પ્રમાણે તે નગરમાં મોટો મહોત્સવ થવા લાગ્યો અને ત્યા લગ્નમંડપ પણ સુશોભિત બનાવ્યો. હવે તેમ કરતા જ્યારે લગ્ન સમય આવ્યો, ત્યારે મોટી ઋદ્ધિના વિસ્તારે કરી પોતાની મુક્તાવલી કન્યાનો વિવાહ જયવેગવિદ્યાધરે સુરસેન કુમાર સાથે કર્યો. તેના પાણીગ્રહણ વખતે એટલે કન્યાદાનના સમયમા કોટિ સુવર્ણ અને કોટિ રત્નો આપ્યા. એવી રીતે પ્રાણ સમાન વલ્લભ એવી પોતાની કન્યાને પરણાવી પોતાની સ્ત્રીથી સહિત તે વિદ્યાધર, અત્યંત પ્રસન્ન થઈ પોતાના નગર પ્રત્યે આવ્યો. સુરસેન કુમારે પણ પૂર્વજન્મના પ્રેમથી મુક્તાવલી નામે પત્નીને તેના માતા પિતાથી જૂદા પડવાના દુખથી દુખિત થયેલી જાણીને ગીત, નૃત્ય, અનેક કલાઓના વિજ્ઞાનોથી તેણીને દુખથી મુક્ત કરી.

હવે એક દિવસ મુક્તાવલીએ સુરસેન કુમારને કહ્યું કે હે સ્વામિનાથ ! મારા મનના વિનોદને માટે કાંઇક નવીન પ્રશ્નો પૂછો ? તે સાભળી કુમાર કહે છે કે ઠીક, લ્યો, હું પ્રશ્ન કરૂં કિં વિશ્વજીવન પ્રોકત, સામર્થ્યે ચાસ્તિ કિં પદ ॥ ઉપમાનં કિમત્રાસ્તિ, કાંતે કિં તે મુખસ્ય ચ ॥ ૧ ॥ અર્થ · વિશ્વનું જીવન કોને કહેલું છે? સામર્થ્યને વિષે પૂર્ણવાચક પદ કોને કહે છે? અને હે કાંતે ! તમારા મુખનુ ઉપમાન કયું છે? એ ત્રણેના ઉતર મને એવી રીતે આપો કે તે ત્રણેના પ્રત્યુતરના પદમા છેલ્લો અક્ષર લકાર આવે ? તે સાભળી મુક્તાવલી બોલી કે સ્વામીનાથ ! સાંભળો. પ્રથમ પ્રશ્નનો ઉત્તર તો 'જલં' એટલે જલ, અર્થાત એ જલથી જગતના જીવો જીવે છે તે જલપદમાં આપના પૂછવા મુજબ છેલ્લો અક્ષર લકાર જ આવેલો છે હવે બીજા પ્રશ્નના ઉત્તરમા અલં એટલે પરિપુર્ણ. અર્થાત્ ત્યાં કઇ બાકી સામર્થ્ય રહ્યું નહિ. અને અલ એ પદમા પણ આપના પુછવા મુજબ છેલ્લો અક્ષર લકારજ આવેલો છે. વળી ત્રીજા પ્રશ્નના ઉત્તરમા કહું છું કે 'કમલ' એટલે કમલ અર્થાત મારા મુખને કમલની ઊપમા દેવાય છે. તે કમલપદમાં પણ આપના પુછવા મુજબ છેલ્લો અક્ષર લકારજ આવેલો છે. આ પ્રમાણે

કુમારના કરેલા ત્રણે પ્રશ્નના ઉત્તર દઈને વળી પણ પાછુ કુમારને કહે છે કે હે પ્રાણનાથ! હજી બીજા પણ પ્રશ્નો આપ કરો, જેથી મારા મનને આનંદ થાય? ત્યારે પણ કુમારે પુછ્યુ કે ॥ કા એકા જાયતે શુકિત, સુંપુટે સ્વાતિવારિતઃ ॥ કએકોડપિ રિપુન હંતિ, કા ભુષા હૃદયસ્ય મે ॥ ૧ ॥ અર્થ : સ્વાતિનામના નક્ષત્રમાં વરસતા વરસાદના જલથી શુકિતસંપુટમા શુ ઉત્પન્ન થાય છે? તથા કયો પુરુષ, શત્રુઓનો નાશ કરે છે? અને મારા હૃદયની શોભા શાથી વધે છે? આ પ્રમાણે કરેલા ત્રણે પ્રશ્નનો ઉતર, એ રીતે આપો કે પ્રથમ અને બીજા પ્રશ્નનો ઉત્તર બબ્બે અક્ષરથી અને ત્રીજે ઉત્તર તો પૂર્વોક્ત બંને પ્રશ્નના બબ્બે અક્ષરોથી આપેલા ઉતરના જ ચાર અક્ષરોથી આપો

હવે રાણી ઉત્તર આપે છે કે આપના પ્રથમ પ્રશ્નનો ઉત્તર તો 'મુક્તા' એટલે મોતી અર્થાત્ સ્વાતિનક્ષત્રમા વરસતા વરસાદના જળથી છીપસુંપુટમાં મુકતા થાય છે. બીજા પ્રશ્નનો ઉત્તર 'બલી' એટલે બલવાન અર્થાત્ બલવાન પુરુષ શત્રુને હણે છે કારણ કે સામર્થ્યરહિત પુરુષથી શત્રુનો નાશ થાયજ નહી આ બલી તથા મુકતા પદમાં પણ આપના કહ્યા મુજબ બેજ અક્ષરો છે. હવે ત્રીજા પ્રશ્નનો ઉત્તર "મુક્તાવલી" એટલે મોતીની માલાજ થાય છે અર્થાત્ તે મુકતાવલી આપના હૃદયને શોભાવે છે, તથા મુકતાવલી એવુ મારૂં નામ છે, તો મારાથી પણ અહોનિશસ્મરણે કરી આપના હૃદયથી જાતીજ નથી, તો મારાથી પણ આપનુ હૃદય શોભે છે. આ ત્રીજા પ્રશ્નના ઉત્તરમાં કહેલા મુકતાવલી એ પદમા પણ આપના પૂછવા મુજબ પહેલા અને બીજા પ્રશ્નના ઉત્તરમા કહેલા જે બે બે અક્ષરો છે, તેજ ચાર અક્ષરોનું પદ બનાવીને ઉત્તર કહેલો છે

હવે બીજા પ્રશ્નના ઉત્તરમાં બલી એવું પદ કહેલુ છે, તેથી ત્રીજા પ્રશ્નના ઉત્તરમાં 'મુકતાબલી" એમ થવું જોઈએ અને તે ઉત્તરમા તો મુકતાવલી એમ આવે, તોજ ખરો ઉત્તર કહેવાય છે? તો ત્યા કહે છે કે વ્યાકરણના નિયમથી બનુ અને વનું એકયજ છે, તેથી કોઈ ઠેકાણે ઉચ્ચારમા વને ઠેકાણે બનો કરીએ તો કાઇ પૂર્વોકત દોષ આવ્યો કહેવાય નહિં. માટે વલી અને બલીનો દોષ નથી

આ પ્રમાણે મુક્તાવલીએ જ્યારે ત્રણે ઉત્તર આપ્યા, ત્યારે વલી સૂરસેનકુમાર કહેવા લાગ્યો કે હે વરાંગિ! હવે તમો કાંઈક મને પણ પ્રશ્ન કરો, કે મને પણ તમારી મુજબ પ્રશ્નોના ઉત્તર આપતા આવડે છે કે નહિં? ત્યારે મુક્તાવલીએ પૂછ્યું કે હરિઃકા જલધેર્લેભે, કિંદગન્નં ન પુષ્ટિદમ્ પ્રાણેશસ્યોપમાનં કિં, હસ્તયો પાદયોરપિ અર્થ :- હરિ જે વિષ્ણુ તે જલધિથકી કઈ વસ્તુને પ્રાપ્ત થયા? તથા પુષ્ટિને ન આપે તેવું અન્ન કયું તે? પ્રાણેશ જે આપ તે આપના હાથ અને પગને કોની ઉપમા દેવાય છે? હવે આ ત્રણે પ્રશ્નમા પહેલા પ્રશ્નનો ઉત્તર એક અક્ષરથી, બીજા પ્રશ્નનો ઉત્તર ત્રણ અક્ષરથી અને ત્રીજાનો ઉત્તર તો તે પૂર્વોક્ત કહેલા બન્ને પ્રશ્નના મલી જે ચાર અક્ષરો થયા છે, તેથી આપો. એ સાભળી કુમાર કહે છે કે હે સ્ત્રી! સાભળો, તમારા પ્રથમ પ્રશ્નનો ઉત્તર તો

'તે' છે, એટલે પ્રથમ હરિ છે, તે જલધિથકી તે જગત્ પ્રસિદ્ધ એવી લક્ષ્મીને પામે છે તે પહેલા પ્રશ્નનો ઉત્તર આપના પૂછવા મુજબ એક અક્ષરથી આપ્યો છે. વળી બીજા પ્રશ્નનો ઉત્તર 'અરસ' એટલે રસરહિત અર્થાત્ જે અન્ન રસરહિત હોય તે પુષ્ટિદેનારું હોતું નથી. તેનો ઉત્તર પણ આપના કહેવા મુજબ ત્રણ અક્ષરથીજ કહ્યો છે હવે ત્રીજા પ્રશ્નનો ઉત્તર 'તામરસ' એટલે રક્ત કમલ અર્થાત્ રક્તકમલની ઉપમા તમારા હાથ તથા પગને અપાય છે. આમા પણ તમારા પૂછવા મુજબ પહેલા તથા બીજા પ્રશ્નના જે ચાર અક્ષરો થયા તે ચાર અક્ષરથીજ ઉત્તર દીધો છે. વળી પાછી મુક્તાવલી રાણી રાજાને પૂછે છે કે, કંદર્પઃ કિલ કીદક્ષ, આધારો જગતા ચ કઃ । કઃપદ્મિન્યા પ્રિય પ્રોક્તો, મન્મનો મોહનોપિ ક ॥ અર્થ :- પ્રથમ, કંદર્પ જે કામદેવ તે કોની સરખો છે? બીજો જગતનો આધાર કોણ છે! ત્રીજો પદ્મિનીને વલ્લભ કોણ કહેલો છે? અને ચોથો મારા મનને મોહ કરનારો પણ કોણ છે? આ પ્રમાણે ચારે પ્રશ્નો જે છે તેના ઉત્તર એકજ પદથી આપ કહો. ત્યારે કુમાર જરા હસીને કહે છે કે હે સ્ત્રી! ચારે પ્રશ્નનો ઉત્તર કહીએ છીએ તો 'સૂરઃ' એટલે સૂર થાય છે અર્થાત્ સૂરસેન તો હું છું, માટે હે પ્રિયે! તેં આ ચાર પ્રશ્નોથી તો મારુંજ સ્મરણ કર્યું લાગે છે? પ્રથમ પ્રશ્નરો ઉત્તર 'સૂર' એટલે કંદર્પ છે કંદર્પ કેવો છે તો કે સૂર જેવો છે. અર્થાત્ કદર્પ સમાન હું છું ને મારુ નામ સૂર છે વળી બીજા પ્રશ્નનો ઉત્તર પણ 'સૂર' એટલે સૂર્ય અર્થાત્ જગતનો આધાર સૂર્ય છે તેમાં પણ મારું નામ આવ્યું અને ત્રીજા પ્રશ્નનો ઉત્તર 'સૂર' એટલે ત્યા પણ સૂરપદે કરીને હુંજ આવ્યો. વળી ચોથા પ્રશ્નનો ઉત્તર પણ 'સૂર' એટલે સૂર અર્થાત્ ત્યા સ્ત્રીને મોહન તો પતિજ હોય છે તો તમારો મન્મોહન હું સૂર છુ. માટે આ પ્રમાણે ચારે પ્રશ્નમાં હે પ્રિયે! તમે મનેજ સંભાળ્યો છે. એમ મનોહર ઉક્તિરૂપ સુધાના સ્વાદને વિષે રંજિત એવા તે બન્ને જણને ઘણો કાલ પણ ક્ષણ સમાન ચલ્યો ગયો,

હવે એક દિવસ તે સૂરસેનકુમારનો પિતા નરસિંહ રાજા, સ્નાન કરી અલંકાર ધારણ કરી, હર્ષોત્કર્ષથી સ્વદેહની શોભાના નિરીક્ષણ માટે પોતાના કાચના બંગલામા ગયો, ત્યા જઈ બંગલાના કાચમા પોતાનું સ્વરુપ જોઈને મનમાં ગ્લાનિ પામી વિરક્ત થઇ ગયો. અને પછી પોતાના ચિતમાં ચિંતવવા લાગ્યો કે અરે! યૌવનકાલમા ભ્રમરસમૂહની સમાન તથા કાજલની સમાન જે મારા કેશો દેખાતા હતા, તે હાલ વૃદ્ધાવસ્થા થવાથી કપાસના ફુલ જેવા શ્વેત થઇ ગયા દેખાય છે. અરે! યુવાવસ્થામા અષ્ટમીના ચદ્રમા જેવું તેજસ્વી મારું ભાલ દેખાતુ હતું, તે આ જરા આવવાથી ખજુરીના પાકા પાન જેવું દેખાય છે! વળી યુવાવસ્થામા વિકસિત કમલ સમાન જે મારા નેત્રો દેખાતા હતા, તે હાલ જરાના પ્રાદુર્ભાવથી મલિન પાણીના પર્પોટા જેવા દેખાય છે, યૌવનાવસ્થામા રત્નના આદર્શ સમાન માંસલ જે મારા ગાલ દેખાતા હતા, તે આ જરા દોષથી અગ્નિજ્વાલાથી તપાવેલા કઢેના જેવા દેખાય છે! તરુણાવસ્થામા મારા મુખમા કુદસમાન મિત્રસરખા જે દાતો હતા, તે

હાલ જરામાં રણાંગણને વિષે દુષ્ટ સેવકની જેમ વિરલ અને શિથિલ થઈ ગયેલા દેખાય જે યુવાવસ્થામાં મારી ભુજા નગરના ગોપુરની પરિઘ જેવા દેખાતી હતી, તે હાલ જરાના પાપથી ધોઇને નિચોઇ નાખેલા વસ્ત્રની જેમ વલિકલિત થઈ ગઈ દેખાય છે ! તરુણાવસ્થામાં મારું ઉદર જે મત્સ્યના ઉદર સમાન દેખાતું હતું, તે વૃદ્ધાવસ્થાના આવવાથી જાણે ચર્મજ વળગેલુ હોય તેવુ દેખાય છે ! પ્રથમવયમાં જે હાથીની સુંઢ સમાન મારી જંઘાઓ દેખાતી હતી, તે હાલ જરાથી કરેલા જર્જરિતપણાથી કાકની જંઘાસમાન દેખાવા લાગી છે. વધુ શું કહું, ઘણા જ પ્રયત્નથી લાલન કરેલું આ કલેવર ધનક્ષય થવાથી જેમ કુમિત્ર દેખાય, તેમ જાણે કોઇ દિવસ લાલનપાલન કર્યું જ નથી ! તેવું દેખાવા લાગ્યું છે. મારું મુખ જે છે, તે કરચલીઓથી આક્રાંત થઇ ગયું છે, મારું મસ્તક પલિઓએ કરી વ્યાપ્ત થઈ ગયું છે, અને મારાં ગાત્ર સર્વ શિથિલ થઈ ગયા છે, પરંતુ એક આ તૃષ્ણા છે તે દિવસે દિવસે તરુણ થતી જાય છે ? અહો ! અજ્ઞાની એવા મે અસાર એવા આ દેહને માટે ઘણા જ કાલ કલેશો ભોગવ્યા, પરંતુ મારા આત્માનું હિત તો કાંઈ કર્યું જ નહિં ? અરે ! આજ દિવસ સુધી મે મારા પૂજ્ય એવા ગુરુના પદકમલનું પૂજન કર્યું નહિં ! તથા સારી રીતે ધર્મ સાંભળ્યો નહિં ! કોઈ ધર્મતત્ત્વ પણ આચર્યું નહિ ! ઈંદ્રિયદમન કર્યું નહિં ! અને ઉગ્ર કષાયો પણ જીત્યા નહિં, અરિહંત ભગવાનનું ધ્યાન પણ કર્યું નહિ ! કોઇની પર દયા કરી નહિં ! દાન અને તપ પણ કર્યા નહિં ! તેમ બીજા કોઇનો ઉપકાર પણ કર્યો નહિં ! માટે મારા આજ દિવસ સુધી દિવસો સર્વે વ્યર્થ જ ગયા ! એમ ધ્યાન કરતાં તે નરસિંહ રાજાને ઉપશમ જ્ઞાન એટલે કેવલજ્ઞાન ઉત્પન્ન થયું તેથી તે કેવલજ્ઞાની થયા. પછી તે સિંહની પેઠે મહાપરાક્રમી થઈ પાચ મુષ્ટિનો લોચ કરી સંયમ ગ્રહણ કરી દેવતાએ અર્પણ કરેલા મુનિવેષને પરિધાન કરી ઘરમાંથી નિકળીને એકાકી નિર્ભય, સ્વસ્થ થઇને ભરતક્ષેત્રના સર્વ ક્ષેત્રોને વિષે ફરવા લાગ્યો. હવે સૂરસેનકુમાર પોતાના પિતાએ ચારિત્ર લીધું, એમ જાણી મનને વિષે જયારે અત્યંત ખેદ કરવા લાગ્યો; ત્યારે તેના મંત્રીવર્ગે જ્ઞાનોપદેશ દઈ તેને શોકથી નિવૃત્ત કર્યો. અને પછી તેનું યુવરાજ પદ છોડાવી તેને મહારાજ્યભિષેક કર્યો. તેથી તે સૂરસેન રાજા થયો. કીર્તિથી ચંદ્રમા સમાન અને યુવતીના મુખરુપ કમલમા હંસસમાન, તેજથી સૂર્યસમાન, પ્રજાનું હિત અહિત કરવામા પિતા સમાન, સ્ફૂર્તિથી સિંહસમાન, સ્વેચ્છિતદાન દેવામા કામકુંભ સમાન એવો તે સૂરસેન રાજા, ઘણા કાલ પર્યંત રાજ્ય કરતો હતો.

હવે એમ મુક્તાવલી સ્ત્રી સાથે ભોગ ભોગવતાં તે રાજા સૂરસેનને જ્યારે ઘણો કાલ વ્યતીત થયો, ત્યારે તેને મુક્તાવલી થકી એક ચંદ્રસેન નામે પુત્ર ઉત્પન્ન થયો. તે દિન દિન પ્રત્યે વૃદ્ધિ પામવા લાગ્યો અને સર્વે કલાઓ પણ શીખ્યો, અનુક્રમે લક્ષ્મીથી પાલન થયો થકો જયારે યૌવનવયને પ્રાપ્ત થયો ત્યારે તેને મનોહર એવી આઠ કન્યાઓ પરણાવી દીધી. પછી તેની સાથે ભોગ ભોગવવા લાગ્યો. તેવામાં શરદઋતુ આવી

હવે તેવા સમયને વિષે તે સૂરસેન રાજાનો બધુ જીવનામે એક પ્રધાન છે, તેણે આવીને કહ્યુ કે મહારાજ! દૂરદેશના રહેનારા કોઈએક ઘોડાઓના વેચનારાઓ વેચવા માટે ઘોડાઓ લઈને અહીં આપની પાસે આવેલા છે માટે તે ઘોડાઓની પરીક્ષા કરીને જે ઉત્તમ અશ્વો હોય તે લઈને તેને રજા આપો. તે સાંભળી સૂરસેન રાજા પોતાના ઘોડા પર બેસીને જે ઘોડાના વેચનારાઓ હતા તેને બોલાવી તેના અનેક અશ્વો પર બેસી ખેલાવી તેની પરીક્ષા કરી તાપથી તપ્ત થયો થકો એક વૃક્ષની નીચે જઈ બેઠો. તેવા સમયને વિષે શાંત મૂર્તિમાન્, સૂર્યાભિમુખ તપને તપતા એવા કોઈએક મુનિવર્યને જોયા. જોઈને એકદમ ત્યા ગયો અને ત્યા જઈ તે મુનિને ભક્તિથી નમસ્કાર કરી તેનુ રૂપ અને લાવણ્ય જોઈને મોહ પામેલો એવો સૂરસેન રાજા તેમની સ્તુતિ કરવા લાગ્યો. હે મુને! જેણે દુર્જય એવા અનંગને જીત્યો, તથા જે આપ આમસરણાને દુષ્પ્રાપ્ય એવી સીમા વિનાની શમ રૂપ સંપત્તિઓને પ્રાપ્ત થયેલા છો, માટે આપ ધન્ય છો. સમ્યગ્ જ્ઞાન, દર્શન, ચારિત્રને ઉપાર્જન કરવામાં સાવધાન, જિતેન્દ્રિય, મોહને જય કરવામા એકતાન, દેવોને પણ અભિવંદનીય એવા આપ છો, માટે આપના ચરણારવિંદમાં હું વારંવાર નમસ્કાર કરૂં છું. આ પ્રકારે મુનિની સ્તુતિ કરીને તે મુનિની ભક્તિથી આનંદને પામેલો તથા સ્વપરિવારસહિત, મુનિસેવાપરાયણ એવો તે સૂરસેન ભૂપતિ, તેમની પાસે હાથ જોડીને બેઠો. પછી મુનિએ પણ પોતાનું ધ્યાન પૂર્ણ કરીને ધર્મની દેશના દેવાનો પ્રારંભ કર્યો. હે રાજન્! જેમણે પોતાના કાનથી શાસ્ત્રોક્ત નરકનાં દુખો સાંભળ્યાં છે, તેવા સુશ્રાવકજનો, રોગોની જેમ ભોગોમાં મતિ કરતા નથી કારણ કે તે જાણે છે, જે ઇન્દ્રિયોના ભોગો જે છે, તે અસાર, અસ્થિર, અપવિત્ર, અતૃપ્તિકારક, વિયોગ કાલને વિષે દુખદાયક હોય છે. અર્થાત્ તે ભોગો મરણાંતર દુઃખદાયક હોય છે. વળી તે વિષયો, ભોગ કાલમાં તો મધુર જણાય છે પરંતુ વિપાકકાલને વિષે અતિ કટુફલદાયક હોય છે માટેજ તે પૂર્વોક્ત વિવેકીજનો તેનું સેવન કરતા નથી આરભમા મધુરગુણ યુક્ત અને પરિણામે કિંપાકના ફલ જેવા કડવા એટલે કિંપાકનાં ફલ જેમ જોવામા સારા, લાલ રંગવાળા હોય છે, પણ ખાવામા અત્યત કડવા છે તેવા, અને જેમ ખુજલી થઈ હોય અને તેને ખજવાળીએ ને જેવું સુખ આવે, તેવા સુખને દેનારા, તથા ક્ષણિકાનંદ દાયક અને અતસમયમા દુઃખને દેવાવાલા, મધ્યાન્હકાલને વિષે ક્ષારભૂમિમા દેખાતા મૃગતૃષ્ણાના જલની જેમ મતિને આવરણ કરનારા, જેમાં પ્રયાસ કરનારને તે પ્રયાસનુ કઈ પણ ફળ જ મળતુ નથી, મહાવૈરી સમાન, એવા આ પચેદ્રિયના ભોગો છે, તે ભોગો ભોગવે થકે જીવને કુયોનિ વગેરેમા ભ્રમણ કરવુ જ પડે છે ભ્રમણ કરતા તે જીવો જો નારકીમા જાય છે, તો તેમા નારકીપણાને ભોગવી અતિ દુખિત થાય છે કારણ કે ત્યાં કાઈ પણ તેને ભોગસામગ્રી ઉપલબ્ધ થતી નથી, વળી તે જીવો જો પશુપણામાં જાય છે, તો ત્યાં વિવેકહીનતાને પ્રાપ્ત થાય છે, અને ત્યા પણ ભોગસામગ્રી તેને મળતી નથી. હવે તે જીવો જો નરજન્મમા જાય

છે, તો ત્યાં સ્વજનનો વિયોગ, રોગ વગેરેથી દુઃખિતપણાને તે પ્રાપ્ત થાય છે, તે જીવો જો દેવજન્મમાં જાય છે, તો તેને જ્યારે દેવલોકના ભોગનો વિયોગ થાય છે, ત્યારે મોટું દુખ ઉત્પન્ન થાય છે, કારણ કે તે જીવો કાંઈ શાશ્વત દેવપણામાંજ રહી શકતા નથી તે માટે તે વિષયભોગોમાં ડાહ્યા પુરુષનું મન તે કેમ રાજી થાય? ના થાય જ નહિં. વળી તે ભોગોને તુચ્છ સત્ત્વ જીવોએ અત્યંત સુખરુપ માનેલા છે.

આ પ્રકારની મુનિની વાણી સાભળીને ભોગોથી વૈરાગ્ય પામ્યો એવો તે સૂરસેન રાજા તે મુનિને પ્રણામ કરીને પોતાને ઘેર આવ્યો. અને તે મુનિને જે પ્રત્યક્ષ સર્વ ગુણો દીઠા હતા, તેને સ્મરણ કરતો થકો રાત્રે સુતો તે પછી તેને ક્ષણ નિદ્રા આવીને પાછો તે ગુરુનુજ સ્મરણ હોવાથી તુરત જાગી ગયો, તેવામાં તો તેણે આકાશમાં વાગતા દેવતાઓના દુદુભિનો શબ્દ સાંભળ્યો, તે સાંભળી મનમાં ચિંતવવા લાગ્યો કે અહો! જે મુનિએ મને દિવસમાં ઉપદેશ આપ્યો હતો, તેજ મુનિને હાલ કેવલજ્ઞાન ઉત્પન્ન થયુ હોય, એમ લાગે છે? એમ ચિંતવન કરી સૂઈ રહ્યો. સવારના પ્રહરમાં પોતાની મુક્તાવલી રાણીની સાથે મોટા આડંબરથી પાછો તે મુનિ પાસે ગયો. ત્યાં જઈ જ્યાં જોવે, ત્યાં તો દેવતાઓએ કર્યો છે મહોત્સવ જેનો એવા તે સાધુને જોયા અને જોઈને અત્યંત હર્ષાયમાન થઈને મુનિવર્યને નમસ્કાર કરી સ્તુતિ કરીને તેમના મુખના વચનામૃતના પાન કરવા માટે પવિત્રભૂમિ પર બેઠો. તેવામાં તો તેજ કરીને સૂર્ય સમાન, દેદીપ્યમાન કુંડલવાલો મંદહાસ્યે કરી પ્રસન્ન છે મુખારવિંદ જેનું અને જય જય શબ્દ કરતો એવો કોઇ એક પુરુષ તે કેવલીના ચરણ કમલને વિષે એકદમ પડીને સ્તુતિ કરવા તત્પર થયો. તે ચરણમાં પડેલા પુરુષને જોઈને વિસ્મય પામેલા સૂરસેન રાજાએ કેવલી ભગવાનને પૂછ્યું, કે હે ભગવન્! આ કોણ પુરુષ છે.? અને આપને વિષે અત્યંત ભક્તિમાન્ કેમ છે? ત્યારે કેવલી ભગવાને કહ્યું કે હે રાજન્! શુદ્ધ સમ્યકત્વજ્ઞાન થવાથી જીવ તીવ્રભક્તિમાન થાય છે વળી બીજું પણ કારણ ભક્તિ થવામાં થયુ છે તે પણ હું કહુ છુ, તે સાંભળો.

પૂર્વે પદ્મખંડ નામે પુરમાં ધને કરી કુબેર સમાન એવા ઈશ્વર અને ધનેશ્વર નામના ધનિક બે વૈશ્ય રહેતા હતા, તેમા ઈશ્વર જે હતો, તે જૈન ધર્મમા સાવધાન હતો અને ધનેશ્વર જે હતો, તે મિથ્યાત્વવાસિત હતો. તે બીજા નિકટસબંધી તથા યત્કિંચિત્ પરસ્પર સ્નેહ યુક્ત હતા, હવે જૈનધર્મી એવો જે ઈશ્વર છે, તે દિવસના આઠમા ભાગમાં એટલે રાત્રિભોજન દોષના પરિહાર માટે સૂર્યાસ્તની પહેલાંજ પ્રતિ દિન ભોજન કરે છે. તેને જોઈને કદાગ્રહી એવો તેનો મિત્ર ધનેશ્વર તેની નિંદા કરવા લાગ્યો કે અહો! આ તમારૂં જૈનોનુ અજ્ઞાન તો જુઓ. કે તમો નિરંતર દિવસમાં બે વખતજ ભોજન કર્યા કરો છો? અર્થાત્ સદા પવિત્ર એવું રાત્રિભોજન તો કોઇ પણ દિવસ કરતાજ નથી? તે સાંભળી

ઇશ્વર શ્રાવકે કહ્યુ કે હે મિત્ર ! તું ખોટો આગ્રહ રાખી મિથ્યા ભાષણ કરી વ્યર્થ પાપોને શા માટે બાંધે છે ? વિદ્વાન પુરુષો, ગુણ અને દોષોનો વિચાર કરીને કાર્ય કરે છે. અને પ્રવૃત્તિનો અને નિવૃત્તિનો સ્વીકાર. પોતાની ઇષ્ટસિદ્ધિને માટે કરે છે તેમાં પણ જેમાં અલ્પ દોષ હોય તેને ગ્રહણ કરે છે અને જેમાં ઘણા દોષો હોય તેનો ત્યાગ કરે છે. અર્થાત્ એક અલ્પદોષી અને બીજું બહુદોષી એમ બને દેખતા હોય, તો તેમા અલ્પદોષીને વિદ્વાન ગ્રહણ કરે છે. જેમ પરસ્ત્રીગમન પરધનહરણ કરવું, તે બહુદોષી છે, તો તેનો ત્યાગ કરવો અને સ્વસ્ત્રી-ગમન, સ્વદ્રવ્યોપભોગ તે અલ્પદોષી છે, તેનુ ગ્રહણ કરવુ તેમજ કુંથુ, કાટો કાષ્ઠનું જીણું છોડિયું, અસ્થિ, માખી, કીડી વગેરે પદાર્થો જેવા દિવસમા સારી રીતે દેખાય છે, તેવા રાત્રિનેવિષે દેખાતા નથી, માટે રાત્રિના સમયમા ભોજન કરવાનો રીવાજ છે, તે ખરાબ છે તથા બહુદોષી છે. અને દિવસના સમયમાં ભોજન કરતા પૂર્વોક્ત પદાર્થ જો પડયા હોય, તો તે સર્વ સુલભ રીતે દેખાય છે માટે દિવસના સમયનું ભોજન છે, તે અલ્પ-દોષી એમ પ્રત્યક્ષ રીતે સહુ કોઈને દેખાયજ છે. અને જો કદાચિત્ તમે કહેશો કે તે દિવસ ભોજનમાં મનુષ્યને તૃપ્તિ શુ થવાની છે ? માટેનિર્દોષ એવા દિવસભોજનને છોડીને જે રાત્રિભોજન કરે છે, અને કહે છે, કે અમે રાત્રીભોજન કર્યું છે, તો તેઓનું તે મોટું સ્પષ્ટરીતે અજ્ઞાનજ જણાય છે. રાત્રિભોજનનો જે માર્ગ છે તે પણ યવનજનનોજ છે. કારક કે રવિના કિરણથી જે અદૃશ્ય છે તે કેવલ સદોષજ હોય છે. વળી સર્વ કર્મનો અધિકાર પણ મનુષ્યને સૂર્યોદય થયેથીજ થાય છે એમ હુંજ નથી કહેતો, પરંતુ તમારા દર્શનીયો પણ કહે છે. માટે હે ધનેશ્વર ! જે રાત્રિમા નથીજ જમતા, તેને તો જેમ કોઈ જીવના જીવિતાનો અર્દ્ધ કાલ તપશ્ચર્યામાં જાય છે ને તેને જેવું પુણ્ય થાય છે તેટલુંજ પુણ્ય થાય છે. અને જે રાત્રિ ભોજન કરે છે, તેનું તો આયુષ્ય તિર્યંચજીવોની જેમ વ્યર્થજ ચાલ્યું જાય છે

યે રાત્રૌ સર્વદા ऽऽહારં, વર્જયતિ સુમેધસઃ ॥
તેષાં પક્ષોપવાસસ્ય, ફલં માસેન જાયતે ॥૧॥
ભાનોઃકરૈરસંસ્પૃષ્ટ, મુચ્છિષ્ટં પ્રેતસંચરાત્ ॥
સુક્ષ્મજીવાકુલં ચાપિ, નિશિભોજ્ય ન યુજ્યતે ॥૨॥
ચત્વારો નરકદ્વારાઃ, પ્રથમં રાત્રિભોજનં ॥
પરસ્ત્રી ગમનં ચૈવ, સંધાનં નતકાયકે ॥૩॥
પરશાસ્ત્રેપિ, નોદકંચાપિપીતવ્યં,રાત્ર વત્રયુધિષ્ઠિર॥
તપસ્વિના વિશેષેણ, ગૃહિણા તુ વિવેકિના ॥૪॥
મૃતે સ્વજનમાત્રેઽપિ, સુતકં જાયતે કિલ, ॥
અસ્તં ગતે દિવાનાથે, ભોજનં ક્રિયતે કથમ્ ॥૫॥

રકતી ભવંતિ તોયાનિ, અન્નાનિ પિશિતાનિચ ॥
રાત્રિભોજનસકતસ્ય, ગ્રાસે તન્માંસ ભક્ષણમ્ ॥૬॥
ચત્વારિ ખલુ કર્માણિ, સંધ્યાકાલે વિવર્જયેત્ ॥
આહારં મૈથુનંનિદ્રા. સ્વાધ્યાયં ચ વિશેષતઃ ॥૭॥
આહારાત્જાયતે વ્યાધિઃ, કૂરગર્ભશ્ચ મૈથુનાત્ ॥
નિદ્રાતો ધનનાશઃ સ્યાત, સ્વાધ્યાયે મરણં ભવેત્ ॥૮॥
નક્ત સત્વા ન ભોકતવ્ય, રાત્રૌ પુંસાસુમેધસા॥
ક્ષેમં શૌચં દયાધર્મં, સ્વર્ગં મોક્ષં ચ વાંચ્છતા કિંચા॥૯॥
સંપાતિમ સુહુમ તસા,તીર તિ ન વારિઉં તહિં જેણ ॥
પચ્ચખ દંસિણો વિહુ, તેણ નિસાએ ન ભુંજ તિ ॥૧૦॥
ઈંદિયવિજઓ આરં, ભવદ્ધજણં તાયણાઈ પરિસુદ્ધી ॥
પમુભાવ પરિચાઈ, દિનભુત્તીએ ગુણા હુંતિ. ॥૧૧॥

અર્થ —જે બુદ્ધિમાન મનુષ્યો રાત્રિને વિષે માસ પર્યંત જો સર્વ પ્રકારથી આહારનો ત્યાગ કરે છે, તે જીવોને પક્ષોપવાસ જેટલુ ફલ પ્રાપ્ત થાય છે (૧) રવિના કિરણોથી જેનો સ્પર્શ થયો નથી, તથા પ્રેતના સ્પર્શથી, તેના સંસર્ગીના સંસર્ગથી, ઉચ્છિષ્ટથી, સૂક્ષ્મજીવથી વ્યાપ્ત, એવા અન્નના ભોજનનો, તથા રાત્રિભોજનનો બુદ્ધિમાને ત્યાગ કરવો. (૨) વળી નરકનાં દ્વાર ચાર કહેલાં છે તેમાં પ્રથમ રાત્રિભોજન બીજું પરસ્ત્રીગમન, ત્રીજું પરદ્રવ્યહરણ, અને ચોથુ અનંતકાય અભક્ષ્યનું સેવન (૩) વલી પરદર્શનીના શાસ્ત્રોમાં પણ કહેલું છે કે હે યુધિષ્ઠિર ! રાત્રિને વિષે જલ પણ પીવુ નહિ. તેમા તપસ્વી પુરુષોએ તો વિશેષે કરીને પીવું જ નહીં, અને વિવેકી એવા ગૃહસ્થાશ્રમી પુરુષે પણ પીવુ નહિ. (૪) કદાચિત કોઈ સંબંધી જ્યારે મરણ પામે, ત્યારે તો સુતક લાગે, તો દિવાનાથ એટલે દિવસના પતિ એવા સૂર્ય નારાયણ જ્યારે અસ્ત થાય ત્યારે, ભોજન કેમ થાય ? (૫) રાત્રિને વિષે જલ જે છે, તે રુધિરસમાન થાય છે, અને અન્ન જે છે, તે માંસસદૃશ થાય છે અને વલી રાત્રિમા અન્નનો ગ્રાસ લેનાર જનને માસભોજન જેવો દોષ લાગે છે (૬) ચાર કાર્યોનો સંધ્યાકાલને વિષે ત્યાગ કરવો, તે કયા ચાર કાર્યો ? તો કે આહાર, મૈથુન, નિદ્રા અને વિશેષે કરી સ્વાધ્યાય, એટલી વસ્તુનો ત્યાગ કરવો (૭) કારણ કે સંધ્યાકાલમાં આહાર કરવાથી વ્યાધિ થાય છે અને મૈથુન કરવાથી કૂરગર્ભ થાય છે, તથા નિદ્રાથી ધનનો નાશ થાય છે અને સ્વાધ્યાય કરવાથી મરણ ઉત્પન્ન થાય છે (૮) ક્ષેમ, દયા શૌચ, ધર્મ, સ્વર્ગ અને મોક્ષ, તેને વાંછતા એવા બુદ્ધિમાન્ પુરુષે રાત્રિભોજન કરવું જ નહિં. (૯) વળી પણ કહ્યુ છે કે સુક્ષ્મ, ત્રસ, એવા જીવોનો રાત્રિભોજન કરનારના ભોજન પાત્રમાં સંપાત થાય છે. અર્થાત્ રાત્રિભોજન કરનારના ભોજનમાં સુક્ષ્મત્રસ જીવો આવી પડે છે.

કારણ કે તે જીવો હાથે કરી વારીયે પણ પડયા સિવાય રહેનાજ નથી. કેમ કે તે જીવોને રાત્રિમાં દૃષ્ટિનો અભાવ હોય છે? માટે તેમા પ્રત્યક્ષ દોષ માની તે રાત્રિભોજન કરવુંજ નહિં. (૧૦) ઈંદ્રિયોનો વિજય, તથા જીવની હિંસાના ત્યાગ વગેરેથી જીવની પરિશુદ્ધિ થાય છે. તથા પશુભાવ પરિત્યાગરૂપ ગુણો પણ થાય છે. (૧૧) તે કારણ માટે હે ધનેશ્વર! તમે દોષ અને ગુણોને જાણી પ્રવૃત્તિ અને નિવૃત્તિ કરો. અને ગ્રામ્ય પુત્રની જેમ કદાગ્રહ કરી અનર્થને શા માટે કરો છો? તે જેમ કે :- એક ગામને વિષે કોઇ એક ગ્રામીણ મનુષ્ય રહેતો હતો, તે મરણ પામ્યો, તેથી તેની ભાર્યા, પોતાના સ્વામીનું સ્મરણ કરીને અત્યંત રુદન કરવા લાગી ત્યારે તેનો એક પુત્ર હતો, તેણે કહ્યુ કે હે માતા! તમે શામાટે શોક કરો છો? હું તમારો પુત્ર છું માટે અનુચરની જેમ હું તમારી સેવા કરીશ, અને ગૃહકાર્ય પણ કરીશ. માટે આવો મોટો શોક કરવાનું શું કારણ? ત્યારે તે સ્ત્રી બોલી કે હે પુત્ર! તારો પિતા જે કાર્ય હાથમાં લેતા હતા, તે કોઇકાળે મૂકતાજ નહિં અને તુ તો નિશ્ચિંત જેવો દેખાય છે, તથા બાલક છે, તેથી હાથમા લીધેલા કાર્ય કરવામા શિથિલ છો, માટે મને મોટો શોક ઉત્પન્ન થાય છે? ત્યારે તે પુત્ર બોલ્યો કે હે માતા! આજથી આરંભીને હવે હું ગૃહકાર્યમાં આસક્તજ રહીશ, અને મારા હાથથી ગ્રહણ કરેલું કાર્ય હું ઘણો દુઃખી થઈશ તો પણ મૂકીશ નહિં. એમ કહીને પોતાની માતાને સ્થિર કરી. પછી એક દિવસ રાજ રસ્તે પોતે નીકળ્યો, તેવામા તેજ રસ્તામા કોઇ એક ધોબીનો ગધેડો પોતાના ઘરથી બંધન તોડી દોડયો જતો હતો અને તેની પછવાડે તેને પકડવા તેનો સ્વામી રજક દોડતો હતો, પણ તે રાસભ હાથ આવ્યો નહી, ત્યારે તે ધોબીએ મોટા સાદથી રસ્તામા ચાલ્યા જતા તે ગ્રામીણ છોકરાને કહ્યુ કે હે ભાઈ! આ મારો ગધેડો દોડયો જાય છે, તે તારી પાસે આવ્યો છે, માટે તુ તેને પકડી લેજે. તે સાંભળી તેણે તે ગધેડાનુ પૂછડું પકડી લીધું, ત્યાં તો ક્રોધાયમાન થયેલા તે ગધેડાએ પોતાનું પૂછડું પકડયું જાણ્યું કે તુરત તેને પાછલા બે પગની લાતો મારવા લાગ્યો. તેથી તે ગ્રામીણ પુત્રનું મસ્તક તથા હૃદય એ બન્ને ફૂટી ગયા, તો પણ તેણે રાસભનુ પૂછડું છોડયું નહિં, ત્યારે ગામમાં ચાલનારા લોકો કહેવા લાગ્યાં કે હે મૂર્ખ! તુ આ ગધેડાનુ પૂછડું છોડી દે, નહિં તો તને પાદપ્રહારથી મારી નાખશે? ત્યારે તે છોકરો બોલ્યો કે મારી માતાએ મને છોડવાની ના કહી છે, કે હાથમાં લીધેલું કોઈ પણ કાર્ય તારા બાપની જેમ તું છોડીશ નહિં, માટે મારી માતાના કહેવાથી ઉલટું હુ કેમ કરું? તેવાં તે ગ્રામીણના વચનો સાભળી સર્વ માણસ ઉપહાસ કરવા લાગ્યા પરંતુ તેણે તે પૂછડું છોડયુ નહિં, અને મોટા દુઃખને પ્રાપ્ત થયો. એમ હે મિત્ર! તમે પણ જો ગુણદોષનું વિવેચન કરી કદાગ્રહ જ પકડશો, તો તે ગ્રામીણની જેમ દુર્ગતિરુપ દુઃખને પ્રાપ્ત થશો? એ પ્રકારે ઘણી રીતે ઉપદેશ કર્યો, તો પણ તે, રાત્રિભોજનથકી નિવૃત્તિ પામ્યો જ નહિં. અને આર્ત્તધ્યાને કરી દુઃખિત અને તૃપ્તિરહિત થકો જ મરણ પામીને વાગુલ થયો. વળી સમ્યક્ત્વની નિંદા

કરવાથી તેણે તિર્યંચ નામ કર્મ બાંધ્યું, તેથી તે પાંચે વાર વાગુલના જ ભવને પામ્યો, ત્યાથી મરણ પામી બે વાર ચિમાચોડનો અવતાર પામ્યો, ત્યાંથી મરી બે વાર ઘૂવડનો ભવ પામ્યો. પાછો ત્યાંથી મરણ પામી બે વાર શીયાલીઓ થયો. ત્યાંથી મરણ પામી વિશાલા પુરિમાં દેવગુપ્ત નામે બ્રાહ્મણની નંદા નામની ભાર્યાને વિષે પુત્રપણે ઉત્પન્ન થયો. તે બાલ્યપણાથી જ વ્યાધિવાન્ થયો. તેનો એક રોગ જ્યાં તેની માતા ઔષધ કરી મટાડે છે, ત્યાં બીજા નવા બે ત્રણ રોગો ઉત્પન્ન થાય છે. એમ કરતાં તેની માતા પણ મરણ પામી. પછી તેનો પિતા બીજી સ્ત્રી પરણ્યો. ત્યારે તેની તે ઓરમાન માતા હોવાથી તે રોગીની કાંઈ પણ આશ્વાસના કરે નહી અને તેમ તેની આગળ પણ જાય નહીં. હવે તે પુત્ર અત્યંત રોગી રહેવા લાગ્યો તેથી લોકોએ તેનુ રુગ્ભટ એવું નામ પાડ્યું, અને જેમ વિષ્ટામાં કીડો મોટો થાય, તેમ રોગમા ને રોગમા વધવા લાગ્યો.

હવે તેનો મિત્ર ઇશ્વર શ્રેષ્ઠી જે હતો, તે તો ધર્મ જાગરણને વિષે અત્યંત ઉદ્યુક્તજ હતો, તે માટે ધન, પુત્ર, દારાથી વિરક્ત થઈ તેણે શ્રી ધર્મેશ્વર નામે ગુરુ પાસે જઈ ચારિત્રને ગ્રહણ કર્યું પછી મુક્તિસ્ત્રીમાં રસિક, તથા શમતામૃતપાનમાં તૃષિત, એવા તે મુનિ વિહાર કરતા હતા. હવે તે મુનિ, એક દિવસ જેમાં રુગ્ભટ્ટ રહે છે, તે વિશાલા નગરીને વિષે પક્ષક્ષમણને પારણે આહાર વહોરવાને માટે ગોચરીએ નીકળ્યા, તે રોગીના પિતા દેવગુપ્ત નામે બ્રાહ્મણને ઘેર આવ્યા. તે મુનિનાં દર્શન કરીને ખુશી થયેલો તે બ્રાહ્મણ, મુનિને પ્રણામ કરી વિનંતિ કરવા લાગ્યો કે, હે ભગવાન્ ! આપ કરુણાના ભંડાર છો, તેથી એક મારી વિનંતિ છે, તે સાંભળો. ત્યારે ગુરુએ આજ્ઞા કરી કે હે દ્વિજ ! તારે જે કહેવું હોય, તે કહે. ત્યા તે કહેવા લાગ્યો કે હે મહારાજ ! આ એક મારો પુત્ર છે, તે અવતર્યો ત્યાથી જ રોગી છે, અને તેના રોગને મટાડવા માટે મે ઘણા ઉપાયો કર્યા, પરંતુ કોઇ પણ રીતે તેના રોગો મટતાજ નથી. માટે આપ કંઈ ઉપાય કહો, તો આ બિચારો રોગોથી મુક્ત થાય ? તે સાભળી મુનિ બોલ્યા કે હે બ્રાહ્મણ ! અમોને યતિલોકને તો જયારે ગોચરીએ જઈએ ત્યારે કોઈની સાથે વાતો કરવી કલ્પેજ નહિં. એ શાસ્ત્રોક્ત માર્ગ છે, તો પણ તારા પુત્રના રોગો જોઈ મને દયા આવે છે, તેથી હું કહુ છું, તે સાભળ. હે દ્વિજ ! આ તારા પુત્રને બીજા કોઈ પણ ઔષધો લાગુ પડશે નહિં માટે તેને તો ધર્મૌષધ કરવું જ ઉચિત છે. એમ કહી તે મુનિ ત્યાથી ભિક્ષાન્ન મલવાથી પાછા બહાર ઉદ્યાનમા ચાલ્યા ગયા.

હવે તે બ્રાહ્મણ પણ જલદી ભોજન કરી પોતાના રોગી પુત્રને લઇ એકદમ તે મુનિની પાસે આવ્યો. અને નમસ્કાર કરી તે મુનિને પુત્ર માટે ધર્મૌષધ પૂછ્યુ. ત્યારે ભાવવેદી એવા મુનિ બોલ્યા કે હે વિપ્ર ! જેથી રોગો ઉત્પન્ન થાય છે, તે રોગનું નિદાન કહેવાય છે, માટે પ્રથમ રોગનું નિદાન જાણી તે નિદાનનો જયારે ત્યાગ કરીએ, ત્યારે જ

તેનુ ઔષધ થાય છે અને તે ઔષધ પણ ત્યારે જ લાગુ પડે છે. જો કદાચિત્ નિદાન જાણ્યા વિના કોઈ એમને એમ ઔષધ આપે છે, તો તે ઔષધનો ગુણ થતો નથી પરંતુ સામો તે રોગનો વધારો થાય છે? હવે તે રોગોનાં નિદાનો કયાં છે? કે પ્રથમ તો પ્રાણીઓની હિંસા કરવી તે, બીજુ અસત્યભાષણ, ત્રીજું ચોરી, ચોથું પરસ્ત્રીગમન, પાચમું પરિગ્રહાસક્તિ. એ પાચે રોગ થવાના નિદાન છે. કારણ કે તે પાચે આચરણો રોગના કારણભૂત થાય છે. હવે તે પૂર્વોક્ત પાચે નિદાનથી થયેલા રોગો કયા ઔષધથી નાશ પામે છે? તો કે પ્રથમ તો પરમેષ્ઠીના સ્મરણ કરવાથી, બીજા ચાર કષાય અને ઇન્દ્રિયોનો જય કરવાથી, ત્રીજા યથાશક્તિ પાત્રોમાં દાન દેવાથી, ચોથા પાપની ગર્હા કરવાથી, એ ચાર પ્રકારના ઔષધોથી પૂર્વોક્ત નિદાનથી થયેલા રોગો નાશ પામે છે માટે આ મારા કહ્યા પ્રમાણે નિદાનને જાણી તે નિદાનનો ત્યાગ કરી ધર્મૌષધને ગ્રહણ કરી જે પ્રાણી નિરંતર ચાલે છે, તે પ્રાણીને કોઈ દિવસ રોગો થતા જ નથી અને રોગ થયા વિના પણ જે આ પ્રમાણના ધર્મૌષધને લીધાજ કરે છે. તેને આરોગ્ય પણ રહ્યાજ કરે છે! એમ કહી તે બ્રાહ્મણને ગુરુએ એકેક વ્રતનું માહાત્મ્ય સવિસ્તર કહ્યુ, તે સાભળી પિતાને અને તે રોગી પુત્રને મિથ્યાત્વ નાશ થઈ ગયુ, તેથી તે પિતાને અને પુત્રને સમ્યક્ત્વ પ્રાપ્ત થયું, અને પછી તેઓ રોગ મટાડવાના બીજા સર્વ ઉપાયોનો ત્યાગ કરી નિશ્ચલ શુદ્ધ શ્રાવક થયા અને રોગ થવાનું મૂળ કારણ તો દુષ્કર્મ જ છે; એમ જાણવા લાગ્યા

હવે એક દિવસ સિંહાસન પર બેઠેલા સૌધર્મેન્દ્રે સુધર્મા સભામાં તત્રત્ય દેવતાઓની સમક્ષ તે પિતા પુત્રનુ ધર્મનું ધૈર્ય વખાણ્યુ, તેને તે સભામાં બેઠેલા બે દેવો જુઠું માનીને કહેવા લાગ્યા કે જો તેની અમે અમારી જાતેજ પરીક્ષા લઈએ, તો જ તે વાત અમે સાચી કહીએ? ત્યારે સૌધર્મેન્દ્રે કહ્યુ કે તમોને જ્યારે અમારા બોલવા પર વિશ્વાસ આવતો નથી, ત્યારે તમો તમારી જાતેજ જઈ પરીક્ષા લ્યો" એ વાક્ય સાંભળી તે બન્ને દેવો વૈદ્યનું રૂપ ધારણ કરીને જ્યા રોગી બ્રાહ્મણ રહે છે, તે વિશાલાનગરીમાં આવી તે બ્રાહ્મણને ઘરે ગયા. અને તે રોગી બ્રાહ્મણને કહેવા લાગ્યા કે હે રોગી! અમે વૈદ્ય છીએ તે તને ગરીબ માણસને માંદો સાંભળી દયા આણી તારૂ ઔષધ કરવા આવેલા છીએ માટે તારા માતા પિતા વગેરેની સમક્ષ અમે જેમ કહીએ તેમ નિઃશંક રીતે તું અમારૂં ઔષધ લે, તથા પથ્ય પણ પાળે તો તારા રોગો થોડાજ દિવસમા નાશ થઇ જાય. તે સાભળી તેના માતા પિતા વગેરેએ કહ્યુ કે તેને કેવી રીતનું ઔષધ કેવી રીતે લેવું? તે આપ કહો. ત્યારે તે વૈદ્યો કહે છે કે પ્રથમ તો આ રોગીએ આખા દિવસમાં તથા રાત્રિમા શુ ખાવુ જોઈએ? તે કહીએ છીએ. કે આ રોગીએ દિવસના પ્રથમ પ્રહરને વિષે મધુર એવા મદ્યનું ભક્ષણ કરવુ. પછી વળી જ્યારે દિવસનો બીજો પ્રહર થાય ત્યારે ઉષ્ણ એવા મદિરાનું પાન કરવું. પછી રાત્રિ જ્યારે પડે ત્યારે માખણ, ચોખા,

જલચર, સ્થલચર, ખેચર એવા પ્રાણીઓનું માંસ લાવી તેનું ભક્ષણ કરવું. હવે અમારું ઔષધ કેવી રીતે ખાવું તે કહીએ છીએ કે આ રોગીએ અમે જે ઔષધ આપીએ તેને પ્રતિદિવસ સવારમાં પૂર્વોક્ત પ્રાણીઓનુ માસ લાવી તેની સાથે મેળવીને ખાવું. તેમ સાત દિવસ પર્યંત અમે જુદું જુદું ઔષધ આપીશું, તેને પણ તે પ્રથમ કહેલા માસના જ અનુપાન સાથે લેવું. તેથી સાત દિવસમા આ બ્રાહ્મણના સર્વ રોગો નિર્મૂલ થઈ જાશે? તેમાં કંઈ પણ સશય નથી એ સાભળી તે રોગી બ્રાહ્મણ બોલ્યો કે અરે વૈદ્યો! આ તે બોલો છો શું? આ પ્રકારના તમારા કહેલા આરંભકારક ઔષધ ખાઇને મારે શું કરવાનું છે? આવા ઔષધથી મારા રોગો જો મટતા હોય તો તે રોગો મારે મટાડવા જ નથી કારણ કે આવું તમારુ ઔષધ ખાઈને હુ ભવોભવ નરકની વેદનાને ભોગવવા તૈયાર થાઉં કેમ? માટે આજ બોલ્યા તે તો બોલ્યા, પણ હવેથી આવું બોલશો જ નહીં. પ્રથમ તો તમોએ મને દિવસથી તે રાત્રિપર્યંત મધ વગેરે ખાવાનુ કહ્યું, તો તેમાં પ્રથમ મધ વગેરે ચારે વિગયનુ તો મે જાવજજીવ પચ્ચક્ખાણ લીધેલું છે. માટે તમારા કહેવા પ્રમાણે મધ તથા માખણ વગેરે તો મારાથી ખવાય જ નહિં. વળી રાત્રિભોજનનો પણ મેં જાવજજીવ પર્યંત ત્યાગ કર્યો છે, તેથી રાત્રિમાં હું જૈનશાસ્ત્ર વિહિત અન્ન પણ લેતો નથી તો તમારૂં કહેલું મહાપાપકારી માંસ વગેરે તો શેનું જ લઉં? અને વળી તમે મને ઔષધ ખાવાનું કહ્યુ, તેમાં પણ અનર્થકારિ માંસ મેળવીને ખાવાનું કહ્યું, માટે તે ઔષધ પણ મારાથી ખવાય એમ નથી? તે સાંભળી દેવવૈદ્યો બોલ્યા કે હે બ્રાહ્મણ! આ તે તું શું બોલે છે? એકદમ ધર્મમાં ગળી ગયો છે, તું વિચાર તો કર કે આ શરીર જો હશે તો બધું સારૂં થાશે, અને શરીર જ્યારે નહિ હોય, ત્યારે એકલા ધર્મને તું શુ કરીશ? અને ધર્મ પણ કેવી રીતે પાળીશ? માટે દેહમાં જ્યારે કોઈ પણ રોગ થાય, ત્યારે કર્તવ્યાકર્તવ્યનો કાંઈ પણ વિચાર ડાહ્યા માણસે કરવો જ નહિં, અને એમ ધર્મવિરુદ્ધ ઔષધ ખાવાથી કદાચિત્ પાપ લાગે, તો પછી જ્યારે સાજા થઈને તેનું પ્રાયશ્ચિત કરીએ, તેથી તે દોષ સર્વ નિવૃત્તિ પામે, માટે આ અમોએ કહ્યુ, તેમ કરી શરીરનું રક્ષણ કર અને ધર્મનું પણ રક્ષણ કર એમ તે રોગી બ્રાહ્મણને કહીને તે વૈદ્યો તેનાં માતા પિતા વગેરેને કહેવા લાગ્યા કે હે ભાઈઓ! આ રોગી તો કાંઇ પણ સમજતો નથી માટે અણસમજુ, રોગી અને ગરીબ એવા આ માણસની તમારે ઉપેક્ષા કરવી ઘટતી નથી. તેથી તેને સમજાવી કહો, જે અમારા કહેવા મુજબ તે ઔષધ ખાય? અને તેમ કરવાથી તમોને પણ પુણ્ય અને યશ પ્રાપ્ત થશે? તે સાંભળી તેના સહુ સંબંધી જનો કહેવા લાગ્યા કે હે વત્સ! આ બે વૈદ્યો બિચારા ઉપકારી દેખાય છે, કેમ કે તારા જેવા નિર્ધન માણસનો રોગ મટાડવા માટે ઔષધ દેવા પોતે પોતાની મેળેજ બોલાવ્યા વિના આવી ઉભા રહ્યા છે, તથા તે ઔષધનુ કાંઈ દ્રવ્ય માંગતા નથી? માટે આ દયાળુ વૈદ્યો જેમ કહે છે તે પ્રમાણે ઔષધ ગ્રહણ કરવાથી તારો જો બચાવ થશે તો અમો પણ રાજી થાશું? અને હે ભાઇ! તે ઔષધ ખાવાથી જો

તને પાપ થાશે, તો તે પાપ કોઈપણ ઉગ્ર એવા તપે કરી તું મટાડી શકીશ? એમ ઘણુંજ કહ્યુ, તો પણ તે રુગ્ભટ્ટે માન્યુ નહિ ત્યારે તે વૈદ્યો, એજ ગામના રાજા પાસે આવ્યો અને તે રાજાને કહેવા લાગ્યા કે મહારાજ! આપના આ ગામમાં એક જન્મનો રોગી બ્રાહ્મણ રહે છે. તેથી તેનુ નામ પણ રુગ્ભટ્ટજ છે હવે અમોએ કોઈ એક માણસના કહેવાથી સાંભળ્યું છે કે વિશાલાનગરીમાં ગરીબ, જન્મનો રોગી અને ઘણો જ દુઃખી, કોઈ એક બ્રાહ્મણ રહે છે, તેના રોગો ઘણા ઉપાયો કર્યાથી મટતાં જ નથી, તે સાંભળી મનમા દયા લાવી અમો તેની પાસે આવ્યા અને આવીને અમોયે તેને ઔષધ ખાવાનુ કહ્યું, તો પણ જ્યારે તેણે ન માન્યું, ત્યારે પાછું તેના સબંધીજનો પાસે ઔષધ ખાવાને માટે ઘણુંજ સમજાવી કહેવરાવ્યું, તો પણ તે માનતો જ નથી પરંતુ અમારા મનમાં તેની પર દયા આવે છે, કે તેને રોગથી મુક્ત કરવો તે માટે આપ તેને અહીં બોલાવી અમારા કહેવા મુજબ ઔષધ ખાવાનો તથા પથ્ય પાળવાનો હુકમ કરો. અને હે રાજન્! અમો પ્રતિજ્ઞા પૂર્વક કહીએ છીએ કે અમારૂં ઔષધ ખાવાથી તેને જરૂર સારૂ જ થશે? અને જો તે નહિં ખાય તો તે થોડા જ દિવસમા મરણ શરણ થઇ જશે! તે સાંભળી રાજાએ તેને એકદમ તેડાવ્યો અને ઘણીજ રીતે સમજાવ્યો, તો પણ તે સમજ્યો નહિં, અને તત્રત્ય સહુ સાંભળે તેમ સામો ઉપદેશ કરવા લાગ્યો. કે હે રાજન્! તમો વિચાર તો કરો, કે આ અશુચિપદાર્થયુક્ત, અસત્ય એવાં દેહને માટે શાસ્ત્રવિરુદ્ધ અને ભવભ્રમણ દાયક એવા જૈનશાસ્ત્ર વિરુદ્ધ પદાર્થને હું કેમ સ્વીકારું? તથા જાવજજીવ ગ્રહણ કરેલા-વ્રતને પણ હું કેમ છોડુ? વળી એવો તે કોણ મુર્ખ હોય કે ભસ્મને માટે બાવના ચંદનને બાલે! તથા સોનાના કુંભમાં ભરેલી જે લાખ હોય તે લાખને માટે સોનાના કુભને ભાંગી ટુકડા કરી નાખે? વળી દેહને વિષે મમત્વ રાખનારા જનો તે દેહના રક્ષણ માટે જેમ દ્રવ્યનો ત્યાગ કરે છે, તેમ જ્ઞાની પુરૂષો ધર્મને માટે દેહનો ત્યાગ કરે છે. એમ ઘણી યુક્તિથી ત્યાં બેઠેલા સહુ કોઈ જનોને બોધ પમાડયા ત્યારે તે વૈદ્યો કહેવા લાગ્યા કે હે બ્રાહ્મણ! તે જિનધર્મનું તત્વ ઘણું જ સારીરી તે જાણ્યું છે! એમ કહી તેને નીરોગી કરી, પોતાનુ દેવરુપ દેખાડી, તેની સ્તુતિ કરીને તે દેવો સ્વર્ગ-પ્રત્યે ગયા. પછી તે દિવસથી તે બ્રાહ્મણનું નામ રુગ્ભટ હતું, તે મટી અરુગ્ભટ થયુ, અને ધર્મૌષધથી રોગ મટાડી પ્રથમ કરતાં પણ તે વધારે ધર્માસક્ત થયો. અને તે ઘણા કાળ પર્યંત જિનધર્મનું આરાધના કરી સમાધિમરણે મરણ પામી સૌધર્મ-દેવલોકને વિશે દેવના થયો. ત્યાં અવધિજ્ઞાનથી જાણ્યું જે પૂર્વ ભવમા હું જન્મથી જ મહારોગી હતો, ત્યારે જે મુનિએ મને ધર્મૌષધ આપી સારો કર્યો હતો અને તે ધર્મના પ્રતાપથી આ દેવલોકને વિષે હું દેવતા થયો છું, વળી તે મુનિને હાલ કેવલજ્ઞાન ઉત્પન્ન થયુ છે? એમ જાણી તે એકદમ અહી આવી હર્ષાયમાન થઈ નૃત્ય કરવા લાગ્યો છે. આ પ્રમાણે ઇશ્વર કેવલીના કરેલા ધર્મોપદેશથી ઘણા જનોએ રાત્રિભોજનનો ત્યાગ કર્યો.

હવે તીવ્ર સંવેગે રંગિત એવો સુરસેન રાજા, તે કેવલી ભગવાનને હાથ જોડીને કહેવા લાગ્યો કે હે ભગવન ! મહાન મિથ્યાત્વપણાથી રોગી થયેલા તે રુગ્ભટને ધર્મોષધ આપી આપે દેવતા કર્યો, માટે આપને ધન્ય છે. અને તે હાલમાં દેવતા થયેલા ધનેશ્વરને પણ ધન્ય છે, કે જે પૂર્વ જન્મમાં ધર્મોષધરુપ ઉપકાર કરનારા આપને ઉપકારી તથા ધર્માચાર્ય માની અહીં વાંદવા માટે આવ્યો અને વળી તેણે મનોહર અને દૃઢ એવી ભક્તિ પણ રાખી ! આવી રીતે કેવલીની સ્તુતિ કરીને તેમને વિનંતી કરી કે હે ભગવાન આપના કહેવાથકી મે સાધુનું તથા શ્રાવકનું માહાત્મ્ય યથાસ્થિતિ રીતે જાણ્યું, તેમાં પણ મને એવો નિશ્ચય થયો કે જે સાધુનો ધર્મ છે, તે એકાંતે મોક્ષ સુખનો દેનારો છે. હવે જો આપને મારી ચારિત્ર લેવાની યોગ્યતા ભાસતી હોય તો સંયમશ્રીને વિષે ઉત્કંઠિત મનવાલા એવા મને સંયમ આપો. ત્યારે કેવલી ભગવાને કહ્યું કે હે રાજન્ ! તમારી સંયમ લેવાની તો યોગ્યતા જ છે, માટે જલદી ઘેર જઈ સર્વ રાજ્યપ્રતિબંધને છોડી પાછા તુરત આવી સંયમશ્રીને સ્વીકારો

તે સાંભળી હર્ષભરથી પ્રફુલ્લિત મનવાલો એવો સૂરસેન રાજા મુનિને નમસ્કાર કરી શીઘ્રતાથી ઘેર આવી આમાત્યો તથા પોતાની સ્ત્રી વગેરેને વૈરાગ્ય યુક્ત થઇ કહેવા લાગ્યો કે હે પ્રિય મિત્રવર્ગ, મેં તો ઉદ્યાનમાં પધારેલા કેવલીના ઉપદેશથી જાણ્યું, કે આ આયુષ્ય જળના પરપોટા જેવું ચંચળ છે, આ સંસાર ભોગનું જે સુખ છે, તે ફ્રોતશાની મુષ્ટિસમાન છે અને સંસારમાં જે પ્રિયજનોનો સંયોગ થાય છે, તેનો વિયોગ થયા વિના રહેતો જ નથી અને જે દ્રવ્ય છે, તેપણ અનર્થનું મૂળ છે, પ્રથમ તો દ્રવ્યને ઉપાર્જન કરવામાં મોટું દુઃખ ભોગવવું પડે છે, તેવું જ પાછુ તેના રક્ષણમાં પણ દુઃખ થાય છે, માટે જેના રક્ષણમાં પણ દુઃખ તથા ઉપાર્જનમાં પણ દુઃખ તેવા અનર્થના પાત્રભૂત એવા દ્રવ્યને ધિક્કાર હો. તથા વળી જે કાળ (મૃત્યુ) છે, તે આપણને શોધ્યા જ કરે છે કર્મયોગે આવી લઈ જાય છે કોઇ એક નાનો મત્સ્ય હતો, તે જલમાંથી કોઈ એક મત્સ્ય મારનારના કર્કશ એવા હાથમાં આવ્યો, પરંતુ તે મત્સ્ય અત્યંત સુંવાળો હોવાથી તેના હાથમાથી સરી ગયો, તે પાછો જળમાં પાથરેલી જાળમાં આવી પડયો, ત્યાંથી પણ પોતે ઘણો જ નાનો હોવાથી તે જાળના છિદ્રમાથી નિકળી ગયો, તે પાછો જળમાં પડયો, ત્યા પણ તેને કોઈ એક બગલો હતો, તે ગળી ગયો, માટે જીવનો જ્યારે કર્મ યોગેકાળ આવે છે, ત્યારે કોઈ પણ ઠેકાણેથી તે જીવને ખોળીને લઈ જ જાય છે. વળી આ સંસારમા એક બીજાનો સ્નેહ છે, તે પણ તિલવૃક્ષના પુંજ સમાન છે. જરા અને રોગો તો જીવોની પાછળ ધમધોકાર દોડયા જ કરે છે. ઇષ્ટમિત્ર જે છે, તે પોતાના કરેલા કર્મને અનુસારે કર્મ ભોગવતા થકાકાળે અકાળે મરણ પામ્યા જ કરે છે, તેને આપણુ કોઈથી રાખી શકાતા નથી તે માટે વિદ્વાન્ પુરુષો છે, તે

કોઈ પણ જનને વિષે પ્રીતિ જ કરતા નથી. એવો તે કોણ મૂર્ખ હોય, કે જે સમ્યક્ત્વથી અનંત સુખ સંતાન દાયક એવો મોક્ષ મળી શકે એમ છતાં પણ તે છોડી ઇંદ્રિજાળ સમાન સંસારને વિષે આસક્તિ રાખે ? વળી એવો કોણ મૂઢ હોય કે, કે તપને સાધ્ય મુક્તિ સુખ છે, અને આ તે પોતાને સ્વાધીન છે, તે તપ ન કરતા તપાવેલા કઢેલા જેવા સંસાર સુખને વિષે આસક્ત થાય ? વળી હે ભાઈઓ ! ક્ષારજળથી ભરેલો જેમ લવણસમુદ્ર છે, તેમ શારીરિક અને માનસિક વગેરે દુઃખથી ભરપૂર આ સંસારસમુદ્ર છે, માટે તેવા સંસારમા અજ્ઞાની વિના કોણ આસક્તિ રાખે ? વળી સ્વપ્નમાં મળેલા નિધાનની જેમ સંસારમાં જે કાંઈ વસ્તુ છે, તે ખોટી જ છે, અનિત્ય છે, તેથી આ સર્વસંસારને ખોટો જાણી હું હવે અગણ્યગુણ ગણ અલંકૃત એવા શ્રામણ્યને સ્વીકારીશ ! એ પ્રકારનું સૂરસેન રાજાનું વચન સાંભળી બોધ પામેલી એવી તેમની મુક્તાવલી રાણી કહે છે કે આપે જે કાંઈ હાલમાં કહ્યું, તે સર્વ સત્ય જ છે, કારણ કે આ સંસાર સર્વ મૃગતૃષ્ણાના જળ જેવો જ છે, તેથી આપે જે હાલ સંયમ લેવાનો વિચાર કર્યો, તે ઘણો જ યોગ્ય છે, આપણે ભોગ પણ ઘણા કાળ ભોગવ્યા. તથા પરિવાર મિત્ર લોકોને પણ પરિપૂર્ણ રીતે સંતોષ્યા ! સામંત વર્ગને પણ સુખ આપ્યું ! પુત્ર પણ થયો ! તથા તે વળી મોટો પણ થયો ! ત્રણ ભુવનને વિષે આપની કીર્ત્તિ પટહ પણ વાગ્યો ! પરંતુ આપણને મનુષ્ય જન્મને વિષે આ લોકના સાંસારિક ભોગોનું સુખ તો સર્વ ઉપલબ્ધ થયુ છે માટે આપના કહેવા પ્રમાણે જો આપણે મોક્ષ સુખદાયક મનુષ્ય જન્મનું ફલ રૂપ જે ચારિત્ર છે. તે સ્વીકારીએ તો પછી આપણને કોઈ પણ પદાર્થ પ્રાપ્ત થયો નહિ એમ કહેવાય નહિ અર્થાત્ હવે આપણે ચારિત્ર લેવું જ ઉચિત છે. તેથી હે નાથ ! તે કામમાં હવે એક ક્ષણમાત્ર પણ વિલંબ કરવો જોઈતો નથી. માટે ચાલો આપણે જલદી ચારિત્ર લઈ આ અઘોર એવા સસારસમુદ્રને તરિયે ? કદાચિત્ જો આપણે પ્રમાદ રાખી સયમ લેવામા વિલંબ કરશુ, તો આપણને આવી સદ્ગુરુરુપ સામગ્રી મળવી દુર્લભ થશે ? વળી શ્રેયનાં કામમાં વિઘ્નો પળે પળે આવે છે. મોટા પુરુષોને શ્રેયસ્કર કાર્ય કરવામાં ઘણાજ વિઘ્નો આવે છે. અને પાપ કાર્ય કરવામાં પ્રવૃત્તતા એવા જનોને વિઘ્નો દેખાતાં હોય તો પણ કયાક જતાં રહે છે તેવા મુક્તાવલી રાણીનાં તીવ્ર વૈરાગ્ય યુક્ત અને સંયમ લેવામાં ઉત્સુકતા રુપ વાકય સાભળી મંત્રી વગેરે કહેવા લાગ્યા કે હે દેવિ ! ધર્માસક્ત જનને તો કોઈ પણ વિઘ્ન કરી શકતાજ નથી

તે પછી સૂરસેન રાજાએ પોતાના ચદ્રસેન નામે પુત્રને મોટા મહોત્સવથી રાજ્યગાદી પર બેસાડી પોતાના કુળપરંપરાની સર્વ રાજ્યરીતિ સમજાવી શીખામણ પણ દીધી, કે હે પુત્ર ! આ રાજ્યને વિષે રહેજે, પણ રાજ્યમાં અતિ આસક્તિ રાખીશ નહિ ? કારણ કે એ રાજ્ય છે તે કેવું છે? તો કે જે રાજ્ય નિરપરાધ છતા બદીખાનું છે ! માથા પર નાયક વિના પરવશપણું છે ! છતી ચક્ષુએ અંધપણું છે ! મદ્યપાન કર્યા વિના ઉન્માદપણું

છે ! અને રજ્જુ વિનાનું બંધનપણુ છે ! માટે તે રાજ્યમા તત્ત્વબુદ્ધિ રાખીશ નહિં. અને સર્વ પ્રજાને પુત્રની જેમ સુખી કરજે. સર્વ ઠેકાણે કુનીતિને દૂર કરજે. અને મંત્રી વગેરેની પણ દીધેલી શિક્ષાનું ચિત્તમાં સ્મરણ રાખજે. પાપ કર્મ રહિત ધર્મ કરી કીર્તિને વધારજે.

આ પ્રકારે પોતાના ચંદ્રસેન પુત્રને શિખામણ દઈ શ્રીજિનચૈત્યોને અષ્ટાન્હિકા મહોત્સવ કરી, ચારિત્ર વેશ રહિત એવા શ્રાવકોના વૃંદનું રૂપુ,' સુવર્ણ, મણિ, મોતી, વસ્ત્ર, આભરણના દાનોથી સન્માન પૂજન કરી ચંદ્રસેન કુમારે કર્યો છે દીક્ષા મહોત્સવ જેનો અને ચંદ્રમાની ચંદ્રિકાસમાન ઉજ્જ્વલ એવા વસ્ત્રોથી કર્યો છે શ્રૃંગાર જેણે, પુષ્પમાલા ચંદન, તેણે કરી અર્ચિત એવો તે રાજા, મનુષ્યોથી વહન કરેલી એવી શિબિકામા હર્ષાયમાન થઈ બેઠો. પછી સામંત, મંડલેશ્વર, સેનાપતિ, મંત્રી, શ્રેષ્ઠી, સાર્થવાહ, સંધિપાલ, દુર્ગપાલ, તેથી અન્વિત અને હસ્ત્યારુઢ, અશ્વારુઢ તથા રથારુઢ એવા લક્ષાવધિજનોથી પરિવૃત, કોટિ પરિમિત બંદીવૃંદોથી સ્તુતિ કરેલો, ધાર્મિકજનોથી શ્લાઘિત, દીન અને દૌસ્થ્યને અનુકંપા દાન દેનાર, એવો તે રાજા, વિવિધ પ્રકારના વાદ્યો વાગતે થકે ચારિત્રને ગ્રહણ કરવાને તત્પર એવા કેટલાક આમાત્યાદિથી સહિત ઉદ્યાનમાં રહેલા ઈશ્વર નામે કેવલીની પાસે આવ્યો. ત્યા આવી ગુરુને નમસ્કાર કરી બેઠો. તે પછી સાથે આવેલા સહુ કોઈ મનુષ્યો પણ યથા યોગ્યસ્થાને બેઠા હવે બે હાથ જોડી તે સૂરસેન રાજાએ વિનતિ કરી કે. હે ભગવન્ ! આ મારી સાથે દીક્ષા ગ્રહણમા ઉત્સુક થઈ આવેલા એવા મારા આમાત્યાદિકોને તથા મને આપ કૃપા કરી સંસારસમુદ્રને નિસ્તાર કરનાર દીક્ષા આપો. તે સાંભળી ઇશ્વર કેવલીએ જેને દીક્ષાની ઇચ્છા હતી તેને દીક્ષા આપી.

હવે મુક્તાવલી રાણીએ પણ પોતાની સાથે દીક્ષા ગ્રહણ કરવામા ઉત્સુક થઈ આવેલી એવી આમાત્ય વગેરેની સ્ત્રીઓ સહિત શ્રીચંદ્રાભા નામા આર્યાની પાસે દીક્ષા ગ્રહણ કરી. પછી ગુરુને વિષે વિનીત તથા ચારિત્રીયા એવા તે સ્ત્રી પુરુષે, અગ્યાર અંગોનું અધ્યયન કર્યું. અને નિરતિચારપણે ચારિત્ર પાળી પોતાના આત્માને સમ્યગભાવે કરી ભાવિત કર્યો અને તપ રુપ અગ્નિના તાપથી સંતપ્ત એવા પોતાના અંતઃકરણ રુપ સુવર્ણને શોધી લીધુ. જિનમતને જાણનારા એવા એ બન્ને જણાએ મિથ્યાત્વરુપ જે વૃક્ષ હતા, તેને છેદી નાખ્યો. જિનમતોક્ત રાગ અને દ્વેષ, તે રુપ બંધનને તોડી નાખ્યા, ચારિત્રરુપ ધનને હરણ કરનાર, એવા આર્ત અને રૌદ્ર એ બે ધ્યાનરુપ દુર્જેય દુષ્ટચોરો જે હતા તેને જીતી લીધા. શ્રુતરુપ બકતરથી આવૃત એવા સંયમરુપ અંગને વિષે શલ્યોનો પ્રવેશ સારી રીતે બંધ કર્યો અને અતિ વિકટ એવા ગારવરુપ ત્રણે શત્રુઓને નિર્મમત્વરુપ શસ્ત્રોથી નાશ કરી નાખ્યા વળી આત્માના ઘણા કાલના વૈરી જે મોહરાજાના ચંડ એવા ચાર દંડરૂપ સુભટો હતા, તેના મદનું ખંડન કર્યું અને સંજ્ઞાઓ જે હતી તે તો ખેદ

પામી તેની પાસેથી ચાલી જ ગઇ. ઘણા કાલના વૈરી એવા જે ક્રોધાદિક હતા તેને શમતાદિક ગુણવિધિથી મંદ પ્રતાપવાલા કરી નાખ્યા. એટલે મુનિવર મંદકષાયી થયા. કંદર્પનો જે દર્પ હતો, તે પણ હણી નાખ્યો. પ્રમાદાદિક દોષો જે હતા, તે એકક્ષણમાં ક્ષીણ કરી નાખ્યા. તે બન્ને જણે પોતાની તપ અને સંયમરૂપ ભુજાઓથી મોક્ષપદ જે હતું, તેને નિકટવર્ત્તિ કર્યું. એ પ્રકારે નિર્મલ ચારિત્રને આવરણ કરીને અંતસમયે એક માસપર્યંત સંલેષણા સંથારે અણસણવ્રત ગ્રહણ કરી તે સૂરસેન તથા તેની સ્ત્રી મુક્તાવલી, એ બન્ને સર્વસમૃદ્ધિથી યુક્ત એવા પ્રથમ ગ્રૈવેયકને વિષે અહમિંદ્રનામે દેવપણે થયાં તે પ્રથમ ગ્રૈવેયકને વિષે નિર્મલ છે કાંતિ જેની અને પવિત્ર એવા ચારિત્રથકી ઉત્પન્ન થયેલી જે ઋદ્ધિ તેને ભોગવતા, એવા તે બન્ને દેવતા, મનોહર સુખને કાંઈક ન્યૂન એવા ત્રેવીશ સાગરોપમના આયુષ્યને ભોગવતા હતા.

**એ પૃથ્વીચંદ્ર અને ગુણસાગરના ચરિત્રને વિષે ઇશ્વરકેવલિદીક્ષિત શ્રી સુરસેન મુક્તાવલીના ગુણગણવર્ણનનામે છઠ્ઠો સર્ગ સંપૂર્ણ થયો. અહિં પૃથ્વીચંદ્ર અને ગુણસાગરના બાર ભવ સમાપ્ત થયા.**

---

## સાતમો સર્ગ

હવે દેવરૂપ થયેલો સૂરસેન રાજા તથા તેની સ્ત્રી મુક્તાવલી, તે પ્રથમ ગ્રૈવેયકથકી ચ્યવી ક્યાં ઉત્પન્ન થયા ? તે કહે છે.

આ જંબુદ્વીપને વિષે ભરતક્ષેત્રમાં મધ્યખંડે ઉત્તરદિશાને વિષે સ્વર્ગના જનોને તર્જન કરનાર ઘણા જેમાં સજ્જનો રહે છે એવું અને સુખને આપનારૂ ક્રોધવિરહિત મનુષ્યોથી પ્રાપ્ય, બલવાન્ એવા દુશ્મનોથી જેમા આવીજ શકાતું નથી, સુરસમાન વિબુધગણોએ અલંકૃત એવું એક ગર્જનપુરનામે નગર હતું. તેમા પોતાના નામ સમાન ગુણવાળો એક સુરપતિ નામે રાજા રાજ્ય કરતો હતો. જેણે ભૂભૃત જે દુશ્મન રાજાઓ તેનો પક્ષ છેદી નાખ્યો છે, એટલે જેમ સુરપતિ જે ઇન્દ્ર તેણે જેમ ભૂભૃત જે પર્વતો તેની પાખો છેદી નાંખી છે, તેમ આ સુરપતિ રાજાએ પણ શત્રુનો પક્ષ છેદી નાખ્યો છે હવે તે રાજાની નામથી અને ગુણોથી વિખ્યાત, સતી નામે પટરાણી હતી તે પણ એવી હતી કે જે પાપની વાત તો કાનથી પણ સાભળતી ન હતી. અર્થાત્ જે પાપની વાત ન સાભળે તે પાપ કરેજ કેમ ? હવે તો રાણીની સાથે સુખ ભોગવી રાજ્ય કરતો એવો તે સુરપતિ રાજા વેદધર્મને વિષે અતિ પ્રીતિમાન્ હોવાથી ઉત્તમ એવા વૈદિક બ્રાહ્મણોને અત્યંત માનતો

હતો. અને તેઓને વિશેષે કરી વસ્ત્રાદિકોનું દાન પણ આપતો હતો. તથા અહોનિશ તેનું પૂજન અને ઘણુંજ માન કરતો હતો. જ્યારે તે રાજાજ એમ માનતો હતો, ત્યારે તે ગામના રહેરાસી સર્વે જનો પણ તે રાજાની જેમ અત્યંત બ્રાહ્મણોને માનતા હતા. કહ્યું છે કે "યથા રાજા તથા પ્રજાઃ" એટલે જેવો રાજા વર્તે, તેમ પ્રજા પણ વર્તે છે. હવે રાજાના અને પ્રજાના માનથી મદોન્મત થયેલા ધિક્કારવા યોગ્ય બ્રાહ્મણોએ તે નગરમાંથી બીજા પાખડી ધર્મવાલા જગમ અને જોગી વગેરેને બહાર કઢાવી મૂક્યા.

તેવા અવસરને વિષે દેવ થયેલો એવો તે સૂરસેન રાજા, પ્રથમ ગ્રૈવેયક થકી ચ્યવીને હંસની જેમ સતીનામે રાણીના ઉદરરૂપ સરોવરને વિષે આવ્યો ત્યારે તેજ રાત્રિને તે રાણીએ સ્વપ્નામા મનોહર જલથી પરિપૂર્ણ, અને હંસાદિક પક્ષીઓથી કરી વિરાજિત, પદ્માકરે યુક્ત એવું એક સરોવર દીઠું. તે દેખીને પદ્મલોચના એવી તે રાણી એકદમ જાગ્રત થઈ, અને તુરત રાજા પાસે આવી પોતાને આવેલ સ્વપ્નની વાત રાજાને કહી બતાવી તે સાંભળી સ્વપ્નના કારણને જાણતા એવા તે સુરપતિ રાજાએ રાણીને કહ્યુ કે હે પ્રિયે! તમોને આવેલા સ્વપ્નના અનુસારથી તમારે ઉત્તમ પુત્ર ઉત્પન્ન થાશે? તે સાંભળી અમંદ આનંદને પ્રાપ્ત થયેલી તે રાણીએ પોતાના શુભ ગર્ભનુ પાલન કરવા માંડ્યું. પછી રાણીને દાન દેવા વગેરેના જે કાંઈ દોહદ ઉત્પન્ન થયા, તે રાજાએ સર્વે પૂર્ણ કર્યા. અને સાડા નવ માસ જ્યારે પૂરા થયા, ત્યારે તે રાણીએ શુભસમયને વિષે સર્વ અવયવોથી સુંદર અને સુજનોને આનંદ દેનાર એવા પુત્રને ભૂમિ જેમ કલ્પવૃક્ષને ઉત્પન્ન કરે, તેમ ઉત્પન્ન કર્યો. પછી રાણીએ રાજા પાસે વધામણી દેવા માટે એક દાસીને મોકલી. તે દાસીએ જઇને રાજાને વધામણી દીધી કે મહારાજ! આપને ત્યાં હાલ ઉત્તમોત્તમ પુત્ર પ્રગટ થયો? તે સાંભળી રાજાએ તે દાસીને કોટિ સુવર્ણનુ દાન આપ્યુ અને પછી પુત્રજન્મ મહોત્સવ કરાવ્યો. તે જેમ કે આનંદ પામી દોડતા દાસોથી યુક્ત, ચિંતિત પદાર્થનું દ્વારરુપ, પુત્રોત્પન્નથી આનંદિત થઈ નૃત્ય કરતા એવા છે, જેમા જળની ભરેલી જારીયો મૂકી છે, જેમાં ઘણા શૃંગારો પહેરાય છે, ઘણુ દ્રવ્ય જેમાં ખરચાય છે, જેમા દુખીયાજનોનો નિસ્તાર થાય છે. એવું પુત્ર વર્ધાપન કરાવ્યુ. અર્થાત્ તે રાજાએ મોટા આડબરથી પુત્રજન્મ મહોત્સવ કરાવ્યો તદનતર તે પુત્ર જ્યારે રાણીને ગર્ભમાં રહ્યો, ત્યારે રાણીએ સ્વપ્નને વિષે પદ્મસરોવર દીઠુ હતુ, તે સ્વપ્નના અનુસારે પુત્રનુ નામ "પદ્મોત્તર" પાડ્યું. હવે પાંચ ધાવમાતાથી પાલન કર્યો થકો તે પુત્ર, પ્રતિદિન અનુક્રમે વધવા લાગ્યો. અને તે કલાકુશલ દયાદાક્ષિણ્ય, જ્ઞાનવાન્, સૌમ્યમૂર્ત્તિ, સજ્જનપ્રિય, શાંત અને દાંત થયો. વળી તે કુમારને મદ્ય, માસ, પરસ્ત્રીગમન, દ્યૂત અને ચોરી, તે પાંચ મોટાં વ્યસનનોની તો વાત પણ ગમતી નથી. હવે તેનો પિતા જે છે, તે વૈદિકકર્મ નિષ્ઠાવાન્ છે, તેથી તે પ્રતિદિન બ્રાહ્મણોને બોલાવી તેઓને પોતાની પાસે માનઃપુરસર બેસાડી વેદધર્મની

વાતો કરાવે છે આ પ્રમાણે પોતાનો પિતા મિથ્યાત્વી છે એમ જાણી તેની પાસે કુમારને જવું પણ ગમતું નથી., પરંતુ તે વિચાર કરે છે, કે જો હું મારા પિતા પાસે નહિ જાઉં તો તેને દુખ લાગશે? એમ જાણી તેની પાસે જાય છે અને ત્યાં ધિકૃત જન્મવાલા બ્રાહ્મણોની કરેલી પરમાર્થ શૂન્ય જુનાં કલ્પિતશાસ્ત્રોની કથાઓથી ઉદ્વેગ પામી મનમાં વિચાર કરે છે કે અરે! આ મારો પિતા સાવ મિથ્યાત્વગ્રહગ્રસીત થઈ ગયો છે, તેને હું તે મિથ્યાત્વથી કેવી રીતે મુક્ત કરૂં? હા, એક ઉપાય છે ખરો, કે હાલ જો તેને સુગુરૂસામગ્રી મલે, તો તે જિનધર્મને પામે? કેમ કે કોઈ ખાડા ખડિયાલો મણિ હોય, તો તે મણિ, મણિકારના કરેલા સંસ્કાર વિના બીજા કોઈ પણ ઉપાયથી નિર્મલ થતો નથી.

હવે તે સૂરસેન રાજાની સ્ત્રી મુક્તાવલીનો જીવ જે પ્રથમ ગ્રૈવેયકે દેવતા થયો હતો, તે ક્યાં અવતર્યો? તે કહે છે કે વૈતાઢ્ય પર્વતમા દક્ષિણ શ્રેણીને વિષે સાર્વભૌમપુર નામે એક નગર છે. તે નગરનો પ્રતાપે કરી સૂર્ય સમાન ઉત્તમ એવા વિદ્યાધરના કુલને વિષે ઉત્પન્ન થયેલો તરવેગ નામે રાજા છે, તેની કમળ સમાન સુકોમલ, કલાકલાપથી સંપન્ન દેવની સ્ત્રી સમાન, કમલમાલા નામની એક રાણી છે તેની કુક્ષિરૂપ ગુહાને વિષે સૂરસેનની સ્ત્રી મુક્તાવલી રાણીનો જીવ જે પ્રથમ ગ્રૈવેયકમા દેવ થયો હતો, તે ત્યાથી ચ્યવીને કેસરીના બચ્ચાની જેમ આવ્યો. જ્યારે તે ગર્ભમાં આવ્યો, ત્યારે તે રાણીએ સ્વપ્નને વિષે સિંહના બચ્ચાને જોયો, તે જોઈને તુરત જાગી ગઈ અને તે સ્વપ્નની વાત પોતાના સ્વામીને કહી બતાવી. તે સાભળી તેનો સ્વામી કહેવા લાગ્યો કે હે પ્રિયે! તમે સ્વપ્નામા સિંહનો શિશુ જોયો છે, તેથી તમારે સિંહના શિશુ જેવો પ્રતાપી પુત્ર ઉત્પન્ન થશે? તે સાભળી મુદિતમન થઈ થકી રાણી ગર્ભનું પોષણ કરવા લાગી. પછી જે સુસ પૂર્ણરીતે સુશોભિત દિવસમા શુભ એવા નક્ષત્ર મુહુર્ત વેળાને વિષે મોટા તેજે કરી પ્રકાશિત એવા પુત્રને પૂર્વ દિશા જેમ સૂર્યને ઉત્પન્ન કરે તેમ ઉત્પન્ન કર્યો ત્યારે તરવેગ રાજાએ પુત્રનો મોટો મહોત્સવ કરાવ્યો. અને તે પુત્ર ગર્ભમા રહ્યો તે વખતે તેમની માતાએ સ્વપ્નમાં સિંહનો શિશુ જોયો હતો, તદનુસારે લોકજનની સાક્ષિએ તેનું "હરિવેગ" નામ પાડ્યું. તે પુત્ર ત્યાની ખેચરીઓએ રમાડ્યો થકો મોટો થયો, તેમ તે પુત્રે સદ્વિદ્યાનો અભ્યાસ પણ કર્યો. પછી તે માનિનીના મનને સ્તંભન કરનાર એવા યૌવનારંભને પ્રાપ્ત થયો.

એવા અવસરને વિષે મથુરા નગરીમાં કોઈ એક ચંદ્રધ્વજ નામે રાજા રાજ્ય કરે છે. તેને બે સ્ત્રીઓ છે. તેમા એકનુ નામ ચંદ્રમતી અને બીજીનુ નામ સૂર્યમતી છે તે બન્ને જણીઓને એકેક પુત્રી થઈ છે. તેમા એકનુ નામ શશિલેખા અને બીજીનું નામ સૂર્યલેખા છે. તે બન્ને કન્યાને યૌવનથી અને ધનથી અનુરૂપ એવા વરની પ્રાપ્તિને માટે તેના પિતાએ સ્વયંવરમંડપ રચાવ્યો અને તે સ્વયંવર વાસ્તે દેશાતરના રાજાઓના પુત્રોને બોલાવા માટે જુદે જુદે ઠેકાણે દૂતો મોકલ્યા. તે સર્વ દૂતોમા કોઈ એક મુખપ્રિય નામે દૂત હતો, તેને

ગર્જનપુરમાં મોકલ્યો, તે ત્યાં આવી પદ્મોત્તર કુમારના પિતા સુરપતિ રાજાને પ્રણામ કરી યોગ્ય સમય જોઈને વિનંતિ કરી કહેવા લાગ્યો. કે હે દેવ ! મથુરા નગરીનો ચંદ્રધ્વજ એવા નામે રાજા છે, તેણે મારી સાથે કહેવરાવ્યું છે, "કે મારે ત્યા શશિલેખા અને સૂર્યલેખાનામે બે કન્યાઓ તેને માટે મેં સ્વયંવર મંડપ કરેલો છે, તો તેમા મે મોટા મોટા રાજકુંવરોને તેડવા માટે દૂતો મોકલેલા છે. તેથી તે સર્વ રાજકુમારો આવશે. માટે તમારા પુત્રને પણ મોકલો. કારણ કે તમારો જે પુત્ર છે, તેના રુપ તથા ગુણસમૂહનાં ગીતો, સર્વત્ર ગુણીજનો ગાયા જ કરે છે. તે સાંભળી એ દૂતને મેં તેડવા માટે મોકલેલો છે. માટે તે ભાગ્યશાળી પુત્ર અહીં આવી પોતાના સૌભાગ્યરૂપ વજ્રથી બીજા પ્રૌઢ રાજાના મોટા ગર્વરુપ પર્વતને છેદી મારી બન્ને કન્યાને વરે. અને તેમ થવાથી મને પણ ઘણોજ હર્ષ ઉત્પન્ન થશે ? વળી આ સ્વયંવર મંડપમાં રૂપ તથા પરાક્રમ જ જોવાશે એટલું જ નથી, પરંતુ તેમાં તે રાજકુમારના ભાગ્યની પણ પરીક્ષા થશે ? જેમ જે રણને વિષે શૌર્યથકી તથા સ્વયંવર મંડપને વિષે પરાક્રમે કરી કન્યોપલબ્ધિથી ક્ષત્રિય પુરુષના પુણ્યની પરીક્ષા થાય છે. તે માટે હે પ્રભુ ! અહીં લગ્નના દિવસે જલ્દી તમારા પુત્રને મોકલો." આ પ્રમાણે ચંદ્રધ્વજ રાજાએ મારી સાથે કહેવરાવ્યું છે. તે વાક્ય સાંભળી પ્રફુલ્લિત જેનું મુખ થયું છે એવા રાજાએ તે વાત કબૂલ કરી.

પછી પોતાના પદ્મોત્તર નામે પુત્રને બોલાવીને તેને ચંદ્રધ્વજ રાજાના દૂતના મુખથી જે વાત સાંભળી હતી તે સર્વ કહી બતાવી, તે સાંભળી પદ્મોત્તરકુમાર. ઉત્તમ દિવસને વિષે ત્યાંથી પ્રયાણ કરી ચાલ્યો પોતાની સેનાના ચાલવાથી ઉડતી એવી રજોથી આકાશને ઢાંકતો વનવનને વિષે વિશ્રામ લેતો પ્રતિસરોવરે ક્રીડા કરતો એવો તે પદ્મોત્તરકુમાર ગામ-ગામને વિષે માન પામતો પર્વત પર્વતને વિષે ચડતો અનુક્રમે પોતાના દેશનું ઉલ્લંઘન કરી મહોદય નામે એક તાપસાશ્રમ હતો, ત્યા આવ્યો. નાળિયેરી ખજુરી. દ્રાક્ષના મંડપો, નાગવલ્લી, નારંગીના વૃક્ષ, સોપારીના વૃક્ષ અને આમ્રના વૃક્ષ, તેણે કરી શોભાયમાન એવા સ્થળને તથા તત્રત્ય લોકોએ અગ્નિમાં હોમેલા સર્શવથકી ઉત્પન્ન થયેલા ધૂમથી ધૂસરિત આકાશને જોઈને તે કુમાર, પૂછવા લાગ્યો કે અહો તપસ્વીઓ ! આ તમો રહો છો, તે આશ્રમનુ નામ શું છે ? ત્યારે તે તપસ્વીઓએ કહ્યુ કે આ અમારૂં તપસ્વિજનોનું તપોવન છે, અને મહોદય એવું નામ છે. અને સર્વજીવ પર દયાવાન્, બ્રહ્મચર્યવ્રતથકી ઉત્તમ, મહાનુભાવવાળા, આરંભ પરિગ્રહથકી રહિત, શાસ્ત્રધારણ કર્મ વ્યાપાર વગેરે કાર્યથી મુક્ત, કંદ અને ફલ તેનુ જ ભોજન કરનારા, અતિ કારુણિક એવા તપસ્વીઓ રહે છે

એ સાભળી કુમાર, પોતાના સૈન્યના માણસોને કહે છે, કે હે સૈનિકો ! તમો આ સર્વ મહર્ષિઓને કોઈ રીતે ઉપદ્રવ ન થાય, તેવી રીતે અશ્વ વગેરે વાહનોના બાધી

યથાવકાશ નિવાસ કરો. અને હું તો આ તપોધન એવા તપસ્વીજનોના ચરણનું પૂજન કરી પાપ તાપને ટાલવા ઇચ્છું છું. પછી સૈન્યના જનોએ કુમારના કહેવા પ્રમાણે ત્યાં નિવાસ કર્યો. ત્યાર પછી કૃતકૃત્ય એવો તે કુમાર તે તપસ્વીના આશ્રમમાં ગયો. ત્યાં કેટલાક માથા પર જટાને ધારણ કરનારા, વલ્કલ વસ્ત્રને પહેરનારા, સૂર્યસામા બે હાથ કરી ઉભા રહેલા એવા વૃદ્ધ તપસ્વીઓ બેઠા હતા તેનાં દર્શન કર્યાં તથા પદ્માસનથી બેઠેલા, સૂકા કાષ્ઠોથી દેદીપ્યમાન, અગ્નિને તૃપ્ત કરતા, વૃક્ષોના ક્યારામાં જળને વાળતા એવા કુમારતાપસોના પણ દર્શન કર્યાં તેથી કરીને કુમારે તેને નમસ્કાર કર્યા. ત્યારે કુલપતિએ પણ ધર્માશિષ આપીને તે પદ્મોત્તર કુમારને પોતાની પાસે બેસાડયો. અને તેના નામ ગોત્ર વગેરે પૂછયાં ત્યારે કુમારે તેને પોતાનાં નામ ગોત્ર વગેરે સર્વ કહી આપ્યાં. તે સાંભળી કુલપતિ કહે છે, કે આપ ઉત્તમ એવા રાજકુળમા ઉત્પન્ન થયેલા હોવાથી મોટા માણસ છો ? માટે અમ લોકોને આતિથ્ય તથા અર્ધદાન કરવા યોગ્ય છો ? એમ કહીને પોતાની પર્ણકૂટીમાંથી એક અત્યંત સ્વરુપવાલી કન્યાને બોલાવી અને તેને તે કુમારની આગળ ઉભી રાખી, વળી તે રાજકુમારને યોગ્ય એવાં વસ્ત્રાભરણાદિકો પણ પર્ણકૂટીમાંથી મગાવી, કુમારની આગળ મૂકયાં, અને કહ્યુ કે હે ચતુરાશ્રમી જીવોના ગુરુ ! તમો અમારા અતિથિ છો, તેથી તમારું આતિથ્ય કરવાં માટે અમારા પ્રાણથી પણ વલ્લભ અને રાજાધિરાજને યોગ્ય એવી આ કન્યાને, તથા તમારી પાસે મૂકેલાં વસ્ત્રાભરણાદિકોને પણ અંગીકાર કરી અમારા મનને આલ્હાદ કરો અને તમો સુકુલીન તથા ગુરુભક્ત છો, તેથી અસ્મદ્વર્ગની પ્રાર્થના ભંગમાં ભીરુ જ હશો ? તેથી અમોએ આપવા ધારેલી કન્યાનો તથા વસ્ત્ર મુકુટ વગેરેનો સ્વીકાર કરો.

હવે કુમારે તે સર્વ વાત તો સાંભળી, પણ તે કન્યાને જોઈને વિસ્મય પામી ગયો, અને વિચારવા લાગ્યો કે અરે ! આ તે શું નારી હશે ? કે આ તે શુ મૂર્ત્તિમતી ચંદ્રચંદ્રિકા જ હશે ! કે આ તે શુ ચાચલ્ય છોડી ઉભી થઈ રહેલી લક્ષ્મી હશે ? કે શું સુરેંદ્રના શાપથકી ભૂમિપર આવેલી કોઈ દેવાગના હશે? કે આ તે શું પાતાળ થકી નીકળેલી નાગકન્યા હશે? અહો ! આવી આ અત્યત રુપવતી કન્યા તે કોણ હશે? કદાચિત્ હાલ મે ઉત્પ્રેક્ષા કરેલી સ્ત્રીઓમાથી જો આ કન્યા ન હોય તો સર્વજનોનો ત્યાગ કરી એકાતવનમાં પર્ણકૂટી કરી રહેલા આ તપસ્વી મુનિ પાસે તે કયાંથી હોય ?

એવી રીતે ચિંતમાં ચિતવીને કુમાર કહે છે. કે હે ભગવન્ ! સર્વથા સર્વના સંગને ત્યાગ કરનારા બ્રહ્મચારી વનમા રહેનાર એવા આપની પાસે આવી અતિરુપવતી કન્યા કયાથી આવી? કારણ કે આ મે કહ્યા એવાં કારણોથી તો આપની પાસે આવી કન્યા હોવાંનો સર્વથા સંભવ નથી તેથી આ અઘટિત ઘટના થઈ છે જે જોઈને મારા મનને મોટું આશ્ચર્ય ઉત્પન્ન થાય છે? માટે કૃપા કરી આ કન્યા આપની પાસે કયાંથી આવી ?

તે સર્વ હકીકત કહી સંભળાવો. તે સાંભળી તાપસ કુલપતિ તે કન્યાની ઉત્પત્તિ વગેરેની સર્વ વિગત કહેવા લાગ્યા કે હે રાજકુમાર! જે કાર્ય અનેક યુક્તિઓને કરીએ તો પણ જીવથી નથી બનતુ, તે કાર્ય કોઈ કર્મયોગે પ્રયાસ વિના સ્વાભાવિકજ બની જાય છે. જેનો આપણે સદા સંયોગ ઇચ્છીએ છીએ તો તેનો આપણથી વિયોગ થઈ જાય છે. તથા વલી જેનો આપણે સદા વિયોગ ઇચ્છીએ ખરો તો તેનો કર્મયોગથી સંયોગ થઈ જાય છે. માટે કર્મયોગમા કોઈપણ ડાહપણ ચાલતુ નથી. કોઇ એક મૃગ હતો, તે પ્રથમ તો પારધીના કરેલા પાશમાં પડયો, ત્યાથી તે પાશલાને છેદીને નીકળી ગયો. ત્યાં પાછો કોઈ એક બીજા પારધિની કરેલી કૂટરચનામાં આવી પડયો, તેમાથી પણ કાંઇક યુક્તિ કરી નીકળીને ભાગ્યો, ત્યાં અકસ્માત્ મૃગ બાંધનારાઓએ કરેલી જાળમાં આવી ફસ્યો, તેમાંથી પણ છલ કરી મહાપ્રયાસે નીકળી એકદમ ભાગી વનમા આવ્યો, ત્યાં તે વનમાં દાવાગ્નિ લાગવાથી દુઃખિત થઈ પલાયન થયો, ત્યા પણ મૃગોને મારવા માટે ઉભા રહેલા પારધિઓનાં બાણો છૂટવા લાગ્યા તો તેમાથી પણ મહતકષ્ટે કરી જીવ લઈને ભાગ્યો, તો તે મૃગ કર્મના યોગથી અચાનક એક ઉંડા કૂવામાં પડી મરણ પામ્યો. માટે જ્યારે જે દૈવજ પ્રતિકૂળ હોય છે, ત્યારે તેમા તેનો તથા કોઇનો કાંઈ ઉપાય ચાલતો નથી તો પણ હે રાજકુમાર! આ કન્યા કયાથી મારી પાસે આવી? એ જે પૂછ્યું, તેનું વૃત્તાંત હું કહું, તે સાંભળો

સુરભિપુરનામે એક નગર છે. તેમાં પ્રજારુપ લતાપર વસંત સમાન વસંતરાજા રાજ્ય કરે છે. તે રાજાને શીલરુપ સુગંધોથી સુવાસિત પુષ્પમાલાનામે રાણી જેમાં મુખ્ય છે એવી ઘણી સ્ત્રીઓ છે. તે રાજા અનેક માડલિક રાજાઓને જીતીને પોતાના પ્રૌઢ પ્રતાપથી રાજ્ય કરે છે તે રાજાને પાચ પુત્રની ઉપર, રુપે કરી મનોહર તથા ગુણયુક્ત એવી ગુણમાલા નામે એક કન્યા છે, તે કન્યા તેનાં માતા પિતાને એકની એક હોવાથી ઘણી વલ્લભ છે. હવે તે જ્યારે યુવાવસ્થાને પ્રાપ્ત થઈ, ત્યારે તેનો વિવાહ કરવાને માટે માતા પિતા ઉદ્યક્ત થયા, પરતુ તે પ્રાણવલ્લભ એવી તે કન્યાના વિરહને સહન કરવાને અશકત હોવાથી વિવાહ કરવાનો વિચાર કરી બેસી રહે છે. હવે લાવણ્યગુણ યુકત તે ગુણમાલા કન્યાને તેની સખીઓ વિવાહ માટે વારંવાર ઉપદેશ કર્યા કરે છે, તથાપિ તે પણ ગુરુભકિતમા પ્રીતિમતી હોવાથી વિવાહને ઇચ્છતીજ નથી. વલી મકરંદને વિષે લુબ્ધ એવા ભ્રમરાઓ જેમ કેતકી વનમા આવે, તેમ તે કન્યાને વરવા માટે ઘણા રાજાઓ ત્યાં બહુસૈન્યથી યુકત, ગુણવાન અને રૂપવાન એવો ચંપાપુરીના રાજાનો શુકકુમાર નામે પુત્ર આવ્યો. તેને વસંતરાજાએ ઘણુ માન આપ્યુ.

પછી ત્યાં યૌવનાવસ્થાને પ્રાપ્ત થઇ એવી તે ગુણમાલા કુંવરીને જોઇને, વસંતરાજાના મંત્રી સાથે તે શુકકુમારે ભક્તિથી તથા યુક્તિથી તે વસંતરાજાને કહેવરાવ્યું કે "હે

સ્વામિન ! સુંદર, મિષ્ટ અને પ્રાણરક્ષક એવું જે રાંધેલું અન્ન હોય, તેને ડાહ્યો પુરુષ ઘરમાં કેટલાક દિવસ રાખે? એમ કરતાં તો જાજા દિવસ રાખે તો તે અંતે દુર્ગંધ મારી જાય અને પછી તેને રસ્તામાં ફેંકી દેવું પડે તેમ એ કન્યા તમને ઘણીજ વહાલી છે તથા તે ચતુર છે, વલી તેનો વિરહ તમારાથી ઘડી એક ખમાય તેમ નથી, તોપણ તેને યુવાવસ્થા પ્રાપ્ત થઈ છે, માટે તેને પરણાવ્યા વિના રાખવી, એ યોગ્ય નથી. જો તમે તે કન્યાને ઘણો વખત પરણાવ્યા વિનાજ રાખશો, તો ચંદ્ર કિરણ સમાન તમારા ઉજ્જવલ કુલને જરૂર કલંકિત કરશો વળી પુત્રી ઉપરના સ્નેહનું ફલ શું છે? કે, સુંદર પુત્રીને અને યોગ્ય એવા વરને આપવી તેજ છે માટે જો તમારો તે કન્યાને કોઈની પણ સાથે પરણવાનો વિચાર હોય તો ચંપાપુરી પતિનો પુત્ર શુકકુમાર નામે હું હાલ તમારા નગરમા આવેલો છું, તો તે કન્યા મને આપવી ઉચિત છે કારણ કે મારા જેવો તમને રૂપથી, ધનથી, પ્રતાપથી, અને કુલથી સમાન ઉત્તમ વર મલશે. નહિં. આ પ્રકારના તે શુકકુમારે કહેવરાવેલા નીતિયુક્ત સંદેશાથી તે શુદ્ધ સ્વભાવવાલો રાજા સમજીને કહેવા લાગ્યો કે હે પ્રધાન ! તેણે કહેવરાવેલી વાત બધી ખરી છે, તેથી તમો તેને જઈને કહો, કે ' હે શુકકુમાર ! ઘણા રાજાઓ આ મારી કન્યાને વરવા માટે આવ્યા હતા, પણ તમારા પુણ્યે પ્રેરેલા એવા મેં કોઇને આજ દિવસ સુધી આપી જ નહિં. અને તે સર્વે રાજાઓ નિરાશ થઈ જેવા આવ્યા હતા તેવા જ પાછા ગયા છે. જેમ કોઈ કૃપણ પુરુષ, પોતાની લક્ષ્મીને કોઈક પુણ્યશાલી જીવ માટે રાખી મૂકે છે, તેમ મેં પણ તમારા માટે જ આ મનોહર કન્યા રાખી મૂકી હોય ? એમ લાગે છે. માટે દૂરથી આવેલા, અતિ સ્નેહવાલા, એવા તમને તે કન્યા અમો આપશુ. તેથી હાલ પુણ્યથી ઉપલબ્ધ થયેલી આ કન્યાને વરો પરંતુ તમારી સાથે પ્રથમથી અમે એટલી બોલી કરીએ છીએ કે, જ્યાં પર્યંત આ અમારી કન્યાને સંતાન ન થાય, ત્યાં પર્યંત તમારે તથા અમારી કન્યાને અમારે ઘેર જ રહેવુ પડશે !" એ સર્વ વાત મંત્રીએ જઈને શુકકુમારને કહી. તે સર્વ વાત કબૂલ કરી. વળી જ્યા પર્યંત સંતાન ન થાય, ત્યાં પર્યંત અહિં જ રહેવુ, તે પણ કન્યાના રૂપથી મોહ પામેલા શુકકુમારે કબૂલ કર્યું. પછી વસંતરાજાએ શુભલગ્ન જોવરાવી તે કન્યાને શુકકુમાર સાથે પરણાવી દીધી.

પછી લગ્ન કર્યા પહેલાં બોલીથી બંધાયેલા તે કુમારને, પોતાના સસરાને જ ઘેર મનોહર હવેલીમાં તે ગુણમાલા સ્ત્રી સાથે ક્રીડા કરતાં કેટલોક કાલ વ્યતીત થઈ ગયો. હવે ચંદ્રમામાં જેમ કલંકરુપ દૂષણ છે, તથા સમુદ્રમાં જેમ લવણરુપ દૂષણ છે, તેમજ સ્થૈર્ય, ગાંભીર્ય, દાક્ષિણ્યાદિક ગુણોથી યુકત એવા તે શુક કુમારમાં મહાપાપકારી એક મૃગલા રમવાનુ મોટું દૂષણ હતું, તેથી તે વ્યસન માટે પ્રતિદિન દૂર વનમા જાય છે, અને ત્યાં જઇને વારાહ, શશ, શંબર વગેરે અનેક પંચેન્દ્રિય જીવોની હિંસા કરે છે. એમ વસંતરાજાએ દુષ્ટકર્માસકત થએલા તે શુકકુમારને જોઈ ઉપદેશ દેવા માટે વાકપટુનામાં

નિપુણ એવા એક સુમુખ નામે ભટ્ટને મોકલ્યો તે નિપુણ ભટ્ટ તેની પાસે આવીને અવકાશ જોઈને કહેવા લાગ્યો કે હે સ્વામિન્ ! આ આપ મૃગયા રમવાના મિષથી જે જીવહિંસા કરો છો, તે ઠીક કરતા નથી. કારણ કે તે હિંસાસમાન બીજું લજ્જાસ્પદ કોઈ પણ કર્મ નથી વળી બીચારા દીન, પ્રમત્ત, ભાગતા એવા જીવોને જે મારવા, તે કાંઈ ક્ષત્રિય જનનો આચાર છે ? જે પોતાનો પૃષ્ઠ ભાગ દેખાડી ભયથી ભાગતા જે નિરંતર મુખપર ગ્લાનિને તથા મુખમાં તૃણને ધારણ કરતા. આપણા જ શરણને ઇચ્છતા, શસ્ત્ર ધારણ રહિત, એવા પ્રાણીયોને. આયુધોથી નિર્દય એવા હિંસકજનની જેમ જે તમે હણો છો, તો તેમાં ક્ષત્રિયવંશનો ધર્મ કયો પાળો છો ?

વળી હે સ્વામિન્ ! પરપ્રાણને પીડા કરનાર, તથા તેના પ્રાણો લેનાર પ્રાણીને અનેક પ્રકારના વ્યાધિની વેદનાઓ તથા વારંવાર અકાળ મરણ, પ્રિયજનના વિરહાગ્નિથી દાહપણું, ગર્ભમાં આવી ઓછા મહિને તે ગર્ભપાત, બાળપણમાં જ નાશપણું, ભવોભવ સંતાન વિનાના વગેરે દુખને પ્રાપ્ત થાય છે. અને હે કુમાર ! આપ જુઓ તો ખરા, કે જેને મારે તે પ્રાણીના તો પ્રાણ જાય છે, અને તે મારનાર ઘણો ખુશી થાય છે, તો તેવી રીતે ખુશી થનાર પ્રાણી કેવો મુર્ખ કહેવાય ? જેમ કોઈ એક મનુષ્યની રાત્રે ઝૂંપડી બળી, તો હવે તે ઝૂપડી બળનાર મનુષ્યની સાથે રહેનારો એક મૂર્ખ હતો, તે વિચારવા લગ્યો કે આ તો ઠીક થયુ, કેમ ? મારે ઘરમાંથી અંધારુ મટાડવા દીવો કરવો હતો, તે ન કરવો પડતા અજવાળું થયું, માટે આ પ્રમાણે જો રાત્રે સહુ કોઈની મઢીયો જ સળગતી હોય, તો મારા જેવા માણસને થોડી વાર દીવો કરવાની તો ખટપટ મટે ? તેમ જીવહિંસા કરી ખુશી થાય છે, તે પૂર્વોક્ત મુર્ખજન જેવા જ જાણવા. અને વળી મૃગ વિગેરે પશુઓને મારનારા જે વ્યાધ લોકો છે, તે હે કુમાર ! આ લોકને વિષે પણ ભૂખ, તૃષા, ટાઢ, તડકો, તેને સહન કરનારા, ભાગી ગયા છે ઢીંચણ જેના, અને ઘાસની અણીઓથી ત્રોપાઇ ગયા છે અંગો જેનાં એવા દુખી થયા થકા વનને વિષે પ્રતિદિન ભમ્યાજ કરે છે, તો પણ તેની પરિપૂર્ણ રીતે ઉદર પૂર્ત્તિ પણ થતી નથી. અને તે પાછા પણ તેવીજ દુર્ગતિને વિષે ઉત્પન્ન થાય છે. એ માટે બુદ્ધિમાન એવા હે શુકકુમાર ! તમારે કૌતુકથી પણ પાપની પેટીરુપ મૃગયા તો રમવીજ નહિ ? વળી એવો તે કોણ મૂર્ખ હોય કે કૌતુકથી પણ આપત્તિની પેટી સમાન મૃગયા રમવામાં આસકત થાય ? આ પ્રકારનો તે ભટ્ટનો કહેલો ઉપદેશ સાંભળીને તેણે જાણ્યું કે તે ભટ્ટે કહ્યું તે સર્વ ખોટુ જ છે મૃગયા રમવામા કોઈ ક્ષત્રિયને દોષજ નથી પણ હું જ્યા સુધી અહીં રહીશ, ત્યા સુધી મૃગયા નહિ રમુ ! કારણ કે મારા સસરાને દુઃખ લાગે છે ! અને અહીંથી નીકળ્યા પછી તો મૃગયા રમું ! તો મને કોણ કહે એમ છે ! તથા દુ:ખ પણ કોને લાગે એમ છે ! માટે અહીંથી બહાર જઇને મૃગયા રમીશ ! એમ વિચારી તે શુકકુમારે ઉપદેશક ભટ્ટને તથા પોતાના સસરા વસંતરાજાને સારુ લગાડવા માટે ઉપરથી દેખાડવા

માત્ર મૃગયા રમવી છોડી દીધી. એવા સમયમાં શું બન્યું? કે ત્યા તે શુકકુમારનેજ બોલાવવા માટે તેના પિતાએ મોકલેલા માણસો આવ્યા અને તેઓએ કહ્યુ કે આપને અહીં ઘણા દિવસ થયા માટે આપના પિતાએ જલદી બોલાવેલા છે. તે સાંભળી શુકકુમાર પોતાના સસરા વસંતરાજા પાસે આવ્યો અને તેને કહેવા લાગ્યો કે હવે મને અહીં આપના નગરમા આવ્યાં ઘણા દિવસ થઇ ગયા છે, તેથી મારા પિતાએ તેડવા માટે માણસો મોકલેલા છે, તે માટે મને અહીથી જલ્દી જવા માટે આજ્ઞા આપો. તે સાભળી રાજાએ વિચાર્યું જે આપણે આ જલ્દી જમાઇ સાથે ઠરાવ કરેલો છે, જે અમારી દિકરીને કોઈ પણ જ્યારે સતાન થાય, ત્યારે તમને બન્નેને તમારે ગામ જવાની રજા અપાય? પણ હું તપાસ તો કરુ કે તે કન્યાને હાલ ગર્ભ તો નથી જો ગર્ભ હોય તો રજા આપીએ, એમ વિચાર કરી તેનો તપાસ કરાવતા માલમ પડયું જે પોતાની દીકરી હાલમાં સગર્ભા છે એમ જાણી તે દપતીને જવાની રજા આપી

પછી ઉત્તમ એવા મુહૂર્ત્તને વિષે તે શુક કુમાર પોતાના તથા સસરાએ આપેલા મોટા સૈન્ય સહિત જ્યારે ત્યાથી ચાલ્યો, ત્યારે થોડેક દૂર તેના સસરા વગેરે સર્વ વળાવવા આવ્યાં પછી અનુક્રમે આ અમારા આશ્રમ પર્યંત આવી, અહીંથી જરા દુર તબુ નાખીને રહ્યો તેવામાં તો તેણે સ્વચ્છંદતાથી ફરતા એવા અનેક પ્રકારના વનેચર પશુઓને દીઠા, તે જોઇને તેણે વિચર્યું અહો! કેવા મજાનાં વનેચર પશુઓ છે? અને અહીં કોઇને કોઈ કહે તેમ પણ નથી, વળી એટલા દિવસ તો એમ બીક હતી કે જો હું મૃગયા રમીશ, તો મારા સસરાને દુઃખ લાગશે તે પણ હાલ નથી તો હવે અહીં સ્વેચ્છા પ્રમાણે મૃગયા રમીશ? એમ વિચારી મૃગયાની રમતમા પડેલો તે કુમાર તે જીવોને મારવા તત્પર થયો જુગારી જન જુગારને, સુરાપાન કરનાર મનુષ્ય મદિરાને, કામાતુર પુરુષ કામિનીને, માસાશીનર માંસને, તસ્કર પ્રાણી શૂન્યઘરને અને મૃગયાસકત એવો પાપિષ્ટ જીવ, વનનેવિષે સ્વચ્છંદતાથી ફરતા વનેચરને જોઇને ઉત્કંઠિત એવા થકા આ પૃથ્વીને વિષે પોતાના મનને વશ કરી શકતા નથી કવિ કહે છે, કે જે કાર્યમાં જેને પ્રીતિ હોય અને વળી પાછુ તે કાર્યનુ તેને જ્યારે સાહિત્ય મળે ત્યારે તે કેમ ખુશી થાય નહિ? માટે તેને ત્યા મૃગયા રમવાની સામગ્રી મળવાથી તે ખુશી થયો અને વળી પણ જાણ્યું કે આ સ્થળમાં હું હવે ઘણા દિવસ રહીશ? કારણ કે આવી મૃગયા રમવાની સામગ્રી મને બીજે ઠેકાણે મલવી દુર્લભ છે? એમ જાણી પ્રથમ જે પોતાના તંબુ નાખ્યા હતા, તેને પાછા મજબૂત નાખીને તેણે ત્યા શાતવૃત્તિથી રહેવા પ્રબંધ કર્યો.

પછી ઉંચા અને મોટા એવા એક અશ્વપર બેસી પાપર્દ્ધિક એવો તે કુમાર, મૃગવગેરેને મારવા માટે અત્યુત્સુક થઇ ચાલ્યો. તે અરણ્યમાં આવ્યો, ત્યા પ્રથમ દુરથી તેણે વિશ્વાસિત ચિત્તવાલા નિરપરાધી નિર્ભય તથા સ્વસ્થમનથી ઉભેલા સૂકરોને જોયા.

જોઈને મનમા વિચારવા લાગ્યો કે હવે હું જલદી તે બધા સુકરેને મારી નાંખું? હાલ જો હું બીજું આડુ અવળું કાંઈ પણ કામ કરીશ તો તે સર્વ સુકરો ભાગી જાશે, તો મારું સર્વ મૃગયાનુ સુખ ચાલ્યું જશે? એમ વિચારી પોતાના ઘોડાને વેગથી એકદમ દોડાવ્યો, ત્યાં દોડતાં દોડતાં રસ્તામાં તૃણોથી આચ્છાદિત થયેલો એક ઉંડો ખાડો આવ્યો, તે ખાડામાં ઘણી જ ઝડપથી દોડતો એવો તે કુમારનો ઘોડો અચાનક પડી ગયો. તેમા પડતાં જ તે ઘોડાની સાથે પડેલા શુકકુમારને ત્યાં પેટમાં એક અણીદાર લાકડાનો ખાંપો હતો, તે પેસી ગયો, ને એવો પેઠો કે તે પેટ ફોડીને પછવાડે ચાર આગળ બહાર નીકળ્યો ત્યા તો તેની પછવાડે ધીરે ધીરે ઘોડા પર બેસી ચાલ્યા આવતા એવા તેના અનુચરોએ તે શુકકુમારને ઘોડા સહિત ખાડામાં પડતાં જોયો. જોઈને તે સહુ દુઃખથી એકદમ બોલી ઉઠ્યા કે હાય, હાય!!! ખરાબ થયું. કુમાર, ઘોડાસહિત ઉંડા ખાડામાં પડી ગયા, હવે તેનો કેમ બચાવ થશે! તેમ વિચારી તે સર્વે તૂર્ણતાથી ત્યાં આવ્યા, અને જલ્દી તે કુંવરને ખાડામાથી બહાર કાઢયો, જ્યાં જુવે છે, ત્યા તો લાકડાનો અણીદાર ખાંપો વાગવાથી જેનું પેટ ફુટી ગયું છે તથા જેના પેટમાંથી આતરડા પણ નીકળી ગયાં છે એવા તે કુમારને જોયો. પછી તેને એમને એમ એક પાલખીમાં નાંખીને તંબુમા લાવ્યા. ત્યાં ઘણી જ વેદના પ્રાપ્ત થઈ. તેને જોઈને તેનાં સુજ્ઞ એવા માણસોએ વિચાર કર્યો કે, અરે આ! આ રાજકુમારના માતા પિતા તો ઘણાં જ દુર છે, તેથી તે કાંઇ બોલાવ્યા જલ્દી અહી આવી શકે એમ નથી, પરંતુ તેના સસરોનું ગામ અહી નજીકમા છે, માટે તેના સાસુ સસરાને આપણે બોલાવીએ તો ઠીક કહેવાય! એમ વિચાર કરીને તેમનાં સાસુ સસરાને તેડવા માટે કોઇક માણસને મોકલ્યા, તેણે એકદમ ત્યા આવીને કુમારને વાગવા વગેરે જે કાંઈ હકીકત બની હતી, તે સર્વ કહી સંભળાવી તે સાભળી અત્યંત ખેદ પામી રુદન કરતાં તથા કલેશ કરતા તેનાં સાસુ અને સસરો ઘણા માણસોને લઈ ત્યા આવ્યાં અને આવીને જ્યા જુવે છે, ત્યા તો મહાવેદનાથી ગ્રસિત અતિ દુઃખિત એવા પોતાના જમાઈને દીઠો અને બોલાવા માંડયો પણ તે બેભાન હોવાથી કાંઇ પણ બોલી જ શકયો નહિં પછી બે ત્રણ દિવસ સુધી મોટી માંદગી ભોગવીને તે મરણશરણ થઈ ગયો. ત્યારે તો તેનાં સાસુ સસરા તથા તે કુમારના માણસો વગેરે સર્વ કાળો કલ્પાંત કરવા લાગ્યાં. અને તે શુકકુમારના શબને બાળવા માટે કાષ્ઠની ચિતા કરી. તેમા તેને સુવાડયો તે જોઈ કુમારની સ્ત્રી જે ગુણમાલા હતી, તે પોતાના પતિ સાથે સતી થઈ બળવા તૈયાર થઈ, ત્યારે અત્યંત દુઃખે કરી રુદન કરતા તે ગુણમાલાનાં માતા પિતાએ તેને પકડી રાખી, ઉપદેશ દેવા માડયો. કે હે બહેન! આત્મહત્યા સમાન બીજુ કોઈ પાપ થયુ નથી, અને થાશે પણ નહિ? તે માટે તારે તે ચિતામા બળી આત્મઘાત રુપ પાપ કરવું યોગ્ય નથી અને અગ્નિમા બળી મરવું, તે સમજણ તો અજ્ઞાનીજનોની જ છે, તેથી તે કામ જ્ઞાની મનુષ્યને તો કરવા લાયક

છેજ નહી. કોઇ પણ બુદ્ધિમતી સતી સ્ત્રી, હજી સુધી પોતાના સ્વામીની સાથે ચિતામાં બળી નથી. તે જેમ કે, પ્રથમ તો રામચંદ્રની સાથે સતી સીતા, બીજી રાવણની સાથે સતી મંદોદરી, ત્રીજી દુર્યોધનની સાથે ભાનુમતી સતી, ચોથી શ્રીકૃષ્ણ સાથે તેની સ્ત્રીએ, પાચમી તેના ભાઈની સાથે તેની સ્ત્રીઓ બળી નથી. માટે હે પુત્રિ ! પોતાના સ્વામી સાથે ચિત્તામાં પડી બળી મરવું, તે હાલની સ્ત્રીઓએ ઉત્પન્ન કર્યું છે. અને વળી હે બહેન ! પ્રાચીન ઇતિહાસ પુરાણોમા પણ સતી સ્ત્રીને પોતાના પુરુષ સાથે ચિત્તામાં બળી મરવાનો નિષેધ કરેલો છે, તે સાભળી ગુણમાળા એકદમ નિરાશ થઇને ઘણુ જ રુદન કરવા લાગી, કે હા વલ્લભ!!! અરે ! આ મહાઘોર અરણ્યમા એકલી અનાથ એવી મને છોડીને આપ કયા છો ? અરે ! ગુણવાન્ એવા આપ વિનાની વિધવા થયેલી હું હવે મ રી સહવાસી સખીયોને શું મુખ દેખાડીશ ! આ પ્રકારે અત્યંત છાતી ફાટે તેવી રીતે રોતી અને પોતાના મસ્તકને અને હૃદયને કૂટતી એવી તે ગુણમાલાને જોઈને માતા પિતા ઘણુા જ ખેદ પામ્યાં, અને રુદન કરવા લાગ્યા. પછી તે કન્યાને ખેદ મટાડવા માટે ઘણી જ સમજાવી, તો પણ જ્યારે તે જરા પણ સમજી નહિ. ત્યારે હે પદ્મોત્તર કુમાર ! તેના માતા પિતાએ જાણ્યું કે અત્યંત દુઃખમા પડેલી આ પુત્રી આપણુ કહ્યું માનશે નહિ માટે અહીં નિકટ રહેલા એવા કોઇ એક તપસ્વી પાસે લઇ જઇએ, અને તે તેને કાંઈક સમજાવશે, તો તેના જીવને શાંતિ થશે ? એમ જાણી તેનાં માતા પિતા તેને તેડી અહી આવ્યાં, અને બનેલી સર્વ હકિકત કહી આપી, તે સાભળી તે ત્રણે જણુને દુઃખીયાં જાણી તે વસતરાજાને ઉદ્દેશીને ઉપદેશ દેવા માંડયો કે હે રાજન્! ભયાનક એવા આ સસારને વિષે રહેનારા જીવોને મૃત્યુનો ભય તો સદા સર્વદા મટતોજ નથી અને સગાં વહાલાનો જે સયોગ છે, તે પણ જોતા જોતામાં નાશ પામી જાય છે અને તેનો વિયોગ થયા વિના રહેતોજ નથી. કારણુ કે કર્મને વશ પડેલા પ્રાણીઓ પોતાના કર્માનુસારે અવતરે છે, તથા મરણ પણ પામે છે. તેમાં પણ જગતમા જેની ઉપર આપણુને ઘણોજ સ્નેહ હોય તે આપણી સાથેજ જો મરતા હોય તો તો દુઃખ નહિ. પણ તેમ તો કર્મરુપ જલપ્રવાહમાં પડેલા જીવોનું બનતુજ નથી માટે સસારમાં પચેદ્રિયના જે ભોગો છે, તે પણ ડાભની અણી પર રહેલા જલબિંદુની સમાન અસ્થિર છે અને વળી રોગ, અને શોક રાત્રિ દિવસ મનુષ્યને બાલ્યાજ કરે છે. માટે જ્ઞાનીજને તો આવા દુખદાયક સસારમાં આસક્ત થવુ યોગ્યજ નથી. હા આ સસારમા રહીને જે જીવ પુણ્યોપાર્જન કરે, તથા સ્વજનનો સ્નેહ છોડી તપોલક્ષ્મી સાથે પોતાના દેહની યોજના કરે અને સસારિક સકળ આયાસને છોડી વનમા વાસ કરે, તેજ જીવ ઉત્તમ કહેવાય.

આ પ્રકારનો કુલપતિનો કરેલો ઉપદેશ સાભળીને રાજા તથા રાણી બન્ને જણુ વૈરાગ્ય પામી તાપસી દીક્ષા લેવાને તત્પર થયા, પરંતુ તેઓને દીન દુખિત અને વિધવા

એવી પોતાની પુત્રીને છોડવાનો મોટો વિચાર થઈ પડયો? હવે ત્યાં તો શોકથકી જરાક વિરામ પામેલી એવી તેની પુત્રી ગુણમાલાએ વિનંતિ કરી કે હે મહારાજ! આપને જો મને દીક્ષા દેવી યોગ્ય ભાસતી હોય, તો આપો? તે સાભળી કુલપતિએ કહ્યું કે દીક્ષા જે લેવી તે તો સહુને યોગ્યજ છે, તેમાં તમારા જેવાં સંસારમા મહાદુઃખી જીવને તો વિશેષે કરી લેવી જોઇએ.

પીડિતાનાં પરાભૂત્યા, તાડિતાનાં તથાપદા ।
દુસ્થિતાનાં ભવસ્થાનાં, શરણં તાપસવ્રતમ્ ॥

અર્થ.— પરાભવથી પીડિત અને આપત્તિથી તાડિત, સંસારને વિષે અત્યંત દુખિત એવા જનને તો તાપસવ્રત જે છે, તેજ શરણ છે. તે સાંભળી પુષ્પમાલા રાણી બોલી કે હે ગુરો! આ મારી પુત્રી સગર્ભા છે, માટે સગર્ભા એવી સ્ત્રી જો સુખમાં હોય તો તો લેવી ઘટે નહિ, પરંતુ જો તે દુઃખિત હોય તો લેવી ઘટેજ છ. માટે આ સ્ત્રીને દુઃખનું વિસ્મરણ કરવા માટે દીક્ષા લેવી યોગ્યજ છે. અને વલી દુઃખનું વિસ્મરણ કરનાર દીક્ષા જેવું બીજું કોઈ ઉત્તમ આચરણ છેજ નહિ? તે માટે આ તમારી પુત્રીને તો દીક્ષા લેવાની જરુરજ છે અને તેમ કરવામાં મારી સંમતિ છે. તે સાંભળીને આ રાજા રાણી ખુશી થયાં પછી વસંત રાજા ઘેર આવી પોતાના જ્યેષ્ઠ પુત્રને રાજ સોંપી સામંતાદિકની પોતાની સ્ત્રી, તથા વિધવા પુત્રી, તેણે સહિત તેણે તાપસી દીક્ષા લીધી, અને પછી તે ત્રણે જણ તાપસી ક્રિયા કરવામા પ્રવૃત્ત તથા શુદ્ધ ધ્યાનને વિષે તત્પર રહેવા લાગ્યા.

હવે તે ગુણમાલાને પણ પૂરા દિવસે અમારી પર્ણકૂટીમાં એક પુત્રી અવતરી. પરંતુ તે ગુણમાલા તો સુવાવડમાથીજ દારુણ રોગ થવાથી તથા પ્રતિદિન જ્વર આવવાથી યોનિશૂલની વેદનાથી મરણ પામી ત્યારે તેના દુઃખે કરી દુખિત એવી તેની માતા પુષ્પમાલા અત્યંત દુખ પામી રુદન કરવા લાગી ત્યારે ત્યાની રહેનારી તાપસી સ્ત્રીઓએ તેને વૈરાગ્ય કારક વાતોથી બોધ દઇ શાંતિ પમાડી.

પછી સ્નેહ કરી ઉત્પન્ન થયેલા પોતાના સ્તનના દુધથકી તે કન્યાની માની મા પુષ્પમાલાએ ધવરાવી ઉછેરવા માંડી તેથી તે વનમા ને વનમાજ મોટી થઈ, તેથી તેનું નામ વનમાલા પાડ્યું, અનુક્રમે તે કન્યા સર્વ તાપસીઓના મનને આલ્હાદકારક એવા યૌવન વયને પ્રાપ્ત થઇ હવે તે કુલપતિ, પોતાના શિષ્ય થયેલા વસંતમુનિને પોતાની પાટ પર બેસાડી યોગ માર્ગ સાધી સ્વર્ગમાં ગયા. અને પુષ્પમાલા પણ દૈવયોગે મરણ પામી હવે હે પદ્મોત્તર કુમાર! તે કન્યાના માતા પિતા તથા માની માએ સર્વ મરણ પામેલાં હોવાથી તે કન્યા અત્યંત દુઃખી થઈ રુદન કરવા લાગી તેને જોઇને મહામોહથકી મોહિત થયેલો હું ચિંતાક્રાંત થયો થકો એ કન્યાનું પાલન પોષણ કરવા લાગ્યો તે

અદ્યાપિ પર્યંત તેનું પાલન પોષણ કરું છું. અને તેના વિવાહ માટે તેને યોગ્ય વરની પણ શોધ કરું છુ. તથા તે વિષે મારા ગુરુ મને કહેલ છે કે આ વનમાળા કન્યા સાથે જેનો વિવાહ થશે તે મોટા રાજા થશે હે કુમાર! તે કન્યા આ આપની પાસે ઉભી રાખેલી છે. આ પ્રમાણે જે ખરી વાત હતી તે કહી આપી. હે કુમાર! બીજુ તો ઠીક, પણ સર્વસંગત્યાગી એવા મને દૈવયોગથી તેની સાથે પુત્રીવત્ સ્નેહ લાગેલો છે, તેથી જો તમે તેનુ દયા કરીને પાણિગ્રહણ કરો તો હુ તે સ્નેહરુપ પાશથી છૂટુ ? તે સાંભળી પદ્મોત્તરકુમારે ખુશી થઇને તેનું વચન સ્વીકાર કર્યું. પછી તે વસંતકુલપતિએ વિવાહની સર્વ સામગ્રી એકત્રી કરીને તે કન્યાની માની માના જે કંઇ વસ્ત્ર આભૂષણ વગેરે રાખી મૂકયાં હતાં અને બીજા પણ કેટલાંક નવા કરાવેલાં આભૂષણ વસ્ત્ર વનમાલાને કન્યાદાનમાં આપી દીધાં. અને વસંત મુનિએ પોતાની પાસે જે સિદ્ધવેતાલ નામે વિદ્યા હતી તે પણ કુમારને આપી દીધી હવે પદ્મોત્તર કુમાર પણ નવોઢા એવી તે વનમાલા સાથે કેટલાક દિવસ ત્યા રહીને પછી તે વસંતમુનિની રજા લઇને ત્યાથી ચાલ્યો, અને પોતાના માતામહના વિયોગ થવાના દુખે દુખિત એવી પોતાની પ્રિયસ્ત્રીને કેટલીક વિનોદની વાર્ત્તાઓથી આનંદ પમાડતો થકો ક્રમે કરી તે મથુરા નગરીમાં આવ્યો.

હવે ત્યાં બીજા પણ કેટલાક રાજકુમારો આવ્યા. પછી જ્યારે સ્વયંવરનો ઉત્તમ દિવસ આવ્યો, ત્યારે સૂર્યસમાન પ્રકાશિત મુકુટ વગેરે આભરણો ધારણ કરેલા રાજકુમારો પૂર્વોક્ત સ્વયંવર મંડપમાં મણિ અને રત્નોથી જડિત ઉંચા તથા નીચા એવા માચડાઓ વિષે યથાયોગ્ય રીતે સુરકુમારોની જેમ આવી બેઠા પછી દિવ્યવેષને ધારણ કરનારા એવા તે કુમારો પોત પોતાની જેવી જેવી ભોગ સામગ્રી અને પોત પોતાનાં જેવાં જેવાં જ્ઞાન પ્રમુખ હતા તે એકબીજાની સ્પર્દ્ધાને બતાવવા લાગ્યા. એટલે તે રાજકુમારો એમ જાણે છે કે અમારી જે કંઈ સંપત્તિ વગેરે છે, તે જો આ બન્ને કન્યાઓને બતાવીએ તો તે કન્યાઓ તેથી લોભાઈને અમોનેજ વરે ? હવે એવા સમયે ધન્ય અને શુભ એવી લીલાઓથી સુશોભિત વિવાહને યોગ્ય એવા વસ્ત્ર તથા આભુષણોએ મનોહર જાણે સ્વર્ગમાંથી આવેલી રંભા અને તિલોત્તમા નામે અપ્સરાજ હોય નહિ? એવી તે ચંદ્રલેખા અને સૂર્યલેખાનામે બન્ને રાજકન્યાનું પોતાના હાથમા ઉત્તમ એવી વરમાળાને ધારણ કરીને એક રથમાં બેસીને તે સુશોભિત એવા સ્વયવર મંડપ પાસે આવી અને પછી રથથી નીચે ઉતરી સ્વયંવર મંડપમા ચાલી ચાલતાં ચાલતા તે કન્યાઓની પાસે ત્યા બેઠેલા રાજકુમારોના ગુણ કુલ વગેરે કહેવા માટે રાખેલી ભાટણીએ જે જે કુમાર પાસે તે કન્યાઓ આવે તે તે રાજકુમારના ગુણગ્રામનુ વર્ણન કરવા માંડયુ. અને તેવી રીતે આખો સ્વયંવર મંડપ ફરીને પાછી તે કન્યાઓ સ્વસ્થાને આવી પરતુ તેના મનમા તથા નજરમાં કોઇ પણ રાજકુમાર આવ્યો નહિ ત્યારે વલી તે બીજી વાર સ્વયંવર મડપમા વરમાળા લઇ ચાલી અને ચાલતા ચાલતાં દેવકુમારસમાન જ્યા પદ્મોત્તર કુમાર બેઠેલો છે ત્યા

આવી અને તેની પર બન્ને કન્યાની એકજ સમયે દૃષ્ટિ પડી, કે તરત તેઓનું મન તે કુમારમાંજ ચોટી ગયું, તેથી એકદમ તે બન્ને કન્યાએ પદ્મોત્તર કુમારના ગળામાંજ વરમાળાનું આરોપણ કર્યું, તે વખતે જય જય શબ્દ થવા લાગ્યો તથા અનેક વાદ્યો પણ વાગવા લાગ્યા અને ત્યા બેઠેલા રાજકુમારો સિવાય સહુ કોઈ જનો અત્યંત પ્રસન્ન થઈને એક સાથેજ કહેવા લાગ્યાં કે "અહો! આ બન્ને કન્યાએ તે પદ્મોત્તર કુમાર વર્યો. તે જોઈને કૃતાંતની પેઠે કોપાયમાન થયેલો એવો કોઈ એક સાકેતપુરનો વિદુર નામે રાજા ત્યાં આવી સર્વ રાજકુમાર મંડળને કહેવા લાગ્યો, કે હે રાજકુમારો! આ અલ્પજ્ઞ મૂર્ખ એવા પદ્મોત્તર કુમારે હાલ આ બન્ને કન્યાઓને જે વરી છે તે પાપીએ આપણું સર્વનું નાકજ કાપ્યું છે. માટે તેને અહીંથી જીવતો જવા દેશો નહિ હો અને જો જો તે ભાગી જાશે, માટે તમે જલ્દી પકડો! પકડો! એ દુષ્ટના મદને તમો કોઈ જો નહિ ઉતારો, તો પણ હું તો તેનો મદ એક ક્ષણમાંજ ઉતારી દઈશ! તે સાંભળી સામર્ષ થયેલા રાજકુમારો તરત હથિયાર લઈને લડવા માટે સન્નદ્ધ થઈ ગયા પછી તે પદ્મોત્તર કુમારના સસરા ચંદ્રધ્વજ રાજાએ જાણ્યું કે આ મારો જમાઈ એકલો છે, અને એ રાજકુમાર તો ઘણા છે, તેથી તેની હું સહાય કરું? નહિ તો પદ્મોત્તરે મારી બન્ને કન્યાને વરી છે, તેથી મને મોટું દુઃખ થશે? તેમ જાણી તેને આશ્રય આપવા માટે સૈન્ય તૈયાર કરી લડવા બહાર પડયો. તે જોઈને વિદુર રાજાએ જાણ્યું કે તેનો સસરો તેની સહાય માટે મળ્યો, તે માટે હવે તે બન્ને જણને જીતી સકીશ નહિ, તેથી એક વાચાલ દૂતને મોકલી સામ, દાન, વિધિભેદથી સમજાવીયે અને એમ સમજાવ્યા પછી કોઈ રીતે તે બે કન્યામાથી મને એક પણ કન્યા આપે છે? જો આપે તો તો ઠીક થાય નહિ તો પછી છેવટે લડવુ તો છેજ? એમ વિચારી એક વાચાલ દૂતને તે ચંદ્રધ્વજ રાજા પાસે મોકલ્યો, તે દૂતે આવીને તે ચંદ્રધ્વજ રાજાને કહ્યુ કે રાજન્! મને સાંકેતપુરના વિદુર રાજાએ મોકલેલો છે. તેણે કહેવરાવ્યુ છે કે. "અહીં આવેલા કોઈ પણ રાજકુમારને એક કન્યા તમારે આપવીજ જોઈએ કારણ કે આપ્યા વિના આ અમારો રાજકુમારોનો કોપ શાંત થશે નહી! તથા તમને સહુને સુખ શાતા પણ રહેશે નહિ અને મોટો ઉત્પાત થશે? વલી હે નૃપ! તમે સર્વ રાજ કુમારોને આમંત્રણ કરી તેડાવીને એકજ જણને બન્ને કન્યાઓ આપી દીધી તે તમોએ અમારુ સહુનું મોટું અપમાન કર્યું છે અને નાક કાપ્યુ છે? માટે અમારા કહેવા પ્રમાણે એક પણ કન્યા જો નહિ આપો તો તમારા જમાઈને એ બન્ને કન્યાને પરણી પોતાને ઘેર જવું, બહુ જ કઠિન થઈ પડશે? પદ્મોત્તરનો નાશજ થશે? એ વાકય સાંભળી મથુરાપતિ એવો ચંદ્રધ્વજ રાજા બોલ્યો કે હે દૂત! તું આવા કટુ વાકય ન બોલ અને તું તારા સ્વામીનું હિત કરવા આવ્યો છે ખરો, પરંતુ કાંઈ યુક્તાયુક્ત સમજતોજ નથી કારણ કે જે સંદેશાથી વૃથા મોટો ક્લેશ ઉત્પન્ન થાય તેવો સંદેશો દેતા જરા પણ ડર કેમ રાખતો

નથી? ત્યારે તે દૂત બોલ્યો કે હે રાજન્! આપ કહે છો, એમજ હું મારા સ્વામીનો ભક્ત છું એમ તો સહુ કોઈ જાણેજ છે પરંતુ જો વિચાર કરશો તો આપનો પણ હું હિતૈષી છું, કેમ કે આપના જમાઈના અને સર્વ સૈન્યના જીવોને બચાવવા ઈચ્છું છું કદાચિત્ અમો બલવાન છીએ, તો અમારો વિદુરરાજાને કોઈથી પણ પરાજય કોઈ દિવસ થાય એમજ નથી! પરાજય થાય એમ જો જાણતા હો તો તે આપની મોટી ભૂલ છે કારણ કે એક કોઈ મોટો બલવાન્ હસ્તી હોય તો તેને પણ જન જો દમન કરે છે, તો તેનુ દમન થાય છે અને તેથી તે બીચારાના શરીરને કીડીઓ જેવા હલકા જીવોને ખાવાનો પ્રસંગ આવે છે. આવો અતિ પ્રકાશમાન્ સૂર્ય છે, તે પણ જો ઘણા વાદળાઓથી ઘેરાઈ જાય છે, તો તે નિસ્તેજ થઈ જાય છે. તેમજ એક જણ કદાચિત્ શૂરવીર હોય તો પણ જ્યારે તેને ઘણા સુભટો વીંટી લેછે, ત્યારે તેનો પરાભવ થયા વિના રહેતોજ નથી હવે આ પ્રકારની સર્વ વાત ત્યાં નજીક ઉભેલા પદ્મોત્તર કુમારે સાંભળી કે તુરત તે બોલી ઉઠયો દૂત! તું ઉંધા તથા રજોગુણ ભરેલા વચન કેમ કહે છે?

તેઓને સ્વયંવર મંડપમાં આવવુંજ ઉચિત નથી. વળી અહીં આવનારા રાજકુમારોને તો પ્રથમ જાણવું જ જોઈએ, કે સ્વયંવર મંડપમા જે કન્યા હશે, તે તો કોઇ પણ એક વરનેજ વરશે? તેમ જાણતાં છતા જયારે પોતાના દુર્ભાગ્યથીજ પોતાને તે કન્યા ન વરે ત્યારે તેમા તેનું માનભંગ થયું કહેવાય? ના નજ કહેવાય. માટે તારો સ્વામી વિદુર રાજા જે છે, તે ચિત્તને વિષે ખોટો પરાભવ માને છે? તેથી તો સ્પષ્ટ રીતે એમ જણાય છે, કે તે કાચી બુદ્ધિવાલો માણસ છે, તેમજ વળી તેણે પોતાના હિતચિંતક એવા ડાહ્યા મંત્રિઓ પણ રાખ્યા નથી વલી હે દૂત! તારા સ્વામી વિદુર રાજાનુ નાક તો જયારથી મારા ગળામા આ કન્યાઓએ વરમાળા આરોપણ કરી, ત્યાંથીજ કપાઇ ગયું છે, તો વલી પાછો તે કાપેલા નાકપર તારી સાથે મોકલેલા સંદેશાથી ક્ષાર ભભરાવાની શા માટે ઈચ્છા કરે છે? આ પ્રકારના કુમારના વચન સાંભળી ક્રોધાયમાન થયેલો તે દૂત પણ ઘણો જ મનમા ક્રોધ પામી શીઘ્રતાથી પોતાના સ્વામી પાસે આવ્યો અને ત્યાં આવી બનેલી સર્વ વાત કહી દેખાડી. તે સાંભળી કૃતાંત સમાન કોપાયમાન થયેલા વિદુર રાજાએ તરત રણતૂર વગડાવ્યાં. અને હાથી તથા ઘોડાથી સૈન્ય સહિત લડવા માટે તૈયાર થયો. તે જોઈને બીજા રાજકુમારો પણ પોત પોતાનુ સૈન્ય તૈયાર કરી લડવા તત્પર થયા. અને તેઓએ પણ રણતૂર વગડાવ્યા પછી તે સર્વને લડવા તૈયાર થયેલા જોઇને ચંદ્રધ્વજ રાજા પોતાના સૈન્યને તૈયાર કરી લડવા તત્પર થયો અને તેણે પણ રણતૂર વગાડવવા માંડયાં. આ પ્રમાણે ચંદ્રધ્વજ રાજાને લડવા તત્પર થયેલો જોઈને પદ્મોત્તર કુમાર કહેવા લાગ્યો કે હે પ્રભુ! આવા કીટકસમાન તુચ્છ રાજકુમારોની સાથે તમારા જેવા મોટા યોદ્ધાઓને શા માટે લડવા જવુ જોઇએ? અને આપે લડવા માટે મોટું જે સૈન્ય તૈયાર કર્યુ, તો તે સૈન્યનુ પણ આવા અલ્પ યુદ્ધમા શું કામ છે? ત્યા

તો હું એકલો જ જઈશ, કારણ કે તે પણ સર્વે બાળકો છે. તે સર્વેનો પરાજય કેટલી વારમા કરું છું ? એમ કહી તે ચન્દ્રધ્વજ રાજાને તેની સેનાને અને પોતાની સેનાને સપથ દઈને પાછાં વાળી અને પોતે એકલો જ રથમા બેસી સિંહની જેમ યુદ્ધભૂમિમા ગયો. ત્યા તેને જોઈને સામર્થ્યવાન્ એવા વિદુરાદિક રાજાઓ બોલ્યા કે, મંદમતે ! તે જ્યારે તારા પરાક્રમના અભિમાનથી સર્વ સૈન્યને કાઢી મૂક્યું, ત્યારે તું પણ આ રણભૂમિથી જલદી ભાગી જા કારણ કે અમે બાળક એવા તારા એકલા સાથે યુદ્ધ નહીં કરીએ ? ત્યારે લીલાથી લલિત એવો પદ્મોત્તર કુમાર બોલ્યો કે, આવી ખલ સમાન વાણી બોલવાનું તમારે શું પ્રયોજન છે ? હુ પ્રગટ રીતે તમારી સર્વની સામો ઉભો જ છું, માટે તમારામા જેટલું જોર હોય તેટલુ દેખાડો. વૃથા બકવાદ શા માટે કરો છો ? એ વચન સાભળી ક્રોધાયમાન થયેલા રાજકુમારો એકદમ પ્રહાર કરવા તત્પર થઈ ગયા તે જોઈને તે વસંત કુલપતિની આપેલી વેતાલવિદ્યા જે હતી, તેનું કુમારે સ્મરણ કર્યુ કે તે વિદ્યાના પ્રભાવથી વૈરીઓએ જે જે શસ્ત્રો તથા અસ્ત્રો કુવર પર નાખ્યાં હતાં તે તેજ શસ્ત્રોથી જ વેતાલમંત્રથી સાધ્ય થયેલા પિશાચો નિર્દયપણે તે રાજકુમારોને જ મારવા લાગ્યા. તેથી તે સર્વ રાજકુમારો અતિ પ્રહારથી દીનવદન થઈ જીવવાને વિષે પણ નિરાશ થઈ ગયા. પછી પદ્મોત્તર કુમારનુ આવુ અત્યંત પરાક્રમ જોઈને યુદ્ધ કરવા આવેલા સર્વ રાજકુમારોનો અગ્રેસર વિદુર રાજા ગર્વપર્વતથી નીચે ઉતરીને અર્થાત્ હારી જઈ નમ્ર થઈને એકદમ કુમારના બન્ને ચરણમા આવી પડ્યો અને કહેવા લાગ્યો કે હે કુમાર ! મહા અપરાધી એવા અમે છીએ. અમારૂ રક્ષણ કરો, રક્ષણ કરો ! તેવા દીન વચન સાભળીને તે કુમારે તુરત વેતાલ વિદ્યાનો ઉપસંહાર કરી લીધો પછી યુદ્ધ કરવા આવી પરાજય પામેલા એવા સર્વ રાજકુમારોએ કુમાર પાસે ક્ષમા માગી અને સહુ કોઈ દાસ સમાન થઈ રહ્યા. કુમારના સૈન્યમા તથા ચન્દ્રધ્વજ રાજાના નગરમાં વધાઈ વાગવા લાગી. પછી તે ચન્દ્રધ્વજ રાજાએ અત્યંત અપમાન પામેલા એવા તે રાજકુમારોને સન્માન કરી પોત પોતાને ગામ જવા આજ્ઞા આપી. એમ પદ્મોત્તર કુમારના પ્રભાવથી સર્વ ક્લેશ નાશ પામ્યો. પછી સ્વયંવરમા વરમાલા આરોપી વરેલી પોતાની બન્ને કન્યાને ચંદ્રધ્વજ રાજાએ તે પદ્મોત્તર કુમાર સાથે પરણાવી દીધી વિશ્વને વલ્લભ એવો તે કુમાર કેટલાક દિવસ ત્યા રહીને પછી પોતાના સસરાની આજ્ઞા લઈ મોટા સૈન્યથી પૃથ્વીને આચ્છાદિત કરતો થકો પરણેલી એવી બન્ને અને સ્ત્રીઓથી સહિત સ્વનગરમા આવ્યો. ત્યારે તેના માતા પિતાએ ઘણો જ આનંદ પામી મોટા મહોત્સવથી વધુસહિત તે મનોહર પુત્રનો પ્રવેશ કરાવ્યો પછી તે પોતાના પુત્રને, મંત્રી, સામંત પ્રમુખની સમ્મતિથી યુવરાજપદ ઉપર પ્રાપ્ત કર્યો. અને તે કુમારપણે પોતાના પૂર્વકૃત પુણ્યથી વિષયસુખને ભોગવવા લાગ્યો.

હવે જે મુક્તાવલીનો જીવ દેવપણામાંથી હરિવેગ નામે વિદ્યાધર થઈને અવતર્યો છે, તેનો વૃત્તાન્ત કહે છે. કે વૈતાઢ્ય પર્વત પર વિદ્યાધરોના રાજ્યની દક્ષિણ અને ઉત્તર

શ્રેણિ છે તેમાં ઉત્તરશ્રેણિને વિષે તે શ્રેણિનું શૃંગારભૂત ગગનવલ્લભ નામે એક નગર છે. તેનું વિદ્યાધરશિરોમણિ એવો કનકકેતુ નામે વિદ્યાધર રાજ્ય કરે છે, તેને બે સ્ત્રીઓ છે. તેમાં એકનું નામ કનકવતી અને બીજીનું નામ રત્નાવલી છે. તે બન્ને કન્યાના જન્મ દિવસને વિષે કોઇ એક નૈમિત્તિકે આવીને કહ્યુ કે જે કોઈ ભાગ્યવાન્ પુરુષ, એ બન્ને કન્યામાથી એક કન્યાને વરશે, તે ભાવીકાલે આ વૈતાઢય પર્વતની એક શ્રેણીના અધિપતિ થશે? અને જે ભાગ્યશાળી પુરુષ બન્ને કન્યાનું પાણિગ્રહણ કરશે તે આ વૈતાઢય પર્વતની ઉત્તર અને દક્ષિણ, એ બન્ને શ્રેણિઓનો ભાવીકાલે ભોક્તા થશે હવે યૌવનાવસ્થા પ્રાપ્ત થવાથી તે બન્ને કન્યાનુ સર્વાંગ સૌંદર્ય જોઇને તેના પિતાએ સ્વયંવર કરવાનો પ્રારંભ કર્યો ત્યારે તે કન્યાના પિતા વિદ્યાધરના તેડાવ્યાથી કલાકલાપોથી સંપન્ન વિદ્યાથી ઉત્તમ, મહારુપવાન્, એવા કેટલાક વિદ્યાધર આવ્યા એમ ઘણા વિદ્યાધરો એકઠા થયા. તેમાં પૂર્વોક્ત હરિવેગ વિદ્યાધર પણ આવ્યો, ત્યારે તે બન્ને કન્યા સહુ કુમારોનો ત્યાગ કરી તે હરિવેગનેજ વરી તે વખત તે કન્યાના પિતા કનકકેતુ રાજાએ તે કન્યાના લગ્નનો મોટો સમારંભ કર્યો.

હવે કેટલાક દિવસ તે હરિવેગ પોતાની બન્ને સ્ત્રીઓથી સહિત ત્યા રહીને સસરાની આજ્ઞા લઇ ત્યાંથી અનુક્રમે પોતાને ગામ આવ્યો. હવે તે કુમારનો પિતા તરવેગ વિદ્યાધર મનમા ખુશી થઈ વિચારવા લાગ્યો કે અહો! આ મનુષ્યના ભવમા પ્રથમ વિદ્યાધરનો ભવ થવો તેજ મહાપુણ્યે કરી થાય છે. તો તેમા આ મારા પુત્રનો જન્મ થયો છે તેમા પણ વળી આ મારો પુત્ર બીજા વિદ્યાધરો કરતા ભાગ્યશાળી દેખાય છે. કારણ કે જેમ કોઇ એક સુકૃતી પુરુષ શ્રીને અને કીર્ત્તિને વરે, તેમ આ મારો પુત્ર હરિવેગ, ઉત્તમ એવા કનકકેતુ રાજાની બન્ને કન્યાને વર્યો છે. નહિ તો આવા મોટા પરાક્રમી એવા લક્ષાવધિ વિદ્યાધરોની ઉપેક્ષા કરીને તે કન્યાઓ આ મારા હરિવેગ પુત્રનેજ કેમ વરે? વળી જ્ઞાનીનું વચન છે, તે કન્યાઓને જે પુરુષ વરશે તે વૈતાઢય પર્વતની ઉત્તર દક્ષિણ શ્રેણીનો રાજા થશે, તો તે જ્ઞાનીનું વચન કોઈ દિવસ ખોટુ પડે? ના, પડેજ નહિ તેથી તે રાજ્ય પણ જરૂર મારા પુત્રનેજ મળશે માટે આ હરિવેગે તે પૂર્વજન્મે શું પુણ્ય કર્યું હશે? તે વાત કેવલી વિના બીજું કોઈ જાણે નહિ માટે કોઇ ઠેકાણે કેવલી ભગવાન્ હોય, તો ત્યા જઈ તેમને પૂછી જોઈશુ? એમ વિચાર જ્યા કરે છે ત્યા તો જ્ઞાનભાનુ વિશ્વના મનને હરણ કરનાર, એવા શ્રીતેજનામે કેવલી તેજ ગામના ઉપવનને વિષે સમોસર્યા તે સાભળી તે રાજા પોતાનો હરિવેગ પુત્ર અનેક સામંત મંત્રીશ્વર ચતુરંગી સેનાથી યુક્ત તે કેવલી ભગવાનને વાદવા માટે આવ્યો. ત્યા આવી કેવલીને નમન કરી સહુ કોઇ જનો યથોચિત સ્થાન પર બેઠા. ત્યારે પોતે પણ બેઠો પછી કેવલી ભગવાને દેશના દેવાનો પ્રારંભ કર્યો. તે દેશના સર્વે સાભળીને સમય જોઇને તરવેગ રાજાએ પૂછ્યું કે હે ભગવાન! આ હરિવેગ નામે મારો પુત્ર પૂર્વજન્મે કોણ

હતો, અને તેણે શું સુકૃત કર્યું હશે? જે તેને અનાયાસે સર્વ સુખ પ્રાપ્ત થયું છે? તે સાભળી કેવલી ભગવાને પ્રથમ થયેલા શંખરાજા અને કલાવતી રાણીના ભવથી આરંભીને અહીં બન્ને જણના બાર ભવ થયા તેની સર્વ કથા કહી બતાવી અને હાલમાં તેરમા ભવે એ હરિવેગ કુમાર થયો છે, તે કહ્યુ, તથા તેઓના પ્રત્યેક ભવમાં નિર્મળ થયેલા ધર્મના ભાવો, તથા ધર્મસેવને કરી જે પુણ્યાનુબંધી પુણ્ય વૃદ્ધિગત થયું તે તથા હાલમા પણ તે પુણ્યના માર્ગે કરી બન્નેને સુખ પ્રાપ્ત થયેલું છે તે સર્વ જણાવ્યું.

તે સર્વ સવિસ્તર ચરિત્ર સાંભળીને ઉત્તમ પરિણામવાળો એવો તરવેગ રાજા પોતાના પુત્ર હરિવેગને રાજ્યાસન પર બેસાડીને કેવલી ભગવાન પાસે મનોહર એવા ચારિત્રને અંગીકાર કરે છે અને હરિવેગ પણ પોતાના પૂર્વના બાર ભવ સાંભળી જિનમતને વિષે પ્રીતિવાળો થઇને ધર્મને અગીકાર કરે છે પછી પૂર્વજન્મના પ્રેમે કરી તે હરિવેગ કેવલી ગુરુને પૂછવા લાગ્યો કે હે ભગવાન ! તે અગ્યારમા ભવમાં થયેલો શૂરસેન કુમારનો જીવ બારમા ભવમાં દેવ થયો હતો તે ત્યાથી ચ્યવીને હાલ તેરમા ભવમા કયા• અવતરેલો છે અવતર્યો છે, તો તેનુ શુ નામ છે? અને તે સુલભબોધી કે દુર્લભબોધી? તથા તે જિનધર્મને પ્રાપ્ત થયેલો છે, કે મિથ્યાત્વી છે? તે સર્વ કહો તે સંભળી ભગવાન્ બોલ્યાં કે હે પુણ્યાત્મન્ ! સાભળ હાલ તે સૂરસેનકુમારનો જીવ તો દેવપણાથી અને દક્ષિણ ભરતાર્દ્ધના મધ્યખંડને વિષે ગર્જનપુરના રાજાનો પદ્મોત્તર નામે પુત્ર થઇ અવતરેલો છે. પરંતુ તે જિનધર્મને પ્રાપ્ત થયેલો નથી. પામવાને યોગ્ય છે, અર્થાત્ તે સુલભબોધી છે. અને હે કુમાર ! કોઇ જીવ ધર્મ પામવાને યોગ્ય હોય, તો પણ ગુરુ સામગ્રીના અભાવથી તે જીવ ધર્મને પ્રાપ્ત થઇ શકતો નથી પ્રાણીઓને ધર્મ રત્નના યોગો હોય તો પણ તેને સુવિશુદ્ધ ધર્મનું આચરણ કરનારાઓને એવા ધર્માચાર્યના યોગ વિના ધર્મની પ્રાપ્તિ થતી નથી જેમ કે શુદ્ધ વિદલ પાષાણ હોય પણ તે પાષાણની પ્રતિમા સૂત્રધારના યોગ વિના કદાપિ બનતી નથી હે રાજન્ ! પૂર્વે બ્રાહ્મણોના ભયથી મુનિઓ વિહાર કરતા અટકયા હતા તેથી ગુરુ સામગ્રીના અભાવથી તે પદ્મોત્તર કુમાર સમ્યકૃત્વ પામ્યો નથી. તેમ વળી બ્રાહ્મણો પણ તે સુલભબોધી હોવાથી તેને શૈવધર્મવાસિત કરી શકયા નથી. હાલ તો તે કાચમણિઓની મધ્યે મરકતમણિ હોય તેવો થઈ રહેલો છે પરતુ હે ભાઇ! તે પદ્મોત્તરકુમાર, તમારાથીજ જિનધર્મને પામશે. અને પછી સમ્યકત્વને પામશે એ પ્રમાણે સર્વવૃત્તાંત હરિવેગ વિદ્યાધર સાભળીને અત્યંત હર્ષાયમાન થયો થકો ભગવાનને નમસ્કાર કરીને પોતાના સ્થાનક પ્રત્યે આવ્યો. ત્યા મોટી ઋદ્ધિવાળો થઇ, પૂર્વોક્ત જ્ઞાનીના કહેવા મુજબ વૈતાઢય પર્વતની ઉત્તર દક્ષિણ શ્રેણીના વિદ્યાધર રાજાઓએ અર્ચિત અને અતુલ તેજે કરી પ્રદીપ્ત થકો અનુક્રમે ત્યા આવી સર્વ વિદ્યાધરોનો ચક્રી કહેતાં સ્વામી થયો

હવે એક દિવસે કેવલીનું વચન યાદ રાખીને તે પદ્મોત્તર કુમારને જિનધર્મનો બોધ

દેવા માટે પોતાના રાજ્યપર મંત્રીને બેસાડી તે હરિવેગે કાજલના સમૂહ સમાન કાળો પીળી અને વતુળાકાર એવી ચક્ષુવાલો, કોડીયોના હારથી અલંકૃત; મોટો ગીવા તથા કપાળ યુક્ત, વિશાળ ઉદરવાળો મનોહર હાથ પગવાળો, સ્થૂલ દેહયુક્ત, શબ્દાયમાનથતી ઘુઘરવાળો તથા લોઢાની સાકળોથી સહિત એવો એક વૈક્રિય વિદ્યાથી મિંદડો બનાવ્યો. ગળામા બાધેલી સાકળને હાથમા લઈને અત્યત ઉત્સુક થયો થકો તે હરિવેગ પોતાના મિત્ર પદ્મોતર કુમારના ગજનપુરના ચોકમા આવી ઊભો રહ્યો ત્યા તો તે નગરનાં લોકો તથા ત્યાના રહેવાસી કેટલાક બ્રાહ્મણો એકઠા થયા અને તેની પાસે એવો મોટો ઉત્તમ મિંદડો જોઈને તે સર્વ હરિવેગને પૂછવા લાગ્યા કે હે પાથજન! આ માર્જાર તમે મૂલ્ય તો લઈને અમને આપશો? ત્યારે હરિવેગ બોલ્યો કે તેના મૂલ્યની કઈ તમને ખબર છે? ત્યારે તે લોકોએ પૂછ્યુ કે તેનુ શુ મૂલ્ય છે? ત્યારે તે બોલ્યો કે તેનુ મૂલ્ય તો લાખ દિનાર થાય છે? તે સાભળી નાગરિકજનો હસીને કહેવા લાગ્યાં કે આ તે તમે બોલો છો શુ? કોઈ ઠેકાણે આવા માર્જારનુ આટલું બધું મૂલ્ય હોય? જો તમે વિચારી બોલશો તો કોઈ પણ લેશે? ત્યારે તે બોલ્યો કે હે લોકો! ગુણોનું મૂલ્ય છે, પણ કોઇ વસ્તુનુ મૂલ્ય નથી. મનોહર ગુણવાળુ કાષ્ઠ છે, તે લક્ષપરિમિત દ્રવ્યના મુલ્યવાળું થાય છે, અને જે ગુણહીન હોય તો, તે કોઇપણ ઠેકાણે મુલ્ય પામતોજ નથી. ગુરુ, દેવ, બ્રાહ્મણ, ઋષિ, હય, હસ્તી બેલ, પત્થર અને વસ્ત્રાદિક, તેમના ગુણપણાથી અને ગુણરહિતપણાથી મોટો ફેર ફાર હોય છે તેમજ માર્જાર માર્જારમા પણ મોટો ભેદ હોય છે અશ્વ અશ્વમા હાથી હાથીમા, કાષ્ઠકાષ્ઠમા, પાપણ પાપણમા, વસ્ત્ર વસ્ત્રમા, સ્ત્રી-સ્ત્રીમા, પુરુષ પુરુષમા, જળ જળમા, ઘણોજ ફેરફાર હોય છે. વલી દેવ દેવમા, ધર્મ ધર્મમા, શ્રમણ શ્રમણમા, બ્રાહ્મણ બ્રાહ્મણમા, ભુવન ભુવનમા પણ નિશ્ચય ફેરફાર હોય છે એ વચન સાભળી તે નગરના રહેવાસી બ્રાહ્મણો બોલ્યા કે એ તો તમો ઠીક કહો છો, પણ આ તમારા બિલાડામા એવા કયા ગુણો છે? કે જેથી તમો મોટી કિમત કરો છો? માટે તેમના ગુણો તો કહો? તે સાભળી હરિવેગ બોલ્યો કે આ અમારા મીંદડામાં કોટયવધિ ગુણો છે તે ગુણો કઇ તમારી પાસે કહેવાના નથી. તેના ગુણો તો આ ગામના રાજા પાસે કહીશુ કે, જેથી તે સાભળી અમારા કહેવા પ્રમાણે તેની કિમત તે રાજા આપી શકે? અમારી મહેનત પણ સાર્થક થાય? તમારા જેવા ભીખારી પાસે તેના ગુણો કહેવાથી શુ લાભ થાય? અને એવી લાભ વિનાની વૃથા માથાકૂટ કોણ કરે? ક્ષુધિત એવા તથા કાદવ ખાનારા દેડકાઓ કોઈ દિવસ નાળિયેરની તથા ખજુરની લુંબો ખાતા નથી, અને શક્તિ રહિત જનોને રત્નગ્રહણ કરવાનો મનોરથ નિષ્ફળ થઈ જાય છે વળી હે બ્રાહ્મણો! આ વાણિયા જે છે, તે તો કોડી કોડીનો નુકસાણ ચોપડામા લખ્યાજ કરે છે, તેમ તમો બ્રાહ્મણો છો, તે જન્મથી ભિક્ષુકજ છો, માટે તે વાણીયા પાસેથી તથા તમારી પાસેથી આ અતિમુલ્યવાન માર્જારનું મને શું મૂલ્ય મળે? વળી કદાચિત્ આવા

ઘણા ગુણુવાળા માર્જારને તમારા જેવા દરિદ્રીને થોડા મૂલ્યથી હું આપું તો મારું દારિદ્ર પણ કેવી રીતે જાય? એમ કહેતો થકો તે હરિવેગ પદ્મોત્તર કુમારના રાજમહેલની નીચે આવી ઉભો રહ્યો, ત્યારે તેની પાછળ કૌતુક જોવાના મિષથી તે બ્રાહ્મણો પણ ચાલ્યા આવ્યા.

હવે પદ્મોતર કુમારે ત્યાં મહેલની નીચે માર્જારને લઇને આવી ઉભા રહેલા હરિવેગ વિદ્યાધરને દૂરથી જોયો. કે તુરત તેને પૂર્વજન્મના સ્નેહથી પોતાની આગળ બોલાવ્યો અને નમ્રતાથી કહ્યું કે હે ભાઈ! આવો આવો અને આ આસનપર બેસો! એમ કહી સારા આસનપર બેસાડ્યો. પછી તેની પાસે રહેલા માર્જારને જોઈ વિચાર કરી પૂછ્યું કે હે ભદ્રીક! આવો મોટો મર્જાર આપને કયાથી મળ્યો? ત્યારે હરિવેગ બોલ્યો, કે આ માર્જાર અત્યંત ભક્તિથી રંજિત કરેલા એવા દેવે મને આપેલો છે. તેથી રત્નસમાન આ મિંદડાનું કાંઈ મૂલ્યજ નથી. અર્થાત્ આ મિંદડો જે છે, તે અમૂલ્ય વસ્તુ છે તેથી તે કોઈ પણ ઠેકાણે મળે તેમ નથી. પરંતુ હું નિર્ધન છું તેથી નિરુપાયપણાથી એક લાખ દીનાર મૂલ્ય લઇને તેને વેચવા ઈચ્છું છું ત્યારે તેવી કૌતુક સરખી વાત સાભળી પદ્મોત્તર કુમાર બોલ્યો, કે હે ભદ્રીક! આ તમારા માર્જારમાં કેવા ગુણો છે, કે જેની તમે આટલી મોટી કિંમત કરો છો? ત્યારે હરિવેગ બોલ્યો કે આ માર્જારમા પહેલો તો એ ગુણ છે, કે ઘણોજ મોટો અને જાડો છે. બીજો એ ગુણ છે કે અપર સામાન્ય માર્જારો તેને મારી શકતા નથી. ત્રીજો એ ગુણ છે, કે જે સ્થળમાં રાત્રિએ વસે છે, તેની ફરતી બાર યોજન ભૂમિમાં કોઈ ઉંદર આવી શકતો નથી. આ પ્રકારનો મોટા ત્રણ ગુણો તો પ્રત્યક્ષ દેખાય છે. બીજા અભ્યંતરના તો ઘણાજ ગુણો છે, તે હાલ કહેતા પાર આવે તેમ નથી. આ પ્રમાણે તેનું મૂલ્ય તથા ગુણો કહ્યા

વળી હે રાજન! હું આપને રાજા જાણી તેને અહીં વેચવા માટે આવ્યો છું તેથી આ માર્જાર આપ ગ્રહણ કરો અને આપના રાજમા માન પામેલા આ બ્રાહ્મણોને આ મિંદડો સર્વ રીતે સારો છે કે કેમ? તેની પરીક્ષા તથા તપાસ કરવાની આજ્ઞા આપો. પછી જો લેવા યોગ્ય ભાસતો હોય તો લઇને મને તેનુ મૂલ્ય આપો, કે જેથી હું સવારમાં જલદી મારે ઘેર જાઉં? ત્યારે પદ્મોત્તર કુમારે તે હરિવેગ પર પૂર્વજન્મના યોગે અત્યંત સ્નેહ આવવાથી તે મિંદડો લેવાનો નિશ્ચય કર્યો અને પછી તે મિંદડો સર્વાંગે સારો છે કે કેમ? તેની પરીક્ષા તથા તપાસ કરવા માટે તત્રત્ય બ્રાહ્મણોને આજ્ઞા આપી, ત્યારે તે બ્રાહ્મણો તે મિંદડાના સર્વે અંગો જોવા લાગ્યા, જોતા જોતા તેનો ડાબો કાન ખંડિત થયેલો જોયો ત્યારે તે બ્રાહ્મણોએ હરિવેગને પૂછ્યુ, કે આ મિંદડાનો ડાબો કાન કેમ ખંડિત થઈ ગયો છે? તે સાભળી હરિવેગ બોલ્યો કે સાંભળો હું આ મિંદડાને વેચવા માટે દુર દેશથી આવુ છું તે હું ચાલતાં ચાલતા થાકી જવાથી રસ્તામાં આવેલા એક જીર્ણ દેવમંદિરમા ઉતર્યો અને રાત્રે સુતો ત્યા ચાલવાના શ્રમથી મને તથા મારા

આ માર્જારને નિદ્રા આવી ગઈ. તેવામા એક ઉંદર આવ્યો, તેણે આ મિંદડાનો ડાબો કાન કરડી ખાધો. તેથી તેનો કાન ખડિત થઈ ગયો છે. બીજું કાંઈ દુષણ નથી તે સાંભળી બ્રાહ્મણો એકદમ ખડખડ હસીને કહેવા લાગ્યા કે અરે ભાઈ! આ તમારા મિંદડાના ત્રણ ગુણો તો તમે પ્રત્યક્ષ હજી હમણાંજ ગણાવ્યા હતા. તેમાં ત્રીજો ગુણ એમ ગણાવ્યો હતો કે આ માર્જાર જે ભૂમિમાં વાસ કરી રહેતો હોય તે ભૂમિની આસપાસ બારયોજન પર્યંત ઉંદર આવી ન શકે? અને હાલ કહો છો, કે તેનો કાન રાતમાં આવી ઉદર ખાઈ ગયો માટે તમારો કહેલો એવો ત્રીજો ગુણ કયાં જતો રહ્યો? અને તેનો આડાબો કાન કરડવાથી તે દુષિત છે. તે સાભળી હરિવેગ બોલ્યો કે સાંભળો. હે ભદ્રીકજનો! આવા મોટા રત્નમાં એક દુષણ આવવાથી શુ તે દુષિત છે તો તમારા દેવમાં ઘણા દોષો છે, તે છતા તેને તમે દેવ કેમ માનો છો? વળી આ બિચારા માર્જારમા એક દોષ હોવાથી કહો છો, કે આ મિંદડો તો દુષિત છે. આ બોલવુ તમારુ ભૂલભરેલું છે? એ સાભળી બ્રાહ્મણો ક્રોધાયમાન થઈ બોલ્યા કે હે મૂર્ખ! અમારા દેવમાં તે કાંઈ દોષ હોય? અમારા દેવ તો નિર્દોષજ છે? ત્યારે હરિવેગ કહે છે, કે હે ભટ્ટો! સાંભળો. જયારે તમે કહો છો, કે અમારા દેવ નિર્દોષ છે, ત્યારે એક વાત હું પૂછું છુ, તેનો તમો ખુલાસો કરો. કે બ્રાહ્મણને બાળકને, સ્ત્રીને, ગાયને જે હણે. તેને કેવો કહેવાય? ત્યારે ભટ્ટો બોલ્યા કે તે દુષ્ટ કર્મ કરનારને તો મહા પાપિષ્ટ જ કહેવો જોઈએ? તથા તેનું મુખ પણ જોવું ન જોઈએ? ત્યારે હરિવેગ બોલ્યો કે જે વૈશ્વાનર એવો અગ્નિ છે, તે પ્રજ્જવલિત કર્યો થકો પૂર્વોક્ત સર્વેને બાળી ભસ્મસાત્ કરી નાખે છે, પરતુ તેમાં કોઈને પણ જીવતો મૂકતો નથી. તો તે તેત્રીશ કરોડ દેવતાઓનુ મુખ છે, કારણ કે દેવતાઓની તૃપ્તિ તો તે વૈશ્વાનર અગ્નિદ્વારાથીજ થાય છે માટે તેને દેવ મની મધુ ઘૃતાદિક હવિથી પૂજીયે છીએ? તો તે દેવ થઈને અનિષ્ટ, તથા મૃતકનુ કલેવર અને બીજી પણ અદર હોમેલી ખરાબ વસ્તુને કેમ ભક્ષણ કરી જાય છે? માટે અપવિત્ર પદાર્થનું ભોજન કરનારા દેવનું પૂજન કરનારા જે તમો પણ અપવિત્રજ ઠર્યા એમજ વળી જળને પણ કહો છો, કે "જળ છે તે વિષ્ણુની મૂર્ત્તિ છે." એમ કહીને પાછા તેજ જળથી ગુદાનું તથા પગ વગેરે અપવિત્ર અંગનું પ્રક્ષાલન કરો છો? માટે તમે જેને દેવ માનો છો, તેની સાથે વિરુદ્ધ વ્યવહાર કરનારા છો, કદાચિત્ તમે એમ કહેશો કે જળ છે, તે વિશ્વનું જીવન છે કરણ કે તે જળ વિના વિશ્વ જીવીજ શકતું નથી માટે તે જગત ઉપર ઉપકાર કરે છે, તેથી તેને દેવ માનીએ છીએ? ત્યારે હુ કહુ છું, કે જો તેવા હિસાબથીજ જળને દેવ માનીયે, તો કુભારને પણ દેવ માનવો પડશે. કારણ કે તે પણ જગદુપકારી કુંભ પ્રમુખ કાર્ય કરે છે વળી પણ તમે કહો છો કે બોકડાંના અને ગાયના મૂત્રને ઘરમાં છાંટયા વિના અમારા ઘરમાંથી મૃતક સુતક જતું નથી. અને જળવિના દેહમાંથી સુતક જતુ નથી? તો તમારા ઘરને તથા દેહને પવિત્ર કરનારું પૂર્વોક્ત

બોકડાનું મૂત્ર જળ હોવાથી તે પણ તમારા દેવ કહેવાય? વળી હે ભાઇ! વિચાર કરો, કે તમારા મતમા પણ સર્વત્ર જળ અને અગ્નિને જગતના સુખ માટે વિધાતાએ કુંભારાદિકોની જેમ ઉત્પન્ન કરેલો છે માટે તમારા મતથી પણ જળનું અને અગ્નિનું ઉપકારીપણું સિદ્ધ થાય છે. પરંતુ તેથી દેવપણું સિદ્ધ થતુ નથી માટે જળમાં અને અગ્નિમાં તથા બોકડાના મુત્રમા જે દેવપણાની કલ્પના કરવી, તે અયોગ્યજ છે

વળી પણ વિચાર કરો કે કોઈ માણસ કોઇ એકને ઈષ્ટ દેવ માની અને તેની પાસે શરીરની સેવા તથા ગૃહકાર્ય કરાવે, તો તે કર્મ કરાવનાર માણસ દોષવાન્ ન થાય શું? ના થાયજ તેમ તમે જળને અને અગ્નિને ઇષ્ટદેવ માની જળથી ગુદાપ્રક્ષાલન પ્રમુખ તથા અગ્નિથી રસોઈ વગેરે કાર્ય કરાવો છો તેથી તમો શું દોષવાન્ ન થાઓ? ના થવાના અને વળી એમ કરવાથી જળનું અને અગ્નિનુ દેવપણું રહે શું? ના નજ રહે. અને તમારુ સેવકપણું પણ રહે? ના નજ રહે. માટે તે દેવત્વરહિતને તમે દેવ માનો છો તે તમારી મોટી ભૂલ છે? અર્થાત્ ઘણા દોષવાળા અગ્નિને અને જળને દેવ માની તમો દુષિત કહેતા નથી અને દેવ માનો છો, અને આ બિચારા મારા માર્જારને જરા ખંડિત કર્ણપણાના દોષથી દુષિત કહો છો, તો તે તમારી કેવી અજ્ઞાનતા છે? તેમજ વળી ગંગા અને ગૌરી તેને વિષે આસક્ત એવા શિવજીને તમો નિર્દોષ દેવ કહો છો, અને આ બિચારા મિંદડાનો એક ડાબો કાન ઉંદરના કરડવાથી સહેજ ખંડિત થઇ ગયેલો છે, તો તેને તમે દુષિત કહો છો, એ પણ તમારું કેવું મૂર્ખપણું છે, આવાં યુક્તિયુકત અને સપ્રમાણ વાકયો હરિવેગનાં સાંભળીને બ્રાહ્મણો તો સર્વ નિરુત્તર અને ચિત્રામણમાં આલેખ્યા જેવાજ થઈ ગયા અને પદ્મોત્તર કુમાર પોતે સુલભબોધી હોવાથી પ્રથમ બ્રાહ્મણમતમાં નિરાદર તો હતોજ પરંતુ પોતાનો પિતા તે મતમાં હોવાથી જરા આદર રાખતો હતો, પણ આ પ્રકારના તે હરિવેગના વાકય સાભળીને તુરત બ્રાહ્મણોના કહેલા મતને વિષે સાવ મંદભાવવાળો થઈ ગયો. અને મનમાં વિચારવા લાગ્યો કે અહો! આ પુરુષ કાઇ મિદડો વેચનાર માણસ નથી, પરંતુ કોઈ મહાન્ પુરુષ છે, માટે ધર્મનું સ્વરુપ આ મહાત્મા પુરુષનેજ પૂછું, કે જેને સમજવાથી મારું કલ્યાણ થાય? અરે! આટલા દિવસ સુધી આવા પાખંડી બ્રાહ્મણ લોકોએ મને ઠગ્યો, અને મારું આયુષ્ય નિરર્થકજ ગુમાવ્યુ! એમ વિચાર કરીને તે કુમાર રુપાંતરધારી હરિવેગને પૂછવા લાગ્યો કે હે મિત્ર! જેમ રાજહંસ, કમલવનમાં ક્રીડા કરે, તેમ આપ કયા દેવ, કયા ગુરુ અને કયા ધર્મરુપવનને વિષે ક્રીડા કરો છો? અને આપ કયાં રહો છો?

ત્યારે હરિવેગ બોલ્યો કે હે ભાઈ! સર્વ દર્શનોનાં શાસ્ત્ર હું સારી રીતે જાણું છું, પરતુ મને કોઈ પણ ઠેકાણે એક જિનદર્શન વિના શુદ્ધ અને સવિવેક, મોક્ષદાયક બીજું કોઇ પણ દર્શન જોવામા આવ્યું નહિ કારણ કે સર્વે દર્શનવાળા હિંસા ન કરવી, ખોટું ન બોલવુ, ચોરી ન કરવી, પરસ્ત્રીગમન ન કરવુ, નિષ્કિંચન રહેવુ, એમ કહે છે ખરા

પરંતુ તેમ તે પાળતા નથી. અર્થાત્ તે કેવળ મુખથીજ બોલે છે પણ તેમાંથી કંઈ પણ પાળતા નથી કેટલાક દર્શનવાળા પરિગ્રહધારી હોઇને ક્રય વિક્રય એટલે અનેક પ્રકારના જે વ્યાપારો કરે છે, તેમાં કીડી પ્રમુખ જીવોને મારે મરાવે છે. તેમ પચન પાચન વિગેરેના આરંભોને પણ કરે કરાવે છે. વળી કેટલાક દર્શનવાળા કંદ, મૂળ, ફળ, તેના આહાર કરવારુપ ખોટાં તપ કરી શુષ્ક શરીરવાળા થાય છે અને દયાધર્મનો પ્રલાપ કરે છે અને તે પૂર્વોક્ત કંદ, મૂળ, ફળને વિષે જીવપણુ જાણતાજ નથી કેટલાક જડ પુરુષો તો ધર્મને માટે યજ્ઞના કુડમાં નિરપરાધી એવા બીચારા બોકડા વગેરે પશુઓને હોમી નાખે છે અને આપણા જેવો કોઈ પણ તેને જઈ પૂછે છે, કે આવા નિરપરાધી બીચારા જીવોને આ યજ્ઞકુડમા શા માટે હોમો છો? અને તેનું હિંસારુપ પાપ શા માટે બાધો છો? ત્યારે તે કહે છે, કે આ યજ્ઞકુડમા જે પશુ હોમવા અને તેનો નાશ કરવો તે કંઈ હિંસા કહેવાતી નથી, કારણ કે યાજ્ઞિકી જે હિંસા તે હિંસાજ કહેવાય નહિ, વળી કહે છે કે આ જે પશુઓને યજ્ઞકુંડમાં અમો હોમીએ છીએ તેથી તે પશુઓનો દેખવામાં તો નાશ જણાય ખરો પરતુ તેનો અમે નાશ કરતા નથી પણ ઉપકાર કરીયે છીએ કેમ કે? તે કુડમાં હોમેલા પશુઓ સ્વર્ગમાં જાય છે. હવે તેમને પૂછીએ કે પશુઓના બદલે તમારા માતાપિતા પશુઓને વિગેરેને કુંડમા હોમી તેને સ્વર્ગમાં મોકલવારુપ ઉપકાર કેમ કરતા નથી? એમ કરવાથી તો તમને મોટું પુણ્ય થાય?

હે રાજન! કહેવાનું કારણ એટલુંજ છે, કે તે લોકો મુખથી માત્ર કહે છે કે અમે ધર્મ પાળીયે છીએ પરતુ પ્રત્યક્ષ તે હિંસાજ કરે છે, માટે તે દર્શનવાળા જેમ બાફેલા અડદ અને કલુષિત અન્ન વગેરેનુ ભોજન કરે છે, તેમ ધર્મ અને અધર્મના કર્મોએ કરી કલુષિત એવા ધર્મને પણ પાળે છે વળી હે રાજન! તેના બીજાં ઘણાજ દર્શનો છે, કે જેમા કેવળ દોષોજ ભરેલા છે અને નિર્દોષ મત જો જોઈયે, તો તો એક જિન મતજ છે. કારણ કે વિશ્વ જે છે, તે ઘર્ષણથી, તાપમા તપાવાથી, કાપણીએ કરી કાપવાથી પરીક્ષા કરેલા સુવર્ણને શુદ્ધ સુવર્ણની જેમ પૂર્ણ પરીક્ષાથી શુદ્ધ થયેલા જિનમતને શુદ્ધ કરી કહે છે. હવે તે કારણો કહું છું કે પ્રથમ તો જિનમતને વિષે દેવ જે માનેલા છે, તે ૧ દાનાંતરાય, ૨ લાભાંતરાય, ૩ વીર્યાંતરાય, ૪ ભોગાંતરાય, ૫ ઉપભોગાંતરાય, ૬ હાસ્ય, ૭ રતિ, ૮ અરતિ, ૯ ભય ૧૦ હર્ષ, જુગુપ્સા એટલે નિંદા, ૧૧ શોક, ૧૨ કામ ૧૩ મિથ્યાત્વ, ૧૪ અજ્ઞાન, ૧૫ નિદ્રા, ૧૬ અવિરતિ, ૧૭ રાગ અને ૧૮ દ્વેષ એ અઢાર દોષોથી રહિત છે વળી આ જિનમતમા જે ગુરુ માનેલા છે. તે પણ મહાવ્રતને ધારણ કરેલા માનેલા છે, એટલે હિંસા, અસત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને અકિંચનત્વ એ પાંચ સમિતિથી યુક્ત તથા મનોગુપ્તિ, વચનગુપ્તિ, કાયગુપ્તિ, એ ત્રણ ગુપ્તિઓથી યુક્ત ષટજીવનિકાયના રક્ષણ માટે નિરીહ, નિસ્પૃહ કહેલા છે. વળી જિનદર્શનમા ધર્મ પણ તેનેજ કહેલો છે કે જે દુર્ગતિમા પડતા જીવોને ધારણ કરી રાખે છે અને સમ્યકત્વ સાચુ જ્ઞાન જે છે તે ધર્મનુ સારભૂત

કહેલું છે. જેમ કે કોઇ એક મોટા વનમા અનેક વૃક્ષો છે પરંતુ જે વૃક્ષને સુગંધિત પુષ્પો લાગેલા હોય છે, તો તે વૃક્ષથી જ તે વન સુગધિત કહેવાય છે, તેમ જિનમતરુપ મહા-વનને વિષે પુણ્યકારક બીજી ક્રિયારુપ વૃક્ષો તો ઘણાં છે, પરતુ એક સમ્યકત્વરુપ જે કુસુમિત વૃક્ષ છે, તે વૃક્ષ સારભૂત છે વલી આ જિનમતના શાસ્ત્રમાં તત્વશ્રદ્ધાન તો ઘણું જ કહેલુ છે, કે કોઈ પણ પ્રાણીને કયારે પણ હણવો હણાવવો નહિ. માટે હે મિત્ર ! આ જિનધર્મ છે, તે પૂર્વોક્ત સર્વ રીતથી મોક્ષદાયક જ છે. એમ તમારે નિશ્ચય કરી જાણવુ, આ પ્રકારે રુપાતરધારી હરિવેગના મુખથી શુદ્ધ એવા અર્હન્મતના ગુણોની સ્તુતિ સાભળી પદ્મોત્તરકુમાર તો પરમ આનંદને પ્રાપ્ત થયો. ત્યારે વલી રુપાતરધારી હરિવેગ કહેવા લાગ્યો કે હે કુમાર ! જે ધર્મના પ્રભાવથી ગયા ભવમાં આપણે બન્ને પ્રથમ ગ્રૈવેયકમાં દેવતા થઈ ત્યાંનું સુખ ભોગવ્યું હતુ, તે તમને સાંભળે છે. કે ભૂલી ગયા ? વલી ત્યા આઠસો પ્રતિમાઓથી યુક્ત, મણિ અને રત્નથી જડિત, એક સિદ્ધાયતન નામનું વિમાન આપને પ્રાપ્ત થયું હતું, અને તેમાં બેસીને આપે આઠસો પ્રતિમાનુ વદન કર્યું હતું, તે પણ આપને સાભળતુ નથી શું ? વલી આ પ્રકારના સુખદાયક એવા ધર્મને પૂર્વભવોથી જાણો તો છો, પરંતુ આદરતા શા માટે નથી ? આવા પોતાના પૂર્વભવના મિત્ર હરિવેગના વચન સાંભળીને ઉત્પન્ન થયુ છે, જાતિસ્મરણ જ્ઞાન જેને એવો તે પદ્મોત્તર કુમાર આલ્હાદિત થઇ કહેવા લાગ્યો કે અહો ! આ કેવું મનોહર જ્ઞાનદાન ! અહો ! આ કેવો વલી મારી પર દૃઢસ્નેહ ! અહો ! આ કેવુ આપનુ પરોપકારીપણું ! અહો ! મે પણ હાલ જાણ્યુ, કે ગયા જન્મમા જયારે હું સૂરસેનકુમાર હતો, ત્યારે આપ મુક્તાવલી નામે સ્ત્રી હતા, તે મુક્તાવલી થયેલા આપ મારી સાથે ગ્રૈવેયકલોકને વિષે અહમિંદ્ર દેવ થઇ ત્યાથી ચ્યવીને હાલ હરિવેગ નામે વિદ્યાધર થયા છો, અને વળી મારી સાથે પૂર્વના ઘણા ભવોની મિત્રતા હોવાથી માયાથી કરી માર્જાર વેચનારા પુરુષ જેવું રૂપ લઇને મને બોધ દેવા માટે આવ્યા છો ? તો હવે હે મિત્ર ! તે માયાકૃત રૂપને છોડી દઇને આપનુ ખરુ સ્વરૂપ મને બતાવો તે સાભળી રુપાતરધારી હરિવેગે જે પોતાનુ ખરું રૂપ હતું તે પ્રગટ કર્યું. અને પછી અત્યત પ્રેમ વિહ્વલ થઇને તે પદ્મોત્તરકુમારનું દૃઢ આલિંગન કર્યું. પછી પદ્મોત્તરકુમારે કહ્યું કે અહો ! મને આપનો મેલાપ થયો, તે ઘણુ જ સારુ થયુ ? એમ કહીને તે હરિવેગને પોતાના અર્દ્ધા આસન પર બેસાડયો. હવે હરિવેગ કહે છે, કે હે મિત્ર ! આપને મલવાનો મને ઘણો જ અભિલાષ હોવાથી આપના ધ્યાનને ક્ષણ માત્ર પણ મે મનથી ઉતાર્યું નથી તે જેમ કે—

તત્વં બ્રહ્મ યથા સ્મરંતિ મુનિયો હંસા યથા માનસં ।
યદ્વત્પલ્લવમલ્લકીવનયુતાં ધ્યાયંતિ રેવાં ગજાઃ ॥
યુષ્મદ્દર્શન લાલસા અનુદિનં તદ્વત્સ્મરામો વયં ।
ધન્યઃ સંપ્રતિ વાસરોઽત્ર ભવતાં જાતશ્ચ યત્સંગમ ॥

અર્થ .— મુનિઓ જેમ બ્રહ્મતત્ત્વને સંભાળે છે. હંસો જેમ માનસરોવરને સંભાળે છે, નવાંકુરિત એવા સલ્લકી ઝાડના વનથી યુક્ત એવી રેવા નદીનું જેમ હાથીઓ ધ્યાન કરે છે, તેમજ અમે પણ આપના દર્શનનું પ્રતિદિન સ્મરણ કરતા હતા, માટે આજનો દિવસ ધન્ય છે કે જેમાં હાલ મને આપનો સમાગમ થયો ? તે સાભળી પદ્મોત્તરકુમાર કહે છે, કે હે મિત્ર ! આવા આપ સરખા સજ્જન જનના સૌજન્યને કોણ વર્ણવી શકે ? અર્થાત્ આપના સૌજન્યનો તો પાર જ નથી. અને અહો મિત્ર ! આપનો મને મેલાપ થવાથી આજનો દિવસ સુદિવસ છે, અને આજની વેળા પણ સુખદાયક જ છે વળી આપના મેલાપ વિનાનો જે મારો આજ દિવસ પર્યંત કાલ ગયો, તે સર્વ નિરર્થક જ ગયો છે ? હે ભાઇ ! આ શોક, ભય, તેને નાશ કરનાર, અને પ્રીતિ તથા વિશ્વાસ તેનું પાત્ર એવું 'મિત્ર' એવા બે અક્ષરવાળું રત્ન, તે કોણે ઉત્પન્ન કર્યું હશે કહ્યું છે કે—

**વરમસૌ દિવસો ન પુનર્નિશા, નનુનિશૈવ વરં ન પુનર્દિવં ।**
**ઉભયમપ્યથ વા વ્રજતુ ક્ષય, પ્રિયતમેન ન યત્ર સમાગમ ॥**
**ભુજઉ જં વા તં વા, નિવસિજ્જઉ પટ્ટણેવ રણેવા ।**
**ઈટ્ઠજણુ જથ્થ જોગો, તં ઠાણં ચેવ રમણીજ્જ ॥**

અર્થ :— જે દિવસમા પ્રિયતમ મિત્રનો મેલાપ થાય તે દિવસ જ શ્રેષ્ઠ જાણવો. પણ રાત્રિ નહિં ? અને જે રાત્રિમા પ્રિયતર મિત્રનો સમાગમ થાય, તે નિશા પણ ઉત્તમ જ જાણવી, પણ દિવસ નહિ ? તેમા પણ જે રાત્રિમાં અને જે દિવસમા પ્રિય મિત્રનો સમાગમ થાય જ નહિં, તે દિવસ અને રાત્રિ બન્ને ક્ષય પામો. અર્થાત્ બન્ને કંઈ કામનાં જ નહિ કદાચિત્ ખાવાનુ મલે, અથવા ન મલે, કદાચિત્ નગરમાં વાસ થાય વા અરણ્યમાં વાસ થાય, પરંતુ જે ઠેકાણે ઈષ્ટજનનો યોગ મલે, તે સ્થાન રમણીય જાણવુ. અર્થાત્ મોટા દુઃખો કદાચિત્ પ્રાપ્ત થયા હોય, તો પણ તેમા જો આપ જેવા ઈષ્ટ મિત્રનો મેલાપ થાય, તો તે દુઃખો પણ જણાતા નથી એમ સ્નેહ રસ યુક્ત એવો પદ્મોત્તરકુમાર વિસ્મય પામી હરિવેગની સામુ જોઈને પૂછે છે કે હે મિત્ર ! હવે આપના આજ પર્યંત જેટલા ભવ થયા, તે સર્વ ભવની સવિસ્તર વાત મને કહો. ત્યારે તે હરિવેગ વિદ્યાધરે **શંખ રાજા અને કલાવતીના** ભવથી માડીને હાલમાં થયેલા પદ્મોત્તરકુમારના તથા પોતાના હરિવેગ વિદ્યાધરના ભવ પર્યંતની સર્વ કથા કહી સભળાવી અને પદ્મોત્તરકુમાર પણ જાતિ સ્મરણ જ્ઞાન હોવાથી જાણ્યુ જે મારા મિત્રે જે વાત કહી છે, તે સર્વ બરાબર જ કહી છે.

પદ્મોત્તરકુમાર પોતાના સર્વ દેશમા સર્વ સ્થળે ઉદ્ઘોષણા કરાવી કે અમારા દેશમા રહેનારા માણસે જૈનધર્મ સિવાય બીજો કોઈ પણ ધર્મ પાળવો નહિ. અને એમ કરતા જો કોઇ પાળશે, તો તેને અમારા દેશથી બહાર કાઢવામા આવશે ! કારણ કે જિનધર્મસમાન બીજો કોઈ ઉત્તમ ધર્મ નથી હવે સુરપતિ રાજા પોતાના પુત્રનો હરિવેગ સાથે મેલાપ

થયો અને તેમાં જૈનધર્મ વિષે ઘણી જ ચર્ચા ચાલી, તે સાંભળી બીજા ધર્મોને મિથ્યા માની ત્યાંના રહેવાસી સર્વ બ્રાહ્મણો સાથે જિનધર્મને વિષે દૃઢરાગી થયો. હવે ગ્રામગ્રામને વિષે વિહાર કરતા કેવલજ્ઞાને કરી ભાસ્કર સમાન, સુર, અસુર, તેના નિકરોથી સેવન કર્યાં છે ચરણકમલ જેનાં, એવાશ્રી ગુણસાગર નામે કેવલીએ પોતાના કેવલજ્ઞાનથી જાણ્યું જે હાલ હવે પદ્મોત્તરકુમાર તથા તેના દેશમા રહેનારા સહુ કોઈ મનુષ્ય, જિનધર્મના દૃઢરાગી થયા છે. માટે હું ત્યા જાઉ ! તેમ જાણી પદ્મોત્તરકુમારના ગામની બહાર આવી ઉપવનમાં સમોસર્યા. તે સાંભળી હર્ષાયમાન થયેલા એવા સુર પતિરાજા પ્રમુખ સર્વ વાંદવા ગયા, ત્યાં જઈને સહુ કોઈ કેવલી ભગવાનને નમસ્કાર કરી ધર્મદેશના સાંભળવા યથોચિત સ્થાન પર બેઠા. અને ભગવાને પણ પાપને નાશ કરનાર એવી દેશના દેવાનો પ્રારંભ કર્યો.

હે ભવ્યજનો ! જન્મ, જરા અને મૃત્યુ, તે રૂપ તરંગોના ભંગથી ભયંકર એવા સંસાર સમુદ્રને વિષે નાના પ્રકારની આપત્તિરૂપ મકરોથી દુઃખ પામતા એવા તમોને તે દુઃખથી રક્ષણ કરવાને એક સર્વજ્ઞોક્ત ધર્મ સિવાય બીજો કોઈ પણ આધાર નથી જે જિનધર્મતત્ત્વ ચિંતામણિથી, કલ્પવૃક્ષથી, સ્વર્ગની કામદુધાધેનુથી કામકુંભથી પણ પ્રાપ્ત થતું નથી, તે જિનધર્મતત્ત્વને તમે પ્રયત્ન કરીને ગ્રહણ કરો અર્થાત્ ચિંતામણિ વિગેરે કોઇ પણ પદાર્થથી જે નહિ મલે, તેવા ધર્મને તમો ઘણા પ્રયાસથી પણ ગ્રહણ કરો. અરે ! જેમ કોઈ મૂર્ખ હોય, તે પોતાને આંગણે ઉગેલા કલ્પવૃક્ષને કાપી નાખીને તે સ્થલ પર ધતુરો વાવે, વળી પોતાના હાથમા આવેલા ચિંતામણિને એમ જાણે કે આ તો રસ્તામાં પડેલા કાકરા જેવો કાકરો છે, એમ જાણી તે મણિથી કાગડાને ઉડાડે, વળી હાથમા આવેલા અમૃતને ઢોળી નાખીને હલાહલ ઝેર પીવે, તેમ જે અજ્ઞાની જીવ છે, તે પૂર્વોક્ત કલ્પવૃક્ષાદિ સમાન પ્રત્યક્ષ ફલદાયક જિનધર્મને, છોડીને ધતુર વૃક્ષાદિ સમાન બીજા ધર્મને ગ્રહણ કરે છે. અને હે ભવ્યો ! તે જિનધર્મ ગુરુ સામગ્રી મલ્યા વિના પ્રાપ્ત થાય નહિં. તો હવે તે ગુરુ પણ કેવા જોઈએ ?

**અવદ્યમુક્તે પથિ યઃ પ્રવર્ત્તતે, પ્રવર્ત્તયત્યન્યજનં તુ નિઃસ્પૃહઃ ॥**
**સ એવ સેવ્યઃ સ્વહિતૈષિણા ગુરુઃ, સ્વયં તરન્તારયિતુ ક્ષમઃ પરમ્ ॥**

અર્થ :— આરંભ જે જીવ હિંસા તેથી મુક્ત, એવા માર્ગને વિષે જે પ્રવર્ત્તે છે, તથા બીજાઓને પણ તેવાજ માર્ગમા પ્રવર્ત્તાવે છે, એવા ગુરુનું સ્વહિતૈષી પુરુષોએ સેવન કરવું, કારણ કે તેવા ગુરુ પોતે તરે છે, અને બીજાને પણ તારે છે. જેમ જલ વિના સમુદ્ર ન કહેવાય, જેમ સૂર્ય વિના દિવસ ન કહેવાય, તેમ પૂર્વોક્ત ગુણ વિના ગુરુ જ ન કહેવાય. માટે એવા ગુરુ જોઇએ, અને તેવા ગુરુ વિના સ્વર્ગાપવર્ગ દાયકજિનધર્મની પ્રાપ્તિ કોઇ કાલે થાય નહિ હે રાજન્ ! હાલ તેવી ગુરુસામગ્રી પણ તમોને પ્રાપ્ત થવા

યોગ્ય, એવા દુર્લભ જિનધર્મને વિષે પ્રમાદનો ત્યાગ કરી પ્રયત્ન કરે તે સાંભળી નિચાધર્મનો ચક્રી એવા હરિવેગકુમાર બોલ્યો કે હે વિભો ! આપ સત્ય જ કહો છે, આપ જેવા ગુરુ વિના ધર્મની પ્રાપ્તિ કોઈ દિવસ થાય જ નહિ. આ પ્રશ્નોત્તર ઘણું જ ચતુર તથા ચમત્કૃ છે, તો પણ તેને શુદ્ધ ગુરુ વિના મિથ્યાત્વની પ્રાપ્તિ થઇ. એમ જ્યાં કહે છે, ત્યાં તો સુરપતિ રાજા કહેવા લાગ્યો કે હે ભગવન્ ! મેં તો આપના હાલમાં કહેલા ઉપદેશથી નિશ્ચય કર્યો છે, કે સર્વ શિરોમણિ એવા વીતરાગ પરમાત્મા જે છે, તે જ દેવ છે બીજા કોઈ દેવ જ નથી. અને ગુણગણના આધાર, સદાચારને પ્રવર્ત્તાવનાર, જે ગુરુ હોય છે, તેજ ગુરુ કહેવાય છે, બીજા ગુરુ તે ગુરુ નહિ. વળી ષડ્નિકાયનુ જેમાં કાયક વાચક અને માનસિક રીતે રક્ષણ થાય છે, તેજ ધર્મ કહેવાય છે, પરંતુ હેમહારાજ ! એક હુ આપને પૂછુ છું, કે આ પ્રકારનો જગતમાં ઉત્તમ ધર્મ છે, તે છતાં રાજા લોકો વગેરે કેટલાક જીવો પાખડી, અને હિંસક એવા દેવને, તથા તેવા જ દેવને માનવાના ઉપદેશ કરનારા મિથ્યાત્વી ગુરુ પ્રમુખને સેવન કરી પોતાના આત્માને મિથ્યાક્રિયાઓથી કરી શા માટે કલેશ પમાડે છે? તે સાભળી કેવલી ભગવાન્ કહે છે, હે રાજન ! આ જગતમાં મનુષ્યો જે છે, તે કોઈ પણ પ્રકારને વ્યવસાય, કાંઇ પણ ફલ પ્રાપ્તિની આશાએ કરે છે, પરંતુ કોઈ નિરર્થક વ્યવસાય કરતા નથી. તેમાં કેટલાક ચક્રવર્ત્તી રાજાને કોઈક મહામાડલિક રાજાને કેટલાક ખંડાધિપતિને, કોઈક ગ્રામાધિપતિને, કોઈક ક્ષેત્રાધિપને, કોઇક ધિક્કાર પામેલી જાતિવાલાને, કોઈ એક નટને, કોઈ એક ભટને, અને ભિક્ષુકને પણ સેવે છે. પરતુ તે પૂર્વોક્ત ચક્રવર્ત્તી વિગેરે પોત પોતાની શક્તિ પ્રમાણે તેને ફળ આપે છે. પણ તેથી કાઈ વધારે આપી શકતા નથી જેમ કોઈ એક ભિખારી હોય તેની સેવા કરી પ્રસન્ન કરીને તેની પાસે કદાચિત કોઈ લક્ષ સોનામહોર માગે તો તે બિચારો કયાથી આપી શકે? તેમ ધર્મને વિષે પણ મનુષ્ય, જેવા જેવા ગુણવાળા દેવ, ગુરુ, ધર્મનું આરાધન કરે છે, તેને તેવાં તેવા ફળો તે દેવ, ગુરુ અને ધર્મ આપે છે વળી જગતમા શુ બન્યુ છે? તો કે કેટલાક પાખડી લોકોએ અસંગત પોતાનો સ્વાર્થ પાર પાડવા માટે પોતાને સુખ મળે તેવા કપોલકલ્પિત અસગત શાસ્રો બનાવી તે શાસ્રોનો ઉપદેશ ભોળા લોકોને ધર્મના પ્રપચથી ફસાવેલા છે, તે ફસાઈ પડેલા અવિવેકી લોકોની બુદ્ધિ, સ્વેચ્છાથી સ્નાન, પાન, કંદ મૂળાદિકનુ ભક્ષણ, રાત્રિભોજન, કન્યાદાન, કૂપ, તળાવ, વાવ પ્રમુખનુ કરાવવું ઇત્યાદિક શરીરસુખદાયક બાળકની લીલા સમાન ધર્મને જાણીને કઠિન ક્રિયાવાળા જિનધર્મને વિષે પ્રીતિયુક્ત થતા નથી વળી અતિપ્રયાસે પાળી શકાય એવા પંચ મહાવ્રતના ભારને અંગીકાર કરવાને અસમર્થ એવા તે પાખંડી ધૂર્ત્તજનો વિષયાભિલાષને વિષે લુબ્ધ થઇને ગૃહસ્થાશ્રમ ધર્મનેજ ઉત્તમ ધર્મ કહે છે

વળી તે મૂર્ખજનો, તળાવ, કુવા, નદી, જ્યા બે નદીયોનો સંગમ થતો હોય તેવુ સ્થળ, ગગા, યમુના, સરસ્વતી, ત્રિવેણી, નર્મદા, ગોદાવરી, સેતુબંધરામેશ્વરાદિકને વિષે

સ્નાન કરવાથી મોટું પુણ્ય થાય છે, એમ કહે છે. તેમજ વળી કોઈ એક હિંસક તો ત્રિપુરા, તોતલા, ભવાની, વ્યાઘેશ્વરી પ્રમુખ ઉગ્ર દેવીઓના મંત્ર જપથી તથા યજુર્વેદાદિકના મંત્રજપથીજ પુણ્ય થાય છે એમ કહે છે. કેટલાક મતિમંદજનો તો તેજ મંત્રોથી તલ વગેરેનો અગ્નિમાં હોમ કરવાથી પાપોપશમન થાય છે, એમ કહે છે. કોઈક જડબુદ્ધિજનો તો રસ્તામાં વૃક્ષ વાવવાથીજ ધર્મ થાય છે, એમ કહે છે. કેટલાક અજ્ઞાની જીવો કેવલ આત્માના શૂન્યધ્યાનથીજ ધર્મ થાય પાપનો પ્રલય થાય છે, એમ કહે છે. કોઈએક દુષ્ટદિલવાળા જનો પોતાનુંજ પૂજન કરવાથી ધર્મ થાય છે, તેમ કહે છે, તેથી તે જીવને એક ક્ષણવાર પણ દુ:ખ દેવું નહિ અને જે સુખ ભોગવવાની પોતાને ઇચ્છા થાય તે તે સુખને ભોગવી પોતાની ઇચ્છાપૂર્ણ કરવી તેજ ધર્મ છે એમ કહે છે. માટે તે પૂર્વોક્ત મિથ્યાત્વી જીવો તીર્થંકરપ્રણીત શુદ્ધ ધર્મને વિષે કેમ પ્રયત્ન કરે? કારણ કે તે જનો પોતાને જેના સુખ પડે, તેનેજ ધર્મ કહેનરા છે. હવે પૂર્વોક્ત સર્વ જે મિથ્યાત્વ છે, તે સર્વ દુખને દેવાવાળું વૈરીસમાન ઉત્કૃષ્ટ હલાહલ વિષ સમાન છે, એમ જાણવું. તે માટે તે મિથ્યાત્વનો તમારે ત્યાગ કરવો. મનુષ્યોને વિષ, રોગ, અગ્નિ અને રિપુ, તેના સમૂહથી પણ મિથ્યાત્વ જે છે, તે અત્યંત દુખદાયક છે. કેમ કે? તે વિષાદિક તો મનુષ્યને આ જન્મને વિષેજ નાશનાં કરનારાં છે. પરંતુ મિથ્યાત્વ જે છે, તે તો અનંત જન્મ મરણાદિક દુઃખને આપનારું છે

આ પ્રકારના કેવલીનાં વચન સાંભળતાંજ સુરપતિ રાજાને મિથ્યાત્વ મોહની કર્મનો ક્ષય થઇ ગયો. તેથી તે શુદ્ધ સમ્યક્ત્વને પામ્યો. પછી અનુક્રમે તેને ચારિત્ર પરિણામ ઉત્પન્ન થવાથી તે કેવળી ભગવાનને નમસ્કાર કરી કહેવા લાગ્યો કે ભગવન્! જેમ હાલ આપે મને મિથ્યાત્વ રુપ ખાડામાંથી ડૂબતો રાખ્યો, તેમજ હવે દીક્ષારુપ પર્વત પર પણ ચઢાવવા અનુગ્રહ કરો. ભાવયુક્ત તેનાં વચન સાંભળીને તે સુરપતિ રાજાને તુરત દીક્ષા આપી. પછી તે સુરપતિસાધુ વિશુદ્ધચારિત્રને પાળતો થકો શુદ્ધધ્યાને ક્ષપકશ્રેણિ પર ચઢી કેવળજ્ઞાન અને દર્શનને ઉત્પન્ન કરી ઘણો કાળ પૃથિવીપર વિહાર કરી ભવોપગ્રાહિ કર્મોને ખપાવી, પરંપદ જે મોક્ષ તેને પ્રાપ્ત કર્યો.

શ્રાવકધર્મ જેને પ્રાપ્ત થયો છે એવા તે પદ્મોત્તરકુમારને હરિવેગાદિકે તેના પિતાની રાજ્યગાદી પર બેસાડયો. અને તે મહામાંડલિક રાજા થયો હવે હરિવેગ વિદ્યાધર તે પદ્મોત્તર રાજાને વિમાનમા બેસાડી પોતાના વૈતાઢ્ય પર્વત પર રહેલા સુસીમ નામે નગર પ્રત્યે તેડી લાવ્યો અને ત્યા ઘણુંજ તેનુ સન્માન કર્યું, પછી કહ્યું કે હે મિત્ર! આ મારા વૈતાઢ્ય પર્વતની ઉત્તર તથા દક્ષિણ શ્રેણિના રાજ્યને તથા આ મારી વિદ્યાધરપણાની વિદ્યાને આપ ગ્રહણ કરો. ત્યારે પદ્મોત્તરકુમાર બોલ્યો કે હે મિત્ર! મારામા અને તમારામાં કંઈ અંતર છે? જે આપનું રાજ્ય છે, તે મારુંજ છે, કારણ કે આપનાથી હું કોઇ રીતે

જુદો નથી વળી આપે મને દુર્લભ એવો જિનધર્મ આપીને મોક્ષરુપ રાજ્ય આપ્યું, તો હવે આ લૌકિક રાજ્ય તે તેની ગણત્રીમા કયાં રહ્યું ? વળી હે મિત્ર ! આ જગતમા આપ જેવા ધર્મોપદેશના કરનાર પુરુષો તો ઘણા જ થોડા છે. સારાં સંસારિક કામ માટે દ્રવ્યનો વ્યય કરનારા પુરુષો તો કોટિશ મલે છે. પરંતુ તેમાથી કષ્ટમાં પડેલા એવા દુઃખી જનના દુખને મટાડવાને દ્રવ્યનો વ્યય કરનારા તો થોડા પણ મલતા નથી. તેમજ વિવિધ પ્રકારના શાસ્ત્રભ્યાસમા વિચક્ષણ તો આ પૃથ્વીને વિષે ઘણા જ છે, પરંતુ આપ જેવા મોક્ષકારક જૈનધર્મના જાણનારા તો માડ બે ત્રણ મલે તો મલે ? એમ તે હરિવેગની પ્રશંસા કરીને વળી કહ્યું કે હે મિત્ર ! મારી તો એવી ઈચ્છા છે કે હવે આપણે વિયોગ ન થાય માટે આપણે એકત્ર જ રહીને આ વૈતાઢયની ઉત્તર દક્ષિણ શ્રેણિના રાજ્યો સભાળીએ અને તે રાજ્યનાં જ સુખ ભોગવીએ. વળી તે રાજ્ય સુખ પણ કયાં સુધી ભોગવીએ, કે જ્યાં સુધી આપણા બન્નેને રાજ્યધુરાને ધારણ કરે એવા બે પુત્રો ઉત્પન્ન ન થાય ત્યાં સુધી અને જ્યારે આપણને રાજ્ય વહન લાયક પુત્રો થાય કે તરત તે રાજ્યો પોત પોતાના પુત્રોને આપી દીક્ષા ગ્રહણ કરીએ ? તે સાભળી અત્યત ખુશી થયેલો હરિવેગ બોલ્યો કે હે વયસ્ય ! મારા મનમાં જે વિચાર મે ધારેલો હતો, તેજ આપે પણ કહ્યો એમ કહી બન્ને જણ ત્યાં સાથે જ રહ્યા. પછી અત્યંત સ્નેહયુક્ત તે બન્ને મિત્ર પ્રતિદિન હર્ષાયમાન થકા મનોહર વિમાનમા બેસી મહાવિદેહક્ષેત્રને વિષે જિનપ્રતિમાઓને વાંદવા માટે જાય છે. વળી પ્રતિદિન ધર્મોપદેશ સાભળે છે શાશ્વત એવા જિનચૈત્યોની ભક્તિભાવથી પૂજા યાત્રા પણ કરે છે. જગતને આલ્હાદકારક એવા તે બન્ને મિત્રો જૈનધર્મના પ્રત્યનીક જનોનું નિવારણ કરી ચૈત્યોની તથા જૈન સાધુઓની ઉત્તમ પ્રભાવના કરે છે સાધર્મિકવાત્સલ્યને કરી તેઓ કેટલાક શ્રાવકોને દુખમાથી નિવૃત્ત કરે છે અને પોતાની પ્રજાને પણ તેઓ કર વગેરે દુખોથી મુક્ત કરે છે તેથી સર્વત્ર મહાઆનદ વર્ત્તે છે. વળી તેઓના રાજ્યમા બ્રાહ્મણો જે હતા, તે પણ જિનધર્મને વિષે પરમ આદરવાળા થયા. કહેવત છે કે "યથા રાજા તથા પ્રજા" એટલે જેવા રાજા હોય, તેવી જ પ્રજા પણ થાય ? આ પ્રમાણે પોતાના દેશોમાં રહેનારા સહુ કોઇ જનો જિનધર્મના રાગી થયા અને બીજા લોકો પણ નિકટબોધી હોવાથી કરેલી ધર્મની અનુમોદના કરી જિનધર્મને વિષે નિર્મત્સરી થયા.

એમ કરતાં રાજ્યભારને ચલાવતા એવા હરિવેગ અને પદ્મોત્તરકુમાર એક દિવસ ધ્વજા, પતાકા અને તોરણ વગેરે ઉત્સવોથી કરી મનોહર એવા પદ્મોત્તરના ગર્જનપુરમાં આવ્યા, ત્યારે તે નગરના રહેવાસી ઉત્તમ શ્રાવકોએ ત્યાંના જિનેન્દ્રપ્રાસાદોને વિષે મોટી ભક્તિથી ગીત, વાજિંત્ર અને નાટ્ય તેણે યુક્ત એવા પરમ મહોત્સવ કરવાનો પ્રારભ કર્યો. વિવિધવર્ણવાળી શ્રીઅરિહંત ભગવાનની પ્રતિમાઓને આગીની રચના કરી તથા અનેક પ્રકારની પૂજાઓ પણ ભણાવી. તેથી ત્યા સહુ કોઈને મોટો આનદ થયો

નેત્રને આનંદ કરનારી, ભવોદધિને તારનારી, કલ્યાણરુપવૃક્ષની મંજરી, સુશોભિત ધર્મરુપ મહારાજાની નગરી, મોટી આપત્તિરુપ લતાને વિષે અગ્નિ સરખી, હર્ષાધિકયની તથા શુભપ્રભાવની લહરી, અને રાગદ્વેષી જે ચતુઃકષાય તેને જીતનારી એવી જે શ્રી જિનપતિની પૂજા તે પ્રાણિમાત્રને શ્રેયસ્કારક થાય છે. વળી આ શ્રી જિનપતિની પૂજા જે છે તે ચિત્તને પવિત્ર કરે છે, ગાઢ એવા કર્મસમૂહને નાશ કરી સ્વર્ગને આપે છે. શિવસંપદાને પણ આપે છે પુણ્યોદયને વિસ્તારે છે રુડા એવા સૌખ્યને આપે છે. માટે તે જિનપૂજન શું નથી આપતુ ? અર્થાત્ સર્વ વસ્તુને આપે છે.

આ પ્રકારે અરિહંત ભગવાનની પૂજાનું સ્તવન કરીને તે બન્ને જણ પોતાના ઘર તરફ ચાલ્યા, તે રાજરસ્તામાં આવ્યા. ત્યાં તો તે બને જણનું સર્વ શરીર ધુળથી ખરડાયેલું છે, તાંબુલનું ભક્ષણ કરવાથી જેના હોઠ લાલ થઈ ગયા છે, હાથ અને પગ જેના ખડીથી રંગેલા છે, કેવળ લંગોટીજ જેણે પહેરી છે, જેના બન્ને હાથ પાછળથી બાંધેલા છે, આક્રોશ કરતા કેટલાક દ્યૂતકારોની વચ્ચે તે દ્યૂતકારોથી લાકડી વગેરેથી હણાતા એવા કોઈ એક જુગારીને જોયો. તેને જોવાથી એકદમ ખેદ પામી પદ્મોત્તર રાજા બોલ્યો કે અરે દુષ્ટો ! મારા રાજ્યમા આ પ્રાણીને આટલી બધી પીડા કેમ આપો છો ? વળી તેને પીડા કરીને પલાયન પણ કેમ કરતા નથી ? અને તેની પછવાડે પડયા રહ્યા છો ? એમ તેના મારનારાઓને કહીને તે જુગારીને પોતાની પાસે બોલાવીને મંગાવ્યો. ત્યારે તે તે મારનારા જુગારીઓ બોલ્યા કે મહારાજ ! આ દુષ્ટમાણુસ પર આપને દયા લાવવા જેવું નથી ત્યારે પદ્મોત્તરે કહ્યુ કે એ તે બોલો છો શું ? આવા નિરપરાધી ગરીબ માણુસને તમારા જેવા મારે તે તમોને અમારે મારતાં અટકાવવા ન જોઈયે ? તથા આ બીચારા પર દયા પણ ન આવે તે સાંભળી તે જુગારીઓ બોલ્યા કે હે રાજન ! આ ગામમા એક નવ કરોડ દ્રવ્યનો સ્વામી વરુણ શ્રેષ્ઠીનામે વૈશ્ય રહે છે, તેનો આ પુત્ર છે, તે ઘણોજ જુગારનો વ્યસની છે. તેનાં માતા પિતા તેને જુગાર રમવાની ના કહે છે તો પણ તે જુગાર રમવામાં અત્યાસક્ત હોવાથી બીલકુલ કોઈનું કહ્યું માનતો નથી અને પોતાના પિતાના ઘરમાથી સર્વ મિલકત ચોરી લઇને જુગારમાં હારી જાય છે, તે હવે પોતાના બાપની સર્વ મિલકત હારી ગયો એવી ખબર પડી, ત્યારે તેણે પોતાના ઘરમાંથી કાઢી મૂક્યો છે, તો પણ હજી તે જુગાર રમવાના વ્યસનને છોડતો નથી જ્યારે તેની પાસે જરા પણ દ્રવ્ય રહ્યું નહિ ત્યારે તેણે જુગારમા એક 'પણ' મૂક્યું, કે જે રમતમાં હારે તે હારનાર હાથ, પગ વગેરે અંગોને જીતનાર માણુસ લાકડી વગેરે ભાસે તેમ માર્યા કરે તેવી રીતે પણ આ સાત વાર હારી જઈ અપ્રમિત માર ખાધો તે વાતની જ્યારે તેના પિતાને ખબર પડી, ત્યારે પુત્રવાત્સલ્યથી તેને એકદમ ઘેર બોલાવી ઘણોજ સમજાવ્યો, તો પણ તે આ કામથી નિગમ પામ્યો નહિ. અને કદાચિત્ તે કાંઈ જો દ્રવ્ય જીતે છે, તો તે દ્રવ્યથી યથેચ્છાયે વેશ્યાઓની સાથે વિલાસ કરે છે પરંતુ તેની

પાસે બીજા કોઈનું કાંઈ માંગણું હોય તે, તો તેને દેતો નથી અને વળી કોઈની પણ હાથમાં આવેલી ફુટી કોડી સુધાં છોડતો નથી.

॥ પ્રાયોભવંતિ પંચામી, ધૂતસ્ય સહ ચારિણ ॥
॥ ચૌર્યં વંચકતાલીકં, દારિદ્રયં લાઘવં તથા ॥

અર્થ:- એક ચોરી, બીજી વંચકતા, ત્રીજું ખોટું બોલવું, ચોથું દારિદ્રય, પાંચમી હલકાઈ એ પાંચ વાનાં ઘણું કરી જુગારના સહચારીજ હોય છે. વળી તે જુગારથી જીતેલી લક્ષ્મી પરોપકાર માટે કે કીર્ત્તિને માટે કે સુકૃતને અર્થે કે, સગાં સંબંધીના સુખને માટે કામ આવતી નથી, તે લક્ષ્મી કેવલ પાપવૃદ્ધિનાંજ કાર્યો માટે કામ આવે છે. માટે રાજન્ ! આ જુગારી અમારી સાથે જુગાર રમી એક લાખ દ્રવ્ય હારી જઈ છટકીને ભાગી ગયો હતો, તે શોધતા હાલજ અમારે હાથ પડયો છે, અને અમારું માગતું દ્રવ્ય અમો માગીયે છીએ તો પણ તે આપતો નથી, તેથી અમને ક્રોધ આવવાથી તેને લાકડી વગેરેથી મારીએ છીએ? માટે હે દેવ ! આપ મહેરબાની કરી કાં તો તે અમારા દેણદારને પાછો સોપો, નહિં તો તેની પાસે અમારી માગણી એક લાખ દીનારો છે, તે આપો એ સર્વ સાંભળી પદ્મોત્તર રાજા વિચારવા લાગ્યો કે, અહો ! આ કેવો કર્મનો વિચિત્ર પરિણામ છે? અહો ! આ કેવી અજ્ઞાનની લીલા છે? અહો ! આ કેવું વ્યસનનું દુઃખ છે ! એમ વિચારીને દયાળુ એવો તે રાજા બોલ્યો, કે હે જુગારીઓ ! સાંભળો હમણાં તો તેની પાસે તમારી માંગતી જે લાખ દીનારો છે, તે હું આપું છું, પરંતુ હવે પછી આ જુગારીની સાથે કોઈ પણ જો જુગાર રમશે, તો તેને હુ ધારા પ્રમાણે શિક્ષા કરીશ ! અને મારા દેશ બહાર કાઢી મુકીશ ! એમ કહીને તેમાં ગણીવાળા જુગારીઓને તેની માગણી લાખ દીનારો પોતે આપી. તે જુગારીને છોડાવીને પોતાને ઘેર આવ્યા.

હવે તે જુગારીને જોઈને તીવ્ર વૈરાગ્ય પામેલો એવો પદ્મોત્તરકુમાર પોતાના મિત્ર હરિવેગને કહે છે, કે અહો ! આપણને રસ્તામાં મળેલો જુગારી જેમ ઘણા દુઃખોને પ્રાપ્ત થયો. તો પણ તેણે જુગારને છોડયો નહિં. તો હે ભાઈ ! તેનો આપણે શુ શોક કરીએ? કારણ કે તે તો અજ્ઞાને કરી અંધ છે, તેથી જ તે તો એ કામ કરે છે, પરંતુ આપણે આ સંસારની અસારતા પ્રત્યક્ષ રીતે જાણીએ છીએ તો પણ અશુચિરુપ ભોગો વિષે પ્રીતિ કરી બેસી રહીએ છીએ, માટે પ્રથમ તો તે જુગારી પહેલાં આપણે જ શોક કરવા લાયક છીએ જેમ વિદ્વાન જનોને દ્યૂત રમવું સદા નિંદિત છે, તેમ તત્વજ્ઞ પુરુષોને વિષયનું સેવન કરવું પણ સદા નિંદિત જ છે અને વિષયો જે છે, તે વિષથી પણ વધારે દુઃખદાયક છે. વળી હે મિત્ર ! જેમ મોટા દુઃખે કરી મેળવેલુ દ્રવ્ય, જુગારી જુગાર રમવાથી તરત હારી જાય છે, તેમજ આપણે પણ પૂર્વે મેળવેલા સુકૃતને વિષયસંગથી એક ક્ષણ માત્રમાં

હારી જઈએ છીએ. જેમ તે જુગારી તેના પિતા વિગેરેએ ઘણી જ શિક્ષા કરી તો પણ ધૂનથકી વિરામ પામ્યો નહિં, તેમ આપણે પણ ગુરુના મુખથી થયેલા ઘણા ઉપદેશ શ્રવણ કરી વિષયોથી કરી મળેલા સુખથી વિરામ પામતા નથી જેમ કોઈ ગુરુએ વિષયાસક્ત શિષ્યને ઉપદેશ કર્યો છે કે હે શિષ્ય ! હવે તુ આ ખોટા અને દુઃખદાયક એવા સ્ત્રીના વિષયથી વિરામ પામ કારણ કે તે ઘણા દિવસ સુધી વિષય સુખને ભોગવ્યું ? તથા પરિણામે વિરસપણુ હોવાથી, તે સ્ત્રીસંગનો ત્યાગ કરવો જ જોઈએ ? એમ હું સો વખત વિચારૂં છુ, તો પણ તે હરિણાક્ષી સ્ત્રીને મારું અંતકરણ વિસ્મરણ કરતું નથી, વળી જુગારીને બંધન પ્રકાર વગેરે દુખ થાય છે, તેમ આપણને પણ નરકને વિષે દુઃખ થશે ? માટે હે મિત્ર ! દુ.ખના સમુદ્રમાં શા માટે જવુ તે કાંઈ મને યોગ્ય ભાસતુ નથી. માટે આપણે સંયમ ગ્રહણ કરીએ એ પ્રકારે તે પદ્મોત્તર રાજાની વાણી સાંભળીને હરિવેગ બોલ્યો કે હે મિત્ર ! મારા મનમા પણ ઘણા કાલથી આપની પેઠે સયમની ઇચ્છા રહે છે, પરતુ આપને વિષે મને પ્રેમનો પ્રતિબધ હોવાથી તે પ્રેમે મને રોકી રાખેલો છે. મોક્ષમાર્ગને પ્રાપ્ત થવા ઇચ્છતા એવા જીવને સ્નેહ છે, તે વજ્રની સાંકળ સમાન છે. તેથી તે સ્નેહ સાકળ જીવને મોક્ષ પામવા દેતી નથી, શ્રીવીર ભગવાન્ જ્યાં સુધી આ પૃથ્વી પર રહ્યા, ત્યાં સુધી ગૌતમ ગણધર કંઈ કેવલ જ્ઞાનને પ્રાપ્ત થયા ? ના ન જ થયા. માટે હાલ પૂર્વે ધાર્યા પ્રમાણે બન્ને પુત્ર પ્રાજ્ય એવા રાજ્યભારની ધુરાને ધારણ કરવા યોગ્ય થયા છે, તેથી તેને તે રાજ્યભાર સોપીને આપણે જ્ઞાની ગુરુ પાસે જઇએ. એવી રીતે જ્યાં બન્ને મિત્રો વિચાર કરે છે, ત્યા તો તેમના વનપાલક આવીને વિનતિ કરી કે હે સ્વામિન્ ! આપણા કુસુમાકર નામના ઉદ્યાનને વિષે શ્રીગુણાકરસૂરિના શિષ્ય શ્રીરત્નાકરસૂરિજી પધારેલા છે. તે સાભળી હર્ષાયમાન થયેલા તે બન્ને રાજાઓને તે વનપાલકને વધામણીમાં ઘણુ દ્રવ્ય આપી દીધુ. અને અંતઃપુર, પરિવાર, ગજ, રથ, તુરગ, ભટ, તેના લક્ષોથી કરી તથા સામત, સેનાપતિ, શ્રેષ્ઠી, સાર્થવાહ, તેઓના વૃંદોથી યુક્ત એવા તે, સર્વ ઋદ્ધિ સહિત કુસુમાકર નામે ઉદ્યાનમા ગુરુને વાદવા માટે આવ્યા. દૂરથી દૃષ્ટિગોચર થયેલા ગુરુને જાણી તુરત પોતાના રાજ્યચિન્હોનો ત્યાગ કરી પંચાભિગમ સાચવી હર્ષે કરી રોમાંચિત જેના ઉભાં થયા છે એવા થકા ગુરુને વંદન કરીને પોત પોતાને યોગ્ય એવાં સ્થાન પર બેઠા. પછી ગુરુએ પણ સુધારસ સમાન દેશના દેવાનો પ્રારભ કર્યો. તે જેમ કે:—

હે ભવ્યજનો ! સુખે મલે તેવા મનુષ્ય જન્મને પામીને તે મનુષ્યાયુને વિષે ઉત્તમજનોએ તો કઇ પણ મોક્ષસાધન કરવુ. કારણ કે ફરીને તે મનુષ્યનો જન્મ મલતો નથી. માટે તેને, વૃથા સસારરૂપ પાણી વલોવવામા જ ખોવો નહિ. વળી સુજ્ઞજનોએ જે કઈ સુકૃત કાર્ય કરવાનુ હોય તે આ દેહથી જ કરી લેવુ. કેમ કે ? આ જન્મમા કરેલા સુકૃતકાર્યથી ફરી નિશ્ચયથી બીજો શુદ્ધ જન્મ પ્રાપ્ત થાય છે. વળી હે ભવ્યજનો ! આ મનુષ્યના દેહને પ્રાપ્ત થયા પછી સમજીને દુર્જનજનોનો ત્યાગ કરવો અને સાધુજનનો

સમાગમ કરવો. અહોનિશ પુણ્યોપાર્જનમા મન રાખવુ અને આ સંસારને અસારજ ભાવવો. જ્યાં સુધી આ શરીર રોગરહિત સ્વસ્થ છે. તેમ આ શરીરને જરા આવી નથી, તથા સર્વ ઇંદ્રિયોની શક્તિ સારી છે. ત્યાં સુધીમા જે કાંઇ મોક્ષમાર્ગે જવાનો ઉદ્યોગ કરવો હોય તે કરવો પછી કાંઈ પણ થવાનુ નથી જેમ કોઇ મૂર્ખ માણસ પોતાના ઘરને સળગેલું જોઇને તેને ઓલવવા માટે જલ જોઈએ તે જલ સારુ કૂવો ખોદવા બેસે તે શું કામ આવે ? અર્થાત્ જ્યા સુધી શરીરનું પૂર્વોક્ત રીતે સર્વ સ્વાસ્થ્ય સારૂં છે, ત્યાં સુધીમાં જલદી મોક્ષનાં સાધન સંપાદન કરવા.

વળી હે ભવ્યો ! કનિષ્ઠ અને મૂર્ખ જન હોય, તે કામસુખાભિલાષને વિષે આસક્ત થયો થકો ધર્મ, તથા કાંઈ પણ સુકૃત કાર્યોને કરતો નથી. અને જે મધ્યમ હોય છે, તે પુણ્યપર પ્રીતિ રાખે છે, તથા શુદ્ધ એવા શ્રાવકના ધર્મને પણ અંગીકાર કરે છે. અને ઉત્તમ પુરુષ જે હોય છે, તે તો સંસારના ભયને મટાડનાર નિર્વાણ સુખને આપનાર, એવા સંયમને જ સ્વીકારે છે વળી હે ભવ્યો ! આ જે શ્રાવકનો ધર્મ છે, તે તાડના વૃક્ષ સમાન છે, જેમ તાડના વૃક્ષને દૂર ફલ હોવાથી તે દૂર ફલનો દેનારો કહેવાય છે અને યતિધર્મ છે, તે પનસના વૃક્ષસમાન છે, જેમ પનસના વૃક્ષને નિકટ ફલ હોવાથી તે નિકટફલદાયક કહેવાય છે. વલી પણ સંયમમા કેવા ગુણો છે ?

**નોદુઃકર્મપ્રયાસો ન ચ યુવતિસુતસ્વામિદુર્વાક્યદુઃખં, ।**
**રાજાદૌ ન પ્રણામોऽશનવસનધનસ્થાતચિંતા ન ચૈવ ॥**
**ન જ્ઞાતિદ્રવ્યપૂજા પ્રશમસુખરતિઃ પ્રેત્ય મોક્ષાદ્યવાપ્તિઃ,**
**શ્રામણ્યેऽમી ગુણાઃ સ્યુસ્તદિહ સુમતયઃ કિં ન પ્રયત્નં કુરુધ્વમ્**

અર્થ · જે શ્રામણ્યમાં સંસારકર્મનો પ્રયાસ, યુવતી, સુત વિગેરેનો જંજાલ, કોઈ પણ પોતાના સ્વામીના દુર્વાક્ય સાભંગવાનું કષ્ટ, રાજાદિકોને પ્રણામનું દુઃખ, અને અશન, વસન ધન, સ્થાન, તેની ચિંતા, જ્ઞાતિથી દ્રવ્યથી સત્કારની ઇચ્છા, એ કંઈ હોતુ નથી. તે માટે જેમા કેવલ પ્રશમ સુખની પ્રીતિ, અને મરણ પછી મોક્ષની પ્રાપ્તિ, એ બે મોટા સુખો હોય છે. એવા ઉત્તમ ગુણથી ભરપૂર સંયમ છે, તે છતા પણ હે બુદ્ધિમાન્ પુરુષો ! તમો તેમાં પ્રયત્ન શા માટે કરતા નથી ? આ પ્રકારની ગુરુનીવાણીથી સંસારની અસારતા માની, ઉત્તમ સુખ તે મોક્ષસુખ જ છે એમ જાણી તે મોક્ષની પ્રાપ્તિ સંયમમાજ છે એમ નિશ્ચય રીતે સમજી વૈરાગ્ય વાસી તે પદ્મોત્તર અને હરિવેગ રાજા તેજ વખતે મુનિરાજને વિનંતિ કરવા લાગ્યા કે, હે ભગવન્ ! સંસારરુપ કૂવામા ડુબતા એવા અમારો, દીક્ષારુપ કરાવલંબનના દાને કરી વિલંબ વિના ઉદ્ધાર કરો. ત્યાને સૂરીશ્વરે કહ્યું કે હે રાજન્ ! મને પણ મારા ગુરુ જે શ્રી ગુણાકરસૂરિ તેમણે તે માટે જ અહીં મોકલેલો છે માટે જેમ હવે કાલક્ષેપ ન થાય, તેમ તે સંયમશ્રીનુ અવલંબન કરો તે સાભળી અત્યંત

હર્ષાયમાન થયેલા એવા તે બન્ને જણુ, પાછા પોત પોતાના નગરમાં આવી પોત પોતાના પુત્રને રાજ્ય આપી દીક્ષા ગ્રહણ કરવાને તત્પર થયા. તે વખતે તેઓએ શ્રીમદરિહંત-ચૈત્યોને વિષે અષ્ટાન્હિકા મહોત્સવ કરાવ્યો ચતુર્વિધ સઘની યથાયોગ્ય ભક્તિ કરી. જ્ઞાનના ભંડારોમાં જ્ઞાનવૃદ્ધિદાયક ગ્રંથો લખાવ્યા, પોષધશાલામા યોગ્ય ધન આપ્યું, પોતાના દેશોમાં અમારિપટહ વગડાવ્યો. દીન અને અનાથ એવા જનોને અનુકપાદાન દીધાં. પછી પાછા તે શ્રીરત્નાકરસૂરિ ગુરુની પાસે આવ્યા. ગુરુએ પણ તે બન્નેની યોગ્યતા જાણીને તેને દીક્ષા આપી.

હવે યથ શાસ્ત્ર ક્રિયાને સેવન કરતા કરતા તે બન્ને મુનિઓ અગ્યાર અગો ભણ્યાં, અને મહર્ષિઓને પણ ચારિત્રની દૃઢતાના કારણભૂત થયા નિરતિચારપણે ચારિત્રનું પાલન કરવા લાગ્યા અને તે બન્ને છઠ્ઠ, અઠ્ઠમ, દશમ, દ્વાદશ. માસ, અર્દ્ધમાસ વિગેરે તપો કરવા લાગ્યા, તેથી તેના શરીર અત્યંત શુષ્ક થઇ ગયાં. ક્રમે કરી તેઓને સંલેષણાનું આરાધન કરી અનશન વ્રત અગીકાર કર્યું તીવ્ર એવા તપોથી કરી શુષ્કજેનાં અંગ થઇ ગયાં છે. એવા તે બન્ને ગુરુ મહારાજ કાલે કરી સમાધિમરણ પૂર્વક દેહનો ત્યાગ કરી મધ્યમ નામે ગ્રૈવેયકને વિષે અહમિન્દ્રનામે દેવતા થયા. ત્યા અગાધ એવા ભોગસમુદ્રને વિષે નિમગ્ન અને વૈક્રિય લબ્ધિને પ્રાપ્ત થયેલા, દેદીપ્યમાન છે કાંતિ જેની એવા તે બન્ને મિત્રોને વેગે કરી સત્યાવીશ સાગરોપમ પ્રમાણ કાલ ચાલ્યો ગયો. અર્થાત્ તે પદ્મોત્તરકુમારે અને હરિવેગવિદ્યાધરે મધ્યમગ્રૈવેયકને વિષે સત્યાવીશ સાગરોપમનું આયુષ્ય ભોગવ્યું.

**ઇતિ શ્રીપૃથ્વીચદ્ર ગુણસાગરચરિત્રે પદ્મોત્તરનૃપહરિવેગવિદ્યાધરેન્દ્રભવ વર્ણનનામે સપ્તમઃ સર્ગઃ સમાપ્તઃ**

**અહી પૃથ્વીચંદ્ર અને ગુણસાગરના ચૌદ ભવ સમાપ્ત થયા**

## ॥ અથાષ્ટમસર્ગસ્ય બાલાવબોધ પ્રારંભ ॥

---

# આઠમો સર્ગ

આ ભૂમિરુપ ભામિનીના ભાલને વિષે ભૂષણુસમાન એક પુંડ્રનામે દેશ છે. તે દેશને વિષે પ્રૌઢ એવું પુંડ્રપુરનામે એક નગર છે તેમા વિદ્યા, વિનય અને વિવેક તેણે યુક્ત એવો શ્રીબલનામે રાજા રાજ્ય કરે છે. તેનો એક શતબલનામે લઘુ ભાઇ છે, તે પણુ યુવરાજપણાની ધુરાને ધારણુ કરવામાં સબળ હોવાથી તે યુવરાજ પદને પ્રાપ્ત થયેલો છે. હવે તે બન્ને ભાઇને રામ અને લક્ષ્મણુની જેમ પરસ્પર પૂર્ણ પ્રીતિ છે. તેથી તે પિતૃદત્ત

રાજ્યને યોગ્યરીતે પાળે છે. હવે તે શ્રીબલને સુલક્ષ્મણા નામે સ્ત્રી છે અને શતબલને લક્ષ્મણાનામે સ્ત્રી છે. તે સ્ત્રીઓની સાથે બન્ને ભાઇઓ, વિષયવિલાસથી દિવસો વ્યતીત કરે છે.

શ્રીમલ રાજાની રાણી જે સુલક્ષ્મણા છે, તેની કુક્ષિરુપ ભૂમિને વિષે કલ્પદ્રુમની જેમ મધ્યમગ્રૈવેયકથકી આવીને દેવતા થયેલો તે પદ્મોત્તરકુમર પુત્રપણે આવ્યો. ત્યારે તે સુલક્ષ્મણાએ સ્વપ્નને વિષે તુગ એવા મેરુપર્વતને દીઠો. પછી પ્રાતઃકાળને વિષે તૂર્યશબ્દોથી જાગૃત થઈ એવી તે રાણીએ સ્વપ્નની વાત પોતાના સ્વામી શ્રીબલ રાજાને કહી બતાવી તે સાભળી રાજા બોલ્યા કે, હે કોમલાગિ! સ્વપ્નમા તમે મેરુ જોયો છે, તેથી તમોને મેરુતુલ્ય પુત્ર પ્રગટ થશે. તે સાંભળીને પરમ આહ્લાદને પામતી એવી રાણી શુભ એવા તે ગર્ભનુ પાલન કરવા લાગી. પછી રાણીને દશમાસ પૂરા થવાથી જેમ રત્નની ખાણ ઉત્તમ મણિને ઉત્પન્ન કરે, તેમ હૃદયને આનદદાયક એવા ઉત્તમ પુત્રને પ્રસવ્યો. જ્યારે પોતાને ત્યા પુત્ર પ્રગટ થયો, ત્યારે શ્રીબલ રાજાએ મોટો આડંબર કરી પુત્રનો જન્મમહોત્સવ કર્યો. અને પુત્ર એક માસનો પણ થયો. હવે જ્યારે તે પુત્ર ગર્ભમાં રહ્યો હતો, ત્યારે તેની માતાયે સ્વપ્નમા મેરુપર્વત જોયો હતો તેથી તેના અનુસારે સર્વની સાન્નિધ્ય તે પુત્રનું "ગિરિસુદર" એવુ નામ પાડ્યુ. પછી તે કુમાર, અનુક્રમે વૃદ્ધિ પામતો થકો સ્ત્રીજનને આનદદાયક એવા યૌવન વયને પ્રાપ્ત થયો.

હવે મધ્યમ ગ્રૈવેયકમા અહમિન્દ્રપણે થયો એવા જે હરિવેગ વિદ્યાધર તે ત્યાંથી ચ્યવીને શ્રીબલરાજાના ભાઈ શતબલની સ્ત્રી લક્ષ્મણાના ઉદરને વિષે પુત્રપણાએ આવ્યો ત્યારે તે સ્ત્રીએ સ્વપ્નને વિષે રત્નોનો ઓઘને જોયો, તે જોઇને તુરત જાગી ગઈ. અને તે સ્વપ્નની વાત પોતાના સ્વામીને કહી. ત્યારે તેના સ્વામીએ કહ્યુ કે હે પ્રિયે! તમે સ્વપ્નમા રત્નોનો ઢગલો દીઠો, તેથી રત્ન જેવો પુત્ર થાશે તે સાંભળી પ્રસન્ન થઈ એવી તે સ્ત્રી ગર્ભનું પોષણ કરવા લાગી. પછી તે રાણીએ સર્વગુણથી સપન્ન એવા પુત્રને પૂરા માસે પ્રસવ્યો તે વખતે શતબલ રાજાએ પુત્રનો જન્મમહોત્સવ કર્યો, અને તે ગર્ભ રહ્યા વખને તેની માતાયે સ્વપ્નમા રત્નનો ઢગલો દીઠો હતો, તેને અનુસારે તેનુ "રત્નસાર" એવું નામ પાડયું. તે પુત્ર અનુક્રમે યૌવન વયને પ્રાપ્ત થયો.

પછી પૂર્વભવના સ્નેહથી તે ગિરિસુંદરને અને રત્નસારને અત્યંત પ્રીતિ થઈ. તે એવી કે, તે બન્ને એકબીજાનો ઘડી એક પણ વિરહ સહન કરી શકતા નથી. અને તેવો અત્યત સ્નેહ હોવાથી તે બન્ને જણ એકજ ઠેકાણે ક્રીડા એકજ ઠેકાણે ભોજન તથા શયન પણ એકજ ઠેકાણે કરે છે. એકમીજા કદાચિત્ જુદા પડે છે, તો તેઓને કંઈ ચેનજ પડતુ નથી. આવી રીતની તે ભાઈઓની પ્રીતિ જોઇને તેમના પિતાએ પરસ્પર કહેવા લાગ્યા કે, અહો! આપણા બન્ને પુત્રોને આપણુ કરતાં સો ગુણી પ્રીતિ છે? એમ કહીને બન્ને જણ ખુશી થયા.

એક દિવસ, જેમાં છત્રીશ રાજકુલી બેઠેલી છે, તેવી સભાને વિષે સ્વસ્થપણાથી શ્રીબલ રાજા બેઠો છે, તેવામા પુરજનોએ આવી વિનંતિ કરી કે હે રાજન્! આપ જેવા અમારી પર રાજા છે, તે છતા પણ અમારે ઘણુંજ દુઃખ ભોગવવું પડે છે. તે સાંભળો કે-કોઈ એક દુષ્ટ છે, તે નિરંતર અમારી કન્યાઓને તથા ધનને ચોરી જાય છે. અને તે અમારા હાથમાં આવતો નથી અને હવે તેણે હરણ કરેલી કન્યાઓના કરુણ શબ્દો પણ અમારાથી સહન થતા નથી? આ પ્રકારની પ્રજાની પીડાને સાભળી એકદમ કોપાયમાન થયેલો તે શ્રીબલ રાજા પોતાના કોટવાલને તેડાવી મોટા સ્વરથી કહેવા લાગ્યો કે અરે! હે દુષ્ટ! તું નિશ્ચંત થઈ આખી રાત ઘરમાં જ સૂઈ રહે છે કે શું? જો, આખી રાત આ આપણી નગરીનાં લોકોનાં સ્ત્રી માલ વિગેરે કોઈ દુષ્ટ લૂંટી જાય છે, તેની તો તમો કોઇ સંભાળજ રાખતા નથી? તેથી મને એમ લાગે છે, કે તું અને તારી સાથેના માણસો મારો વ્યર્થ હરામનો જ પગાર ખાઓ છો? આ સાભળી હાથ જોડી કોટવાલ બોલ્યો, કે મહારાજ! આપને આટલો બધો ક્રોધ કરવો નહિ. કારણ કે આ ફરિયાદ આપની પાસે આજે જ આવી છે, પણ હું તો તે ફરિયાદ ઘણા દિવસથી સાંભળું છું અને તેને માટે દેખરેખ રાખી આપણા ગામના દરવાજા પાસે ઘણા માણસોને આખી રાત જાગતા ઉભા રાખું છું, તથા છાની રીતે પણ ચોરની તપાસ કરાવુ છું, અને હું પણ આખી રાત ગામમાં ચોકી માટે ફર્યાજ કરું છું, પણ તે દુષ્ટ ચોરનો કોઈ રીતે મને પત્તો મળતો નથી જ્યારે ગામમાથી કન્યાઓનું તે દુષ્ટ હરણ કરી જાય છે, ત્યારે તે કન્યાના કરુણ શબ્દને સાંભળીએ છીએ અને વળી લોકો જ્યારે કહે જે આ ચોર આવ્યો, આ ચોર આવ્યો, એમ સાંભળી અમે એકદમ દોડી તપાસ કરીએ છીએ ત્યા તો તેને તથા તેની હરણ કરેલી કન્યાઓ પણ ક્યાં પણ દેખાતી નથી. એમ પ્રતિદિન થાય છે. માટે આ ફરિયાદ સાભળીને તો હું હવે થાકી ગયો છું, તથા મારું પુરુષાર્થ ન ચાલવાથી હવે મને ગામમા મુખ દેખાડતા પણ લાજ આવે છે. અને હે મહારાજ! આ નગરનું આગળ કરતા વધારે રક્ષણ કરતાં પણ આમ થાય, ત્યારે હવે હું શું કરુ? માટે મારો કાઈ તેમાં ઉપાય નથી તેથી જેમ આપને આ નગરનુ રક્ષણ કરાવવું ઘટે, તેમ કરાવો

હુ તો હવે આ નોકરી પણ કરવા ઇચ્છતો નથી વળી આપને પણ કહું છું કે હાલ, આપે પણ અંતપુરની બરાબર ખબર રાખવી. નહિ તો તેનું હરણ થવાથી આપની પણ લાજ જશે? આ પ્રકારનું કોટવાલનુ બોલવું સાંભળી રાજા તો એકદમ વિચારમાં ડુબી ગયો. અરે! હવે તે હુ શું કરીશ! અને આ મારા નગરનું રક્ષણ કેવી રીતે કરીશ? એમ વિચારમાં ઘુમ થઈ જઈ કંઈ બોલ્યો નહિં, ત્યારે તેનો ગિરિસુંદર નામે કુમાર બોલ્યો કે હે પિતાજી! આપ તેવી નજીવી વાતમાં વિચાર કરી શું મુંજાઓ છો? તે કામની મને આજ્ઞા આપો. જુઓ તો ખરા, હુ તે ચોરને સાત દિવસની અંદરજ શોધી

કાઢું છું. તે સાંભળી રાજા ખડખડ હસીને કહેવા લાગ્યો કે, હે પુત્ર! તું તે બોલે છે શું? જે કામમાં અમારા જેવા પ્રબળ પુરુષો મુંઝાઈ પડયા છે, તો તારા જેવા બાળકથી તે કામ કેમજ થાય? ત્યારે ગિરિસુંદર બોલ્યો કે હે તાત! ભલે બાળક છું, પણ તે કામની મને રજા આપો, તે હુ કરુ છુ કે નહિ? અને હે તાત! તે કામ કદાચિત્ મારાથી ન થાય, તો પણ હું બાલક હોવાથી જગતમા મારી લાજ ન જાય, તેમ હાસી પણ ન થાય? અને તેવા કામ કરવાથી આવી પડેલા આપ જેવાથી જો ન થાય, તો તેની જગતમાં હાંસી પણ થાય અને લાજ પણ જાય? એમ ઘણું કહ્યું, તો પણ તેના પિતાએ જવાની રજા ન આપી ત્યારે તે કુમાર કોઇને કહ્યા વિના તે દુષ્ટ ચોરની તપાસ માટે તેજ રાત્રી કાલે હાથમાં એક તરવાર લઇને એકદમ ગામની બહારના જીર્ણ ઉદ્યાનાવાસમાં ચાલ્યો ગયો. અને ત્યાજ ભમવા લાગ્યો. તેવામાં તો પોતાથી જરા દુર એક પર્વત જોયો, તેમા વળી સળગતો અગ્નિ તથા ધૂમાડો દીઠો. તે જોઇને કુમાર કૌતુકાવિષ્ટ થઈ તુરત ત્યાં ગયો, અને ત્યા જઈ જ્યાં જોવે છે, ત્યાં તો વિદ્યાને સાધવા માટે અગ્નિકુંડમાં ગુગળના હોમને કરતા એવા કોઇએક વિદ્યાધરને જોયો. ત્યારે તો 'સિદ્ધિરસ્તુ' એમ ભણી તે તેની સામો બેઠો. અને કહ્યુ કે હે વિદ્યાસાધક! હવે હું આપનો ઉત્તર સાધક આવ્યો છું, માટે વિદ્યા સાધો. એમ જ્યાં કહ્યું, ત્યા તો તે પુણ્યવાન્ એવા ગિરિસુંદરના પ્રભાવથી જેના નામનો મત્ર સાધતો હતો, તેજ ક્ષેત્રપાળ દેવ પ્રત્યક્ષ આવી તે સાધક ઉભો રહ્યો. અને કહેવા લાગ્યો, કે હે સાધક વિદ્યાધર! સાંભળ હવે તુ મારા મંત્રનુ સાધન કરવું બધ કર અને તે મંત્ર જો તુ સાધીશ, તો હુ તને વિરુપ કરી નાખીશ? કારણ કે હાલ આ તારી પાસે મહા પ્રભાવિક કુમાર આવી ઉત્તરસાધક થઈ બેઠો છે, તેથી મારે તારા તરફથી મત્ર સાધનની કાંઇ ઇચ્છા નથી અને હાલ હું તારાપર તુષ્ટમાન થયેલો છુ, અને જા તારી મત્રસિદ્ધિ પણ થઇ હવેથી કોઈ પણ પ્રકારનું ભય તને પરાભવ કરી શકશે નહિ. વળી હે સાધક! આ કુમારનો ભય તને પરાભવ કરી શકશે નહિં. વળી હે સાધક! આ કુમારને, હુ દેખું તેમ જલદી તું નમસ્કાર કર. તે સાંભળી આશ્ચર્યને પ્રાપ્ત થઇ પ્રસન્ન થયેલા એ સાધકે ત્યાં બેઠેલા ગિરિસુંદર કુમારને પ્રણામ કર્યો. અને તે યક્ષનુ સારી રીતે પૂજન કર્યું.

પછી તે સાધકે યક્ષને વિનતિ કરી કે હે દેવ! આપ મને પ્રસન્ન થયેલા છો, તો હવે હું જ્યારે આપને બોલાવુ, ત્યારે આપ જરૂર પધારજો. એમ કહી તેનું વિસર્જન કર્યું પછી તે મત્રસાધક વિદ્યાધર સુરગિરિકુમારને કહે છે, કે હે ભાઈ! આપ અહી પધાર્યા, તેથી મારું ઘણું જ સારુ થયું; તે શુ? તો કે આપના પધારવાથી મારે મત્રસાધન કર્યા વિના જ વિના પ્રયાસે મત્રસિદ્ધિ થઈ અને જે દેવનું હું આરાધન કરતો હતો, તે દેવ પ્રત્યક્ષ પ્રગટ થઈ દર્શન દઈ મારી પર પ્રસન્ન થયો. તે માટે તે આપના કરેલા ઉપકારનો બદલો યત્કિંચિત્ હું કરૂં તેથી મને કાઈક કાર્ય સેવા ફરમાવો જે કાંઈ આપ કાર્ય સેવા ફરમાવશો,

તે કાર્યને આપનો સેવક કરવાને તૈયાર જ છે. તે સાભળી કુમાર બોલ્યો કે હે સાધક! હું કાંઈ તમારું મત્રસાધન કરાવવા તમારી તરફ આવ્યો ન હતો. પરતુ હું તો આ નગરની રક્ષા કરનાર એક માણસ છે, તેથી આ નગરની આસપાસ ચોકી કરવા માટે ફર્યા કરું છું. તે આજે રાત્રે રક્ષણ માટે જ્યા ગામની બહારના ઉદ્યાનોમાં હુ ફરતો હતો, ત્યાં મેં દૂરથી આ પર્વતમા સળગતો અગ્નિ અને ધુમાડો દીઠો, તે જોઈને મે વિચાર કર્યો કે આ તે પર્વતમાં શું હશે? હું જોવા તો જાઉ? એમ કૌતુકથી એકદમ હું અહી આવી બેઠો, ત્યાં તો તમારી મંત્રસિદ્ધિ થઈ તે જોઈને હું અત્યંત ખુશી થયો. કારણ કે તમારું કાર્ય જે થયું છે, તે હું જાણુ છું જે મારું જ કાર્ય થયુ છે. માટે મારે કાંઈ તમારી પાસેથી લેવુ નથી. આ પ્રકારની તે કુમારની નિ:સ્પૃહતા જોઈને વિસ્મય પામેલો તે સાધક કહેવા લાગ્યો કે હે પ્રાભાવિકકુમાર! આપ ઉદાર ચિત્તવાલા છો, તેથી કાંઈ પણ લેવા ઈચ્છતા નથી, તથાપિ પ્રાર્થના કરી કિંચિત્ હું અર્પણ કરું છું, તેને કૃપા કરી આપ સ્વીકાર કરો. તે સાંભળી કુમાર બોલ્યો કે કાઈ પણ લેવાની વાત તો તમારે કરવી જ નહિં. કારણ કે તમે તો મારા હાલ ગુરુ થયેલા છો, માટે તમારી પાસેથી મારાથી કાઈ લેવાય જ નહિં. તે સાભળી સાધકે વિચાર્યું જે આ નિઃસ્પૃહ છે, માટે પ્રત્યક્ષ તો નહિં જ લે તેથી કોઈક યુક્તિથી તેણે કરેલા ઉપકારનો બદલો વાળું, કારણ કે જેના પ્રતાપથી આ મંત્રસાધનરુપ આટલું મોટું મારું કાર્ય પાર પડ્યું, તેને કાંઇ પણ આપ્યા વિના રહેવું, તે ઠીક નહિં? એમ વિચાર કરી સાધક કહે છે, કે હે સુરજન! આપ મને ગુરુ તો કહો છો, તો જો મને અંતકરણ પૂર્વક ગુરુ કહેતા હો, તો મારુ એક વચન પણ પાળો. ત્યારે નમ્રતાપૂર્વક કુમાર કહે છે, કે જે તમો કહો, તે હું માન્ય કરું? કારણ કે ગુરુની આજ્ઞાના ભંગ કરવાનું મોટુ પાપ છે. ત્યારે સાધક કહે છે, કે આ મારી પાસે જે પાઠ કરવે કરીને જ સિદ્ધ અને વિસ્મય પમાડે એવી રુપપરાવર્તન નામે વિદ્યા છે, તે વિદ્યા આપ ગ્રહણ કરો. એજ મારું વચન છે. તે સાંભળી કુમારે જાણ્યુ કે આ પુરુષને વિદ્યા આપવાનો ઘણો જ આગ્રહ છે, માટે આપણે તે ગ્રહણ કરવી એમ માની તે વિદ્યાને સવિનયપણે ગ્રહણ કરી એવા સમયમાં તો હે બાપ! હે માત! હે ભાઇ! અમારુ રક્ષણ કરો! અમારું રક્ષણ કરો! એ પ્રકારનો તરુણ સ્ત્રીઓનો કરુણ શબ્દ આખા નગરમા થવા લાગ્યો, તે સાંભળી ગિરિસુદરકુમાર તે નગર તરફ એકદમ દોડ્યો. પછી દોડતા દોડતા વિચાર કરવા લાગ્યો કે અરે! આ આક્રોશ તો નગરમાંથી થતાં થતા પાછો અહીં નિકટ થતો સંભળાય છે. અને તે શબ્દ પણ નાની વયની સ્ત્રીઓનો જ છે, તેથી તો મને એમ લાગે છે, કે કોઇ દુષ્ટ ચોર મારા ગામમાંથી કન્યાઓને હરણ કરી અહીં નિકટના જ સ્થલમા લાવે છે? અને વલી તે પાપી અત્યંત સ્ત્રીલોલુપી છે, તેથી જ તે કન્યાઓનુ હરણ કરે છે, માટે જો હુ આ પર્વતની ગુફાઓમાં જ ફરીશ, તો તે ચોર કાઇ મારે હાથ આવશે નહીં મટે પર્વતની નીચે ઉતરી તપાસ કરુ અને તે સ્ત્રીલોલુપી છે, માટે આવા વેશે કોઇ ફસાશે નહિ, તેથી હાલ મને

સાધકવિદ્યાધરે જે રુપપરાવર્તન વિદ્યા આપી છે, તે વિદ્યાથી સ્ત્રીનું રુપ પણ ધારણ કરું, તેથી તે જરૂર વશ થશે ? એમ વિચારી તે કુમાર ઉત્તમ અને મનોહર એવું સ્ત્રીનું રુપ ધારણ કરી પ્રાતકાલમાં તે પર્વતની સર્વ ગુફાઓ જોવા લાગ્યો તેવામા એક વનનિકુંજ જોયું, તેમાં વળી એક જીર્ણ દેવાલય દીઠું. અને તે દેવાલયની નજીક મોટા મોટા ભસ્મના અને હાડકાના ઢગલાઓ દીઠા. ઘણીવાર જ્યાં જુવે છે, ત્યાં તો ને દેરામાથી નીકળી ચાલ્યો આવતો હાડકાની માલાઓથી અલંકૃત અંગવાલો, હાથમા મોરની પીછીને ધારણ કરતો એવા કોઈ એક કાપાલિકને દીઠો. તેને જોઈને કુમારસ્ત્રીએ વિચાર્યું કે અહો ! મારા નગરમા કન્યા વગેરેનું હરણ કરી ત્રાસ પમાડનાર એવો દુષ્ટ, ધૂર્ત જે છે, એજ લાગે છે. પરંતુ આવા દુષ્ટને જલદી દંડ દેવો નહિ કારણ કે તે દુષ્ટનું ચરિત્ર સર્વ સાભળી વિચારીશ. હાલ તે હણવા યોગ્ય પણ નથી ? એમ વિચારી ત્યાં એક પથ્થરની શિલા પડેલી હતી, ત્યાં જઈ તેની પર બેસી તે કુમારસ્ત્રી અત્યંત રુદન કરવા લાગી ત્યારે કામી એવો તે કાપાલિક તે સ્ત્રીનું કરુણ શબ્દયુક્ત રુદન સાંભળી ત્યાં આવ્યો. આવીને જ્યાં જુવે છે, ત્યાં તો નવયૌવના, મનોહર રુપવાલી, ચદ્રમુખી એવી તે સ્ત્રીને જોઈ વિચારવા લાગ્યો કે અરે ! આ તિલોત્તમા અપ્સરા સરખી સ્ત્રી જો મારે વશ થાય તો મારે ગામની કન્યાના હરણકરણ રુપ સકલ કલેશો ભોગવવા મટે ? અને કામદેવ જેમ રતિનામે સ્ત્રીની સાથે સુખી થાય છે, તેમ હું પણ આ સ્ત્રીના સુખે સુખી થાઉં. પરતુ હાલ તો દિવસ છે, માટે મારો કાંઈ ઉપાય ચાલશે નહિં, જો રાત્રિ હોત તો તો હું મારું કામ ફતેહ કરત, માટે હાલ તો વિનય કરી જેમ તેમ આડુ અવળું સમજાવીને તેને મારા મઠમાં લઇ જાઉ. ત્યાં લઈ ગયા પછી જ્યારે તે મારે હસ્તગત થશે, ત્યાર પછી મને જેમ ઠીક પડશે, તેમ કરીશ ? એમ વિચારીને તે સ્ત્રી પાસે આવી કહેવા લાગ્યો કે હે સુલોચને ! દુષ્ટ એવા વિધાતાએ તારા જેવી મનોહર સ્ત્રીને પણ દુઃખ દીધુ લાગે છે ? માટે હે સુભ્રુ ! અહી એકલી શા માટે છે ? અને રુદન કેમ કરે છે ? તે કહે. અને તને ખેદ યુક્ત જોઇને મારા મનમાં કષ્ટ થાય છે ત્યારે કુમારસુદરી બોલી કે હે કાપાલિક ! સાંભળો. હું જે બોલું, તે તમારે સત્ય જ માનવુ. જરા પણ ખોટુ માનવું નહિં, કારણ કે હું સત્યવક્તા જ છું, એમ કહી તે કહેવા લાગી કે પૂર્વ દિશાને વિષે એક સુશર્માનામે નગર છે. તે નગરીના રાજાનો અપરાજિત નામે એક પુત્ર છે તેનુ કોઈ એક કારણે તેના પિતાએ અપમાન કર્યું, તેથી તે રીસાઇને પોતાના પિતાના નગરથી બહાર નીકળી ગયો. અને હું તે અપરાજિત કુમારની સ્ત્રી છું. તેથી જ્યારે તે મારો સ્વામી ગામ બહાર નીકળી ગયો, ત્યારે હુ પણ ઘણા લોકોએ ના પાડવા છતા તેની પછવાડે જ નીકળી ગઈ ગતરાત્રિને વિષે હું તથા મારો સ્વામી આ પથ્થર પર હાલ હું બેઠી છુ તેની પર સૂતાં હતા. એમા જ્યાં મારી આંખમાં નિંદ્રા આવી, ત્યા તો મારો સ્વામી એકદમ મને સૂતી જ મૂકીને કોણ જાણે કયાં ચાલ્યો ગયો ? અને મારા ઉઠવાના ભયથી મારે ઓશીકે તેનુ આ ખડ્ગ હતું,

તે પણ લીધું નહી, અને હથીયાર વિનાનો જ કોણ જાણે કયા ચાલ્યો ગયો. હે મહારાજ! તેના દુખે કરી હું દુઃખીતથકી રુદન કરું છુ, તે સાભળી યોગી બોલ્યો કે, હે કમલનયને! તે તારો સ્વામી મૂર્ખ લાગે છે, નહિં તો સ્ત્રી જાતને એકલી, નિરાધાર, આવા અરણ્યમાં મૂકી, શામાટે ભાગી જાય? પણ તુ ફિકર કરીશ નહિં, હું તારું નિર્નાથપણું આ ઘડી મટાડી દઇશ તે સાંભળી કુમાર સ્ત્રી બોલી કે હે યોગીન્દ્ર! પોતાના સ્વામી વિના સ્ત્રીને જીવવું તે યોગ્ય નથી, તેથી આટલામાં કોઈ એક મને તીર્થ બતાવો, કે ત્યાં જઇ હું મારા પ્રાણનો ત્યાગ કરું? ત્યારે યોગી બોલ્યો કે હે ભદ્રે! તું મરવાની વાત જવા દે. કારણ કે તારે મરવુ ન પડે, અને તારા સ્વામીનો વિયોગ મટે એવો એક ઉપાય છે અહીં એક પૂર્ણમનોરથ નામનુ તીર્થ છે, ત્યા જે ત્રણ રાત્રિ નિવાસ કરે છે, તેને પોતાના જુદા પડેલા પ્રિયજનનો મેલાપ થાય છે, માટે ત્યાં ચાલ અને તે તીર્થનુ સેવન કર. અને મરીને શું કરીશ? ત્યારે તે કાપાલિકનો અભિપ્રાય મનમાં જાણીને કુમારસ્ત્રીએ તે કબૂલ કર્યું. પછી બન્ને જણ ત્યાથી પૂર્વોક્ત જે દેવાલય હતું, ત્યાં ગયાં અને તે દેવાલયમાં જઈને જયા જુવે ત્યા તો તે કુમારસ્ત્રીએ લાબા કલેવરવાળો, લાબી ડાઢીવાળો એક હાથમા ઢાલ, અને બીજા હાથમાં તરવાર, ત્રીજા હાથમા કૃત્તિકા, ચોથા હાથમાં મરેલા માણુસના માથાની તુંબલી, તેને ધારણ કરનાર, પાચ વર્ણે કરી યુક્ત, એવા એક કાષ્ઠમય દેવને દીઠો. ત્યારે કુમારસ્ત્રીએ પૂછ્યુ કે, અહિં કોઇ મનુષ્ય કેમ દેખાતું નથી? ત્યારે યોગી કહે છે. કે હે સુંદરી! અહીં જે તે દેવરુપ જોયુ, તે તો કેવલ જનરંજનમાત્રજ રાખેલું છે. જરા તું આગળ તો ચાલ ત્યા મનુષ્ય છે, અને પૂર્ણમનોરથ નામે એક દેવ છે, તે બતાવુ. એમ કહી તે કુમારસ્ત્રીનો હાથ પકડી તેને તે ચર્તુભુજાવાળા યક્ષની પછવાડે લઈ ગયો ત્યા જઈ તે કાપાલિકે ભૂમિપર જોરથી પગની લાત મારી. ત્યા તો કોઇ એક સુરસુંદરી સમાન રુપવાલી એક કન્યા આવી. અને તેણે તેમાં એક ગુપ્તદ્વાર હતુ, તે ઉઘાડ્યુ. પછી કાપાલિક બોલ્યો કે હે સ્ત્રી! આ સ્ત્રી જેમ પોતાના પ્રિય મેલાપ માટે દેવારાધન કરે છે, તેમ તુ પણ કર. તેથી તારો પણ સ્વામી થોડા વખતમા મલશે? અને હુ દેવપૂજન માટે ફુલપત્ર લેવા જાઉ છુ, તે પાછો થોડીવારમાં પાછો આવીશ! એમ કહીને તે યોગીએ કુમારસ્ત્રીનો તે દ્વારમાં પ્રવેશ કરાવ્યો. અને પછી બહારથી તાળુ દઈને ચાલ્યો ગયો. હવે સ્ત્રી થયેલો તે ગિરિસુંદર કુમાર તો જે વસ્તુ માટે મહેનત કરતો હતો તેજ વસ્તુ, અનાયાસે મળી. તે જોઈને મનમા અત્યંત ખુશી થયો. જે કન્યાએ તે ગુફાનુ ગુપ્તદ્વાર ઉઘાડ્યુ હતુ, તેણે તે કુમારસ્ત્રીને પૂછ્યુ, કે હે સખિ! તું આ દૈત્યના હાથમા કેવી રીતે આવી ફસી? ત્યારે તે બોલી કે, હે બહેન! મારી વાત તો ઘણીજ લામી છે, તે હાલ કહેવાથી કઈ પૂરી થાય તેમ નથી, માટે હાલ તો જે હુ તને પૂછુ, તે તું કૃપા કરી કહી એ પુરુષ કેણુ છે? અને તમે પણ કોણ છો? ત્યારે તે કન્યા બોલી કે હે બહેન! એ પુરુષ જે છે, તે યોગીનો વેષ ધારણ કરી અહીથી નજીકમાજ રહેલા પુંડ્રપુર નામે નગરમા ભિક્ષા માગવાના મિષથી તપાસ કરી

આવે છે, જે કયા કયા સ્થળે, હિરા, માણેક, મોતી, તથા સારી કન્યા છે? પછી તે સ્થળ ધ્યાનમાં રાખી પાછો અહીં આવે છે. અને વળી પાછો રાત્રિએ તે ગામમાં જાય છે, દિવસમા જઈ ધ્યાનમાં રાખેલા સ્થળમાથી પૂર્વોક્ત વસ્તુઓમાથી જે વસ્તુ મળે છે, તેને ચોરી લાવે છે, અને તે વસ્તુને અહીં ગુપ્ત પાતાલગૃહમા લાવી મૂકે છે. તેમાં પણ કોઈક જો સ્વરુપવાન્ એવી કન્યા મળે છે, તો બીજા પદાર્થને ચોરતોજ નથી. વળી એ પ્રમાણે હે સખિ! આ દુષ્ટે રાજાની મત્રીની, શ્રેષ્ઠીની અને સાર્થપતિવગેરેની ઉત્તમ કન્યાઓને હરણ કરી અહીં લાવી મુકી છે. તે આજ દિવસ સુધી સર્વ મળી એક સોને આઠ કન્યાઓ થઈ છે,

હે સખિ! મારે વિષે જે તે પૂછ્યુ, કે તું કોણ? તો હુ તો પૂર્વોક્ત નિકટ રહેલા પુણ્ડ્રપુરનામા નગરનો રહેવાસી ઈશ્વરનામે એક શ્રેષ્ઠી છે. તેની સુભદ્રા નામે કન્યા છુ. એક દિવસ રાત્રે મારે ઘેર જવામાં હું સૂતી હતી, તેવામા આ પાપીએ મારું એકદમ હરણ કર્યું. મે ઘણા આક્રોશ શબ્દ કર્યા પણ મારી સહાયતા કોઈનાથી થઈ નહિ. અને મને અહી લાવી એ દુષ્ટે બદીખાને નાખી મુકી છે વળી જે ગામ હું રહું છું, તે પુણ્ડ્રપુરગામના શ્રીબલ અને શતબલ નામે બે રાજા છે, તે ઘણાજ બલવાન્ છે, પરતુ મારા હીનભાગ્યથી મને તે રાજાઓની પણ સહાયતા થઈ શકી નહિં, અને પૂર્વ-જન્મની પાપણી એવી હું આ પાપીના પાશમાં પડી રીબાઉં છું. એમ કહીને તે અત્યત રુદન કરવા લાગી ત્યારે કુમારસ્રીએ સમજાવીને કહ્યુ કે હે બહેન! તું રુદન કર નહિં, અને ધૈર્ય રાખ. કારણ કે ધૈર્યથી સર્વ સારુજ થાશે અને હે સખિ! જે થવા કાલ છે, તે તો કોઈનાથી કોઈ પણ રીતે ન મટતાં, અવશ્ય થયાજ કરે છે. કહ્યુ છે કે.–

**॥ યદ્ભાવિ તદ્ભવતિ નૂનમનિચ્છતોઽપિ, યત્ને મહત્યપિ કૃતે ન ભવત્યભાવિ ॥**
**॥ એવં સ્વભાવવશવર્ત્તિનિ જીવલોકે, કિં શોચ્યમસ્તિ પુરુષસ્ય વિચક્ષણસ્ય ॥**

અર્થ:– જે દુખ વગેરેને આપણે ઈચ્છતા નથી તો પણ તે જો થવા કાલ હોય છે, તે નિશ્ચય થાય છે અને આપણે સુખ માટે ઘણાજ પ્રયત્નો કરીએ છીએ તો પણ જો તે સુખ મળવાનુ નથી તે મળતુજ નથી. માટે સર્વજીવલોક પોત પોતાના કર્મને વશ પડેલો છે, તેથી તેનો જે વિચક્ષણ પુરુષ છે, તે શોક કરતો નથી. વળી જેટલુ પ્રારબ્ધના યોગથી મલવુ હોય તેટલુજ મળે છે, તેને આપણુ તો શુ? પરંતુ દેવ પણ અન્યથા કરવા સમર્થ નથી? તે માટે હુ તો શોક પણ કરતી નથી તથા મને વિસ્મય પણ થતો નથી. કારણ કે આપણા કર્મનુ જે કાઈ છે, તે કોઈ દિવસ પારકું થઇ શકતુજ નથી. કહ્યુ છે કે:–

॥ અવશ્ય ભાવિનોભાવા, ભવંતિ મહતામપ ॥
નગ્નત્વ નીલકંઠસ્ય મહાહિશયનં હરે ॥૧॥
બદ્ધ્યતે બલિ નોનાગાઃ, પન્નગાવિહગાઃ સ્થલે ॥
મીના જલે નિલીનાશ્ચ. કિલશ્યંતે કર્મ ભિર્જના ॥૨॥

અર્થ:- મોટા પુરુષોને પણ ભાવી જે હોય છે, તે થયા વિના રહેતુ નથી, તો બીજાને થાય તેમાં તો શુ જ કહેવું? આવા મોટા નીલકંઠ જે શિવ તેને નિરંતર ક્ષીરસાગરમા શેષનાગપર સુઈ રહેવાનુ દુખ ભોગવવુ પડે છે અર્થાત્ મહાદેવને પહેરવા વસ્ત્ર નથી શું? તેમ વિષ્ણુને શયન કરવા શય્યા નથી શું? ના સર્વેવાનાં તે બન્નેજણુને છે, પરંતુ ભાવિભાવ જે છે, તે કોઈનાથી મટતો નથી ॥૧॥ વળી પૃથ્વીને વિષે ફરતા એવા બલવાન્ હસ્તીઓ, તથા સર્પો અને આકાશને વિષે ઉડવાને સમર્થ એવા શુક વગેરે તો કદચિત્ બધાય, પરંતુ બીચારા જલમા છૂપા રહેલાં મત્સ્યો શા માટે જાલમાં બંધાઇ જાય છે? માટે જીવો જે છે, તે પોત પોતાના કર્મના યોગે કરી કલેશ પામે છે. અર્થાત જે થવા કાલ છે, તે કોઈનાથી મટતુ જ નથી આ પ્રમાણે સમજાવી પાછી તે કુમાર સ્ત્રી પૂછવા લાગી કે હે સુંદરી! આ યોગી કોના બલથી આવી રીતે નિર્ભય થઈને સ્વેચ્છા પ્રમાણે વર્ત્તે છે? ત્યારે તે કન્યા બોલી કે હે બહેન તેની બરાબર તો મને ખબર નથી, પરતુ તે યોગીએ એક પાતાલગૃહમા ખડ્ગ રાખેલું છે, તેનુ તે સાયંકાલ, પ્રાતઃકાલ અને મધ્યાન્હકાલે, પૂજન કરે છે, તે હુ જોઉ છુ ત્યારે કુમારસ્ત્રી બોલી કે તે તુ મને બતાવી દઇશ? ત્યારે તે કહે હા ચાલો બતાવુ. એમ કહી ત્યાથી તે બન્ને જણીઓ ચાલી, તે જ્યાં ઉલ્લેચ્છ બાધ્યો છે, સુવર્ણ તથા ધાન્યાદિથી પૂરેલું મણીઓથી જડિત જેમાં ભીતો છે, એવુ એક પાતાલગૃહ હતુ, તેમા આવી પછી તે કુમારસ્ત્રી પાતાલગૃહના રમણીયપણાને જોતી જોતી ચાલી ગઈ. તે જરા દૂર જાય છે, ત્યા એક ચદ્રહાસ નામે ખડ્ગ પડેલું હતું, તે દીઠું. તેને જોઈ અત્યત હર્ષ પામી નમસ્કાર કરી તેની સ્તુતિ કરવા લાગી કે—

ચક્રિકેશવરામાદિ, સુભટાનાં પ્રભાવવિત્ ।
પ્રસન્નોઽભૂદ્યથા તદ્ધ, ચદ્રહાસ પ્રસીદ મે ॥

અર્થ – ચક્રવર્ત્તી, વાસુદેવ, રામ વિગેરેના પ્રભાવને જાણનાર એવુ જે તું તે જેમ તેની પર પ્રસન્ન થયું હતુ, તેમ હે ચદ્રહાસ ખડ્ગ! મારી પર પણ પ્રસન્ન થા એમ સ્તુતિ કરીને તે ખડ્ગને નિર્ભયપણાથી તરત ઉપાડી લીધુ અને જ્યા તે પડયું હતુ, ત્યા પોતાનુ ખડગ મૂકી દીધુ. આવી રીતનુ કુમારસ્ત્રીનું ચરિત્ર જોઈને બંદીખાને પડેલી સર્વ કન્યાઓ તો હાહારવ કરી એકદમ બોલી ઉઠી કે હે સુંદર એવી અતિથિ સ્ત્રી! આ કામ તે ઘણું જ ખોટું કર્યું? માટે તે પાપી હજી નથી આવ્યો, ત્યાં તે ખડ્ગને પાછું

જ્યાં હતું ત્યા મૂકી દે. અને હે સાહસિક સ્ત્રી ! એ ખડ્ગ જો તું નહિં મૂકે અને તે આવી પહોચશે, તો આ તારા કૃત્યને જોઇ તરત તારો નાશ કરશે. વળી એમ નહીં જાણજે જે તે તારો જ નાશ કરશે. પરંતુ તારે લીધે અમારો પણ નાશ કરશે ? તે સાંભળી કુમારસ્ત્રી બોલી કે હે અબલાઓ ! તમે કિંચિત્ પણ ભય પામો નહિં. સ્વસ્થ થઈ જે કંઈ કૌતુક થાય, તે જોયા કરો. તે દુષ્ટ તસ્કરને જેમ તમે દેખશો, તેમજ હું કૃતાંતનો અતિથિ કરી દઇશ ? એમ કહીને પોતાનું જે ખરૂ સ્વરૂપ હતું, તે પ્રગટ કર્યું. ત્યા તો દ્વારમાં તે દુષ્ટ યોગી આવી ઉભો રહી બોલ્યો કે અરે ! દરવાજો ઉઘાડો ? તે સાભળી એક કન્યાએ જઈ તે પાતાલગૃહનુ દ્વાર ઉઘાડ્યુ ? ત્યા તો ભયભીત એવી તે સર્વ કન્યાઓ તે ગિરિસુંદર કુમ.રના મુખ સામું જોઈ ચુપચૂપ બેસી ગઈ.

હવે તે ચોર ત્યાં આવી જ્યા જુવે છે, ત્યાં તો નિર્ભયપણાથી હાથમાં ખડ્ગ લઈને ઉભા રહેલા તે કુમારને જોયો. તે જોતાં માત્રમાં જ તેને રીષ ચડી ગઈ, તેથી તેનાં લાલચોળ નેત્ર થઈ ગયાં. અને તેજ વખત જ્યા પોતે ચંદ્રહાસ ખડ્ગ મૂક્યું હતુ ત્યાં જઈ કુમારે અદલ બદલ કરી મૂકેલા તે કુમારના જ ખડ્ગને લીધું. લઈને કુમારની સામો દોડયો. ત્યારે પોતાની સામો દોડયા આવતા તે દુષ્ટને જોઈને ગિરિસુંદરકુમાર હાક મારી બોલ્યો કે હે દુષ્ટ ! તું આવી કુચેષ્ટાઓ કરી દુર્જન છે, તેથી હાલ નાશ જ પામેલો છે. એમ જાણજે અને ઘણા દિવસથી કરેલા પાપરૂપ વૃક્ષનું જે કંઈ ફલ થયુ છે, તે ફલ હું તને આપું તે ગ્રહણ કર. હે પાપી ! તું વિચાર તો કર કે વિષનો ખાનારો જે પ્રાણી છે, તે કોઇ દિવસ ચિરાયુ હોય ? ના હોયજ નહિ ! આ પ્રકારના કુમારને મારવા દોડયો. અને કુમાર પાસે આવી તુરત ખડ્ગનો ઘા કર્યો. પરંતુ તેના કરેલા ખડ્ગના ઘામાંથી કુમારે કાંઇક યુક્તિથી પોતાનો બચાવ કરી લીધો, અને તેણે જેવો ખડ્ગનો ઘા કર્યો હતો તેવોજ પાછો ઘા તેની ઉપર કુમારે કર્યો, તેથી તે દુષ્ટ એકજ ઘાથી યમસદનમાં પહોંચી ગયો. પછી ગિરિસુંદર કુમાર હૃદયમા વિચારવા લાગ્યો કે અરે ! કાલે પ્રેરેલા એવા મે આવા રંકજનનો નાશ કર્યો ? પરંતુ હા, આ કૃત્યથી માત્ર એટલું થયું, કે મારા નાગરિક જનો સુખી થયા.

હવે તે ચોરે હરણ કરી લાવેલી કન્યાઓનું શું થયુ ? તે કહે છે. તે દુષ્ટ ચોરે ચોરીથી રાખેલીયો સર્વ કન્યાઓ આવું તે ગિરિસુંદરકુમારનું પરાક્રમ જોઈ અત્યંત વિસ્મય પામી તેની સામુજ એક દૃષ્ટિથી જોવા લાગી પછી કુમાર બોલ્યો કે હે કન્યાઓ ! તમારાં કયા સ્થાને કઇ જગ્યાએ ઘર છે, તે મને કહો, ત્યા તમને હુ પહોંચાડી દઉ ? તે સાંભળી જેની સાથે કુમારને વાત ચિત્ત થઈ છે એવી જે શ્રેષ્ઠીની પુત્રી હતી તેણે તે કુમારને ઓળખ્યો, અને તે વિચારવા લાગી કે અહો ! આ તો સ્વરથી તથા આચરણથી આપણા ગામના રાજાના પુત્ર ગિરિસુંદર કુમાર જેવોજ લાગે

છે વળી થોડી વાર જોઈને નિશ્ચય કરી વિચારવા લાગી કે અરે ! હા, આ તો તેજ છે. એમ નિશ્ચય કરી તેણે ત્યા બેઠેલી સર્વ કન્યાઓને સાદ પાડી કહ્યું કે હે બહેનો ! આ પ્રતાપી પુરુષને તમોએ ઓળખ્યા ? આ તો આપણા પુંઢ્પુરના રાજાના ગિરિસુંદર નામે પુત્ર છે, અને તે સાંભળી સર્વ કન્યાઓએ તે કુમારને ઓળખ્યા અને સર્વ ખુશી થઇ પછી કુમાર પરના પ્રેમરાગે કરી રંગાયેલી એવી તે સર્વ કન્યાઓ કહેવા લાગી કે હે કુમાર ! તે દુષ્ટ ચોરે અમારૂ હરણ કર્યું, અને અમો ઘણા દિવસ અહી રહી તેથ્રી હવે ઘેર જઈ બગા સબધીને મુખ દેખાડતાં અમને લાજ આવે છે, માટે અમારો સર્વનો તો એવો નિશ્ચય છે, કે કાં તો તમોને વરવું ? નહિ તો અગ્નિમાં પડી બળી મરવું, પરંતુ આ દેહથી બીજા વરને વરવો નહિ ? આ પ્રકારનાં વચન સાંભળીને દયાલું એવા તે ગિરિસુંદર કુમારે કહ્યું જે અરે ! વિધિને પણ ધિક્કાર હુજો. કારણ કે તેણે આવી બિચારી નિરાધાર કન્યાઓને દુઃખ દીધુ ? એમ કહીને વળી વિચારવા લાગ્યો કે અહો ! આ સર્વ કન્યાઓ મને જ વરવાનો આગ્રહ લઈ બેઠી છે, તેથી જો તેને નહિ વરું, તો તે સર્વે અગ્નિમાં કરી પ્રાણત્યાગ કરશે, તો તે બિચારી દીનવદવાલી પ્રાણત્યાગ કરતી હું કેમ જોઇ શકીશ ? તેમ વળી આ અનાથની સાથે મારુ લગ્ન પણ હુ કેમ કરૂં ? માટે મારે તો હવે શું કરવું ? પરંતુ હા, એક ઉપાય છે ખરો, તે શું ? તો કે હાલ તો આ સર્વ કન્યાને વરવાની હા કહું અને અહીં તેની પાસે જ રહું. પછી તો જે બનશે. તે ખરુ ? એમ વિચારીને તે સર્વ કન્યાઓને કહ્યુ કે હે કન્યાઓ ! તમો ગભરાટ છોડી દોં. કારણ કે હુ તમતે જરૂર વરીશ.

એમ કહીને તે કન્યાઓ સાથે વિવિધ પ્રકારની કામક્રીડા કરતો થકો તે પાતાલગૃહને વિષે એક માસ પર્યંત રહ્યો, તેવામાં એક દિવસ પોતાનો પરમમિત્ર જે રત્નસાર કુમાર છે, તે સાભળી આવ્યો તેથી તત્કાલ તે કન્યાઓને પૂછયા વિના જ હાથમાં ચંદ્રહાસ ખડ્ગ લઈને ત્યાથી બહાર નિકળી ગયો. પછી સાધકદત્તવિદ્યાથી કાપડીનું રુપ ગ્રહણ કરી પોતાના પુંઢ્પુરનામે નગરને વિષે આવ્યો. ત્યા તો જેમા કોઇ પણ એ બાળકો રમતા નથી, તેમ કોઇ ઠેકાણે વાદ્ય પણ લાગતું નથી વળી જેમાં રહેનારા જનોના મુખપર શોક છવાઇ રહ્યો છે એવા પોતાના સર્વ નગરને જોઈ ને કુમારે કોઈ એક નાગરિકજનને પૂછ્યું, કે હે ભાઇ ! આ નગરમા આટલો બધો શોધ કેમ છવાઇ રહ્યો છે ? કાંઈ મોટો અનર્થ તો થયો નથી ? તે સાભળી નાગરિકજન બોલ્યો કે હે ભાઇ ! તારા આવી રીતના પૂછવાથી તો મને એમ લાગે છે, કે હાલ તું દુર દેશથી જ આવ્યો હશે ? કારણ કે આ નગરમાં શોક થવાનું કારણ આસપાસના આબાલવૃદ્ધ સહુ કોઇ જન જાણે છે પરંતુ તું જાણતો નથી માટે શોક થવાનું કારણ હું કહુ તે સાભળ, આ ગામમાંથી કોઇ એક દુષ્ટ ચોર, કન્યા વગેરેને ચોરી જતો હતો, તે માટે કોટવાલ વિગેરેએ તેની

ઘણી તપાસ પણ કરી પરંતુ તે ચોર પકડાયો નહિં. ત્યારે તેને પકડવા આ ગામના શ્રીબલ રાજાનો ગિરિસુંદર નામે એક પુત્ર છે, તે ગયો તેને ગયા એક માસ થઇ ગયો તો પણ તે આવ્યા નહિં. તેથી આખા રાજકુલમા તથા સમગ્ર નગરમાં શોક છવાઈ રહ્યો છે અને હાહાકાર થઇ રહ્યા છે. તથા તેના મિત્ર ગિરિસુંદરને શોધવા માટે હમણા જ શતબલનામે યુવરાજનો ગુણશ્રીથી સારભૂત, એવો રત્નસાર નામે પુત્ર કોઇ ઠેકાણે નોકળી ગયો છે. જ્યા "રત્નસાર, ગિરિસુંદરને શોધવા ગયો છે" તે વાક્ય સાભળ્યું, ત્યાજ જાણે પોતાની પર વજ્રપાત થયો હોય નહિ ? એમ જાણી તે કાપડીવેષધારી કુમાર, પોતે ઘેલા જેવો બની જઈ બીજી કાઇ પણ વાત ન સાભળતા તુરત, પોતાના મિત્ર રત્નસાર કુમારને શોધવા માટે નીકળ્યો. તેમાં પ્રથમ તો તેણે આકાશમા જઈ સર્વત્ર શોધ કરી, જ્યારે ત્યાં તે ન મળ્યો, ત્યાર પછી ભૂખ, તૃષા, ટાઢ, તડકો તેને સહન કરતો થકો તે ગિરિ, વન, પૃથ્વી, પાતાળ, દેશ, ગ્રામ, પુર, ઉદ્યાન, પાણીની પરબો, અન્નનાં સદાવ્રત પ્રમુખમાં શોધવા લાગ્યો, પરંતુ તે ગિરિસુંદરને કોઈ પણ સ્થળે તે રત્નસારનો પત્તો લાગ્યો નહિં. પછી ઘણા દિવસ શોધવાથી પણ જ્યારે પત્તો ન મળ્યો, ત્યારે તેના વિરહથી તેને ભોજન ખાવું બંધ કર્યું અને નિદ્રા પણ આવવી બંધ થઇ ગઈ. તથા ચિંતા પણ વધતીજ ગઈ.

આવી રીતે શોધ કરતાં કરતાં તેણે એકદા રાત્રિને સમયે કોઇએક નગર દીઠું, અને તે નગરની સમીપ એક જીર્ણ દેવાલય દીઠું, તે જોઇને મનમાં વિચાર્યું કે જે રાત્રિ પડી ગઇ છે, અને આ નગર સમીપ દેવાયલનુ સ્થળ સારુ છે, માટે આ રાત્રિ તો અહીજ નિર્ગમન કરુ, અને સવારે પાછો રત્નસાર મિત્રને શોધવા જઈશ ? એમ વિચારી તે કુમાર તે જીર્ણ દેવાલયમાંજ સૂતો. તેવામા તો ત્યા દેવલની આસ પાસ કોઇએક દેશના પથિકજનો આવી ઉતર્યાં, અને તેઓએ પણ રાત્રિ રહેવાનો ત્યાજ નિશ્ચય કર્યો. પછી ત્યા તે સર્વે પાંથજનો એકઠાં થઈ પરસ્પર કેટલીક ભૂતકાલની વાતો કરવા લાગ્યાં, તે વાતોને ગિરિસુંદર કુમાર કાન દઈ દેવાલયમાં સૂતો સૂતો સાભળ્યા કરે છે. ત્યાં કોઈ એક મહસેન નામે પાંથજન છે, તે બોલ્યો કે હે ભાઈઓ ! તમો પરસ્પર જે વાતો કરો છો, તે સર્વ વાતો ગઈ ગુજરી કરો છો, તે કરતાં જો આંખની જોયેલીજ વાતો કરતા હો તો કેવુ સારું કહેવાય ? અને તે ભૂતકાળની વાતો કરવાનુ તમારે શુ પ્રયોજન છે ? કારણકે તેવી પ્રાચીનકાળની વાતો તો ખોટી પણ હોય છે. માટે તમે સર્વે જો બીજી વાતો કરવી બંધ રાખો, તો મેં જે હાલ એક પ્રત્યક્ષ વાત જોઈ છે, તે હુ કહું. તે સાંભળી સહુ કોઇ કહેવા લાગ્યા કે હા, ત્યારે તેવી વાત જો હોય તો જરૂર કહો. ત્યારે તે કહેવા લાગ્યો કે એક દિવસ હું દેશકૌતુકોને જોવા માટે ઘેરથી નીકળ્યો, તે અનેક દેશોમાં ફર્યો. ત્યાં નવા નવાં કૌતુકો જોતો જોતો અચાનક કોઇએક ઉજ્જડ ગામની પાસે ઘણા વ્યાઘ્રાદિક હિંસક જીવોથી યુક્ત એવી મોટી અટવી હતી તેમા આવી પડયો તેવામાં તો ત્યાં અત્યંત રૂપવાન

એવા કોઇએક રાજપુત્રનો મને સથવારો મલ્યો. ત્યારે તો હું નિર્ભય થઈને તે રાજકુમારની સાથે ચાલ્યો. ચાલતા ચાલતાં એક ઉજ્જડ નગર આવ્યું, તે નગર એવું હતું કે જેમા પશુ પક્ષી કે મનુષ્ય કોઈ પણ રહેતુ જ ન હતું. પછી એ નગરમાં અમે ચાલ્યાં, ત્યાં ચાલતાં ચાલતાં એક મનોહર પણ ઉજ્જડ એવો રાજમહેલ દીઠો. તે રાજમહેલને જોઈને વિચાર કર્યો કે અહો ! આ કેવો સુશોભિત રાજમહેલ છે, ચાલો ઉપર ચડી જોઈએ ? એમ વિચારી અમો તુરત તેની ઉપર ચડી ગયા, અને ત્યા જઈ બેઠા. તેવામા મને તો નિદ્રા આવવા માડી, તેથી હુ તો સૂઈ ગયો અને મારી સાથે આવેલો જે રાજકુમાર હતો, તે તો મારી પાસે જાગતો રહી મારુ રક્ષણ કરવા બેઠો તેવામાં તો શું બન્યુ ? કે જેનું ભૂખથી પાટા જેવું પેટ થઈ ગયું છે એવું અને અતિ ભયંકર એવો એક સિંહ આવ્યો. આવીને અમારી પાસે ઉભો રહી તે જાગતા એવા રાજકુમારને મનુષ્યની વાણીથી કહેવા લાગ્યો, કે હે કુમાર ! હું ઘણા દિવસનો ક્ષુધાતુર છુ. કારણ કે આ નગરની નિકટના વનને વિષે મારા ઉદરપોષણ માટે મે ઘણા પ્રાણીઓની શોધ કરી, પણ ભાગ્યયોગે મને કોઈપણ પ્રાણી મળ્યું નહિં ત્યારે હું આ નગરમાં આવ્યો, ત્યાં મને મનુષ્યની ગંધ આવી તે ગંધના અનુસારે આ રાજમહેલ તરફ ચડી આવ્યો છું. તે માટે હે રાજકુમાર ! તું આ સૂતેલા માણસને મને આપ. કારણ કે તેને જો તું આપીશ, તોજ મારા પ્રાણનું રક્ષણ થશે, અને તેથી તને પુણ્ય થશે. અને હે ભાઈ ! સંત પુરુષો જે હોય છે. તે તો અત્યંત દયાલુ તથા પરોપકારીજ હોય છે.

એ વચન સાભળી કુમાર બોલ્યો કે હે પંચાનન ! તેં કહ્યું તે તો યોગ્યજ છે પણ આ સૂતેલો જે પુરુષ છે, તે તો મારે શરણાગત થયેલો છે. માટે જ્યાં સુધી હું જીવું ત્યાં સુધી મારા શરણાગતને હુ કેમ આપુ ? અર્થાત્ હુ મર્યા પછી તેને તું લેજે. પણ મારા જીવતાં તો અપાય નહિ. કહ્યુ છે કે કુટસાક્ષી સુહૃદ્રોહી, કૃતઘ્ની દીર્ઘરોષવાન ચત્વાર કર્મચાંડલા, પચમોજાતિનાપ્યસૌ એક ખોટી સાક્ષી પૂરનારો, બીજો શરણાગત તથા મિત્ર જનોનો દ્રોહ કરનાર, ત્રીજો કૃતઘ્ન, ચોથો લાબા વખત સુધી રોષ રાખનારો. આ ચાર જણને તો કર્મચાંડલ કહેવા. અને જે આ જગતમાં પ્રત્યક્ષ ચાડાલથી જન્મે છે, તે પાંચમો જાતિચાંડાલ જાણવો. તે માટે હે સિંહ ! જો તું ભૂખ્યોજ છે, તો આ સૂતેલા પુરૂષને બદલે મારૂં ભક્ષણ કરી જા. તે સાંભળી સિંહ કહે છે, કે હે સત્પુરુષ ! સર્વરીતે પોતાનું રક્ષણ કરવું, આ સૂતેલા પુરુષને આપી દો ત્યારે કુમાર બોલ્યો કે સિંહ ! જો આ સૂતેલો પુરુષ જે છે, તે મારે શરણે રહેલો છે, અને તું જે છે, તે ભોજનાર્થી છો હવે મારે મારા શરણાગત પ્રાણીને તારી પાસે મરાવી નંખાવવો, તે પણ ઉચિત નહિ, તેમજ વળી ઘણા દિવસથી ભૂખ્યો એવો જે તું તે તારા હાથમા આવેલુ જે ખાજ, તે તને ન સોંપી ભૂખે મારવો, તે પણ ઉચિત નહિ તો હવે આ પ્રાણીનો પણ બચાવ થાય અને તારી ભૂખ પણ મટે. જો એ બન્ને થાય, તોજ યોગ્ય થયુ કહેવાય તો તે બન્ને કાર્ય તો કયારે થાય ? કે

જ્યારે તું મને ગ્રહણ કરીને મારૂ જ ભક્ષણ કરી જા ત્યારે થાય. તે સિવાય થાય તેમ ભાસતુ નથી. માટે હે ભાઇ! તું મારૂ જ ભક્ષણ કરી જા. આ મનુષ્યનો અવતાર ધારણ કરીને જે પુરૂષે જો શરણ આવેલા જીવનુ રક્ષણ ન કર્યું, તો તે પુરૂષના જીવવાથી પણ શુ ? તથા તેના ધનથી પણ શુ ? અને વળી તેના પુરુષાર્થથી પણ શુ ? અર્થાત્ જે મનુષ્ય શરણાગત જીવની રક્ષા કરતો નથી. તે મનુષ્યનું જીવતર ધન અને પુરુષાર્થ. તે સર્વ વ્યર્થજ છે. એમ જાણવુ વળી જગતમાં જે મતિમાન્ જનો છે, તે શાસ્ત્રના બોધ માટે, ધનને સત્પાત્રને દાન દેવા માટે, જીવિતવ્યને ધર્મને માટે, અને શરીરને પરોપકાર માટેજ ધારણ કરે છે વળી સમુદ્ર જે છે તે પોતાનામા રહેલા રત્નોથી સ્વાર્થ શું સાધે છે? તથા મલયાચલ પોતાની પર રહેલા અગરુચંદનના વૃક્ષોથી સ્વાર્થ શુ સાધે છે? કંઇ નહિ. અથાત્ સમુદ્ર રત્નોને, વિધ્યાચલ હસ્તીઓને, અને મલયાચલ ચંદનના વૃક્ષોને, પરોપકાર માટે પોતાની પાસે રાખે છે માટે સજ્જનજનની પ્રવૃત્તિ તો પરોપકાર માટેજ હોય છે, આ પ્રમાણે સિંહનુ અને રાજકુવરનુ પરસ્પર બોલવુ ઘણુંજ થયુ, અને કોઇ પણ રીતે જ્યારે મને સિંહને ન સોંપ્યો, ત્યારે તે સિંહે કુમારનો નિશ્ચય જાણ્યો કે આ કુમાર કોઇ પણ રીતે મને આ સૂતેલો પુરુષ આપશેજ નહિં એમ જાણી પ્રસન્ન થઇ તે બોલ્યો કે અહો! તને અને તારી શરણાગતવત્સલતાને પણ ધન્ય છે ? હે વિદ્વજ્ઞાની! જે આવો પરોપકાર કરવો, તે સુજ્ઞજનનો મુખ્ય ગુણ છે. અને હે કુમાર! ધનવાન્ એવો કૃપણ જન છે, તે તો વૈભવ હોવા છતાં પણ કોઇ યાચકજનને તથા બીજા કોઈ પણ જનને એક ફૂટી કોડી સૂધાં આપતો નથી તથા જીર્ણ એવા તીર્થોનો ઉદ્ધાર પણ કરતો નથી અને તે કોઈ જીવને થયેલા વ્યાધિને પણ ટાલતો નથી, તેમ પોતે પણ શરીરસુખને ભોગવતો નથી. અને નિર્ધન એવા ઉદારમનવાલા જે મનુષ્ય છે, તે પોતાના શરીરનો પણ ત્યાગ કરી સ્વકીય કુલને દીપાવે છે તેથી આવા પરોપકારરુપ ગુણોથી હું તારી પર સતુષ્ટ થયેલો છું માટે હે ભાઇ! તારે જે કઈ મનોભીષ્ટ હોય, તે માગ તું જે માગીશ, તે હું આપીશ? તે સાભળી કુમાર બોલ્યો કે હે પંચાનન! એક મને સશય થાય છે, કે તમે સિંહ થઇને આવી મનુષ્યની ભાષા બોલો છો, તેથી તમે સિંહ છો, કે બીજા કોણ છો? તે સાંભળી સિંહ બોલ્યો કે હે મિત્ર! હું તો આ દેશનો દેવ છું. ત્યારે કુમાર કહે છે, કે અહો ત્યારે તો આશ્ચર્યની વાત છે, કે તમો આ દેશના દેવ છો, તે છતાં આ ગામ તથા દેશને ઉજ્જડ કેમ રાખ્યો છે ? જે કોઈ સાધારણ માણસ હોય છે, તે પણ પોતાનુ નગર જો ઉજ્જડ થયેલુ હોય, તો તેને વસાવે છે, તો તમારા જેવાને આ ઉજ્જડ નગર અને દેશ વસાવામાં શુ તકલીફ છે, કે જેથી વસાવતા નથી ? તે સાંભળી તુરત તે સિંહ પોતાના દેવસ્વરુપને પ્રગટ કરી કહેવા લાગ્યો, કે હે સુજન! આ નગર તથા દેશ જે ઉજ્જડ રહ્યા છે, તેનુ વૃત્તાત જે બન્યુ છે, તે હુ કહું છું તે સાભળો.

આ ગાંધારપુરનામે નગર છે અને આનો રવિચદ્ર નામે રાજા હતો તેને રતિચંદ્ર અને

કીર્ત્તિચંદ્ર નામે બે પુત્ર હતા, હવે એક દિવસ તે રવિચંદ્ર રાજાએ વૈરાગ્ય પામી પોતાના રતિચંદ્ર નામે જ્યેષ્ઠ પુત્રને રાજ્યાસન પર બેસાડી અને તેથી નાના કીર્ત્તિચંદ્રને યુવરાજ સ્થાન આપી, તાપસ દીક્ષા ગ્રહણ કરી. હવે તે રતિચંદ્ર રાજા ગાન તાનનો શોખીન હોવાથી ગાન તાનનાજ આનંદમાં રહેતો હતો અને પોતાના રાજ્યખટપટની ચિંતામાં પોતાના નાના ભાઈ કીર્તિચંદ્રની યોજના કરી હતી. હવે તે રાજ્ય સુખમાં લુબ્ધ થઇ ગયેલા કીર્તિચન્દ્રે જાણ્યું કે, આ રાજ્ય મારા કબજામા વિના પ્રયાસે સ્વતંત્ર આવ્યું છે, તો હવે તે રાજ્ય મારે મારા જ્યેષ્ઠભાઇને પાછું આપવુંજ નહિં કારણ કે જો હુ તેને પાછુ આપું, તો તે મને કંઈ આપે નહિં? એમ વિચારી તે રાજ્યના સામંતને તથા અમાત્યમંડળને દ્રવ્ય આપી પોતાને વશ કરી લીધા અને તે રાજ્યનો પોતેજ સ્વામી થઈ તે દેશમા પોતાનીજ આજ્ઞા વર્તાવી. તેણે વળી પાછો વિચાર કર્યો કે આ રાજ્ય તો મળ્યુ, પરંતુ આ મારો ભાઇ રતિચંદ્ર જીવે છે, તેથી તે કાંઈક ખટપટ કરી મને મારી નખાવીને જો પાછો રાજગાદીએ બેસે, તો હું શું કરુ? માટે એ રતિચંદ્રને જ બંધાવીને મારી નખાવું, કે જેથી મને પાછો યાવજ્જન્મ રાજ્ય જવાનો ભય જ ન રહે? એમ દુષ્ટ સંકલ્પ કરી કીર્તિચંદ્રે તે બિચારા નિરપરાધી રતિચંદ્રરાજાને ઘાતકી અનુચરો પાસે ગાઢબંધનથી બંધાવ્યો અને તેઓને મારવાની આજ્ઞા આપી. ત્યારે વૈરાગ્યને પ્રાપ્ત થયો એવો રતિચંદ્ર રાજા બોલ્યો કે હે ભાઈ! તે આ શું ધાર્યું છે? અરે! તારો જ્યેષ્ઠભાઇ જે હું. મને મારી આપણા નિર્મલ કુલમા જે કલંક દેવુ, તે તને ઉચિત છે? અને જો તુ મને રાજ્ય માટેજ મારતો હો, તો તે રાજ્ય તો મેં તને પ્રથમથી જ આપેલુ છે. અને હે લઘુબાંધવ! તું જો તો ખરો, મેં તને કોઈ દિવસ સ્વેચ્છાથી લક્ષ્મી વાપરતા તથા રાજ્યસુખ લેતાં અટકાવ્યો છે? તેમજ વળી કેટલાક પ્રાણી લક્ષ્મીને મેળવવા માટે અકર્તવ્ય કર્મ કરે છે, પરંતુ તે લક્ષ્મી પણ તેને ત્યા રહે છે? ના રહેતી નથી. કારણ કે તે લક્ષ્મી ઘણીજ ચંચળ છે તેમ વળી તે લક્ષ્મી પોતાનો સંચય કરનાર જ્યારે મરે છે, ત્યારે તેની સાથે પણ જાય છે? ના, જતી નથી વળી હે ભાઈ! તું કદાચિત્ એમ જાણતો હોય, કે મારા જ્યેષ્ઠ ભાઇને હુ જીવતો રાખુ, તો તે મને રાજ્ય-લોભથી મારી નાખે? તો હે ભાઈ! તેવો વિચાર તો તારે કરવોજ નહિં. કારણ કે કાલ જે છે, તે કોઈ પણ પ્રાણીને વહેલો મોડો છોડતો જ નથી. અને હે અનુજ! તું કદાચિત્ એમ જાણતો હોઇશ કે આ મારા જ્યેષ્ઠભાઇને હું જ્યારે મારી નાખીશ, ત્યારે મને પછી દુઃખ જ નહિ રહે? ના એમ પણ નથી, કારણ કે આ લોકમા કદાચિત્ તું સુખી થઇશ, તો પણ આવા કુલહત્યારુપ પાપથી તારે પાછુ ભવોભવ દુઃખ વેઠવુ પડશે? કારણ કે પ્રાણીમાત્રને શુભાશુભ કર્મ ભોગવ્યા વિના છૂટકોજ નથી માટે આ રાજ્યના તુચ્છસુખમા આસકત થઈ તેજ સુખને સત્ય માની મોહમદ્યથી મોહિત થઈ આવી કુલહત્યા, મનુષ્યહત્યા વગેરે પાપથી જો વ્યાપ્ત થઇશ, તો તારું આ જન્મમા કે ઈતરજન્મમા કોઈ પણ દિવસે

સારું થશે નહિ? માટે દયાથી અથવા મનુષ્યહત્યાના પાપભયથી મને જ્યેષ્ઠભાઈ જાણવાથી, વા જગતમાં થતા અપવાદના ભયથી, યા કોઈ પણ કારણથી જો તુ મને જીવતો છોડી દઈશ, તો નિશ્ચે તારૂ આ લોકમા અને પરલોકમાં સારૂં જ થશે! હે અજ્ઞાની! વળી તારા મનમા તારે ક્યારે એમ પણ નહિ જાણવું જે હાલ આ મારા ભાઈને મે મારવા માટે બાંધી મગાવ્યો, અને હવે જો તેને હુ જીવતો છોડુ, તો તે મારી પર દ્વેષ રાખી કોઈ પણ રીતે મારો ઘાટ ઘડાવી નાખે, અને પાછો આ રાજ્યનો ધણી થાય? તો તેવો વિચાર તારે સ્વપ્નમા પણ લાવવો નહી. કારણ કે હે ભાઈ! જો તુ મને જીવતો છોડી દઈશ, તો હુ આપણા પિતાની જેમ તાપસી દીક્ષા ગ્રહણ કરી મારા જીવનુ સાર્થક કરીશ! અને સર્વથા આ તારા રાજ્યમા કે દેશમાં હુ રહીશજ નહિ. એમ ઘણી રીતે સમજાવ્યો, તો પણ તે પાપાસક્ત પ્રાણીએ તેનુ કંઈ પણ માન્યું નહિ, તેમ વળી તેને બિચારાને બંધનમુક્ત પણ કર્યો નહિ ત્યારે તે રતિચંદ્ર રાજાએ વિચાર્યું કે આ પાપીના હાથથી મરી તે અજ્ઞાનીને જગતના ભ્રાતૃહત્યાના અપવાદમા નાખવો, તે કરતાં કોઈ પણ રીતે પોતાની જાતે જ મરવું, તે સારું? એમ વિચારી તે કીર્તિચંદ્રને કહે છે કે હે ભ્રાત! આટલું કહેતાં પણ તારામાં સ્વાર્થીપણુ તથા અજ્ઞાનપણુ હોવથી તને તો આખા જગતમાં આપણી સાત પેઢીને કલંક લાગે એવુ, તથા પરભવને વિષે અનેક દુઃખદાયક, એવા આ મનુષ્ય હત્યારૂપ પાપકર્મથી નિવૃત્ત થવુ ગમતુ જ નથી, તો પણ તું મારો ભાઈ છો, તેથી મને તારી દયા આવે છે, કે અરે! આ બીચારાની મને મારવાથી આખા જગતમા ઘણીજ અપકીર્તિ થશે તથા પરલોકમા દુ:ખી થશે? માટે હે ભાઈ! હુ તને જેમ કહું તેમ તુ કર કે જો. એક કાષ્ઠની ચિતા કરાવ તેમાં હુ તમે સહુ દેખો તેમ બળી મરૂં! આમ કરવાથી જગતમા તારો અપયશ થતો મટશે અને તારું ધારેલું કાર્ય પાર પડશે? તે વચન સાભળી કીર્તિચંદ્રે વિચાર્યું કે અહો! આ તો એણે ઠીક કહ્યુ, કારણ કે જ્યારે તે પોતાની મેળેજ અગ્નિમાં પડી બળી મળશે, ત્યારે મારુ રાજ્ય નિકંટક થશે? તથા એના કહેવા પ્રમાણે જગતમાં થતો અપયશ પણ મટશે? એમ વિચારી તેણે તત્કાલ એક કાષ્ઠની ચિતા રચાવી. ત્યારે તે રતિચંદ્ર રાજા, પોતાની સ્ત્રી સહિત તે ચિત્તામા જઈ બેઠો પછી દુષ્ટ એવા તે કીર્તિચંદ્રે ચિતાની ચોતરફ પ્રલયાગ્નિ સમાન અગ્નિ પ્રજ્વલિત કર્યો તેથી તે રતિચંદ્ર રાજા અગ્નિમાં બળી આર્ત્તધ્યાનથી મરણ પામી, ભૂતરમણ નામે યક્ષ થયો હવે તે યક્ષ કહે છે કે હે રાજકુમાર! અગ્નિમાં બળી મરણ પામી જે રતિચંદ્ર રાજા યક્ષ થયો, તે હું પોતેજ છુ. આ યક્ષપણામાં અવધિજ્ઞાને કરી મારા પૂર્વજન્મનો સર્વ વ્યતિકર જાણી અત્યંત તે કીર્તિચંદ્ર પર કોપાયમાન થઈ, મેં મંત્રિ વિગેરે જે આ પૃથ્વીના સ્થાનિક જનો હતા, તેને એકદમ દૂરદેશમા ફેંકી દીધા. એ પ્રકારના મારા કરેલા ઉપદ્રવને જોઈને ભય પામેલો એવો તે કીર્તિચંદ્ર રાજા પણ કોણ જાણે ક્યા પલાયન થઈ ગયો ને અને તેમજ વળી સર્વ પ્રજા પણ એક પછી એક ભયભીત થઇ પલાયન થઇ ગઇ છે આ પ્રમાણે આખા

નગરને તથા દેશને ઉજ્જડ કરી હું એકલોજ આનંદ પામી રહું છું અને આ ગામની આસપાસની અટવીમા હું યથેચ્છારૂપ ધારણ કરી ફર્યાજ કરું છું અને આ રાજમહેલમા પ્રતિદિન રાત્રે આવુ છું. વળી હું પ્રતિદિન જેમ આવું છું તેમ આ મહેલ તરફ આવતો હતો, ત્યા આવતા આવતા તમોને જ્યારે દૂરથી દીઠા, ત્યારે તો મને ઘણોજ ક્રોધ ચડ્યો હતો, પરંતુ જ્યાં હુ તમારી નિકટ આવ્યો, ત્યાં તો તમારા પ્રતાપથી કે કોણ જાણે શા કારણથી મારો ક્રોધ સ્વત. તદ્દન ઉતરીજ ગયો, અને મારું ચિત્ત પણ શાંત થઈ ગયું. હે કુમાર! આ પ્રમાણે મારું જે કાંઈ વૃત્તાંત હતુ, તે સર્વ મેં સવિસ્તર કહી સંભળાવ્યુ.

હવે હે મહાસત્વ! હું તો તારુ આવુ મહાભાગ્યશાળીપણું જોઇ અત્યંત સંતુષ્ટ થયો છું. તેથી મારી પાસેથી જે કાંઇ તારે વરદાન લેવાની ઇચ્છા હોય, તે માગ. કારણ કે અમારા જેવાનુ દર્શન, કોઇપણ દિવસ નિરર્થક થતુ નથી. તે સાંભળી કુમાર બોલ્યો કે હે દેવ! અમને તમારું દુર્લભ એવુ દર્શન થયુ, તેથી સર્વ કાંઇ મલી ચૂકયું છે. કારણ કે આપ જેવા દેવના અમારા જેવા મનુષ્યને દર્શનજ કયાંથી થાય? તથાપિ જો મારી પર કૃપા લાવી તમારે મને જરૂર વરદાન દેવાની ઇચ્છા હોય તો હુ એક વરદાન માગુ છું, કે હાલ જે આ નગર તમોએ ઉપદ્રવ કરી ઉજ્જડ કરી દીધેલું છે, તે પાછું વસાવી આપો. કદાચિત્ તમો એમ જાણશો કે જે કાર્ય અમો દેવતાએ કોપ ચડાવી બગાડ્યું, તે કાર્ય પાછુ સારુ કરિયે તો અમારા જેવાને કોપ થવાનું ફળ શું? તો ત્યાં કહું છું, કે જે દેવ અથવા મનુષ્ય પ્રથમ ક્રોધ ચડાવીને કાર્ય બગાડે છે, અને પાછા વળી પ્રસન્ન થઇ તેજ કાર્યને સુધારે છે. તો તે ક્રોધ કરનારને પણ શાસ્ત્રમાં ઉત્તમ કહેલા છે. તે વચન સાભળી યક્ષ બોલ્યો કે હે કુમાર! જો તું આ નગર વસાવાની ઇચ્છા ધરાવતો હો, તો આ નગરનો રાજા તારે જ થવુ પડશે, કારણ કે આ ગામની રાજ્ય ગાદીપર કોઈ દિવસ હું તારા સિવાય બીજા કોઈ પણ મનુષ્યને બેસવા દઇશ નહિ. કારણ કે બીજાને રાજગાદી આપવાથી મને સંતોષ થાય નહિ. અને વળી હું અવધિજ્ઞાનથી તારો પણ સર્વ વ્યતિકર જાણુ છું. તે સાંભળ.

જો તું ચોરને પકડવા નિકળી ગયેલા તારા મિત્ર ગિરિસુંદર કુમારને શોધવા માટે નીકળ્યો છો, તો તે પણ હે ભાઈ! તને એક માસની અંદર અહીજ મળશે? એવુ વચન સાભળી પરમ પ્રમોદથી કુમારે યક્ષનું તે ગામના રાજ્યાસનપર બેસવારૂપ વચન અંગીકાર કર્યું. તેથી યક્ષ પણ ખુશી થઈ અદૃશ્ય થઈ ગયો. તેવામા તો હે પાથજનો, હું જાગી ગયો. અને પોતે રાજકુમારને કહ્યુ કે હે ભાઈ! તમો ઘણુંજ જાગ્યા, માટે હવે હું જાગું છુ, અને તમો સુઈ જાઓ. ત્યારે તે થોડી વાર સૂતો અને તુરત જાગ્યો, ત્યા તો પ્રભાત કાલ થઇ ગયો હવે પ્રભાતમા તે યક્ષે પૂર્વે એ નગરમા જે સામંત આમાત્ય વગેરે રહેતા હતા, તેના પુત્ર પ્રમુખ સર્વને જે બનેલી વાત હતી તે કહી ત્યા મોકલ્યા. પછી તે સર્વ મન્દોમત્તએવો હાથી, ખુરાઘાત કરતા અને અતિચપલ એવા અશ્વો, તેણે

સહિત ત્યા આવ્યા. આવીને તે રત્નસારકુમારને પ્રથમ સ્નાન કરાવી, વસ્ત્રાભરણથી અલકૃત કરી તે ગામના રાજ્યાસનનુ તિલક કર્યું, અને તે કુમાર રાજા થયો. ત્યારે તે રાજાને મત્રી અને સામતોએ રૂપવત અને ગુણવાન એવી ઘણી કન્યાઓ પરણાવી, અને તે ગામમાંથી તે યક્ષના ભયથી આડી અવળી ભાગી ગઈ હતી. સર્વ પ્રજા પણ સારો રાજા થવાથી પાછી આવી વસી ત્યાર પછી તે રાજકુમાર મને કહેવા લાગ્યો કે હે મિત્ર ! આ રાજ્ય મને તમારા સગના પ્રતાપથી મળ્યું છે, માટે તમેજ ગ્રહણ કરો. ત્યારે મેં કહ્યું જે હે સત્વવાન્ ! એમ ન બોલો. કારણ કે જે આ રાજય મળ્યું છે, તે તો તમારાં ભાગ્ય યોગેજ મળ્યું છે. એમાં મારો શો પ્રતાપ છે ! માટે હે શ્રેષ્ઠપુરુષ ! આ રાજય ભોગવવાનો ખરો હક તો તમારોજ છે. વળી પણ સાભળો, કે આ રાજ્ય કંઈ તમોએ કોઈનું કપટ-બળથી છીનવી લીધું નથી ? આ તો તમારા ભાગ્યોદયે પ્રેરેલા યક્ષેજ અત્યાગ્રહપૂર્વક આપ્યું છે. માટે તમો સ્વસ્થચિત્ત થઇને ભોગવો અને હું જે મિત્રને તમે શોધવા નીકળ્યા છો, તેને શોધવા સારુ જાઉં છું, માટે તે મિત્રનાં નામ, ગોત્ર, કુલ, રૂપ વગેરે કહો, કે જેથી હું જલદી તેને શોધી લાવુ ? પછી તેણે તેનાં ગિરિસુદર એવું નામ તથા ગોત્ર કુલ પ્રમુખ કહી આપ્યાં. તે પછી હુ તેનાં નામ વિગેરેને બરાબર યાદ રાખી અનેક દેશાવરને વિષે તેને શોધવા માટે ભમ્યા કરુ છુ તેમા જે કોઈ મને રસ્તામાં કે બીજે કોઈ ઠેકાણે મળે છે, તેને પૂછું છું કે તમે આવા ગોત્રકુલ રુપવાળો ગિરિસુંદર નામે કુમાર દીઠો છે ? તો પણ હજી સુધી મને કયાં પણ તેનો પત્તો મલ્યો નથી. માટે હે પાંથજનો ! તમોને પણ પૂછુ છુ કે તમો પણ અનેક ગામ નગર, વન પર્વતો જોતા જોતા આવતા હશો, તો તેમા તમોએ કોઇ પણ ઠેકાણે પુંઢ્રપુરના રાજાનો ગિરિસુદર નામે પુત્ર દીઠો છે ? ત્યારે સહુ કોઈ બોલ્યા કે ના, ના. અમે કયાંઈ પણ દીઠો નથી. તે સાભળી મનમા કલેશ પામી પાછો મહસેન બોલ્યો કે હે પાંથજનો ! હુ તેની અટલી બધી શોધ તો નહીં કરત, પરંતુ હાલ જે ઉજ્જડ ગામ વસાવી રાજ્યાસન પર બેઠેલો મારો મિત્ર રાજકુમાર છે, તે સ્વભાવથી ઘણોજ ઉત્તમ છે, અને ઉત્તમ એવા તે રાજકુમારને ગિરિસુંદર વિના મોટું દુઃખ થાય છે તે કેવું દુઃખ થાય છે ? કે તેને મનોહર એવુ રાજ્ય મળ્યું છે, પરંતુ તે ગિરિસુદર વિના તેને રાજ્ય પણ રજ્જુસમાન દેખાય છે, અને વિષયભોગો જે છે, તેને રોગોસમાન માને છે, અને ગીત વિનોદને પણ તે વિલાપતુલ્ય માને છે. અને હાસ્યલીલા તો તેને જરા પણ ગમતી જ નથી ગિરિસુદર ! ! હે ગિરિસુદર ! ! ! એવો શબ્દ બોલ્યા કરે છે. મને તો હવે એમ લાગે છે કે તે રાજકુમારને જો ગિરિસુદર કુમાર નહિ મળે, તો તે નિશ્ચે થોડાજ દિવસમા તેના વિરહથી પોતાના પ્રાણનો ત્યાગ કરશે ? વળી હે પાંથજનો ! મારા પ્રિયમિત્ર એવા એ રાજકુમારના વિરહનો અવધિ હવે મને પૂર્ણ થઈ રહ્યો છે. માટે જો તે ગિરિસુંદર કુમાર મને પણ જો નહિ મલે તો હુ પણ મારા મિત્રના વિરહથી જરૂર કમલના પાનની જેમ ગ્લાનિ પામી જઇશ ? આ પ્રકારનાં વચન તે

પોતાને શોધવા નીકળેલા મહસેન નામે પથિકનાં સાંભળી જીર્ણ દેવાલયમાં સૂતેલા ગિરિસુંદર કુમારે જાણ્યું જે અહો ! આ પથિકનાં કહેલા વૃત્તાંતથી તો સ્પષ્ટ રીતે જણાય છે કે, જેની હું દુખ વેઠી શોધ કરું છું, તે મારા મિત્ર રત્નસાર નામે કુમારનું જ આ વૃત્તાંત છે ! એમ વિચાર કરી કાપડી વેષ ધારણ કરેલો તે ગિરિસુંદર કુમાર, એકદમ બહાર આવી તેને કહેવા લાગ્યો કે હે સુજ્ઞ એવા પથિકજન ! તું તારા રાજકુમાર મિત્રના વિરહનું ઘણુજ દુઃખ સહન કરે છે તે તને ઘટે જ છે. માટે હે પાંથ ! કૃપા કરી મને તમારા મિત્ર રાજાનો મેળાપ કરાવીશ ત્યાં જઈ તેમને મળી હું પણ તમારી જેમ તેમની સેવા કરીશ વળી હું ત્યાં આવી તેમનો હાલ જે કલેશ છે તે કલેશ મટાડીને રાજી કરીશ ? અને તે નિઃશ્વાસ નાખી અહોનિશ વારંવાર ગિરિસુંદરનુજ સ્મરણ કર્યા કરે છે, તે સ્મરણ પણ મૂકાવી દઇશ ? તે સાભળી મહસેન બોલ્યો કે હે સુજ્ઞ ! જો એમ કરો, તો તો હું જાણું જે તમોએ મને પણ તેના જેટલુજ દુખ થાય છે. એમ કહીને તે બન્ને જણ, એક બીજાના હાથ પકડી ગાંધારપુર તરફ ચાલ્યા હવે તે મહસેન, ગિરિસુંદરની સાથે ચાલ્યો. હવે તે મહસેન, ગિરિસુંદરની સાથે ચાલ્યો જાય છે, પરંતુ તેણે આ ગિરિસુંદર છે, એમ તેને ઓળખ્યો નહિં કારણ કે તે ગિરિસુંદરે પોતાનું રુપ સિદ્ધદત્ત રુપપરાવર્ત્તન વિદ્યાથી ફેરવીને કાપડીનુ રુપ ગ્રહણ કર્યું હતું.

હવે તે બન્ને જણ, ચાલતા ચાલતા ગિરિસુંદરપાસે રહેલાં ચંદ્રહાસ ખડ્ગના પ્રભાવથી ગંધારનગરમાં આવી પહોચ્યા. અને તે પછી બીજે કયાં પણ ન જતાં એકદમ રાજદરબારમાં આવ્યા ત્યા રાજગાદીપર બેઠેલા પોતાના ભાઇ રત્નસારને જોઇને ગિરિસુંદર, અત્યંત ખુશી થયો. અને મનમા જાણ્યુ જે અહો ! અમારો ભાઇ રત્નસાર તો મને ઉત્તમ હાલતમા મલ્યો ? હાશ, હવે મારી સર્વ ચિંતા નાશ થઇ ગઇ. અને રત્નસાર રાજાએ તો તે ગિરિસુંદર કુમારને તેનું રુપાંતર હોવાથી ઓળખશે નહિ તેથી પોતાના મિત્ર મહસેનને પૂછે છે, કે હે મિત્ર ! આ તમારી સાથે કોણ પુરુષ આવેલો છે ? ત્યારે તે કહે કે મહારાજ ! કોઇએક પાંથજન છે, તે અહીં આપના દર્શન કરવા માટે મારી સાથે આવેલા છે એમ કહીને વળી જ્યા તે મળ્યો હતો, તે વિગેરે સર્વ હકીકત કહી આપી

તે ગિરિસુંદરને રત્નસાર રાજાએ જોયો, કે તુરત પોતાનો જાણે વડીલ ભાઇજ હોય નહિં ? તેમ જોયો. અને તેની પર પરમપ્રીતિ થઇ, અને પછી પૂર્વ જન્મનો સ્નેહ હોવાથી તેને વારંવાર જોઈ ને તે રત્નસારનો આખો દિવસ એક ઘડી જેવો ચાલવા લાગ્યો હુ પણ આપના સ્નેહામૃતથી સિક્ત થયો થકો અતિ નિવૃત્તિને પામ્યો છુ. ત્યા વળી રત્નસારકુમાર (રાજા) બોલ્યો કે હજી મારા પ્રિયમિત્રનો ભેટો થયો નથી માટે ચિતા સળગાવો, હું બળી મરીશ, એમ કહ્યુ ત્યારે વેષધારી કાપડીએ કહ્યું કે હે રાજન્ ! હું અગ્નિમા બળી મરીશ ? એવુ કર્ણશૂલસમાન વચન શા માટે બોલો છો ? પ્રથમ મને પોતાના જ્યેષ્ઠ ભાઈ સમાન સુખ આપીને પાછુ વળી આ પ્રમાણનું કઠોર વચનથી દુખ દેવું, તે શુ

આપને ઘટે છે? આપને જ્યારે આમજ કરવુ હતું, ત્યારે તો મને આવો સ્નેહ દેખાડી મોહ કરવો ન હતો? વળી જેને ખોળે માણસ માથું મુકે, તેજ જ્યારે તેનુ માથું કાપી નાખે, ત્યારે તે પછી કોની પાસે ફરિયાદ કરે? આ સર્વ સાંભળી રત્નસાર કુમાર બોલ્યો કે હે પાંથજન! સાંભળો. હું બળી મરવાનો વિચારતો કરત નહિ, પરંતુ આ દેશનો એક યક્ષ છે, તેણે મને કહ્યુ હતુ કે હે રત્નસાર! જેને તું શોધવા નિકળ્યો છો તે તને અહીંજ એક માસની અંદર મળશે? અને તેના કહેવા પ્રમાણે એક માસ તો વ્યતીત થઈ ગયો પરંતુ તે મને મળ્યો નહિં. તેથી હાલ હવે હું નિરાશ થઈ ગયો છુ, અને તને મળવાની આશાથી મે આટલા દિવસ તો તો વિરહવેદના પણ વેઠી, અને પ્રાણ પણ રાખ્યા, પરંતુ હવે હુ મારા પ્રાણ રાખવા શક્તિ માનનથી તે સાંભળી વિચાર કરવા લાગ્યો કે અહો! આ તો મારો વડીલ ભાઈ હેવાથી પૂજ્ય છે, માટે હાલમાં તેનું હું પૂજન કરું! કે તેને મળું! કે તેની સાથે વાતચિત્ત કરું! કે હું તે શુ કરુ? એ સભ્રમ થયો, તેથી તેને બીજો સભ્રમરસ ઉત્પન્ન થયો વળી ગિરિસુંદર કુમારને પ્રગટરૂપે જોતાજ વિચારવા લાગ્યો કે અરે! આવા મારા પ્રાણપ્રિય મિત્રનો આટલા દિવસ પર્યંત મને વિયોગ હતો, તે છતા પણ તે વિયોગદુઃખથી હજી સુધી મે મારા પ્રાણનો ત્યાગ ન કર્યો. તેથી આ ને આ શરીરે હું મારા મિત્રને શું મુખ દેખાડું છું? એમ તેને મુખ દેખાડતાં લાજ આવી, તેથી તેને ત્રીજો લજ્જારસ ઉત્પન્ન થયો. આમ અનિર્વચનીય પરમાનંદનો અનુભવ કરતો એવો તે રત્નસાર એકદમ દોડીને તેનું ગાઢ આલિંગન કરી મળ્યો, અને પરસ્પર બન્ને મિત્રને ઘણો વખત આંખોમાં હર્ષાશ્રુ આવી ગયા. આ પ્રમાણે ઘણા દિવસના વિયોગે બન્ને ભાઈઓના મળવાથી આખા ગામમાં મોટો, મહોત્સવ થયો અને ત્યાનાં સહુ કોઈ અત્યંત પ્રસન્ન થયા. અને ઘેર ઘેર વધાઈ વાગવા માંડી. પછી બન્ને ભાઈઓ નિવૃત્તિથી બેસીને પોતે જુદા પડયા ત્યાથી માંડીને પોત પોતાની સર્વ વાત પરસ્પર કહેવા લાગ્યા. એમ અમંદાનંદને અનુભવતા થકા તે બન્ને જણ કેટલાક દિવસ તે ગાંધારપુરને વિષે રહ્યા પછી તે ગાંધારપુરના યક્ષની આજ્ઞાથી તે પુરનું રાજ્ય પોતાના મહસેન નામે મિત્રને આપ્યુ. અને વળી કહ્યું કે હે મહસેન! જેમ અમો બે ભાઈઓ છીએ તેમ તુ પણ ત્રીજો અમારો ભાઈ જ છો કારણ કે તું પણ ગિરિસુંદરને શોધવા વિગેરેનો ઘણો જ પ્રયાસ કરી અમારા દુઃખમા ભાગ લીધો છે, માટે આ અમારા આપેલા રાજ્યાસન પર બેસી તુ યથેચ્છ ભોગને ભોગવ. અને આ સર્વપ્રજાનુ પુત્રની જેમ પાલન કરી તેને ન્યાયમાર્ગે પ્રવર્ત્તાવ અને હે મિત્ર! સાંભળ તારે રાજ્યાધિપતિ થઈને કોઇ પણ મનુષ્યનો પક્ષપાત કરવો નહિ મંત્રીવર્ગનું અપમાન કરવુ નહિ સામંત લોકોનુ સારી રીતે માન રાખી પોતાને વશ રાખવા, રાજ્ય કાર્ય, ન્યાયમાર્ગથી ચલાવવુ આ પ્રકારના વચન સાંભળી મહસેન બોલ્યો કે હે દયાલુ! આપ આમ મને શિખામણ આપો છો, તે શું કયા જવાના છો? ત્યારે બન્ને ભાઈ બોલ્યા,

કે હે મિત્ર ! હા, અમારા માતા પિતાથી જુદા પડયાં અમોને ઘણા દિવસ થઈ ગયા છે, તેથી હવે તેમની સેવા કરવા માટે અમે અમારે ગામ જઈશું ! આવાં વચન સાંભળી મહસેન બોલ્યો કે હે પરાક્રમી મિત્રો ! હું તો આપનો તાબેદાર સેવક છું, માટે કૃપા કરી આપે જે મને રાજ્ય આપ્યુ, તે હુ અંગીકાર કરું છું. પરંતુ મારાથી આપનો વિયોગ સહન નહિ થાય ? પરતુ શુ કરું, જે બન્યું તે ખરું ? અને હે મિત્ર ! આપે મને જે કાઈ શિખામણ આપી છે, તેજ પ્રમાણે હુ વર્ત્તિશ, તેની કાંઈ પણ ચિંતા રાખશો નહિ.

હવે તે ગિરિસુદર તથા રત્નસાર એ બન્ને ભાઈઓ પોતાની સાથે લઈ જવા માટે કેટલુંક સૈન્ય તૈયાર કરી ગાધારપુરથી પોતાના દેશ તરફ જવા નીકળ્યા. માર્ગમાં ચાલતાં ચાલતા જે જે દેશ ગામ વિગેરે આવે છે, ને તે દેશ ગામ વગેરેના રાજાઓ બન્ને જણનું પૂજન કરે છે. અને રસ્તામા ચાલતા એવા તે બન્નેના વિમાનમાં બેસી આકાશમાં રહેલા એવા વિદ્યાધર તથા દેવતાઓ દર્શન કર્યા કરે છે. એવી રીતે તે બન્ને ભાઈ ગામ, આરામ, નદી, પર્વત, તેને જોતા જોતા અનુક્રમે પોતાના પુંડ્ર દેશમાં આવ્યા, અને ત્યાંથી વળી શોભાથી મનોહર શ્રેષ્ઠ છે પુરજનો જેમાં એવા પુંડ્રનગરમા આવ્યા. હવે કોઈ માણસના મુખથી ઘણા દિવસથી જુદા પડેલા એવા ગિરિસુંદર તથા રત્નસારના ઋદ્ધિસહિત આવવાના સમાચાર સાંભળી, અત્યંત હર્ષાયમાન થઈ શતબલનામે યુવરાજ સહિત શ્રીબલરાજા મોટા આડંબરથી તે પોતાના પુત્રોને મળવા માટે આવ્યો. અને ત્યાં તે બન્ને રાજા પુત્રોને પોતાથી પણ વધારે સપત્તિ લઈ આવેલા જોઈને મનમાં ઘણું જ આશ્ચર્ય પામ્યા, અને તેઓની પ્રશસા કરવા લાગ્યા કે અહો હે પુત્રો ! તમોએ અમારા કુળને ઘણું જ દીપાવ્યુ છે, અને તમારા જેવા પુત્રો તો કોઈક અમારા જેવા ભાગ્યશાળી પુરુષ હશે, તેને જ હશે ? એમ તેમની પ્રશંસા કરી પછી તે બન્ને પુત્રોએ પોતાના પિતાને સાષ્ટાંગ નમન કર્યું. ત્યારે તે પિતાએ પોતાના પુત્રોનું દૃઢ આલિંગન કર્યું. તે વખતે મોટા એવા માંગલિક તૂર્યોના ઘોષ, ગીત, નૃત્ય, તેણે કરી સુંદર અને સર્વજનના મનને વિસ્મય પમાડે, એવી વધાઈ પ્રવૃત્તવા લાગી. અને તે પુત્રોને જોઈ પુરના રહેવાસી આબાલવૃદ્ધ પર્યંત સર્વજનો અનિર્વચનીય એવા આનદકંદને પ્રાપ્ત થયાં. અને પછી સર્વલોક સહિત શ્રીબલ રાજાએ વાજતે ગાજતે તે પુત્રોનો પોતાના નગરમાં પ્રવેશ કરાવ્યો. પછી તે બેઉ કુમાર, પોતાને ઘેર જઈ પોત પોતાની માતાઓને મલ્યા, અને નમન કર્યું, અને ઘણાદિવસ સુધી જુદા પડવાથી તેની માતાઓને પુત્રવિયોગજન્ય જે દુઃખ હતુ, તે સર્વ અનેક વાર્તાઓથી નષ્ટ કર્યું. પછી શ્રીબલ રાજાએ અવકાશ જોઈ પોતાના પુત્ર ગિરિસુંદરને પૂછ્યું કે હે પરાક્રમી પુત્ર ! જે તું અમને કહ્યા વિના તત્કાલ આપણા ગામના કન્યા પ્રમુખને હરણ કરનારા દુષ્ટ પ્રબલ ચોરનો પરાજય કરવા ગયો હતો, તે ચોર તને કયે ઠેકાણે હસ્તગત થયો ? તથા તેનો તેં કેવી રીતે નાશ

કર્યો ? તે સર્વ વાત સવિસ્તર કહે. ત્યારે ગિરિસુંદર કુમારે પોતે જ્યાંથી નીકળ્યો ત્યાંથી આરંભીને પોતાનો લઘુ ભાઈ રત્નસારકુમાર મળ્યો, અને પાછા બન્ને આવ્યા, ત્યા સુધીનુ સર્વ વૃત્તાંત સવિસ્તર કહ્યો તે આશ્ચર્યકારક સર્વ વૃત્તાત સાભળી વિસમય પામેલો શ્રીબલ-રાજા કહેવા લાગ્યો કે હે પુત્ર ! તારા સરખા પુણ્યશાળી પ્રાણીને તો ત્રણ લોકને વિષે કોઈ પણ વસ્તુ અલભ્ય હોતીજ નથી એમ શ્રીબલ રાજા વાત કરતાં કરતાં વિચારવા લાગ્યો કે અહો ! પ્રયાસથી તથા બલથી પણ ન બને, તેવા દુષ્ટચોર હનન પ્રમુખ કાર્યો આ મારા ગિરિસુંદર કુમારને વિના પ્રયાસે સ્વતઃ બની આવ્યાં. તથા આ ગિરિસુંદરકુમારને ભ્રાતૃપણાના સ્નેહથી શોધવા નીકળેલા એવા રત્નસારકુમારને પણ મહેનત વિના સ્વત જ ગાંધારપુરના યક્ષે પ્રસન્ન થઇને તે ગામનો રાજા કરી તે ઉજ્જડ ગામ વસાવી આપ્યું. માટે એ સર્વ એ બન્ને ભાઈઓને પૂર્વજન્મોપાર્જિત પુણ્યના પ્રભાવથીજ બન્યુ છે, તેથી તેઓ પૂર્વભવમાં તે કોણ હશે ! એ સર્વ મને જો કોઇ કેવલજ્ઞાની મળે, તો પૂછીશ ? આ પ્રમાણે ગિરિસુંદર સાથે વાત કરતાં વિચારમાં પડી ગયેલા શ્રીબલ રાજાને જોઈ તે સ્થળે બેઠેલો એક મતિમાન્ પુરોહિત હતો, તેણે શ્રીબલ રાજાની મુખમુદ્રાપરથી જાણ્યું કે આ શ્રીબલરાજા ગિરિસુંદર તથા રત્નસારના પૂર્વભવને પૂછવા માટે કેવલજ્ઞાની મુનિને મળવા ઇચ્છે છે, અને તેનોજ વિચાર કરે છે ! એમ જાણી તે પુરોહિત રાજાને કહેવા લાગ્યો કે હે મહારાજ ! આપ જે હાલ વિચાર કરો છો, કે આપ કેવલી મુનિને આ પુત્રના પૂર્વભવ પૂછવા ઇચ્છો છો, તો હે રાજન્ ! આપણાજ ગામના કુસુમાકર નામે ઉદ્યાનને વિષે ગુણ રૂપ રત્નોના આકાર જેના દર્શન કરી ચક્ષુને અત્યાનંદ ઉત્પન્ન થાય, અને નિર્મલ એવા ચારિત્રગુણોથી અલંકૃત, રૂપવાળા, શાતમૂર્ત્તિ, શોભાયમાન, કનકસમાન કુરુદેશના અધિપતિના પુત્ર શ્રીજયનંદન નામે સુરીદ્ર સમવસર્યા છે. આ પ્રકારના પુરોહિતના વચન સાંભળી હર્ષરૂપ પીયુષ રસના આસ્વાદથી ઉલ્લસિત થયું છે મન જેનું, એવો તે શ્રીબલ રાજા પોતાની સર્વઋદ્ધિ, તથા પરિવારથી યુક્ત થકો તે જયનદન સૂરીંદ્રને વાદવા માટે તે ઉદ્યાનમા ગયો. ત્યા જઈ પરિવાર સહિત તે મુનિવરને વદન કર્યું. પછી સહુ કોઈ યથાયોગ્યસ્થાન પર બેઠા ત્યારે તે સૂરીન્દ્રે સુધાસમાન દેશના આપી. તે મુનિરાજની અમૃતમય દેશના સાંભળી શ્રીબલરાજા બોલ્યો કે .— હે મહારાજ ! આપે જે કહ્યુ, તે અક્ષરશઃ સત્ય છે અને હુ પણ આપના કહેવા પ્રમાણે ધર્મનુ આચરણ કરીશ. પરંતુ હે ભગવાન્ ! એક પૂછવાનુ છે, કે મારો ગિરિસુંદરકુમાર અને આ બીજો મારા ભાઇ શતબલનો રત્નસાર નામે કુમાર છે તેને પ્રયામ કર્યા છતાં પણ જે સંપત્તિઓ મલે નહિં, તે સંપત્તિઓ વિના પ્રયાસે સ્વત આવી મલે છે, માટે તે બન્નેએ પૂર્વભવોમા શું પુણ્ય કર્યા હશે ? તેમા મને બહુજ વિસ્મય થાય છે, માટે હે મુનિવર્ય ! તે બન્ને જણના પૂર્વભવોની સવિસ્તર હકીકત કહેવા કૃપા કરો એ સાભળી તે શ્રીબલરાજાને જ્ઞાન નિધિ એવા તે મુનીન્દ્રે, ગિરિસુંદરના અને રત્નસારના શખ અને કલાવતીના ભવથી માડીને તે

ચૌદમા ભવમા પ્રથમ ગ્રૈવેકયમાં દેવતા થયા, તે કહ્યુ અને ત્યાંથી ચ્યવી શેષ પુણ્યને ભોગવવા માટે વિશ્વવિખ્યાત એવા એ બન્નેમાંથી એક શ્રીબલને ત્યાં અને બીજો તેના ભાઇ શતબલ રાજાને ત્યાં આવી અવતર્યા છે. ત્યા સુધીનો સવિસ્તર વ્યતિકર કહ્યો અને વળી પણ કહ્યુ કે હે રાજન્ ! આ તમારા ગિરિસુંદરને તથા રત્નસારને પ્રત્યેક ભવમાં જે સંપત્તિનું સુખ મલે છે, તે સર્વ પ્રત્યેકભવમા તેઓએ ચારિત્ર સ્વીકાર્યું છે તેનું ફળ છે અને બન્નેની મુક્તિ પણ તેવીજ રીતે જૈન ધર્માચરણથીજ થશે ? માટે તેમને હાલ આ રાજ્યસંપત્તિ જે મલી છે તેમાં તમારે વિસ્મય કરવો. નહિં. હે રાજન્ ! અનાજ ઉત્પન્ન કરવા માટે ખેતી કરનારા ખેડુતોને વિના પ્રયાસે સ્વત જે ઘાસ મલી આવે, તેમાં તમે વિસ્મય કરવા જેવું શું ? તેમ અનાજ સમાન મોક્ષ ફલને પ્રયાસ કરતા એવા તમારા બન્ને પુત્રરૂપ ખેડુતને રાજ્ય સંપત્તિ રૂપ ઘાસ ઉપલબ્ધ થયું, તેમાં શો વિસ્મય કરવો ? વળી હે નૃપત્તે ! આ જગતમાં જે સુખ છે, તે પૂર્વોપાર્જિત પુણ્ય વિના પ્રાપ્ત થતુંજ નથી. તમને તથા તમારા ભાઇ શતબલને જે કાંઈ આ ભવમાં રાજ્યસુખ મલ્યું છે, તે પણ પૂર્વજન્મને વિષે તમો બન્નેએ કોઈ મુનિને શ્રદ્ધાથી આહાર વહોરાવ્યો છે. તેનું ફલ છે. અને તમારા બન્ને ભાઈની સ્ત્રીઓને જે રાજ્યસુખ મલ્યુ છે, તે પણ તમોએ જ્યારે સાધુને આહાર વહોરાવ્યો ત્યારે તેનું તેણે ઘણુંજ અનુમોદન કર્યું હતું, તેનું ફલ મલ્યું છે.

આવાં વચન સાભળી પાછો વિસ્મય પામેલો શ્રીબલરાજા પૂછવા લાગ્યા કે હે મુનિવર ! તે અમો બન્ને પૂર્વજન્મમા કોણ હતા ? અને વળી અમોએ પૂર્વભવે સુપાત્ર મુનિને શ્રદ્ધાથી કેવી રીતે આહાર વહોરાવ્યો ? અને આ સ્ત્રીઓ પણ પૂર્વભવે કોણ હતી, તથા અમોએ જ્યારે આહાર વહોરાવ્યો, ત્યારે બન્ને જણીઓએ કેવી રીતે અનુમોદન કર્યું ? તે વિસ્તારપૂર્વક કૃપા કરી કહો તે સાભળી જગદ્ધિતૈષી એવા તે મુનિવર્યે તે ચારે જણના પૂર્વભવના સ્વરૂપને કહેવાનો પ્રારંભ કર્યો

હે રાજન્ ? પ્રતિષ્ઠાન પુરનામે એક ગામ છે, તેમા સુમેધનામે એક કુલપતિ રહેતો હતો. તેને એક વંધ્ય અને બીજો શબર, નામે બે પુત્ર હતા, હવે કાલે કરી તેનાં માતા પિતા મરણ પામ્યાં, ત્યારે તે બન્નેને પોતાના સંસાર નિર્વાહથી મોટી ચિંતા થઈ પડી. અને તે ગામના રાજાપાસેથી તેને લાભાતરાય કર્મનો ઉદય હોવાથી કઇ પણ વૃત્તિ મલી નહિં. અર્થાત્ કર્મયોગે તેને ગામમા પણ ઉદ્યોગ મળ્યો નહી પરંતુ નિર્વાહ તો ચલાવવોજ જોઇએ, તેથી તેઓ વિચાર કરી દ્રવ્યોપાર્જન માટે એક ઉત્તમ એવુ કાચનપુર નામે નગર હતું, તે તરફ જવા નિકલ્યા. કારણ કે વિદ્વાન માણસોને પણ ઉદરનિર્વાહ માટે ઉદ્યોગ કર્યા વિના ચાલતું નથી તો આ બીચારા મૂર્ખજનને ઉદરનિર્વાહતો કરવો પડે તેમા તો શુંજ આશ્ચર્ય છે ? તેઓને ચાલતાં રસ્તામા કોઇ એક નગર આવ્યું, ત્યા ભોજન સમય થઈ જવાથી તે ગામમા જઇ એક ભાઈએ કંદોઇને ત્યાથી માલપુડા વગેરે વેચાતુ મિષ્ઠાન્ન લીધુ. લઈને

પાછો પોતાના ભાઇ પાસે આવ્યો, અને બન્ને જમવા માટે ઉત્તમ જલાશયવાળા સ્થાનને શોધતા શોધતા ચાલવા લાગ્યા. જ્યાં થોડેક દૂર જાય, ત્યાં તો તે ગામની નજીકમાં એક મનોહર વન આવ્યું, તે વનને જોઇને બન્ને ભાઇઓ કહેવા લાગ્યા કે આપણે આ વનમાં જઇ ભોજન કરીએ, જેવા ભોજન કરવા બેઠા તેવામા વંધ્ય અને શંખરે ગ્લાનિને પ્રાપ્ત થયાં છે ગાત્રો જેના તથા માસોપવાસ કરી પારણા માટે ભાત પાણી વહોરવા માટે તેજ નગરમા જતાં એક મુનિને દૂરથી જોયા. તેમને જોઇને આનંદ થયો, અહો ! મરુદેશમાં જેમ સુરતરુનાં દર્શન થાય, અને ભિખારીના ઘરમા જેમ નિધાનનાં દર્શન થાય, તેમ આપણને આવા જંગલમાં મધ્યાહ્નકાલે મનોહર એવા મુનિના દર્શન થયાં ? એવી ભાવના ભાવીને તે મુનિને પારણા માટે આદરથી આમત્રણ કરી બોલાવ્યા, અને પછી ભક્તિભાવથી જે કદોઇને ત્યાંથી લાવેલા માલપૂડા વગેરે અન્નથી તે મુનિને પડિલાભ્યા કહ્યુ છે, " કે વાત્સલ્યથી, યોગ્યપણાથી, પરિજ્ઞાનથી, ઔદાર્યથી અને ધર્માસ્તિકયથી. આ પાત્ર રીતથી આપેલું દાન આપનાર માણસને અત્યંત ફલદાયક થાય છે હવે જે વખતે મુનિને દાન આપ્યું, તે વખતે વનને વિષે યક્ષનું પૂજન કરવા માટે તે નગરના રાજાની ઋદ્ધિસુંદરી અને બુદ્ધિસુંદરી નામે બે કન્યાઓ આવી હતી, તેણે તે જોઇને અત્યંત હર્ષાયમાન થઈ એવી તે કન્યાઓ બોલી કે હે પાથજનો ! વાહ, વાહ ! તમોએ એ દાન જે દીધુ, " તે યોગ્ય પાત્રને જ દીધુ છે, તેથી તમોએ તમારા મનુષ્યજન્મનુ સાફલ્ય કર્યું છે, તથા તે દાન આપી તમોએ તમારા હાથને પણ સુલક્ષણ યુક્ત કર્યા છે, કારણ કે જે હાથે આ જંગલને વિષે તમોએ જંગમ કલ્પતરુ સમાન મુનિને ભક્તિભાવથી અન્ન વહોરાવ્યું છે, વળી હે પુણ્યકારક ! આવા ઉત્તમ દાનથી તમારા સર્વ પાપનો પ્રલય થઈ ગયો, તથા તમોએ સ્વર્ગનાં સુખ પણ સપાદાન કર્યા. કારણ કે જે લક્ષ્મીથી સુપાત્રમા દાન દેવાતુ નથી, તે કદાચિત્ લક્ષ્મી ઘણી હોય, તો પણ શા કામની ? આ પ્રમાણે તેઓએ દીધેલા દાનની પ્રશસા કરી બન્ને કન્યાઓ ઘેર ગઇ આવી રીતે શ્રદ્ધાથી દાન દેનારા તે વંધ્ય શંખરે તથા તે દાનને અનુમોદન કરનારી એવી તે બન્ને કન્યાઓએ દૃઢ એવું પુણ્ય ઉપાર્જન કર્યુ. અર્થાત્ એ ચારે જણાએ પ્રૌઢ એવું પુણ્ય ઉપાર્જન કર્યું. જે દાનને દેતી વખતે પ્રથમ તો દાન દેનારની ચક્ષુમા હર્ષે કરી તત્કાળ જળ ભરાઇ આવે બીજું વળી દાન દેનાર માણસની દાન દેતી વખતે સર્વ રોમરાજિ વિકસ્વર થાય, ત્રીજું દાન દેનાર વહોરવા આવેલા મુનિને જોઈ તે મુનિનું માન કરે કે અહો મુનિરાજ ! પધારો, પધારો. ચોથુ દાન દેનાર મનુષ્ય દાન આપીને વહોરવા આવેલા મુનિને અત્યંત મીઠાં વચન કહે કે, હે મુનિવર્ય ! આ દાન લઈ આપે મારી ઉપર ઉપકાર કર્યો, અને મને કૃતાર્થ કર્યો પાચમુ જે દાન દેતો હોય, તેની અનુમોદના કરે કે અહો ! ધન્ય છે તમને ? જે આ પ્રકારે ઉત્તમ પાત્ર જોઈ દાન આપો છો ? આ પાંચ વાનાં તે દાનનાં ભૂષણ છે.

હવે તે વધ્ય અને શંબર બે મહામુનિને દાન દઇ તે દાનની અનુમોદના કરતા કરતા ત્યાંથી ચાલ્યા તે અનુક્રમે પોતે જવા ધારેલા કાંચનપુરે આવ્યા. તે ગામની બહાર ઉદ્યાનમાં એક આમ્રવૃક્ષ નીચે વિશ્રામ લે છે, એવા સમયમાં તો તે નગરને વિષે તે ગામના રાજાનો પટ્ટહસ્તી મદ ચડવાથી છૂટ્યો અને તેણે ગામમા ઘણું જ તોફાન કર્યું, તેથી કોલાહલ થયો તે કોલાહલના શબ્દને આમ્રવૃક્ષની નીચે બેઠેલા ભાઈઓએ સાભળ્યો, અને તે સાભળીને તરત તે બે ભાઈઓ વિચાર કરે છે કે અરે ! આ ગામમા કોલાહલ કેમ થાય છે? ચાલો આપણે જોઈએ એમ વિચારી તત્કાળ નગરમાં આવીને તે ગામના રાજાના રાજમહેલના દરવાજા પાસે ઉભા રહ્યા. તેવામાં તો તે હાથી પણ કેટલાક ઘરોને તથા હાટોને ભાગતો, તોડતો, જ્યાં તે બન્ને ભાઈઓ ઉભા છે, ત્યાં આવ્યો. અને તુરત તે દરવાજો તોડ્યો, ત્યારે ત્યા ઉભા રહેલા લોકો તો જલદી પોતાનો જીવ લઈને ભાગી ગયાં, પરંતુ તે બન્ને ભાઈઓ તો ત્યાને ત્યાંજ ઉભા રહ્યા. હવે અત્યંત ચિંતામાં પડેલા ચંદ્રરાજાએ ખેદ પામી ગામમાં પટહ વગડાવ્યો કે આ ગામમાં એવો કોઈ શૂરવીર છે, જે આ મદોન્મત્ત, હસ્તીને બાંધે? તે સાભળી વધ્ય જે હતો, તે જલદી હાથીને બાંધવા તૈયાર થયો, અને પછી તેણે તે હાથીની પાસે જઇ બદ્ધપરિકરથઇ, તે હાથીને જોરથી હાકેલ્યો, ત્યાં તો હાથી જે હતો, તે પ્રથમ મદમા તો આવેલોજ હતો તેમા વળી જ્યારે હાકેલ્યો, ત્યારે તો મહા ક્રોધાયમાન થઇ તેની સામો આવ્યો. પરંતુ ગજશિક્ષાકુશળ એવા તે વધ્યે યુક્તિથી તે ગજને આડો અવળો ખૂબ ભમાડી ઘણોજ ખેદ પમાડી વશ કરી લીધો. પછી જેમ કોઈ સાધારણ માણસ કોઈ એક બોકડાને તેના સ્થાનક પર પકડી લાવીને બાંધે, તેમ તેણે તે હાથીને લાવી આલાનસ્તંભમા બાંધ્યો. આવુ તે વધ્યનુ ઉત્તમ પરાક્રમ જોઇને ગામના રહેવાસી સહુ કોઈ લોકો જય જય શબ્દ કરવા લાગ્યા. પછી તે મહાપરાક્રમી એવા વધ્યને ચંદ્રરાજાએ તુરત માનપુરસર પોતાની પાસે બોલાવી આસન ઉપર બેસાડીને કહ્યુ કે હે પરાક્રમી પુરુષ ! આ તારા પરાક્રમને જોઇને હું અત્યંત ખુશી થયો છુ. માટે હાલ તારે જેવુ જોઇએ તેવું વરદાન માગ. ત્યારે રાજાને પ્રણામ કરી તે વધ્ય બોલ્યો કે, હે મહારાજ ! આપનાં જે મને દર્શન થયાં તેજ ઘણો લાભ થયો? વળી આપ જેવા રાજાની અમારા જેવા લોકોને સેવા કરવી, તેજ પરમ વરદાન છે તે સાંભળી મુનિને આપેલા દાનના પ્રભાવથી રાજાએ તેઓની ઇચ્છાથી પણ વધારે પગાર આપી સેવક કરી પોતાની પાસે રાખ્યા. એવી રીતે ચિરકાલ સુખ ભોગવીને તેઓ બન્ને કાલધર્મને પ્રાપ્ત થઇ યુગલીયા દેવ થઈને અવતર્યા, અને તે દાનનુ અનુમોદન કરનારી એવી જે કન્યાઓ હતી તે આ લોકનાં સુખ ભોગવી મરણ પામી તેજ ક્ષેત્રને વિષે તે યુગલીયા પુરુષની સ્ત્રીઓ થઇને અવતરી ત્યાં પણ તે ચારે જણ કુરુક્ષેત્ર સંબધિયા જેટલા દશ કલ્પવૃક્ષો સુખ આપે, એટલા સુખોને ભોગવતા ઓછા એકદેશ ત્રણ પલ્યોપમના આયુષ્ય પર્યંત ભોગવ્યાં ત્યાંથી કાલ કરી તે ચારે જણ મનુષ્યમા ન આવતાં સૌધર્મદેવલોકને વિષે અવતર્યા. કારણ કે

પૂર્વભવમાં એક દેશ ઓછુ ત્રણ પલ્યોપમનુ આયુષ્ય ભોગવ્યુ હતુ. હવે ત્યા સૌધર્મદેવલોકમાં ઓછા એવા દેવાયુષ્યને પૂરુ ભોગવી ત્યાથી પુણ્ડ્રપુરને વિષે મહામલ રાજાની વિલાસવતી સ્ત્રીને વિષે તમે પુત્રપણે અવતર્યા છો, અને તમારા પૂર્વભવની જે સ્ત્રીઓ હતી તેમાથી એક સ્ત્રી તો પદ્મખડ પુરને વિષે મહસેન નામે રાજાની સુલક્ષ્મણા નામે પુત્રીપણે ઉત્પન્ન થઈ અને બીજી સ્ત્રી જે હતી, તે વિજયનગરને વિષે પદ્મરથ નામે રાજાની લક્ષ્મણા નામે પુત્રી થઈ અવતરી છે

હવે પ્રથમ મહસેન રાજાની સુલક્ષ્મણા જે કન્યા હતી, તે માટે લોકોના મુખથી તમારા ગુણગણનુ વર્ણન સાભળી તમારામાંજ આસક્ત થઈ, અને તેથી તે કન્યાના પિતા મહસેને તમારી સાથેજ તેનો સબધ કર્યો, અને બીજી પદ્મરથ રાજાની લક્ષ્મણા કન્યા જે હતી, તે પણ ભાટના મુખથકી તમારા ભાઈ શતબલ રાજાના ગુણગણનું વર્ણન સાંભળી તેમાંજ આસક્ત થઈ તેથી તેના પિતાએ તેનો સબધ શતબલ રાજા સાથે કર્યો

શ્રીબલ બહાર ફરવા અર્થે ગયેલા પણ ઘણો ટાઈમ થવા છતા જ્યારે દેખાયા નહિ તેથી તેમનો નાનો ભાઈ શતબલ મોટુ સૈન્ય લઇને શોધવા માટે જાય છે, રસ્તામા જતાં જતા મહાટવી આવે છે. ત્યાં તેણે એક તાપસીનો આશ્રમ દીઠો તાપસી સ્ત્રીઓ શોકાક્રાંત થયેલી ત્યાં આવી સર્વે તાપસીઓ રૂદન કરતી હતી, તે જોઈને શતબલ રાજા પૂછવા લાગ્યો કે ભયવર્જિત એવી આપ જેવી તાપસીઓનુ આવો શોક થવાનું કારણ શું છે? એ વચન સાભળી તાપસીઓ બોલી કે હે સુદર, અમારે શોક થવાનુ કારણ તમે સાભળો

જયપુરનો પતિ એક પદ્મરથનામે રાજા છે, તેની લક્ષ્મીસમાન રુપવાળી એક લક્ષ્મણા નામે કન્યા છે, તે ગઈ રાત્રે તેના પિતાના મત્રી તથા સૈન્ય સહિત અહિં આવી ઉતરી છે? શા માટે? તો કે તે કન્યા પુણ્ડ્રપુરના શતબલનામે યુવરાજનેજ પરણવામા ઉત્સુક હતી, તેથી પદ્મરથરાજાએ તે કન્યાને શતબલની સાથે પરણાવવા માટે પોતાના મંત્રી તથા સૈન્યસહિત મોકલી હતી. પછી તેને પુણ્ડ્રપુર જતા અહીં રાત પડી ગઈ તેથી તે અહીજ રાત રહી હતી હવે પ્રથમ તે કન્યાની માગણી કિરાતદેશાધિપ મથનના પુત્ર કુંજરે કરી હતી, પરતુ તે કન્યાની તે કુજરસાથે પરણવાની ઇચ્છા ન હોવાથી તેના પિતા પદ્મરથે કુજરને આપી નહી, તેથી અત્યંત સામર્ષ થયેલો કુજર, તે કન્યાને હરણ કરી લઇ જવા માટે અવકાશ જોઇ ફર્યાજ કરતો હતો, તેવામાં તે કુજરે કોઇના મુખથી સાભળ્યુ કે 'જેનુ હરણ કરવાને ઈચ્છે છે, તે કન્યાને પુણ્ડ્રપુરના યુવરાજ શતબલની સાથે પરણાવવા માટે તેના પિતાએ પુણ્ડ્રપુર જવા મોકલેલી છે, તે હાલ પ્રથમ મુકામે તાપસીસ્ત્રીઓના આશ્રમમા આજની રાત રહેલી છે, માટે જો તારે તેનું હરણ કરવું હોય તો હાલ થાય એમ છે તે સાભળી કુજર શીઘ્રતાથી આવી અમો સર્વે જેમ જોઈએ તેમ તે કન્યાને ગતરાત્રિએ બળાત્કારથી હરણ કરી લઈ ગયો છે, તેથી અમને શોક થાય છે, કે તે બિચારી કન્યા ત્યાં જરુર મરણ પામશે. કારણ કે તે કન્યા જો

શતબલને પરણે તોજ જીવે એમ છે, નહિ તો તે જરુર મરણ પામે એમ છે માટે અમેને અત્યંત શોક થાય છે આવા વચન તે તાપસીઓનાં સાંભળી જેમ સળગતા અગ્નિમા ઘી હોમે, અને તે અગ્નિ પ્રજ્જવલિત થાય, તેમ તે શતબલ રાજા અત્યંત ક્રોધાંધ થઈ તત્કાળ ત્યાંથી ચાલ્યો. કારણ કે પ્રાણપ્રિયા એવી પોતાની સ્ત્રીના હરણને માની પુરુષ કોઈ દિવસ સહન કરી શકતા નથી હવે તે શતબલ રાજા તરત જે રસ્તે તે ગયો હતો, તે રસ્તામા તેના પડેલા પગલાને અનુસારે ચાલ્યો ગયો, ત્યાં કન્યાનું હરણ કરી ચાલ્યા જતા તે કુંવરને માર્ગમા સિંહની જેમ મલ્યો અને મોટો પડકાર કરી કહ્યું કે, હે પાપી! તેં આ કન્યાનુ હરણ કર્યું છે, પણ તેના ફળ હુ તને હાલ આપું છુ, એમ કહીને તેની સાથે મોટુ યુદ્ધ કરી તેનો પરાજય કરી તે લક્ષ્મણા કન્યાને લઈ પાછો વળ્યો તેવામાં તમને તથા તમારી સ્ત્રી સુલક્ષ્મણાને પુંડ્રપુરમાં મૂકી આકાશમાર્ગે ઘેર જતા એવા શ્રીગુપ્તનિદ્વે લક્ષ્મણા કન્યા સહિત આવતા શતબલને દીઠો ત્યારે તે શ્રીગુપ્ત તેની આગળ ગયો. જઈને તેણે તે શતબલના કહેલા સર્વ સમાચાર સાભળ્યા. પછી જેનો તે શોધ કરવા નીકલ્યો હતો, તે તમારા સુલક્ષ્મણાને પરણીને ઘેર આવવા વિગેરેના સર્વ સમાચાર સાભળ્યા. હવે તે શતબલ પોતાના લગ્ન થવાથી પ્રથમ ખુશી તો હતોજ, તેમા વળી તમારા આવવાના તથા પરણવાના સમાચાર સાભળી બમણો ખુશી થયો અને પછી તે શ્રીગુપ્તને નમસ્કાર કરી સ્ત્રીસહિત પુંડ્રપુરને વિષે આવ્યો. ત્યા આવી શુભ મુહૂર્તે અદ્ભુત એવા આનંદને આપનારી એવી તે લક્ષ્મણાનું પોતે પાણિગ્રહણ કર્યું. ત્યાર પછી હે શ્રીબળ! અનુક્રમે તમો સ્ત્રી પુરુષ રાજ્યાસનના અધિકારી થયા, અને તે શતબલ તથા તેની સ્ત્રી યુવરાજપદને પ્રાપ્ત થયાં આવી રીતે તમો તથા તમારો ભાઈ પૂર્વજ મુનિને દાન દેવાથી રાજ્યને પ્રાપ્ત થયા છો. માટે હે રાજા! આ પ્રકારે તમારા પૂછવાથી તમારા બન્ને પુત્રોના તથા તમારા ચારે જણના પૂર્વભવોનો સંબંધ મે સવિસ્તર કહ્યો

આ પ્રકારની શુદ્ધ એવી મુનિની દેશના સાંભળી તુરત તે ચારે જણને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું, તેથી તે કહેવા લાગ્યા કે હે ભગવન્! આપે જે કહ્યું છે, તેજ પ્રમાણે પૂર્વે અમારુ વૃત્તાંત બનેલુ છે તેમા જરા પણ અસત્ય નથી. એમ કહીને તે મુનિના જ્ઞાનની પ્રશંસા કરવા લાગ્યાં કે અહો! આ કેવું આપનું કેવલજ્ઞાન છે, કે અમારું પૂર્વભવોમા જે વૃત્તાત બન્યુ હતુ, તે સર્વ આપે હસ્તામલકની જેમ દૃષ્ટિગોચર જેવું કહી આપ્યું. પરંતુ હે વિભો! તે આપના કહેવા અમારા વૃત્તાંતમા એક પૂછવાનું છે કે, આપે જે કહ્યુ જે "આ મારી સુલક્ષ્મણાનામે સ્ત્રી વિવાહ થયાં પહેલાં જ્યારે ઉદ્યાનમા ક્રીડા કરતી હતી, ત્યા કોઈ એક વિદ્યાધરે તેનુ હરણ કર્યું, અને તે વિદ્યાધર આ સુલક્ષ્મણાને ઉજ્જડ વનમા મૂકી વિદ્યા સાધવા ગયો," તો હે મહારાજ! તે મંત્ર સાધવા ગયેલા વિદ્યાધરનું પછી શું બન્યુ? તે કૃપા કરી કહો. તે સાભળી મુનિવર્ય બોલ્યા કે હે શ્રીબલ! એ વિદ્યાધર સુલક્ષ્મણાને ઉજ્જડ વનમાં મૂકી

મંત્ર સાધવા ગયો, તે ત્યાં જઈ જેવામાં મંત્ર સાધવા બેઠો, તેવામાં તો તે બિચારાનું મત્ર સાધનમાં કંઇક ઓછું વધુ જ્ઞાન હોવાથી તેને દેવીએ ઠગ્યો, તેથી તે વિદ્યાધર ઉન્માદે કરી પીડાતો થકો મતિભ્રંશને પ્રાપ્ત થયો. પછી ભૂખ, તૃષા, ટાઢ, તડકો, તેણે કરી દુઃખિત થયો થકો ઘણો કાળ વનમા ભ્રમણ કરતો કાંપિલ્યપુરને વિષે આવ્યો. ત્યાં અઠ્ઠાવીશ મહાલબ્ધિ યુક્ત એવા શ્રીહરિષેણનાથ મુનિને દીઠા. તેને જોતા જ તે મુનિના તપોબલના પ્રભાવથી એક ક્ષણમાં તેનું ચિત્તભ્રમ વિગેરે સર્વ દુખ જે હતું તે નાશ પામી ગયું. ત્યારે તે વિચાર કરવા લાગ્યો કે અહો ! આ મુનિના પ્રભાવ થકી હું દેવીને કરેલા છત્રરૂપ ઉપદ્રવથી છુટો થયો ? એમ વિચારીને પરમપ્રીતિથી તે મુનિને પ્રણામ કરી ત્યા ધર્મશ્રવણ કરવા માટે બેઠો અને કહેવા લાગ્યો કે હે ભગવાન્ ! મને ધર્મનું યથાર્થ સ્વરૂપ કહો, તે સાભળી દયાળુ એવા મુનિ ધર્મોપદેશ દેવા લાગ્યા, કે હે વિદ્યાધર ! જે જીવ જ્યા સુધી જિનોદિત ધર્મને અંગીકાર કરતો નથી, ત્યાં સુધી તે જીવને દુર્ગતિ તથા રોગ, શોક પ્રમુખ લાખો દુઃખો આવ્યા કરે છે અને તે જિનોક્તધર્મને ભાવથી સ્વીકાર કરનારા પ્રાણીને તો સ્વર્ગ જે છે, તે તો જાણે પોતાના ઘરના આંગણામાં જ આવ્યું હોય નહી ? એમ થાય છે. તથા તેને મોક્ષસુખ પણ જાણે સમીપમા આવીને રહે છે, તે માટે હે વિદ્યાધર ! જો તું પરમાત્મસુખને પામવા ઈચ્છતો હોય તો આ મેં કહેલા એવા જિન ધર્મને અગીકાર કર આ પ્રકારનાં ધર્મતત્ત્વરૂપ અમૃતનું કર્ણપુટથી પાન કરી મહામોહવિષનું વમન કરી વિવેક ચૈતન્યને પ્રાપ્ત થઈને તેણે સર્વસંવરરૂપ ચારિત્રને અગીકાર કર્યું. અનુક્રમે તે કેવળી થઈને પરમ પદને પ્રાપ્ત થયો, આ પ્રકારના ધર્મફળને સાભળવા થકી ઉત્પન્ન થયેલો જે પ્રમોદભર, તેણે કરી પૂર્ણ ચિત્તવાળો એવો તે નૃપતિ તે મુનિરાજને નમસ્કાર કરીને કહેવા લાગ્યો કે હે મુનીન્દ્ર ! આપના પ્રસાદથી હાલ જિનધર્મનો સર્વગુણ મેં સારી રીતે જાણ્યો છે, માટે હવે આ તુચ્છ સંસારપર પ્રીતિ થતી નથી, તેથી આ મારા રાજ્યનુ સ્વાસ્થ્ય કરી હું આપની પાસેથી ચારિત્રને ગ્રહણ કરીશ ! તે સાંભળી ગુરુ બોલ્યા કે હે રાજન્ ! તમારો જો ખરેખરો દીક્ષા લેવાનો જ વિચાર છે, તો તેમા હવે વિઘ્ન ન થાય તેમ જલ્દી કરો. તે સાભળી હર્ષિત થયેલા તે શ્રીબલરાજાએ ઘેર આવી પોતાના નાના ભાઈ શતબલને પોતાનુ રાજ્ય આપવા માટે ફરમાવ્યું, કે હે ભાઈ ! મારુ રાજ્ય તમો સ્વીકારો, કારણ કે હવે હુ પ્રવ્રજ્યા લેવા ઈચ્છું છુ. ત્યારે તે શતબલ રાજા નમન કરીને કહેવા લાગ્યો કે હે દેવ ! મને પણ આપ દીક્ષા લેવાની આજ્ઞા આપો કે જે દીક્ષાથી હુ પણ દુઃખ રૂપજળથી ભરેલા ભયંકર એવા સસાર સમુદ્રને તરું ? કારણ કે તે સસારસમુદ્ર, મહાવ્રતરૂપ વહાણ વિના બીજી કોઈ રીતે તરાતો નથી, ત્યારે શ્રીબલ રાજા બોલ્યો કે હે વત્સ ! તમારા જેવા જ્ઞાતતત્ત્વ મનુષ્યને તો એમ જ કહેવુ ઉચિત છે, પરતુ હે ભાઈ ! આપણા કુળપરંપરાથી આવેલા આ રાજ્યને તમો કેટલાક દિવસ ભોગવો અને જ્યારે આપણા પુત્રો મોટા

થશે ત્યારે તેની પર રાજ્યભાર આરોપણ કરીને પ્રવ્રજ્યા લેજો. એમ તેને ઘણી રીતે, સમજાવ્યો, તો પણ તે વાત તેણે અંગીકાર કરી નહીં. ત્યારે તે શ્રીબલરાજાએ સર્વ રાજ્યભાર પોતાના પુત્ર ગિરિસુંદરકુમાર પર નાંખી અને યુવરાજપદ તે રત્નસાર કુમારને સોંપી, જિનપ્રાસાદને વિષે પ્રતિમાનું અર્ચન કરી, સત્પાત્રોને મહાભક્તિથી દાન દઈ, દીન અને અનાથજનોનો ઉદ્ધાર કરી સાર્થવાહ પ્રમુખ લોકોએ સહિત મોટા આડંબરથી ગુરુની પાસે આવી, તે શ્રીબલ રાજાએ સાથે આવેલા શતબલ સામંત પ્રમુખની સાથે દીક્ષા ગ્રહણ કરી. પછી જેમ ગુરુએ કહ્યુ, તે પ્રમાણે વ્રતોનું આરાધન કરી તે સર્વે મહર્ષિઓ થયા.

હવે ગિરિસુંદર કુમાર અને રત્નસાર પણ પોતે શ્રાવકના બાર વ્રતને ધારણ કરી પોતાના રાજ્યને સુખેથી ભોગવે છે. તથા પોતાના પરાક્રમે કરી શત્રુવર્ગને જીતે છે, તેથી તેની સામે બીજા કોઈ પણ સુભટો રણયુદ્ધમાં ઉભા રહી શકતા નથી. વળી દાનથી તેઓએ સર્વત્ર દારિદ્રનું ઉન્નમૂલન કરી નાખ્યું છે. અર્થાત્ તે દાનના પ્રતાપથી બીજા જે દાનવ્યસની પુરુષો હતા, તેને જગતમા કોઈ યાચકોજ મલતો નથી, વળી તેઓએ મોટા અને ઉચ્ચાં એવા અનેક જિનપ્રસાદો કરાવ્યાં વળી આ પ્રમાણે જિનસામ્રાજ્ય વિસ્તૃત થવાથી સર્વજગદ્જીવનના બંધુ તુલ્ય એવા સાધુઓનો શમરસ જે હતો, તે પણ અત્યંત શોભવા લાગ્યો. અર્થાત્ જિનધર્મનો સર્વત્ર ઉદ્યોત હોવાથી સાધુઓનો શમરસ ઘણો જ સુશોભિત થવા લાગ્યો. આ પ્રમાણે યથાશાસ્ત્ર શ્રાવકના ધર્મને આરાધતાં થકા તે બન્ને ભાઈઓના સર્વદિવસો સુખમાં જ જવા લાગ્યા.

એક દિવસે ભૂમિને વિષે ચંદ્રમા સમાન એવા તે ગિરિસુંદરકુમારને રાત્રે શય્યામાં સૂતા સૂતા પાછળી રાતે એક સ્વપ્ન આવ્યું, તેમાં જાણે પોતે એક કલ્પવૃક્ષની શાખા ઉપર જ રહ્યો હોય નહી ? એવું દેખવામાં આવ્યું, ત્યાં તો તેને પ્રતિદિન પ્રાતઃકાલમાં જગાડવા આવનારા વાદક લોકોએ આવી. તૂર્ય વગાડવા માડયા, તેથી પોતે તુરત જાગી ગયો. અને તેણે પોતાને આવેલા સ્વપ્નના માહાત્મ્યને જાણ્યું, જે અહો ! આ સ્વપ્નથી જરૂર મારુ સારુ જ થશે ? એમ જાણી મનમા અત્યંત આનંદિત થયો થકો પંચ પરમેષ્ટીને નમસ્કાર કરી જેવામા તે શય્યામાથી ઉઠવા જાય તેવામાં વળી વૈતાલિક લોકો પ્રતિદિવસના ધારા પ્રમાણે આવી સ્તુતિ કરે છે તે વૈતાલિકોની સ્તુતિ સાંભળી તે રાજા, અત્યત હર્ષાય માન થયો પછી શય્યામાંથી ઉઠી દંતધાવન કરી વસ્ત્રાલંકાર ધારણ કરી પોતાના ગામની બહારના ઉદ્યાનમા જે ઠેકાણે જિનાલય છે, ત્યાં આવ્યો. ત્યાં આવી વિધિપૂર્વક શ્રીજિનભગવાનનું અર્ચન કરી તે ભગવાનની સ્તુતિ કરીને સવેગરાગે કરી રંગિત થયો થકો તે ગિરિસુંદર રાજા જિનાલયથી બહાર નીકલ્યો, તેવામાં તો તેણે એક આમ્રવૃક્ષની નીચે બેઠેલા, પ્રશાંત જેનું ચિત્ત છે એવા, નવયૌવનયુક્ત, જ્ઞાન, દર્શન અને ચારિત્ર, એ ત્રણ રત્નોથી અલંકૃત, પાંચ માહાવ્રતને ધારણ કરવામાં શૂરવીર, ધર્મ

ધ્યાનમાં તત્પર! નાસાગ્રની પર કરી છે દૃષ્ટિ જેણે એવા, કોઇ એક મુનીશ્વરને દીઠા. ત્યારે તો અત્યંત પ્રસન્ન થઈ ત્યા જઇ તે પોતાને ઘટે તેવા સ્થાન પર બેઠો. ત્યારે તેને ધર્મલાભ દઈ મુનિએ પણ દેશના આપી આત્માને જાગ્રત કર્યો.

પવિત્ર મુનિવરની પ્રેરણાત્મક દેશના સાંભળી સંવેગરંગરંગિત એવો તે ગિરિસુંદર કુમાર તે મુનિને પ્રણામ કરી હાથ જોડી કહેવા લાગ્યો કે હે ભગવન્! આટલા દિવસ સુધી તો હું મોહનિદ્રામાં ઘેરાઇને સૂઈજ રહ્યો હતો, પરંતુ હાલમા તો આપે મને તે મોહનિદ્રાથી જાગ્રત કર્યો છે. તેથી હું મારા રાજ્યવગેરેની ખટપટ, મારા ભાઈ રત્નસારને અથવા મારા પુત્રને સોપીને જયનંદનનામે સૂરીશ્વરની પાસે જઈ પ્રવજ્યા ગ્રહણ કરીશ. એમ કહી મુનિને પ્રણામ કરી ઉત્સાહિત થયો થકો પોતાને ઘેર આવ્યો. અને પોતાને મુનિસમાગમમાં બનેલી જે કાંઈ હકિકત હતી તે રત્નસાર કુમારને કહી આપી. તે સાભળી સંવેગરસયુક્ત એવો તે રત્નસાર કુમાર બોલ્યો કે અહો! હે બાંધવ! જે મૂઢ નર હોય છે, તે પોતાના સુકૃત કાર્ય કરવામાં આલસ કરી બોલે છે, કે અહો! આપણે સંસાર છોડી દીક્ષા લઈએ તો ખરા પણ તે સંયમમા આપણથી આવાં મનોહર વિષયસુખ છોડી કેમ રહેવાય? કારણ કે તે વિષય સુખ સંયમપણામાં તો મલેજ નહીં. અને હે ભાઈ! આપણે પણ જે શ્રામણ્ય સુખ છે, તે ઉત્તમ છે. એમ પ્રતિદિન કહીએ તો છીએ પરંતુ તે પૂર્વોક્ત અજ્ઞાનીની પેઠે આ અસારસંસારના સુખલવને વિષે લોભ પામી આપણે આ બંદીખાના જેવા ગૃહથી નીકળતા નથી. માટે હવે તો આપણને ગૃહમા એક ક્ષણ વાર પણ રહેવું, યોગ્ય નથી. અહો! હે બાંધવ! તે ગ્રામાદિકોને પણ ધન્ય છે, કે જે ગ્રામાદિકોને વિષે શ્રીજયનંદનસૂરિ વિચરતા હશે? અરે! સૂરીન્દ્રના દર્શન આપણને કયારે થશે? એમ તે સંસારની અનિત્યભાવના ભાવે છે ત્યાર પછી તે બન્ને જણ, જયનંદસૂરિના આગમનની ઇચ્છા કરી બેઠા છે. તેવામાં તો પોતાને વનાલકે આવી વિનંતિ કરી કે .- હે પ્રભો! જેનું નામ સાંભળતાં અત્યંત ઉલ્લાસ થાય, એવા શ્રીજયનંદનનામે મુનીંદ્ર અહી આપણા ઉદ્યાનમાં પ્રભાતે પધારેલા છે. આ પ્રકારના વચન સાંભળી તે ગિરિસુંદર રાજા તથા રત્નસાર અત્યંત આનંદિત થઈ ગયા. અને તે આનંદાવિર્ભાવથી સસંભ્રમચિત થઇ પોતાના સુવર્ણ સિંહાસનથી નીચે ઉતરીને સાત આઠ પગલા તે વનપાલકની સમીપ ગયા. અને જે દિશામા શ્રીજયનંદન મુનીંદ્ર પધારેલા છે, તે દિશાપ્રત્યે નમન કરી તે મુનીંદ્રના આવવાની વધામણી આપનારા વનપાલકને અગણિત દ્રવ્યનું દાન આપ્યુ. પછી મોટા આડંબરે તે બન્ને ભાઇઓ, ગુરુની સમીપ આવીને ત્રણ પ્રદક્ષિણા કરી પરમઆનંદે કરી નમન કરી યોગ્ય સ્થાનક પર બેઠા ત્યારે શ્રીજયનંદનસૂરીયે દેશના દેવાનો પ્રારંભ કર્યો. કે :-

હે ભવ્યજનો! દુર્લભ એવા આ મનુષ્યજન્મને પ્રાપ્ત થયેલા વિવેકી પ્રાણીઓએ તો જિનધર્મના આચરણનેવિષે જરુર પ્રયત્ન કરવો. કારણ કે આ જિનધર્મ જે છે, તે પિતા, માતા, બાંધવ, સુહૃદ, સ્વામી, સારો અનુચર, સાદી સ્ત્રી, તેથકી પણ વધારે સુખદાયક છે,

આ જગતમાં જિનધર્મ સમાન કોઈ પણ ધર્મ હિતકારી નથી, મનુષ્ય જીવન ધર્મ વિનાનું બિલકુલ શોભતું નથી આ પ્રકારની તે મુનિપતિની અમૃત સમાન દેશના સાંભળીને પોતાનો જે ચારિત્ર લેવાનો વિચાર હતો, તે સર્વ કહી તે બે ભાઈઓ પોતાને ઘેર આવી, રાજ્યલક્ષણથી યુક્ત તથા રાજભારના વહનમાં સમર્થ એવા પોતાના સુરસુંદર પુત્રને જાણી તેની પર રાજ્યકારભાર નાખી જિનશાસનની પ્રૌઢ પ્રભાવના કરી, ગુરુની પાસે આવ્યા ત્યારે તે શ્રીજયનંદન સૂરીશ્વરે તે બન્ને ભાઈઓને દીક્ષા આપી. પછી તે બન્ને મુનિઓએ થોડા દિવસમાં અગ્યાર અંગોનું અધ્યયન કર્યું. અને સાધુની ક્રિયાઓને વિષે તત્પર, નિરંતર સમતા ધારણ કરનાર, તીવ્ર તપનું આચરણ કરનાર એવા તે બન્ને મુનિ ઘણા દિવસ પર્યંત ચારિત્રનુ સેવન કરી અનેક રાજાઓએ અર્ચિત અને અનશન વ્રતથી શુષ્ક થયુ છે કલેવર જેનુ, નિર્મળ એવા અધ્યાત્મસ્વરૂપને જોનારા, નિષ્પાપાનુ ભવૈકગોચર, સ્વપરસ્વભાવના અવલોકનને વિષે રત, નિર્મમ, નિરહંકાર થકા સમાધિમરણથી મરણ પામીને નવમા ગ્રૈવેયકને વિષે અહમિંદ્ર દેવપણે ઉત્પન્ન થયા ત્યાં નવમાગ્રૈવેયકને વિષે ઈર્ષ્યા અને વિષાદથી રહિત, દિવ્ય એવા ભોગ અને સુખ તેની લબ્ધિને વિષે આસક્ત, ક્ષીણ થઈ ગયાં છે મોહ દુરિત જેના એવા તે બન્ને અહમિંદ્રદેવો, વિવેક સહિત એકત્રીશ સાગરોપમ આયુષ્યને ભોગવતા હતા.

**ઈતિ શ્રીપૃથ્વીચંદ્ર અને ગુણસાગરના ચરિત્રને વિષે ગિરિસુંદર નૃપતિ, રત્નસારયુવરાજ પિતૃવ્યપુત્ર, દ્વિબાંધવાધિકારવર્ણનનામે અષ્ટમઃ સર્ગઃ આહીં સુધીમાં પૃથ્વીચંદ્ર અને ગુણસાગરના સોલ ભવ સંપૂર્ણ થયા. ॥૧૬॥**

---

# નવમો સર્ગ

## ॥ નવમસર્ગસ્ય બાલાવબોધઃ પ્રારભ્યતે ॥

જીયાજ્જિનેંદ્રગીર્ગંગા, સ્વચ્છસંવરદા હિ યા ॥
સાધુહંસૈઃશ્રિતાત્યક્તા, પંકાકુલજડાશયૈઃ ॥ ૧ ॥

ભુક્ત્વાહંદ્રગીઃ ફલં ચ્યુત્વા, તતઃ પુણ્યાવશેષવાન્ ॥
ગિરિસુંદરદેવોય, સુત્પન્નોયત્ર તત્શ્રુણુ ॥ ૨ ॥

અર્થ - સ્વચ્છ સંવરને દેનારી, સાધુરૂપ હંસોથી આશ્રય કરેલી, પાપરૂપંપકે કરી વ્યાપ્ત એવા જડાશય પુરુષોએ ત્યાગ કરેલી એવી જે શ્રીજીનેંદ્રની વાણીરૂપ ગંગા છે, તે

સતતકાલ જયવતી વર્તો. અર્થાત્ જય પામો હવે કવિ કહે છે, કે હે ભવ્યજનો! નવમા ગ્રૈવેયકને વિષે દેવતા થયેલા તે ગિરિસુંદર કુમાર અરિહંતની વાણીનુ ફલ ભોગવીને, એટલે જૈનશાસ્ત્ર પ્રમાણે તપ તથા જિના રાધાનપ્રમુખ સાધનથી દેવલોકનુ સુખ ભોગવીને તેમાંથી પણ રહેલા શેષ પુણ્યને ભોગવવા માટે જ્યા તે ઉત્પન્ન થયો, તે હું કહું છું, તે સાભળો.

આ ભરતખંડને વિષે એક બંગ (બગાલા) નામે દેશ છે, તેમા સ્વસ્તિકસમાન, મણિજડિત ગૃહોની શોભાથી વ્યાપ્ત, નિરતર કલ્યાણ અને સુખ દેવાવાલી, સ્વર્ગ સમાન, એક તામ્રલિપ્ત નામે નગરી છે. તે નગરીમા રાજા ઇંદ્રસમાન છે, તેમાં સ્ત્રીઓ સ્વર્ગની અપ્સરા સરખી છે અને પુરુષો સર્વ દેવસરખા છે હવે કલ્પવૃક્ષસમાન, સામ્રાજ્ય રાજ્યનો અધિપતિ, તે નગરીનો સુમંગલ નામે રાજા છે. તેમની શ્રીપ્રભા નામે પટ્ટરાણી છે, તે શ્રીપ્રભા દેવીના ઉદરસરોવરને વિષે, પૂર્વોક્ત નવમગ્રૈવેયકમાં અહમિંદ્ર થયેલો તે ગિરિસુંદર કુમાર, ત્યાંથી ચ્યવીને હંસની જેમ આવ્યો ત્યારે રાણીએ સ્વપ્નને વિષે સિંહનું જેમા ચિન્હ ને. કુસુમે કરી અર્ચિત, રત્નજડિત દંડવાળો, શબ્દાયમાન થતી ઘુઘરીઓથી યુક્ત એવા એક ઉત્તમ ધ્વજ દીઠો. તે સ્વપ્નની વાત પોતાના સ્વામીને કહી, ત્યારે તેના કહેવાથી રાજાએ કહ્યું કે હે સૌભાગ્યવતી! તમારે ઉત્તમ એવો પુત્ર પ્રગટ થશે? તે સાંભળી શ્રીપ્રભા રાણી ઘણીજ ઉલ્લાસ પામી પછી તે રાણીને જે કાંઈ વસ્તુના દોહદ ઉત્પન્ન થયા, તે સર્વ સુમંગલ રાજાએ પૂર્ણ કર્યા. એમ કરતાં જ્યારે દશ માસ પૂરા થયા, ત્યારે તે રાણીએ જગતના સર્વ જીવોના મનને હરણ કરનાર એવા પુત્રને પ્રસવ્યો. તેની વધામણી સુમંગલ રાજાએ સાભળી કે તુરત બંધીવાનોને બંધીખાનેથી છોડાવ્યા તથા સુંદર એવા ગીત, વાદ્ય, તેણે કરી યુક્ત, સકલજનને આનંદદાયક એવો પુત્રજન્મ મહોત્સવ કરાવ્યો હવે તે પુત્ર જ્યારે એક માસનો થયો, ત્યારે તે પુત્રનું તેની માતાએ સ્વપ્નમાં જોયેલા ધ્વજને અનુસારે "કનકધ્વજ" એવુ નામ પાડ્યું. પછી જેમ ચંદ્રમા દિવસે દિવસે કલાને પ્રાપ્ત થઈ, તેજસ્વી અને મોટો થાય, તેમ એ કુમાર પણ અનેક વિદ્યા વિગેરે કલાને પ્રાપ્ત કરી મહાતેજસ્વી મોટો થયો, એટલે યૌવનવયને પ્રાપ્ત થયો હવે તે નવમા ગ્રૈવેયકમાં અહમિંદ્ર થયેલો એવો રત્નસાર કુમાર ત્યાથી ચ્યવી કયા અવતર્યો? નવમા ગ્રૈવેયકમાં અહમિંદ્ર થયેલો એવો તે રત્નસારનો જીવ ત્યાથી ચ્યવીને શેષ પુણ્ય ભોગવવા માટે તેજ રાજાની સ્વયપ્રભા નામે બીજી સ્ત્રીની કુખને વિષે પુત્રપણે આવ્યો, અને અનુક્રમે દશ માસ પૂર્ણ થયાથી તે પુત્રનો પણ જન્મ થયો. ત્યારે તેનો પણ કનકધ્વજ પુત્રસમાન પુત્ર જન્મમહોત્સવ કરાવ્યો. અને તેનુ નામ 'જય સુદર" એવુ પાડ્યુ પછી અનુક્રમે તે પણ કનકધ્વજકુમારની જેમ યૌવનવયને પ્રાપ્ત થયો હવે પૂર્વભવના યોગથી તે બન્ને ભાઈઓ પરસ્પર અત્યંત પ્રીતિ રાખે છે તે બે ભાઈઓ રાધાવેધની કલામા કુશલ હોવાથી પ્રતિદિન ગધાવેધનો વિનોદ કરે છે. એક દિવસ તે બે ભાઈઓ રાધાવેધનો વિનોદ કરતા હતા. તેવામાં પોતાના કોઈ પણ કાર્ય માટે કોઈક સ્થાન પર સુરવેગ અને શૂરવેગ નામના

બે વિદ્યાધરો આકાશમાર્ગથી જતા હતા. ત્યાથી તે વિદ્યાધરે તે બે ભાઈઓ રાધાવેધના વિનોદમા રાધા નામની પૂતળીની ચક્ષુને બાણથી વિંધતાઓ જોયા. તેથી તેઓનુ એક સ્થાનમાં દૃષ્ટિનિ વેશાદિક વિજ્ઞાન જોઇને અત્યંત હર્ષાયમાન થઇ તે બે ભાઇ પર આકાશમાથી પુષ્પની વૃષ્ટિ કરી અને પછી તે પોતાના ઘેર ગયા. આ પ્રમાણે તે કુમારોની ઉપર થયેલી પુષ્પનીવૃષ્ટિ જોઈને તેની સાથે રહેલા તેના મિત્ર પ્રમુખ સર્વ વિસ્મય પામી ગયા. અને તેની સર્વત્ર એવી વાત પ્રસરી કે આ કનકધ્વજનું તથા તેના ભાઈ જયસુંદરનું તો આકાશચારી દેવતાઓએ પૂજન કર્યું ! તેવી વાત તે કુમારના પિતા સુમંગલ રાજા એ સાભળી અત્યંત આનંદ પામ્યો, એક દિવસ રાજા સભામાં બેઠેલો છે, તેવામાં ઉત્તર દિશામા ગંભીર એવો તૂર્યનો શબ્દ થવા લાગ્યો, તે સાભળીને ત્યાં બેઠેલા માણસો તથા તે રાજા સર્વ વિસ્મય પામી ગયા, અને ત્યાં બેઠેલા સર્વ સુભટો તો ક્ષોભ પામી ગયા. પછી સહુકોઇ વિચારવા લાગ્યા કે અરે ! આને શુ ? કોઈ પરચક્રનો રાજા આપણું રાજ્ય લેવા તો આવ્યો નહિ હોય ? આવી રીતે જ્યા તે સર્વે વિચાર કરે છે, ત્યાં તો પોતાની ઉપરનાજ આકાશમા તૂર્યધ્વનિ થવા લાગ્યો, તે તે સાભળી સહુકોઈ ઉચું જોવા લાગ્યા. ત્યાં તો તે માર્ગથી તેજ ઠેકાણે મનોહરરુપવાલા એવા કોઇ બે વિદ્યાધરના પુત્રો ઉતરી નીચે આવ્યા. તેને જોઈને ખુશી થયેલા રાજાએ તેઓને માનપુરઃસર ઉત્તમ આસનપર બેસાડયા ત્યારે સ્વસ્થ થઇને તે બે વિદ્યાધરકુમાર રાજાને વિનતિ કરી કહેવા લાગ્યા કે, હે રાજન્ ! ઉત્તર દિશામા સર્વપર્વતનો પતિ એવો એક વૈતાઢયનામે પર્વત છે, તેમની ઉત્તર અને દક્ષિણ એવી બે શ્રેણિઓ છે હવે ઘણા ગ્રામ નગર, આરામ, તેણે સુશોભિત એવી તે બે શ્રેણિને વિષે વિદ્યાધર એવા સુરવેગ અને શૂરવેગ નામે બે ભાઈઓ રહે છે. તે એકેક ભાઇને ગુણથી તથા સ્વરુપથી ઉત્તમ, એવી સો સો કન્યાઓ છે. એક દિવસ તે સુરવેગ અને શૂરવેગ વિદ્યાધર કોઈ એક કામને માટે આ તમારા ગામ પાસેથી આકાશમાર્ગે વિમાનમાં બેસી ચાલ્યા જતા હતા. તેવામાં તેઓએ આ તમારા બન્ને કુમારને પોતાની નીચે રાધાવેધની વિદ્યા સાધતા જોયા તે જોઈ અત્યંત પ્રસન્ન થઈ તેની પર પુષ્પની વૃષ્ટિ કરીને તે ચાલ્યા ગયા. અને ત્યાર પછી તેઓએ ઘેર આવી વિદ્યાધરની સભાને વિષે આ તમારા કુમારોની ઘણીજ પ્રશંસા કરી તે પ્રશસાને તે બન્ને વિદ્યાધરની બસો કન્યાઓએ સાંભળી, અને વળી તે કન્યાઓને પ્રથમ કોઇક નૈમિત્તિકે કહ્યુ પણ હતુ કે જે પુરુષો, રાધાવેધના જાણ હશે, તે તમારૂ સર્વેનુ પાણિગ્રહણમાં કરશે તે નૈમિત્તિકની વાણીને પણ સંભારીને તે કન્યાઓ તમારા બે પુત્રોની સાથેજ પરણવાનો નિશ્ચય કર્યો છે. હવે આ પ્રકારનો પોતાની સર્વકન્યાઓનો વિચાર સાભળી તે બસો કન્યાઓના લગ્ન સબધી દિવસ જોવરાવ્યો. પછી તેજ લગ્નમા તે કન્યાઓને આપના પુત્રો સાથે પરણાવવા માટે તે કન્યાઓને તથા તેના લગ્નના ઉપસ્કરને લઇને તે વિદ્યાધર આ ગામની બહાર આવેલા છે. અને પ્રથમ અમોને

અહિં મોકલ્યા છે, તેનું કારણ શું છે ? તો કે તેઓએ જાણ્યું જે "આપણે સુમંગલ રાજાને પ્રથમ ખબર કર્યા વિનાજ અચાનક તૂર્યોના શબ્દો કરતા આવ્યા છીએ, તો તે સાંભળી તેને તથા ગામના લોકોને ક્ષોભ થશે તથા વહેમ પડશે કે આપણા ગામનો પરાજય કરવા પરચક્રનો કોઇ રાજા તો નહિ આવ્યો હોય ? તે માટે પ્રથમ આપણા માણસને મોકલી તેમને આપણે આવવાનો ઉદ્દેશ નિવેદન કરીએ તથા લગ્નની તૈયારી કરવા પણ વિનતિ કરીએ" તે સાભળી સુમંગધ રાજા વ્યાકુલચિત્ત થયો થકો વિચારવા લાગ્યો કે અરે ! આ તો દેવ છે, અને હું તો મનુષ્ય છું, તે અમારો બન્ને સંબધ કેવી રીતે થાય ? આ પ્રમાણે સુમગળ રાજાને વ્યાકુળચિત્તવાલો જોઇ તેનો મતિસુંદરનામે પ્રધાને જાણ્યું જે આ સુમંગલ રાજા અહીં આવેલા વિદ્યાધરોનો સંબધી થવા માટે ગભરાય છે. તે માટે હું તેને સમજાવુ ? એમ જાણી તે પ્રધાન બોલ્યો કે હે વિભો ! આપ જરા પણ વ્યાકુળચિત્તવાળા થાઓ નહીં આ દેવનું જે સબધી થવું, તે તો પૂર્વજન્મનું જ્યારે ઘણુંજ પુણ્ય હોય, ત્યારે જ થવાય જ છે? માટે તેમાં કાંઈ પણ વિચાર ન કરતાં અત્યંત ખુશી થઈ આપણા પુત્રને પોતાની મેળે બસો કન્યાઓ પરણાવા આવેલા સુરવેગ અને શૂરવેગ નામના વિદ્યાધરોનુ સામૈયું કરી નગરપ્રવેશ કરાવી સારા ઉતારા આપો. અને વિવાહોત્સવની સર્વ તૈયારીઓ કરાવો. આ પ્રકારનાં મત્રીનાં વચન સાભળી તે રાજા પ્રથમ પોતાના નગરને સારી રીતે સુશોભિત કરી અનેક પ્રકારના વાદ્યો વાજતે ગાજતે ઘણાજ હાથી વિગેરે ઉપસ્કર લઈ તથા ઘણા માણસોને લઇને જ્યાં તે વિદ્યાધરો ઉતર્યા છે, ત્યાં આવ્યો પછી તે સુમંગલ રાજાને જોઈ સર્વ વિદ્યાધરો ઉભા થઈ યથાયોગ્ય રીતે મલ્યા અને રાજા પણ તે સહુને મલ્યો. પછી પરસ્પર કુશલ પ્રશ્ન પૂછી, તે વિદ્યાધરની પ્રશસા કરી એક બીજાનુ પરસ્પર માન કર્યું. તદનંતર તે વિદ્યાધરોને વાજતે ગાજતે પોતાના ગામમા તેડી લાવી ઉત્તમ ઉતારા આપ્યા. અને નૈમિત્તિકના કહેવા પ્રમાણે લગ્નનો સમય જ્યારે આવ્યો, ત્યારે સુરવેગે પોતાની સો કન્યાઓ સુમગલ રાજાના જ્યેષ્ઠપુત્ર કનકધ્વજ કુમાર સાથે પરણાવી તથા શુરવેગે પોતાની સો કન્યાઓ તેના ભાઇ જયસુદરની સાથે પરણાવી. તે વખતે મણિજડિત કુડલ વિગેરે આભરણોથી ભૂષિત એવી કેટલીક વિદ્યાધરીઓ નૃત્ય કરવા લાગી, અને કપૂરપ્રમુખ સુગધ દ્રવ્ય ઉડવાથી દિશાઓ માત્ર સુગંધમય થઈ ગઈ અને ભાટ, ચારણ, માગધ, બંદી, ગાયકો, વાદકો, ગાધર્વ પ્રમુખ સહુકોઈ અત્યત પ્રસન્ન થઈ પોતપોતાનુ કાર્ય કરવા લાગ્યા એવી રીતે મોટો મહોત્સવ વરતાણો. હવે અમદ આનંદને વિષે મગ્ન એવા તે વિદ્યાધરોના કેટલાક દિવસો ત્યાં સુખમા, એક ક્ષણની જેમ વ્યતીત થઈ ગયા. ત્યાર પછી તે સુરવેગ અને શૂરવેગ વિદ્યાધરો, સુમગલ રાજાની રજા લઈ પોતાને ઘેર જવા તત્પર થયા, જયારે તે પ્રયાણ કરી ચાલ્યા, ત્યારે તેઓને પોતાની કન્યાઓથી જુદા પડવાના દુઃખે કરી આખોમાથી અશ્રુ પડવા લાગ્યા પછી તે કન્યાઓના વિરહદુઃખે કરી દુખિત થકા પોતાને ગામ આવ્યા. હવે આ પ્રમાણે તે બન્ને કુમારોમાં પ્રત્યેકને સો સો કન્યા પરણી, તેથી

તેઓની આખા વિશ્વમાં ઘણીજ કીર્તિ થઇ અને તે બન્ને કુમારો નવોઢા એવી પોતપોતાની સ્ત્રીઓની સાથે જેમ સુર કુમારો અપ્સરાઓ સાથે ક્રીડા કરે, તેમ ક્રીડા કરવા લાગ્યા. પછી તે બન્ને કુમારોના ગુણોથી આકૃષ્ટચિતવાળી એવી ઘણી કન્યાઓ દૂરદેશથી આવી. આવી રીતે તે બન્ને કુમારમાં એકેકાને પાંચસો પાચસો સ્ત્રીઓ સાથે વિવાહ થયો. અર્થાત્ એકેક ભાઇને પાચસો પાંચસો સ્ત્રીઓ થઈ વળી ભરતાર્દ્ધના રાજાઓએ તેને હય, ગજ વિગેરે ભેટ મોકલાવી આપી. આ પ્રમાણે મહાપ્રતાપી એવા તે બન્ને ભાઇઓ ત્યાંજ રહીને અનેક ભોગો ભોગવે છે. એક દિવસ પોતાના પ્રતાપથી જેને અનેક રાજાઓ નમે છે, તથા જેને સ્ત્રીઓ તથા સંપત્તિ પણ ઘણીજ છે, એવા પોતાના બન્ને પુત્રોને જોઇને સુમંગલરાજા વિસ્મય પામી ગયો. અને પ્રાતઃકાલે ચિત્તમાં ચિંતવવા લાગ્યો કે અહો ! આ મારા પુત્રોનું તો પૂર્વોપાર્જિત પુણ્ય અગણ્ય દેખાય છે, કારણ કે તેના સર્વે ભૂચર રાજાઓ તથા ખેચર રાજાઓ ભૃત્ય થઇને રહ્યા છે. વળી આવી સર્વ સંપત્તિ જે છે તે કાંઇ, જીવને કોઈ દિવસ પૂર્વોકૃતપુણ્ય વિના મળતી નથી. આવા મનોહર અને મહાપુણ્યશાળી જેને પુત્રો છે, તથા સંસારના સર્વ ભોગ જેણે ભોગવ્યા છે એવો જે હું તે મારે હવે કાંઇક પરલોકને માટે સાધન કરવું, તેજ ઉચિત છે, પરંતુ તે પરલોકનું સાધન તો સદ્ધર્મના સેવન વિના થતુંજ નથી. ધર્મનો માર્ગ કલ્યાણ માટે લેવા ઇચ્છે છે, તેમાં કદાચિત્ અજ્ઞાનને લીધે મનુષ્યથી કોઈક અલિકવાદીનો ઉપદેશ લેવાઈ જાય, તો તેનો મોક્ષ થવો તો દૂર રહ્યો, પરંતુ તે બિચારાનો ઉલટો નરકપાત થાય ? એમ વિચાર કરી તે સુમંગલ રાજા પોતાના મતિસુંદરનામે પ્રધાનને પૂછે છે, કે હે મન્ત્રિન્ ! મારી મોક્ષકારક, એવા ધર્મના આરાધનની ઈચ્છા થઈ છે, પરંતુ આ જગતમાં પાખંડી ધર્મ ઘણા છે અને હું તે બાબતમાં અવિજ્ઞાત છું, તેથી ધર્મોપદેશને બદલે કોઇ એક પાખંડીથી કદાચિત્ મને અલીકશાસ્ત્રનો ઉપદેશ થઈ જાય, તો મારે ધર્માચરણ કરવાને બદલે અધર્માચરણ થઈ જાય, તો પછી મોક્ષપ્રાપ્તિ તો દૂર રહી પરંતુ તેને બદલે મારો નરકપાત થઈ જાય, તો પછી હું શું કરું ? આવાં સુંમગલરાજાનાં ધર્માસ્તિકપણાનાં વચન સાંભળી તે મંત્રી બોલ્યો કે, હે પ્રભો ! આપને જે ધર્મારાધન કરવું, તે વિષે મારો મત તો એવો છે, કે આપ સૌ કોઈ ધર્મવાલાનો ધર્મોપદેશ સાંભળવો તેમાં વળી જે ધર્મોપદેશમાં સંસારવ્યવહાર અને વિષયભોગ તેની વાત ન આવે, તે ધર્મોપદેશને ઉત્તમ જાણી તેનો અંગીકાર કરવો. અને આરાધન પણ તે ઉપદેશમાં કહેલા ધર્મનુંજ કરવું, તેથી જે આપે ધારેલું ફલ છે, તે મલશે ? અને જે ધર્મોપદેશમાં સંસાર સંસારવ્યવહાર તથા વિષયની વાર્તાઓ આવે, તે ધર્મોપદેશનો ત્યાગ કરવો. કારણ કે તે ઉપદેશથી ધર્માચરણ કરનારનો નરકપાતજ થાય છે, આ પ્રકારનું મંત્રીનું વચન સાંભળી રાજા અત્યંત ઉત્સાહ પામ્યો, અને વળી મનમાં દઢીકરણ કર્યું કે જેમાં આ મંત્રી કહે છે, તેમજ કરવુ. એમ નિશ્ચય કરી જેવામાં પોતાની સભામાં જઈ બેઠો, તેવામાં તો આકાશમાં મોટો દેવોનો કરેલા દુંદુભિનો શબ્દ થવા લાગ્યો, તથા જયજય શબ્દ પણ થવા લાગ્યો.

તે સાંભળી ગામનાં સર્વ લોક, તથા રાજા અત્યંત વિસ્મય પામી આમ તેમ જોવા લાગ્યાં. ત્યા તો અચાનક વનપાલકે આવી હાથ જોડી વિનતિ કરી કે, મહારાજ ! આપણા નગરની બહારના ઉદ્યાનને વિષે મૂર્ત્તિમાન જાણે ધર્મજ હોય નહિં ? એવા શ્રી સ્વયંવરનામે મુનિ પધારેલ છે. વળી તેમને આજ પ્રાતકાલમાં કેવલજ્ઞાન ઉત્પન્ન થયું છે, તેથી તેમના ચરણારવિંદમા સ્નેહ કરી, કમલમાં જેમ ભ્રમરાઓ લીન થાય તેમ દેવતાઓ લીન થઇ જાય છે. માટે હે સ્વામિન્ ! તે ભગવાનનુ જે વંદન કરવું, તથા તેઓ પાસેથી જે તત્ત્વજ્ઞાન લેવું, તે આપને ઉચિત્ત છે. આવાં વચન સાભળી સુમંગલરાજા અત્યંત હર્ષાયમાન થયો. કારણ કે સદ્ધર્મોપદેશ લેવાની ઈચ્છા કરતો હતો, તેવામાં તો શ્રીસ્વયંવર મુનિના પધારવાના સમાચાર સાંભળ્યા ? હવે સુમંગલરાજા ચાર પ્રકારના સૈન્ય સહિત તે ગુરુની પાસે આવ્યો, અને તેમની સ્તુતિ નમસ્કાર કરી યોગ્યસ્થાન પર બેઠો. ત્યારે કેવલી ભગવાને ધર્મોપદેશ દેવાનો પ્રારંભ કર્યો કે હે લોકો ! અપાર અને ભયંકર એવા સંસારરૂપ વનને વિષે સિદ્ધિની પ્રાપ્તિને ઈચ્છતા એવા પ્રાણીઓને શુદ્ધમાર્ગ મલવો ઘણોજ દુર્લભ છે, અને કુપંથો તો ઘણાજ છે કે જે પંથોને વિષે મોહ પામેલા જીવોને મોક્ષ ન મળતાં ઉલટું ભયંકર એવું દુઃખ પ્રાપ્ત થાય છે. સંસાર ભયંકર દુઃખ રૂપ છે, દુઃખફલક, તેમ દુઃખાનુબંધી છો તે માટે હે ભવ્યજનો ! સંસારાટવીના કુમાર્ગનો ત્યાગ કરી જેમાં સાવદ્ય ધર્મનું વર્જન છે, જેમાં શત્રુ મિત્ર વિગેરે સર્વપ્રાણીઓ સમાન છે, જે માર્ગને કેવલજ્ઞાની તીર્થંકર ભગવાને મોક્ષ માર્ગ કહ્યો છે, એવા તે શુદ્ધ અને સારા માર્ગમાં ચાલવા પ્રવૃત્ત થાઓ. જે શુદ્ધ માર્ગમા ચાલવાથી તમોને પરમ નિર્વાણરૂપ નગર પણ જલદી ઉપલબ્ધ થાય ?

આ પ્રકારની ગુરુના મુખથી દેશના સાભળી સુમંગલરાજાએ વિચાર્યું કે મારા મંત્રીના કહેવા પ્રમાણે આ ધર્મોપદેશ સંસાર વ્યવહારનો નિષેધકારક છે માટે આ ઉપદેશજ ગ્રહણ કરવો. એમ નિર્ણય કરી તે કેવલીને વિનંતિ કરી કહેવા લાગ્યો કે હે ભગવાન ! આપના આ હાલ કહેલાં વચન મેં સર્વ સ્વીકાર્યા, પ્રતીત્યા, જાણ્યા. વળી તે વચનોથી મેં જાણ્યું પણ છે, કે આ જે લૌકિક દેવ છે, તે રાગદ્વેષાદિકે કરી દૂષિત છે, તે દેવો, સ્ત્રી, શસ્ત્ર, ગીત, રાગ, દ્વેષ, છળ પ્રમુખે કરી અમારી જેવાજ છે. તો તે દેવ એકાંતે અમારા કેમ હિતકારી હોય ? અને તેવાજ દેવને દેવ કરી માનવાના ઉપદેશ કરનારા કુગુરુનો કહેલો ધર્મ પણ મોક્ષશ્રી મેળવવામાં કેમ સમર્થ થાય ? ના નજ થાય. તે માટે આપે કહેલો શ્રીજિનેશ્વરપ્રણીત માર્ગ છે, તેજ મારે પ્રમાણ છે. મારે તો જેમ મારુ સારું થાય, તેમજ કરવું ઉચિત છે. એમ વિચારી તે ગુરુને કહેવા લાગ્યો કે હે પ્રભો ! હુ તો હવે આપની પાસેથી ચારિત્ર ગ્રહણ કરવાની ઇચ્છા કરું છું, માટે કૃપા કરી મને ચારિત્ર આપો. ત્યારે મુનિ બોલ્યા કે હે રાજન્ ! આ તો તમે બહુજ સારૂં ધાર્યું ? પછી તે રાજાએ તત્કાલ પોતાને ઘેર આવીને પ્રશસ્ત એવા મુહૂર્તને વિષે પોતાના જ્યેષ્ઠ પુત્ર કનકધ્વજ કુમારને રાજ્યગાદી પર બેસાડી સામંત, આમાત્ય, તેણે સહિત મોટા મહોત્સવથી શ્રીસ્વયંવરગુરુની પાસે જઈ

તેમના ચરણકમળમાં નમન કરી મનોહર એવા ચારિત્રને ગ્રહણ કર્યું. હવે તે કનકધ્વજ રાજા તથા યુવરાજ જે જયસુંદર એ બન્ને રાજ્યને પાલવા લાગ્યા. તે ઘણા એવા રાજ્યભોગને ભોગવે છે, તો પણ તેમાં આસક્ત ન થતા મનને વિષે પોતાના પિતાએ લીધેલા ચારિત્રનું અહોનિશ ધ્યાન કર્યા કરે છે, કે જેમ અમારા પિતાએ ચારિત્ર ગ્રહણ કર્યું તેમ અમો પણ હવે તે ક્યારે ગ્રહણ કરીશું ? તે કનકધ્વજ અને જયસુંદરના રાજ્યમાં અરિ તો એકરથના ચક્ર પર જ છે, તથા કટક તો બાહુના ભુષણમાં જ છે, અને યુદ્ધ તો મલ્લલોકોની રંગભૂમિમાં જ છે, તેમ માર એવો શબ્દ તો સોગઠા બાજીની રમતમાં જ બોલાય છે, અને બંધન તો સ્ત્રીઓના કેશપાશમાં જ છે. અર્થાત્ તે પૂર્વોક્ત સર્વવસ્તુ તે કહી ઠેકાણે છે, પરંતુ કનકધ્વજ રાજાના રાજ્યમાં નથી.

હવે તેવા ઉત્તમ રાજ્યનો અધિપતિ કનકધ્વજ રાજા, એક દિવસ પ્રાતઃકાલમાં શય્યામાથી સૂતો ઉઠ્યો, ત્યાં તો પ્રતિદિન સવારમા જગાડવા આવતા એવા મંગલપાઠકો આવી સ્તુતિ કરવા લાગ્યા કે, હે સ્વામિન્ ! આપના સમસ્તભૂમંડલમાં પ્રસરેલા પ્રતાપને જોઈને હાલ સૂર્ય જે છે, તે જન્મ પામી ઉદયગિરિમા જ સંતાઇ રહેલો છે. આમ કહેવાથી તે મંગલપાઠકોએ કનકધ્વજ રાજાના પ્રતાપની પ્રશંસા પણ કરી, તથા અરુણોદય થયો છે માટે જાગ્રત થાઓ એવી વિનંતિ પણ કરી. તે સાંભળી શય્યામાં બેઠેલા તે કનકધ્વજ રાજાએ વિચાર કર્યો કે અહો, મંગલપાઠકો કહે છે, કે આખી પૃથ્વીમાં તમારો પ્રતાપ પ્રસર્યો છે, તે આ કેટલી પૃથ્વી છે, તથા તેમાં કેટલી મારે વશ છે, અને કયે કયે ઠેકાણે મારો પ્રતાપ પ્રસર્યો છે? તેની તો મને ખબરજ નથી, માટે તે સર્વની તો જો હું દિગ્યાત્રા કરૂં તો માલમ પડે. માટે હાલ મારે દિગ્યાત્રા કરવાજ જવું ? એમ નિશ્ચય કરી પાછો વિચાર કર્યો કે હા, હુ દિગ્યાત્રા કરવા જાઉં પરંતુ તેમાં મારે પાચ કાર્ય તો અવશ્ય કરવાં તેમા પ્રથમ શુ કરવું ? તો કે જે કોઈ ઠેકાણે પૂર્વપુરુષોએ કરાવેલા તીર્થંકર ભગવાનનાં પ્રાસાદો હોય તે પ્રાસાદને. તથા વળી જે ઠેકાણે તીર્થંકરોનાં જન્મ, દીક્ષા, જ્ઞાન અને નિર્વાણ થયા હોય, તે ભૂમિને વિષે બનાવેલાં પ્રાસાદોમાં બિરાજેલા જે જિનેશ્વર ભગવાન હોય, તેઓને મારે વાદવા. તથા બીજું પૂર્વે મહાપુરુષોએ કરાવેલાં અને હાલમાં જીર્ણ થઇ ગયેલા એવા જે કોઇ પ્રાસાદો હોય, તેમનો ઉદ્ધાર કરવો. ત્રીજું જે જે સ્થલે જિનમતના પ્રત્યનીકજનો હોય, ત્યાં જઇ તે જનોનો શાસ્ત્રાનુસારે પરાભવ કરવો. ચોથુ જે જૈનસાધુ હોય, તથા તે સાધુઓને માનનારા હોય, તેવા જનોને દાન દેવા. અને પાચમું જે દીનજન હોય તેને પણ દાન દઈ તેનો દુખથી ઉદ્ધાર કરવો. આ પ્રકારે વિચાર કરીને તે સર્વ વિચાર પોતાના લઘુભાઈ જયસુંદર કુમારને જણાવ્યો.

તે સાંભળી જયસુદર કુમાર બોલ્યો કે હે મહારાજ ! આપે જે હાલ દિગ્યાત્રા કરવાનો વિચાર ધાર્યો તે ઘણોજ ઉત્તમ છે અને તે વિચારને હુ પણ મળતોજ છું ઉત્તમ કાર્ય કરવાની ઇચ્છા કરે, તેમા જો તેને આળસ આવે, તો તેને તે કામ કરવા જતો અટકાવે, અને તેથી તેનું

ઉત્તમ કામ બગડે. માટે ખરું જોતા તો તે મનુષ્યને જે આળસ તેજ શત્રુ કહેવાય અને હે ભાઈ! ઉદ્યમ સમાન આ જગતમા બીજો કોઈ બંધુ નથી. કારણ કે જે ઉદ્યમ કરવાથી માણુષ, કોઈ પણ રીતના દુઃખે કરી સીદાતુ નથી આવા પોતાના વિચારને મળતાંજ વચન, જયસુંદરકુમારનાં સાંભળી તુરત કનકધ્વજ રાજાએ દિગ્યાત્રાના પ્રયાણનો ભેરીશબ્દ કરાવ્યો અને પછી તે પોતાના ભાઇ જયસુંદર સામંત, આમાત્ય, મંત્રી, શ્રેષ્ઠી, અંતપુર એટલે પોતાની સ્ત્રીઓ, રથ, અશ્વ, હસ્તી, ઉષ્ટ્ર, ખચ્ચર, એ સર્વને સાથે લઈને દિગ્યાત્રા માટે ચાલ્યો યાચકરુપ ચાતકોને તૃપ્ત કરતો, જેને મેઘની પેઠે સર્વલોકો, ઉંચા મુખ કરી સોત્કંઠપણાથી જોવે છે, એવો તે કનકધ્વજ રાજા જાણે નવીન મેઘજ હોય નહિં ? તેમ શોભવા લાગ્યો પછી પૃથ્વીને વિષે ફરતો તે રાજા જે જે ગામ જાય છે, ત્યાં તે તે ગામના રાજાઓ અસ્ત્ર, શસ્ત્ર, વસ્ત્ર, રત્નો, અશ્વ, હાથી, તેણે કરી તેનો ઘણોજ સત્કાર કરે છે. વળી તે ગિરિ, નદી, ગામ, પુર, આરામ, તલાવ, એ વગેરે કેટલાક ઉત્તમ સ્થળોમા ક્રીડા કરે છે. રમ્ય એવા સ્થાનકોને વિષે ઉંચા અને મનોહર એવા જિન ચૈત્યો કરાવે છે. જ્યાં જીર્ણ ચૈત્યો હોય છે, ત્યાં તે જીર્ણચૈત્યનો ઉદ્ધાર કરાવે છે. જૈનસાધુઓનું પૂજન કરે છે, શ્રાવકોને ઘણુંજ માન આપે છે. એ વિગેરે પોતે દિગ્યાત્રા નીકળ્યાં પહેલાં કાર્યો ધારેલા છે, તે પાંચે કાર્યો કરે છે આ પ્રમાણે તે આવા ભરતખંડમાં ઘણા વર્ષ પર્યંત ભ્રમણ કરી પાછો જવામા પોતાને દેશ આવે છે, તેવામાં તો તેને સાકેતપુરપતિ પુરુષોત્તમ નામે રાજાએ માણસ મોકલી તેડાવ્યો, કે તમારે જરૂર અમારે ગામ આવી જવું. ત્યારે તે પોતાના દેશ તરફ જવાનું બંધ રાખીને ત્યાથી પાછો અનુક્રમે સાકેતપુરનગરે આવ્યો, ત્યા તે બન્ને જણ મલ્યા. પછી તે ગામના ઉદ્યાનમાં મોટા ચૈત્યને જોઇ અત્યંત પ્રસન્ન થઇ તેણે ચૈત્યની અંદર પ્રવેશ કર્યો અને ત્યાં પુષ્પ, સુવર્ણ, મુક્તા, મણિ, પુષ્પની માલા વિગેરે પૂજોપહારથી શ્રીજિનભગવાનનું ભાવ સહિત પૂજન કર્યું. અને પછી તે ભગવાનની સ્તુતિ કરવા લાગ્યો. તે જેમ કે:

**॥ નમઃ ક્રોધેભ સિંહાભ, નમોમાનાદ્રિસત્પવે ॥**
**નમોમાયોરગીમંત્ર, નમો લોભાબ્ધિશોષક ॥**

અર્થ:–ક્રોધરૂપ હસ્તીને વિષે હે સિંહસમાન ! વળી માનરુપપર્વતને વિષે હે ઉત્તમ-વજ્રતુલ્ય ! તથા માયારુપ સર્પિણીને વિષે હે ગારુડીમંત્રરુપ ! અને લોભરુપ સમુદ્રને શોષણ કરનારા એવા હે ભગવન્ ! આપને હું ભાવથી વંદન કરુ છું. આ પ્રમાણે અરિહંત ભગવાનની સ્તુતિ કરીને તે કનકધ્વજ રાજા જિનચૈત્યથી બહાર નીકળ્યો ત્યા તો તેણે મનોહર એવા આગમોના પાઠ કરનાર એવા સાધુઓના વૃંદોથી વિંટેલા અને ઉત્તમ વૃક્ષની નીચે બેઠેલા એવા એક સૂરીશ્વરને દીઠા. તે દેખતાં માત્રમાં અત્યંત હર્ષાયમાન થઇ, તેમની પાસે જઇ પ્રણામ કરી વિચારવા લાગ્યો કે અહો ! આ જગતને વિષે આવા મુનિઓ જે છે, તેને જૈનશાસ્ત્રમા જંગમતીર્થ કહેલા છે કારણ કે તેમના સમાગમથીજ જીવનુ કલ્યાણ થાય છે. એમ વિચાર કરી,

તેમની નિકટ્ જઇ યોગ્ય સ્થાન પર બેઠો. ત્યારે જે પુરુષો ઉત્તમ રાજા પ્રમુખ આવ્યાં હતા, તે પણ બેઠા. પછી તે મુનિએ સંસારતારક દેશના દીધી.

આ જગતમા વડના ઝાડપરનુ ફૂલ, સ્વાતીનક્ષત્રનુ જલ, મનુષ્યનો ભવ, અને ઉત્તમ એવા દેવનુ દર્શન. એ સર્વ મલવા દુર્લભ છે. અમુલ્ય એવા આ મનુષ્યભવને પ્રમાદથી શામાટે હારી જાઓ છો? વળી આ મનુષ્યજન્મમાં ફ્લ તો આઠ કહ્યાં છે. તે કયાં કયાં? તો કે ૧ પૂજ્યપુરુષના પાદનું પૂજન, ૨ દયા, ૩ દાન, ૪ તીર્થયાત્રા, ૫ તપ, ૬ પાંચ પરમેષ્ઠીનો જપ, ૭ સદ્‌શાસ્ત્રાધ્યયન ૮ પરોપકાર. આ આઠ ફ્લ છે. આ જગતમાં જે દ્રવ્ય વિગેરે છે, પગમા ચોટેલી રજસમાન છે, કારણ કે જેમ પગમાં ચોટેલી જે રજ હોય, તેને આડી અવલી ખસી જાતાં વાર લાગતી નથી, તેમ દ્રવ્યને પણ આડુ અવળું ચાલ્યું જતાં વાર લાગતી નથી. વળી આ યૌવન જે છે, તે નદીજલના વેગસમાન છે, અને મનુષ્યજન્મ જે છે, તે ચચલજલના બિંદુસમાન છે, જીવિત જે છે, તે પાણીના ફીણ સરખું છે. સર્વ આ પ્રમાણે છે, તે છતાં પણ નિશ્ચલ છે મતિ જેની એવા જે પુરુષો, તે સ્વર્ગના ગોપુરની ભોગલને ભાગવામા સમર્થ અર્થાત્ સ્વર્ગમાં જવાના દરવાજાને ઉઘાડવામા સમર્થ એવા ધર્મનું આરાધન કરતા નથી, તે પુરુષો, જરાવસ્થામા શોકરૂપ અગ્નિમાં બળી મરે છે આ પ્રકારની દેશનાને સાંભળી ત્યાં સાંકેતપુરના રાજા પુરુષોત્તમનો કોઈ એક કપિંજલ એવા નામે પુરોહિત બેઠો હતો, તે બોલ્યો. કે હે મુનીન્દ્ર! જીવ જે છે, તે ધર્માંરાધનથી સુખી થાય છે, અને પાપ કરવાથી દુખી થાય છે એ આપે હાલ જે કહ્યુ, તે સર્વ જો કોઈ પણ ચીજવસ્તુ હોય તો તેને લાગુ પડે, પરંતુ જીવ એવી વસ્તુજ જો ન હોય તો તે આપનાં પહેલા સર્વ કોને લાગુ પડે? કોઈને નહિ. હે મુનિ! આપ જે જીવ પદાર્થ કહો છો. તો તે જીવ કોઈને કોઈ પણ ઠેકાણે પ્રત્યક્ષાદિ પ્રમાણોથી કેમ દેખાતો નથી? વળી આપના કહેવા પ્રમાણે તે જીવ, જો પદાર્થ હોય, તો જેમ આપણે આપણા ઘરમા જતા અને આવતા કોઈ પક્ષીને દેખીએ તેમ શરીરમાં જતા આવતાં જીવને કેમ દેખતા નથી? વળી આપ કદાચિત્ એમ કહેશો કે તે જીવ શબ્દરૂપે છે. તો તે જીવ, શંખના શબ્દની જેમ સભળાતો કેમ નથી, તથા વળી કદાચિત્ આપ એમ કહેશો કે તે રસ સમાન છે, તો તે જીવ ભાત વગેરેના ઓસામણ સમાન રસરૂપે પણ કેમ દેખાતો નથી? માટે હે પ્રભો! એ જોતાં તો એમ લાગે છે કે આ જગતમા જીવ વસ્તુ તો છે જ નહીં. કદાચિત્ આપ વળી એમ કહેશો કે આ શરીર તો અસ્થિ માંસ પ્રમુખનું બનેલુ હોવાથી જડ છે, પરંતુ તે શરીર આ જીવપદાર્થના સયોગથી ચૈતન્યવાન્ થાય છે, તો ત્યા હુ કહું છું, કે આ જગતમા મનુષ્ય, પશુ, પક્ષી, પ્રમુખના જે શરીરો દેખાય છે, તે સર્વશરીરમા પૃથ્વી, અપ, તેજ, વાયુ અને આકાશ એ પાંચ મહાભૂત રહેવાથી તે શરીરો સચૈતન્ય દેખાય છે, કારણ કે પૂર્વોક્ત પાચ મહાભૂત જે સ્થળે સમુદાયરૂપે રહે, ત્યા ચૈતન્યશક્તિ પોતાની મેળેજ ઉત્પન્ન થાય.

તે જેમ કે ગુડાદિક દ્રવ્ય એકતા થાય છે, ત્યા માદકશક્તિ પોતાની મેળેજ ઉત્પન્ન થાય છે. માટે હે મુનિરાજ ? આ યુક્તિથી જોતા જ્યારે જીવવસ્તુજ નથી, ત્યારે આપનાં કહેલાં જન્મ, મરણુ, સુખ, દુઃખ, નરક, સ્વર્ગ, મોક્ષ પ્રભૃતિ કોને હોય ? કપિંજલ પુરોહિતનાં આવા નાસ્તિકના વચન સાંભળી ગુરુ બોલ્યા કે

હે ભદ્ર ! તેં કહ્યુ તે રીતે જ્યારે જીવ વસ્તુ નથી, ત્યારે તો કંઈ પણ સાધન કરવાની જરૂર નથી. પરતુ હે ભાઇ ! જીવ નથી એમ તારે કોઈ દિવસ જાણુવું નહિં. અર્થાત્ ! જીવ તો છેજ. પરંતુ તે જીવ ચૈતન્ય લક્ષણુયુક્ત અનુમાન ગ્રાહ્ય પદાર્થ છે. પરતુ ચક્ષુગ્રાહ્ય નથી. માટે હે બ્રાહ્મણુ ! જો જીવ પદાર્થ ન હોય, તો તારો મત સત્ય ઠરે, પણુ તેમ કેમ હોય ? વળી હે બ્રાહ્મણુ ! અમારા મતથી તો તે જીવ પદાર્થ શાશ્વતોજ છે. હવે પ્રથમ તેં કહ્યું કે તે જીવ પ્રત્યક્ષાદિ પ્રમાણુથી દેખાતો નથી, તેથી જીવપદાર્થ નથી ? પણુ તેમ નથી, કારણુ કે જે આધળા મનુષ્યો છે, તે જગતમાં પદાર્થ હોય છે, છતા તેને દેખતાજ નથી તથા બહેરા જે હોય છે, તે પદાર્થોને સાંભળતા નથી અને જે અંધબધિર નથી તે જીવો પદાર્થોને દેખે પણુ છે, તથા સાભળે પણુ છે, તેથી તે પદાર્થો શાશ્વત નથી એમ કહેવાય ? ના કહેવાય જ નહિં. તેમ સદોષ અને છદ્મસ્થ પ્રાણીઓ કદાચિત્ આ શાશ્વતા એવા જીવપદાર્થને પ્રત્યક્ષ રીતે દેખતા નથી. અને તેને કેવલજ્ઞાની તો પ્રત્યક્ષ રીતે દેખેજ છે, તો તે જીવ પદાર્થ શાશ્વતો નથી એમ કેમ કહેવાય ? વળી કહ્યું છે કે અતીદ્રિય, એવો જે જીવ છે, તેને ચર્મચક્ષુવાળા મનુષ્ય, દેખતા નથી અને સર્વજ્ઞ એવા સિદ્ધપુરુપો, તથા જ્ઞાનસિદ્ધ એવા યોગી પુરુષો દેખે છે. વળી તેં કહ્યું કે તે જીવ, શખના શબ્દની જેમ સભળાતો નથી તથા ભાતના ઓસામણુ પ્રમુખ રસ સમાન રસરુપે દેખાતો નથી ? તેનો ઉત્તર તો તે પૂર્વોક્ત ઉત્તરમાં આવીજ ગયો. કારણુ કે જે અતીદ્રિય હોય તે સભળાય નહી, તેમ તે રસની જેમ દેખાય પણુ નહી. વળી હે કપિંજલ ! તે કહ્યુ કે પંચમહાભૂતના સમુદાયથી શરીરોમા પોતાની મેળે ચૈતન્યશક્તિ ઉત્પન્ન થાય છે, જેમ કે ગુડાદિકદ્રવ્ય યુક્ત મદિરામાં પોતાની મેળે માદકશક્તિ ઉત્પન્ન થાય છે ? તો ત્યા કહુ છું, તે સાંભળ કે જે તું પંચ મહાભૂત કહે છો, તો તે પચમહાભૂતને તમે સચેતન કહો છો કે અચેતન ! જો તું સચેતન કહેતો હો, તો તો અમોને ઇષ્ટાપત્તિ છે, એટલે અમે તે પૃથિવ્યાદિક સર્વને એકેન્દ્રિય કહીએ છીએ, અને એમ કહેવાથી અમારી જેમ તે પણુ જીવ પદાર્થ માન્યોજ કહેવાય, તો વાદજ કયા રહ્યો ? અને જો તે પચમહાભૂતને તુ અચેતન કહેતો હો, તો તે અચેતનના સમુદાયથી ચૈતન્યપરિણામ થાયજ કેમ ? અને વળી જો તે પ્રત્યેક મહાભૂત અચેતન છે, તો તેને પોતાની મેળે સમુદાયપણે મળવાની શક્તિ પણુ કેમ સંભવે ? તેથી તારું જે આ અજ્ઞાનપણાનું બોલવુ છે, તે સર્વ વ્યર્થ છે. વળી તે કહ્યું કે ગુડાદિક દ્રવ્યોથી બનેલા મદિરામાં જેમ માદકશક્તિ પોતાની મેળે જ ઉત્પન્ન થાય છે, તેમ

આ શરીરોમાં પણ પંચમહાભૂતના મળવાથી ચૈતન્ય શક્તિ સ્વતઃ ઉત્પન્ન થાય છે? તો ત્યા કહુ છું, તે સાંભળ કે જો એમ કોઇ દ્રવ્યો એકત્ર મળવાથી સ્વતઃ માદકપ્રમુખ શક્તિ ઉત્પન્ન થઈ જતી હોય, તો નદીની વેળુ, કાકરા, ધૂળ, ઘાસ વગેરે કદાચિત્ જો એકઠાં થઈ જાય છે, તો તેથી કોઇ પણ તરેની શક્તિ કેમ ઉત્પન્ન થતી નથી? પરંતુ હે દ્વિજ! જેની મદિરા થાય છે, તે ગોળ વગેરે પ્રત્યેક વસ્તુમાં પ્રથમથી જ માદકશક્તિ અંતર્ગત રહેલી છે તેથી તેમા માદકશક્તિ ઉત્પન્ન થાય છે, નહિ તો થાય જ નહિં. માટે હે ભાઇ! જીવ પદાર્થના અસ્તિત્વમા કઈ પણ તે જીવના સિદ્ધપણા માટે ઘણાં જ ઉદાહરણો, જૈનશાસ્ત્રમા બતાવ્યા છે, પરંતુ તે ઘણા હોવાથી તેને હાલ કહેવાથી પાર આવે તેમ નથી? આ પ્રમાણેની યુક્તિના પ્રત્યુત્તરથી નિરુત્તર કરેલો તે કપિંજલ પુરોહિત, ચૂપ થઈ બેસી રહ્યો. ત્યારે કરુણાસમુદ્ર એવા ગુરુએ કહ્યું કે હે કપિંજલ! આ તને જે કુબોધ લાગ્યો છે, તે તારા પોતાના જ સ્વભાવથી નથી લાગ્યો, પરંતુ સ્વકૃતપાપથી અંધ તથા દૃઢમિથ્યાત્વી એવા કેશવનામના તારા મામાના સંગથી લાગ્યો છે.

**મોહંધયાર પિડિયા. પાવિઉ કાસાદુરંત દુક્ખાઇં ॥**
**નટ્ઠા નાસંતિ પરં, તુચ્છા મિચ્છોવએ સેહિં ॥ ૧ ॥**

અર્થ: મોહરુપ અંધકારથી પીડિત એવા પ્રાણીઓ દુરંત દુખોને પામે છે, અને વળી તે નષ્ટ અને તુચ્છ એવા જીવો, બીચારા બીજા જીવોને પણ મિથ્યાત્વોપદેશથી દુરંત એવા દુખના ભોક્તા કરે છે તે સાભળી ત્યા બેઠેલો તે પુરુષોત્તમ નામે રાજા સંશયને પ્રાપ્ત થઇ બે હાથ જોડીને ગુરુને પૂછવા લાગ્યો, કે હે ભગવાન! આપે હાલ કપિંજલ પુરોહિતને કહ્યુ કે તારો મામો કેશવ પૂર્વકૃત દુષ્કર્મોથી અંધ થયેલો છે તથા તે મિથ્યાત્વી છે. તો હે વિભો! તે કેશવે પૂર્વ જન્મમાં શુ પાપ કર્યા હતા, કે જેથી તે અંધત્વને તથા મિથ્યાત્વને પ્રાપ્ત થયો છે? તે કૃપા કરી કહો ગુરુ બોલ્યા કે

એક વસંતપુરનામે નગર હતુ, તેમાં એક વીરાગદનામે રાજા હતો. તે ચંદ્રમા સમાન ઉજ્જ્વલગુણવાળો હતો. પરંતુ જેમ ચંદ્રમામા કલંકની જેમ રાજામા પણ એક મૃગયારમવારૂપ કલંક હતુ હવે એક દિવસ તે મૃગયા રમવા માટે પોતાના પુરની પાસે એક અરણ્ય હતુ, ત્યા આવ્યો અને ત્યા તો કેટલાક બિચારા નિરપરાધી વનેચરો ઉભા હતાં, તેને જોયા. જોઇને, ધનુષ્યમા બાણુ ચડાવી તે બાણુને તે વનેચર સામો સાંધ્યો, ત્યાં તો તે વનેચરો સમજી ગયા કે આ અમને મારવા આવ્યો છે, તેમ સમજી તે તત્કાલ ભયભીત થઇને ત્યાથી એકદમ દોડવા લાગ્યા. ત્યારે તે રાજા પણ તેની પાછળ અશ્વરૂઢ થઇને દોડયો. કેટલાંક વનેચરોને બાણોથી મારીને લોથ કરી નાખ્યાં. ત્યારે તેની પાછળ અશ્વો પર બેસી દોડયા આવતા તેના અનુચરો તેની પ્રશંસા કરવા લાગ્યા કે હે મહારાજ! આપનામા ઘણુ જ શૌર્ય છે? પોતાની પ્રશંસા સાંભળી હર્ષથી તેના રોમાંચિત ઉભા થયા. આ પ્રમાણે મૃગયાસક્ત એવા તે રાજકુમારે એક પર્વતની નિકટના

તે જેમ કે ગુડાદિક દ્રવ્ય એકતા થાય છે, ત્યા માદકશક્તિ પોતાની મેળેજ ઉત્પન્ન થાય છે. માટે હે મુનિરાજ ? આ યુક્તિથી જોતા જ્યારે જીવવસ્તુજ નથી, ત્યારે આપના કહેલાં જન્મ, મરણ, સુખ, દુઃખ, નરક, સ્વર્ગ, મોક્ષ પ્રભૃતિ કોને હોય ? કપિંજલ પુરોહિતના આવાં નાસ્તિકના વચન સાંભળી ગુરુ બોલ્યા કે

હે ભદ્ર ! તે કહ્યું તે રીતે જ્યારે જીવ વસ્તુ નથી, ત્યારે તો કંઈ પણ સાધન કરવાની જરૂર નથી. પરંતુ હે ભાઇ ! જીવ નથી એમ તારે કોઈ દિવસ જાણવું નહિં. અર્થાત્ ! જીવ તો છેજ. પરતુ તે જીવ ચૈતન્ય લક્ષણયુક્ત અનુમાન ગ્રાહ્ય પદાર્થ છે. પરતુ ચક્ષુગ્રાહ્ય નથી. માટે હે બ્રાહ્મણ ! જો જીવ પદાર્થ ન હોય, તો તારો મત સત્ય ઠરે, પણ તેમ કેમ હોય ? વળી હે બ્રાહ્મણ ! અમારા મતથી તો તે જીવ પદાર્થ શાશ્વતોજ છે. હવે પ્રથમ તેં કહ્યું કે તે જીવ પ્રત્યક્ષાદિ પ્રમાણથી દેખાતો નથી, તેથી જીવપદાર્થ નથી ? પણ તેમ નથી, કારણ કે જે આધળા મનુષ્યો છે, તે જગતમાં પદાર્થ હોય છે, છતા તેને દેખતાજ નથી તથા બહેરા જે હોય છે, તે પદાર્થોને સાભળતા નથી અને જે અંધબધિર નથી તે જીવો પદાર્થોને દેખે પણ છે, તથા સાભળે પણ છે, તેથી તે પદાર્થો શાશ્વત નથી એમ કહેવાય ? ના કહેવાય જ નહિં. તેમ સદોષ અને છદ્મસ્થ પ્રાણીઓ કદાચિત્ આ શાશ્વતા એવા જીવપદાર્થને પ્રત્યક્ષ રીતે દેખતા નથી. અને તેને કેવલજ્ઞાની તો પ્રત્યક્ષ રીતે દેખેજ છે, તો તે જીવ પદાર્થ શાશ્વતો નથી એમ કેમ કહેવાય ? વળી કહ્યુ છે કે અતીંદ્રિય, એવો જે જીવ છે, તેને ચર્મચક્ષુવાળા મનુષ્ય, દેખતા નથી અને સર્વજ્ઞ એવા સિદ્ધપુરુષો, તથા જ્ઞાનસિદ્ધ એવા યોગી પુરુષો દેખે છે. વળી તેં કહ્યું કે તે જીવ, શંખના શબ્દની જેમ સભળાતો નથી તથા ભાતના ઓસામણ પ્રમુખ રસ સમાન રસરુપે દેખાતો નથી ? તેનો ઉત્તર તો તે પૂર્વોક્ત ઉત્તરમાં આવીજ ગયો. કારણ કે જે અતીંદ્રિય હોય તે સંભળાય નહીં, તેમ તે રસની જેમ દેખાય પણ નહી. વળી હે કપિંજલ ! તે કહ્યુ કે પચમહાભૂતના સમુદાયથી શરીરોમા પોતાની મેળે ચૈતન્યશક્તિ ઉત્પન્ન થાય છે, જેમ કે ગુડાદિકદ્રવ્ય યુક્ત મદિરામાં પોતાની મેળે માદકશક્તિ ઉત્પન્ન થાય છે ? તો ત્યા કહુ છું, તે સાંભળ. કે જે તુ પચ મહાભૂત કહે છો, તો તે પચમહાભૂતને તમે સચેતન કહો છો કે અચેતન ! જો તું સચેતન કહેતો હો, તો તો અમોને ઇષ્ટાપત્તિ છે, એટલે અમે તે પૃથિવ્યાદિક સર્વને એકેન્દ્રિય કહીએ છીએ, અને એમ કહેવાથી અમારી જેમ તે પણ જીવ પદાર્થ માન્યોજ કહેવાય, તો વાદજ કયા રહ્યો ? અને જો તે પચમહાભૂતને તુ અચેતન કહેતો હો, તો તે અચેતનના સમુદાયથી ચૈતન્યપરિણામ થાયજ કેમ ? અને વળી જો તે પ્રત્યેક મહાભૂત અચેતન છે, તો તેને પોતાની મેળે સમુદાયપણે મળવાની શક્તિ પણ કેમ સભવે ? તેથી તારું જે આ અજ્ઞાનપણાનું બોલવુ છે, તે સર્વ વ્યર્થ છે. વળી તે કહ્યુ કે ગુડાદિક દ્રવ્યોથી બનેલા મદિરામા જેમ માદકશક્તિ પોતાની મેળે જ ઉત્પન્ન થાય છે, તેમ

આ શરીરોમાં પણ પંચમહાભૂતના મળવાથી ચૈતન્ય શક્તિ સ્વતઃ ઉત્પન્ન થાય છે? તો ત્યાં કહું છું, તે સાભળ કે જો એમ કોઈ દ્રવ્યો એકત્ર મળવાથી સ્વતઃ માદકપ્રમુખ શક્તિ ઉત્પન્ન થઈ જતી હોય, તો નદીની વેણુ, કાકરા, ધૂળ, ઘાસ વગેરે કદાચિત્ જો એકઠાં થઈ જાય છે, તો તેથી કોઇ પણ તરેની શક્તિ કેમ ઉત્પન્ન થતી નથી? પરંતુ હે દ્વિજ! જેની મદિરા થાય છે, તે ગોળ વગેરે પ્રત્યેક વસ્તુમાં પ્રથમથી જ માદકશક્તિ અંતર્ગત રહેલી છે તેથી તેમાં માદકશક્તિ ઉત્પન્ન થાય છે, નહિં તો થાય જ નહિં. માટે હે ભાઇ! જીવ પદાર્થના અસ્તિત્વમાં કંઈ પણ તે જીવના સિદ્ધપણા માટે ઘણા જ ઉદાહરણો, જૈનશાસ્ત્રમા બતાવ્યા છે, પરંતુ તે ઘણા હોવાથી તેને હાલ કહેવાથી પાર આવે તેમ નથી? આ પ્રમાણેની યુક્તિના પ્રત્યુત્તરથી નિરુત્તર કરેલો તે કપિંજલ પુરોહિત, ચૂપ થઈ બેસી રહ્યો. ત્યારે કરુણાસમુદ્ર એવા ગુરુએ કહ્યું કે હે કપિંજલ! આ તને જે કુબોધ લાગ્યો છે, તે તારા પોતાના જ સ્વભાવથી નથી લાગ્યો, પરંતુ સ્વકૃતપાપથી અંધ તથા દૃઢમિથ્યાત્વી એવા કેશવનામના તારા મામાના સંગથી લાગ્યો છે.

**મોહંધયાર પિડિયા, પાવિઉ કાસાદુરંત દુક્ખાઇં ॥**
**નટ્ઠા નાસંતિ પરં, તુચ્છા મિચ્છોવએસેહિં ॥ ૧ ॥**

અર્થ મોહરુપ અંધકારથી પીડિત એવા પ્રાણીઓ દુરંત દુખોને પામે છે, અને વળી તે નષ્ટ અને તુચ્છ એવા જીવો, બીચારા બીજા જીવોને પણ મિથ્યાત્વોપદેશથી દુરંત એવા દુખના ભોક્તા કરે છે તે સાભળી ત્યા બેઠેલો તે પુરુષોત્તમ નામે રાજા સંશયને પ્રાપ્ત થઇ બે હાથ જોડીને ગુરુને પૂછવા લાગ્યો, કે હે ભગવાન! આપે હાલ કપિંજલ પુરોહિતને કહ્યુ કે તારો મામો કેશવ પૂર્વકૃત દુષ્કર્મોથી અંધ થયેલો છે તથા તે મિથ્યાત્વી છે. તો હે વિભો! તે કેશવે પૂર્વ જન્મમાં શુ પાપ કર્યા હતા, કે જેથી તે અંધત્વને તથા મિથ્યાત્વને પ્રાપ્ત થયો છે? તે કૃપા કરી કહો ગુરુ બોલ્યા કે

એક વસંતપુરનામે નગર હતુ, તેમા એક વીરાંગદનામે રાજા હતો. તે ચંદ્રમા સમાન ઉજ્જ્વલગુણવાળો હતો. પરંતુ જેમ ચંદ્રમામા કલંકની જેમ રાજામાં પણ એક મૃગયારમવારૂપ કલંક હતુ હવે એક દિવસ તે મૃગયા રમવા માટે પોતાના પુરની પાસે એક અરણ્ય હતું, ત્યાં આવ્યો અને ત્યા તો કેટલાક બિચારા નિરપરાધી વનેચરો ઉભા હતા, તેને જોયા. જોઇને, ધનુષ્યમા બાણ ચડાવી તે બાણને તે વનેચર સામો સાંધ્યો, ત્યાં તો તે વનેચરો સમજી ગયા કે આ અમને મારવા આવ્યો છે, તેમ સમજી તે તત્કાલ ભયભીત થઇને ત્યાંથી એકદમ દોડવા લાગ્યા. ત્યારે તે રાજા પણ તેની પાછળ અશ્વરૂઢ થઇને દોડયો. કેટલાક વનેચરોને બાણોથી મારીને લોથ કરી નાખ્યાં. ત્યારે તેની પાછળ અશ્વો પર બેસી દોડયા આવતા તેના અનુચરો તેની પ્રશસા કરવા લાગ્યા કે હે મહારાજ! આપનામા ઘણું જ શૌર્ય છે? પોતાની પ્રશંસા સાભળી હર્ષથી તેના રોમાંચિત ઉભા થયા. આ પ્રમાણે મૃગયાસક્ત એવા તે રાજકુમારે એક પર્વતની નિકટના

વનને વિષે ઝાડમાં સંતાઇ બેઠેલા એક સુવરના બચ્ચાને દીઠો, બાણુ છોડયું, પરંતુ તે બાણુ સુવરના બચ્ચાને ન વાગતાં ઝાડની પાસે કાઉસ્સગધ્યાને બેઠેલા કોઇ એક સાધુને વાગ્યું. પછી વીરાંગદકુમારે વિચાર્યું જે બાણુ તો લાગ્યુ પરતુ તે વ્યક્તિનો દીનશબ્દ કરી રૂદન જણાયું નહિં. માટે હું ત્યા જઈ જોઉ તો ખરો, કે તે બાણુ તેને જ વાગ્યું છે, કે કોઇ બીજાને ? એમ વિચાર કરી તે એકદમ ત્યાં આવીને જ્યાં જોવે, ત્યાં તો તે સુવરના બચ્ચાને તો બીલકુલ દીઠો જ નહિં. પરંતુ કાઉસ્સગ્ગધ્યાને રહેલા, તથા જેના પગમાં બાણુ વાગવાથી રુધિર ચાલ્યું જાય છે, એવા કોઈ એક સાધુને દીઠા, તે દેખતાં જ વીરાંગદકુમારને મનમાં અત્યંત સભ્રમ થઇ ગયો, અને તે વિચારે છે કે હુ મહાપાપી થયો ? અરે ! હું ભયકર કર્મ કરનારો થયો ! કારણુ કે આવા નિર્મલ, ધ્યાનાસક્ત એવા નિરાપરાધથી સાધુને મેં વિના કારણુ બાણુ માર્યું, હા !!! હવે હું શું કરું ! કયા જાઉ !! અરે તો પણુ કાંઈક ઠીક થયું ? જો કદાચિત્ આ મારા બાણુથી આવા ઉત્તમ સાધુ મરણુ શરણુ થઈ ગયા હોત તો મને ઘોરાતિઘોર નરકમાં પણુ સ્થાન મલત નહિ ! અર્થાત્ અનિર્વચનીય એવા નરક દુઃખને ભોગવતાં લાખો જન્મ થાત, તો પણુ મારો દુઃખમાંથી પાર આવત નહિં. એવી રીતનો વિલાપ કરીને તે રાજા, ધ્યાનાસક્ત એવા તે સાધુના ચરણુમાં પડી ગયો, અને મોટા અવાજે કહેવા લાગ્યો કે, હે કારુણ્યનિધે ! હે કૃપાસાગર ! હે ત્રિજગજ્જ વત્સલ ! પાપી, અને દુષ્ટકર્મ કરનાર એવા મારાથી અજાણુતાં તમોને બાણુ વાગ્યું. માટે તે પાપથી તથા જગતમા થતા અપયશથી મને કોઇપણુ રીતે મુક્ત કરો ! કારણુ કે હાલ જેવું, મેં કર્મ કર્યું છે, તેવા કર્મને કદાચિત્ કોઈ ઉગ્ર પાપી હોય, તે પણુ કરે નહિં. પણુ આપ દયાલુ છો, તેથી મારી પર દયા કરી પ્રસન્ન થાઓ. વળી આપ સરખા જે મહાત્મા પુરુષો છે, તે કૃપા કરી મારા જેવા અજ્ઞાની જનના મોટા પણુ અપરાધને ક્ષમા કરે છે. અને હે પ્રભો ! જો આપને કાંઈ શિક્ષા કરવી હોય, તો પણુ મે આ મારુ સર્વ શરીર આપને અર્પણુ કરેલું છે, તેથી જેમ આપને ભાસે તેમ આપ શિક્ષા કરો. આ પ્રમાણે ઘણી જ વિનતિ કરી, તો પણુ ધ્યાનાસક્ત એવા તે મુનિ કંઇ પણુ બોલ્યા નહિં, ત્યારે પાછો તે રાજા વધારે દુખી થઈ વિનતિ કરવા લાગ્યો કે, હે ભગવન્ ! હું વસંતપુરનો વીરાંગદનામે રાજા છું, તેથી આપને અનુકંપા કરવા યોગ્ય છુ. વળી હે દીનવત્સલ ! આપ મને કાંઈ પ્રત્યુત્તર દેતા નથી તેનું કારણુ શું છે ? હે ભગવન્ ! હું જાણું છુ, કે આપ જેવા પુરુષ કોપ કરે, તો તે કોપે કરી ત્રણુલોકને પણુ બાળી ભસ્મ કરી નાખે ! તથા આપ આપી સ્વર્ગમા રહેલા ઇન્દ્રને પણુ ઇન્દ્રાસનથી એકદમ હેઠો નાખી શકો માટે હે કૃપાલુ ! આપ જેવા દયાલુ પુરુષ જો દયા કરે, તોજ મારા સરખા પાપી જીવથી જીવાય નહિં તો જીવાય નહિં. વળી હે પ્રભો ! જ્યાં સુધી આપ મારી પર કૃપા નહિ કરો, ત્યા સુધી મારો આત્મા કંપાયમાન રહેશે. હે મુનીન્દ્ર જો હવે આપ દયારુપ જ્યોત્સ્નાથી મને નહિં શીતલ કરો, તો કૃતાપરાધ એવો હું જરૂર પાપરુપતાપથી બળી ભસ્મ થઈ જઈશ ?

આ પ્રકારના ચાટુવચનરચનામાં પટુ એવા તે રાજાનાં વાકય સાંભળી કાઉસ્સગ્ગધ્યાનથી જાગ્રત થયા એવા મુનિ બોલ્યા કે હે રાજન્ ! કંઈ પણ ભય રાખ નહિં. અપરાધ કરનારા પ્રાણી પર પણ અમે જૈન મુનિ તે કોપ કરીએ નહીં, તો તું તો વળી કૃતાપરાધનો પશ્ચાત્તાપી તેથી તારી પર તો કેમ જ કરિએ ? વળી અમે તો શું ? પરંતુ અમારા જેવા બીજાઓ પણ તારી પર કોપ કરે નહિં. પણ હે રાજન્ ! તને યત્કિંચિત્ હું હિતોપદેશ કરૂં છું, તે સાભળ. કે હે ભાઈ ! જો આ વિષયભોગોના સયોગને, અને યૌવનને તથા જીવિતને પણ કરિકર્ણસમાન અતિચંચલ માની તે અતિ ચંચલ એવા વિષય-ભોગાદિકના સ્વલ્પસુખ માટે જીવપ્રાણી માત્રે કોઇ પણ વખત પાપમાં પ્રીતિ કરવી નહિં વળી હે રાજન્ ! આ સંસાર ભોગાસક્તપ્રાણી, એમ પ્રત્યક્ષ રીતે જાણે છે, જે આ ઇન્દ્રિયના ભોગ ભોગવવા કરીએ છીએ, અને વળી તે પાપ નરકાદિકના દુઃખે કરી ભોગવવુ પણ પડશે, તો પણ તે પ્રાણી પાપકર્મ કરતા બંધ થતા નથી. જેમ કે કોઈ મિંદડો દૂધ પાનમાં આસક્ત થયેલો હોય, તેને આપણે લાકડી વિગેરેથી મારીએ ત્યારે તે જાણે છે, કે આ માર મને દુગ્ધ પાન કરવાની આસક્તિથી પડે છે, તો પણ તે દૂધપાનને છોડતો નથી. હે રાજન્ ! હિંસા કર્મરૂપપાપપ્રસંગનો પરિત્યાગ કરી તું ધર્મમાં મન કર. વળી હે રાજન્ ! હાલ જે તું જીવહિંસા કરે છે, તે કેવી છે ? તો કે આપત્તિનું મૂલ છે, મોક્ષની પ્રતિકૂળ છે, સહુ કોઈ પ્રાણીઓને દુઃખની દેનારી છે, તે માટે પ્રથમ તો તે હિંસા કરવાનો જ ત્યાગ કર. માટે તારે ધર્માંરાધનમાં જ પ્રતિદિન પ્રતિદિન પ્રીતિ રાખવી અને અનંત દુ.ખકારક એવાં હિંસાપ્રમુખ પાપકર્મોનો ત્યાગ જ કરવો. આ પ્રકારે તે મુનિના કરેલા ઉપદેશને સાંભળતાં જ કપાઈ ગઈ છે. મિથ્યાત્વરૂપ ગ્રંથિ જેની અને સમકિતબોધ પામેલો એવો તે વીરાંગદ રાજા, હર્ષે કરી તે મુનિને સવિનય કહેવા લાગ્યો કે હે ભગવાન્ ? દેશનારૂપ અમૃતદાને કરી આપે મારી ઉપર અનુગ્રહ કર્યો. માટે હે મહારાજ ! હવે મને જેવાં ઘટે તેવાં ગૃહસ્થધર્મરૂપ શ્રાવકનાં બાર વ્રત ઉચ્ચરાવો ? ત્યારે ગુરુએ પણ સમ્યકત્વમૂલ દ્વાદશવ્રત રૂપ ગૃહસ્થાશ્રમ ધર્મનો ઉપદેશ કર્યો. એ સાભળી તે વીરાંગદ રાજા પણ યથાશક્તિ તે શ્રાવકના વ્રતને ગ્રહણ કરી પોતાના કરેલા અપરાધને ખમાવીને ઘેર આવ્યો. પછી ગુરુના કરેલા ઉપદેશ પ્રમાણે ધર્મને પાળી અનુક્રમે તે શુદ્ધ શ્રાવક થયો.

હવે તે ગામમાં જીવ અજીવનું તત્ત્વ જેણે જાણ્યુ એવો અને કદાગ્રહથી વિમુક્ત, વિમલ-બોધના માર્ગને અનુસરતો એવો કોઈ એક જિનપ્રિય નામે શ્રાવક રહે છે. તે પ્રતિદિન વીરાંગદ રાજા પાસે આવી તે રાજાને ધર્મમાં સ્થિર કરવા માટે અનેક રીતે ધર્મોપદેશ આપે છે. સાધુઓનાં વખાણ પણ કરે છે અને તે રાજા પણ તેની જે કાંઈ વાત હોય, તેને ઘણા જ માનથી સ્વીકારે છે, કારણ કે તેની પર તે રાજાનો ધર્મગુરુ સમાન ભાવ છે. વળી રાજા સામાયિક, કે પોષધ, કે જિનપૂજા પ્રમુખ કાંઈ પણ ધર્મકૃત્ય કરે છે, ત્યારે તેની સાથે જ કરે છે. હવે તેજ ગામમા કોઇએક મોહન નામે વૈશ્ય રહે છે, તેને

સ્વજનનું તથા દ્રવ્યનું કે બીજા કોઈ પ્રકારનું સુખ નથી તેથી તેણે વિચાર્યું જે હું જો ઉપરથી દેખવા માત્ર શ્રાવક બનું,તો આ ગામમાં મારી આજીવિકા ચાલે, કારણ કે આ રાજા જે છે, તે ઉત્તમ શ્રાવક છે? એટલે ભાવ વિના ઉપરથી જ શ્રાવક જેવુ આચરણ કરવા લાગ્યો. હવે એક દિવસ તે મોહન જિનપ્રિય નામા શ્રાવકને મલ્યો, અને પોતાની આજીવિકા માટે તેને કહેવા લાગ્યો કે હે સત્પુરુષ ! હે સાધર્મીક ભાઇ ! તમો પ્રતિદિન રાજાને ત્યાં જાઓ છો, અને રાજા શુદ્ધ શ્રાવકધર્મ પાળે છે, તો મને મહેરબાની કરી તેમનો મેલાવ કરાવો, જેથી હું એવા ઉત્તમ શ્રાવકની નિશ્રાથી યથેચ્છિત ધર્માચરણ કરું ? તે સાભળી સાધર્મિપ્રિય એવા ગામનો રાજા જે છે તે જિનપ્રિયશ્રાવકે કહ્યું કે ઠીક છે, જ્યારે હું રાજા પાસે જાઉં, ત્યારે તમો મારી સાથે આવજો પછી જ્યારે જિનશ્રાવક રાજા પાસે જવા તૈયાર થયો, ત્યારે મોહન ત્યા આવી તે જિનપ્રિય શ્રાવકની સાથે રાજા પાસે ગયો. અને ત્યાં જઈ ઉપરથી શુદ્ધશ્રાવક સમાન ભાવયુક્ત વાર્તા કરવા લાગ્યો, તે જોઈ રાજાએ ભદ્રીકભાવથી જાણ્યું જે અહો ! આ કેવો સારો શ્રાવક છે ? વળી કેવો ગરીબ છે ? માટે તેને જિનપૂજનના કાર્યમાં રાખીએ ? અને તેને કાંઇક આજીવિકાનો બંદોબસ્ત પણ કરી આપીશું ? એમ વિચારી તે મોહનની જિનપૂજનના જ કાર્યમા યોજના કરી. તથા આજીવિકા પણ કરી આપી. હવે મોહન ત્યાં રહી તે રાજાનો પ્રતિદિન પોતાની પર ભાવ વધારવાના દેખવામાત્રજ અત્યંત ભાવ બતાવી સાયંકાલે શ્રાવકોની સભા કરી ઉત્તમ એવા શ્રાવકધર્મનો ઉપદેશ કરવા લાગ્યો, તેથી તેને સહુ કોઈ શ્રાવકો આ ઘણો જ ઉત્તમ શ્રાવક છે, એમ માનવા લાગ્યા. એક દિવસ વીરાંગદ રાજાએ પોતાના પુત્ર વીરસેનકુમારને રાજ્યધુર ધારણમાં સશક્ત જાણી મધ્યરાત્રે ધર્મજાગરિકાએ જાગ્રત થઈ, સંસાર પર વૈરાગ્ય આવવાથી પ્રાતઃકાલમા તે મોહનને બોલાવી આજ્ઞા કરી કે હે ભાઇ ! કોઇ પણ ઠેકાણે જો ધર્માચાર્ય મુનિ આવ્યા હોય, તો તપાસ કરો કારણ કે મારે તે ધર્માચાર્ય પાસે દીક્ષા લેવી છે, અને તેવા ઉત્તમ ગુરુની સેવાથી કરી મારા આત્માને સંસારાંબુધિથી તારવો છે ? તે સાંભળી મનમાં ખેદ પામી ઉપરથી ભાવ દેખાડી મોહન બોલ્યો કે અહો રાજન્ ! આ વિચાર તો આપે ઘણો જ ઉત્તમ ધાર્યો ? એમ કહી મનમાં વિચારવા લાગ્યો કે અરે ! આ તો મારે દુઃખ થવાનું થયું, કારણ કે જ્યારે આ રાજા સાધુ થઈ ચાલ્યો જાશે, ત્યારે મારી આજીવિકા કેમ ચાલશે ? અને પછી હું શું કરીશ ? માટે આડોઅવળો બહાર જાઉં અને આવીને કહું કે દીક્ષા દેવામાં જેવા જોઈએ તેવા ધર્મગુરુ ક્યાં પણ મલતા જ નથી. એમ કહીને આ રાજા ગૃહસ્થભાવમાં જ રહે, તેવો ઉપદેશ કરી તેને ચારિત્ર લેતો અટકાવું ? એમ વિચાર કરી રાજાની આજ્ઞા લઈ ગુરુને શોધવાના મિષથી બેચાર ઘડી બહાર જઇ પાછો રાજા પાસે આવી હાથ જોડી વિનતિ કરી કહેવા લાગ્યો કે હે રાજન્ ! મે ધર્મગુરુને ઘણા ઠેકાણે શોધ્યા, તથા તેનો બીજા માણસોને મોકલીને દૂર સુધી શોધ પણ કરાવી, પરંતુ તેવા સુધર્મી ધર્મગુરુ કોઇ પણ

સ્થલે ઉપલબ્ધ થતા નથી માટે મારો મત તો એમ છે, કે- આપે ચારિત્રજ લેવુ નહી. કારણ કે આપણા જેવાથી ચારિત્ર પાલવુ બહુ જ કઠિન છે. પ્રથમ તો આપણુ મન જે છે, તેજ પીપલાનાં પત્ર જેવુ અતિચંચલ છે, વળી આપણી ઇન્દ્રિયો જે છે, તે નિરંતર વિષયાભિલાપયુક્ત રહે છે. અને પ્રમાદ જે છે, તે તો સહુ કોઇને દુસ્ત્યજજ છે, તો આપણું તો શુ જ કહેવું ? વલી હે રાજન્ ! આપણા જેવા કાયર પુરુષો તો અષ્ટાદશ શીલાગ વ્રતો કોઈ પણ દિવસ ધારણ કરી શકે નહિં. અને પૂર્વે જે વ્રતો મહુર્ષિઓએ પાળેલાં છે, તે વ્રતો શું આપણાથી પાળી શકાશે ? ના નજ પાળી શકાય ? તેમાં વળી બીજા વ્રતો તો કદાચિત્ મહાકષ્ઠે કરી પળાય, પરંતુ બ્રહ્મચર્યવ્રત તો પળાય નહિં, એ સર્વ ખટપટ મૂકી દઇને હાલ જે ગૃહાસ્થાવાસ છે, તેજ પુણ્યાવાસ છે, એમ જાણી તેમાંજ રહેવુ યોગ્ય છે. અને હે નૃપ ! આ ગૃહસ્થાવાસમાં જ રહી દાન, પુણ્ય, ધર્મ, વ્રત, તપ, નિયમ જો પાળીએ, તો તે ગૃહસ્થપણામાં રહેવું પણ ઉત્તમ જ છે. હે રાજન્ ! આ ઉપદેશ હું આપને જ કહુ છું, તેમ નથી, પરંતુ મને પણ આપની જેમ વળી સંસાર પર વૈરાગ્ય થવાથી સંયમ લેવાની ઇચ્છા થઈ હતી, તેથી મેં પણ હાલની જેમ શુદ્ધ ચારિત્રધારી ધર્મગુરુ શોધવા માંડ્યા હતા, પરંતુ તે દિવસ તેવા ગુરુ મને પણ મલ્યા નહિં વળી બીજા હાલ જે મે કહ્યાં, કે આપણાથી સંયમ ન પલે, તે કારણોથી થઇ હજી સુધી હુ આ ગૃહસ્થધર્મમાં જ વર્તું છું. વળી હે રાજન્ ! ચારિત્ર લઈને તે ચારિત્રનો ત્યાગ કરવો, તે પર્વતથી નીચે પડ્યા જેવું છે, અને ગૃહસ્થાશ્રમમા રહી તે ગૃહસ્થવ્રતનો ત્યાગ કરવો, તે માચાથી નીચે પડ્યા જેવું છે. જે પર્વતથી પડે તેને જેવું દુઃખ થાય છે, તેવું દુઃખ માંચાપરથી પડનારને થતુ નથી માટે આપને ગૃહસ્થધર્મમા જે રહેવુ તેજ ઉત્તમ છે. આવા વચન મોહનનાં સાંભળી વીરાંગદ રાજા ઉંડો વિચાર કરવા લાગ્યો કે અહો ! આ મોહનીઓ તો ઉત્તમ એવા મોક્ષકારક મહાવ્રત એવું જે ચારિત્ર તેને નિંદે છે. અરે ! આવાં વાક્યો તો આ લોકમાં અને પરલોકમાં દુઃખદાયક જ થાય છે. આ કેવો અજ્ઞાની છે કે, જે આવાં મિથ્યા વચન કહીને ચારિત્ર લેવામા વિઘ્ન કરે છે ? જેમ કોઇ ખેડુત માણસ, માલ લાવવો, સાચવવો, વેચવો, નામું લખવુ, હિસાબ રાખવો, એ વિગેરેનો ભય દેખાડીને વ્યાપાર કરનારા વ્યાપારીને વેપાર કરતો અટકાવે, અને પોતાની ખેડનાં વખાણ કરી તે ખેડ કરવાનો ઉપદેશ કરે, તેમ મોહનીઓ પણ સાધુકર્મ રૂપ વ્યાપારને નિંદીને તે ધર્મને સ્વીકારવાની ના કહે છે અને ગૃહસ્થધર્મ રૂપ ખેડને વખાણી તેમા જ રહેવાનો ઉપદેશ કરે છે. વળી આ મોહનીયાના કહેવા પ્રમાણે પ્રમાદથી લોકોત્તર માર્ગને વિષે જો વિઘ્નોનું ચિંતવન કરીએ એટલે મહાદુસ્તર એવું ચારિત્રવ્રત તે કેમ પળાય ? એમ જો વિચાર કરીએ તો તો પછી મોક્ષશ્રીનોજ અભાવ થાય. કારણ કે સર્વત્ર પ્રસિદ્ધ મોક્ષસાધક તો યતિધર્મ જ તે, તે ધર્મ નો જે જીવે અંગીકાર નથી કર્યો, તે જીવની સદ્‌ગતી થતી જ નથી ? માટે

આવા વાક્ય બોલનાર એવા આ મોહનીયાની સાથે વાત કરવાની પણ મારે હવે શી જરૂર છે? પરંતુ આ વાત હું જિનપ્રિય શ્રાવકને બોલાવીને કહી બતાવું કે જેથી તેને પણ આ મોહનીયાનાં ભાવની માલૂમ પડે, અને જે કાંઈ કહેવાનું હોય તે કહે પણ? એમ વિચારી જિનપ્રિય શ્રાવકને તેડાવી પોતાને જે વાત મોહન સાથે થઈ હતી, સર્વ વાત સવિસ્તર કહી આપી. તે સાંભળી જિનપ્રિય મોહનને કહેવા લાગ્યો, કે

હે મોહન! જેવું તારુ નામ છે, ગુણ પણ તેવા જ છે. કેમ તારું નામ મોહન હોવાથી ભદ્રીક ભાવી રાજાને સંયમગ્રહણ કરવામા ખોટાં અને ધર્મથી પ્રતિકૂળ એવાં વાક્યોથી મોહમાં નાખે છે? શીલાંગવ્રત પાળવા તે ઘણાં જ કઠિન છે એ સર્વ જે કહ્યુ, તે તે શું સમજીને કહ્યું? વળી હે મૂર્ખ? સાંભળ. જે સાહસિક પુરુષો છે, તેને ચંચળ એવું એવું ચિત્ત શું કરી શકે છે? તથા તેને પ્રબળ એવો ઇન્દ્રિયવર્ગ પણ શુ કરી શકે છે? વળી પ્રમાદ પણ તેને શું કરે છે? નિરંતર સ્વાધ્યાય, ધ્યાન, તપ તેને વિષે રહેલા, ગુરુના વચનમાં નિરત અને ભવભ્રમણથી ભય પામતા એવા અનાગાર સાધુઓનું ચિત્ત, કોઈ દિવસ પાપકર્મને વિષે જાય? ના નજ જાય. વળી અષ્ટાદશ શીલાંગરથના ધુરાને વહન કરવાને સમર્થ એવા સાધુરૂપ જે વૃષભ છે, તે શુ શીલાંગ રથનો ચાલતાં ચાલતાં અર્ધ માર્ગમાં ત્યાગ કરે? ના નજ કરે એમ કરતાં કદાચિત્ તે પુરુષ, કોઈએક કર્મના દોષે શિવમાર્ગમા ચાલતાં ચાલતાં સ્ખલન થઈ જાય, તો શું તે માર્ગમાં શીલાંગરથને વહન કરી બીજાએ ન ચાલવું? વળી હે જડ! સાંભળ કોઈક વહાણમા બેસનારા પુરુષવાળું વહાણ તે બેસનારના કર્મયોગે કદાચિત્ ભાગી ગયુ હોય, તો પછી બીજા પુરુષોએ તે વહાણમાં શું ન બેસવુ? વળી આ તારા કહેલા દૃષ્ટાંતથી બોધ થાય કે સંયમવ્રત ધારણ કરવા ઇચ્છનારને સંયમ લઇ મૂકવો નહિ તેવો બોધ થાય છે. પણ જે દૃઢવૈરાગી હોય, તે સંયમ લઇને છોડે નહીં અને હે મોહન! જે પાપી પુરુષ, તારા સરખી પોતાની કલ્પિતયુક્તિઓએ ચારિત્ર ગ્રહણ કરવામા સમુત્સુક થયેલા જનને ચારિત્ર લેતા બંધ કરે છે, તો તે બધ કરનાર પુરુષ, નરક, તિર્યંચ વિગેરે લાખો ગમે દુઃખોનુ ભાજન થાય છે. માટે હે અજ્ઞાની! તેવા વાક્યરૂપ પ્રત્યક્ષ નિન્હવથી તારામા ગુપ્ત રીતે મિથ્યાત્વ જ ભર્યું હોય, એમ દેખાય છે વળી તે કહ્યું કે તેવા શુદ્ધવ્રતધારી સાધુનું તો મલતા જ નથી? તો હે અજ્ઞાની! સર્વ સંગવિમુક્ત, પંચ મહાવ્રતધારણ ધીર, પાચ સમિતિ, ત્રણ ગુપ્તિથી યુક્ત, જ્ઞાન, ધ્યાન અને તપ, તેમા લીન એવા ગુરુઓ તો પ્રત્યક્ષ રીતે વિચરે છે, અને અમોને દર્શન પણ થાય છે, પણ હે મિથ્યાદૃગ્! તું મિથ્યાદૃષ્ટિ છે તેથી તને તે યતિવર્ગનાં દર્શન ક્યાંથી થાય?

નિર્ગ્રંથ, અને સ્નાતકનો તો એ પુલાક સાથે વિચ્છેદ થયો છે એટલે એ ત્રણેનો હાલ વિચ્છેદ થઈ ગયો છે. પરંતુ બકુશ અને કુશીલ એ બે નિર્ગ્રંથ તો જ્યા સુધી તીર્થ પ્રવર્તશે, ત્યાં સુધી રહેશે. હવે હે મોહન! જો તું ભયાનક એવા ભવારણ્યમા ભમવાની

ઈચ્છા ન કરતો હો તો હાલ તે જે દુર્ભાષિવચન કહ્યા છે, તેની તું ગુરુપાસે જઈ આલોચના લે આ પ્રકારે જિનપ્રિય શ્રાવકે તેને ઘણા હેતુવાદો કહી નિરુત્તર કર્યો. તેથી તે મોહન કાંઈ પણ બોલ્યો નહિ, તેમ દુર્ભાષિતનુ દુષ્કૃત પણ આલોચ્યું નહિં. ત્યારે તે જિનપ્રિય શ્રાવકે જાણ્યુ જે અહો ! આ તો ખરે ખરો ધર્મધ્વજજ છે, અર્થાત્ આ કાંઈ ખરો શ્રાવક નથી. એમ જાણી રાજાની જેમ પોતે પણ તેની સાથે કામ વિના બોલવાનો વ્યવહાર છોડી દીધો. પછી તે જિનપ્રિય શ્રાવક વીરાંગદ રાજાને કહેવા લાગ્યો, કે હે રાજન્ ! તમો આ પ્રમાણે સંયમ લેવાને ઈચ્છા કરો છો, તેથી તમોને ધન્ય છે, કારણ કે સંયમ સિવાય જીવનો મોક્ષ થતો નથી. અને તમારા જેવા ચારિત્ર ગ્રહણ કરનારાના મનોરથને જે પુરુષ ભાગે છે, તે પુરુષનુ કોઇ દિવસ કલ્યાણ થતું નથી વળી હે રાજન્ ! દેવ અને ગુરુ, તેના ચરણારવિંદના પ્રતાપથી તમારા ધારેલા સર્વમનોરથ સફલ હો. અને હે દેવ ! સંયમની ઇચ્છા છે, માટે સયમને ગ્રહણ કરો, હું પણ તમોને સંયમગ્રહણ કરવામાં યથા શક્તિ સહાયક થઈશ હે વિભો ! જો તમો ગુરુની વાટ જોતા હો, તો ગત દિવસે જ શાંત, દાંત એવા જયકાંત નામે મુનીશ્વર તમારા ઉદ્યાનને વિષે જ સમોસર્યા છે, માટે હે સ્વામિન્ ! તેની પાસે જઈ તે શીઘ્ર માર્ગ સાધી લો. આ પ્રકારનાં જિનપ્રિય શ્રાવકના વાકય સાભળી તે વીરાંગદ રાજા અત્યંત હર્ષાયમાન થઈ, તરત તે ગુરુની પાસે જઈ તેમને નમન કરી યોગ્યસ્થાન પર બેઠો ત્યારે ગુરુએ દેશના મધુરધ્વનીથી દેશના આપી. પૂજ્ય મુનિવરની સંસારની અસારતા સાભળીને પરમાર્થનું ચિંતવન કરી જીવિતની પણ અનિત્યતા જાણીને તે વીરાંગદ રાજા મોક્ષસાધનમા ઉત્સુક થયો તેથી તેણે શુભ દિવસને વિષે પોતાના પુત્ર વીરસેનકુમારને રાજ્ય ગાદી આપી. અને જિનપ્રિય શ્રાવક, તેની સ્ત્રી, મંત્રી, સામંત, શ્રેષ્ઠી પ્રમુખની સાથે તે શ્રી જયકાંત મુનીશ્વરની જ પાસે દીક્ષા લીધી. પછી ક્રમે કરી તે મુનિ અગ્યાર અંગો ભણ્યા. દશ પ્રકારે તથા અનેક પ્રકારે મુનિઓનું વૈય્યાવૃત્ય કરવા લાગ્યા, અને તે વૈય્યાવૃત્યે કરી તે મુનિએ પુણ્ય સામગ્રી ઉપાર્જન કરી પછી છટ્ઠ અટ્ઠમાદિક એવાં ઉત્કૃષ્ટ તપોથી સર્વકર્મોને ખપાવી અનશન વ્રત અંગીકાર કરી, સમાધિમરણે કાલ કરીને તે વીરાંગદ રાજા શુક્રકલ્પનો ઇન્દ્ર થયો અને તેની સાથે જે જિનપ્રિય શ્રાવક હતો, તે પણ શુક્રદેવલોકને વિષે મહર્દ્ધિક સામાયિક દેવતા થયો

હવે તે મોહન જે હતો તે પ્રથમથી મિથ્યાત્વી તો હતોજ પરંતુ જ્યારે જિનપ્રિય શ્રાવકથી તિરસ્કારને પ્રાપ્ત થયો ત્યારથી તો તે સાધુનો દ્રોહી થયો. અને મનમા અત્યંત મિથ્યાત્વને ધરતો થકો પૌષધના અને આવશ્યકના મિષથી સાધુના ઉપાશ્રયમાં જવા લાગ્યો ત્યાં તે ઉપાશ્રયમા રહેલા સાધુના દોષો ગવેષવા લાગ્યો. એટલે તે લોટ ચાલવાની ચાળણી જેવા ગુણવાળો થયો જેમ ચાળણી છે, તે ચાલણને ગ્રહણ કરે, અને ઉત્તમ સારભૂત એવા લોટનો ત્યાગ કરે. તેમ આ મોહન પણ સાધુના દોષોનો ગ્રહણ કરે છે, અને તેમના જે ગુણો છે, તેમનો ત્યાગ કરે છે. વળી તે મોહન સાધુના દોષોને ગવેષી

તે દોષોને કેવલ મનમાંજ સમજી બેસી રહેતો નથી, પરંતુ તે સર્વ શ્રાવકોને ઘેર ઘેર જઈ કહેતો ફરે છે, કે હે શ્રાવકો ! આ વખતમાં કોઇ જૈન સાધુ તો સાધુના ધર્મ પાળતાજ નથી. તમે કહેશો કે તે વાતની તમને કેમ માલમ પડી ? તો કે સાંભળો. હું પોષધ તથા સામાયિક કરવા પ્રતિદિન ઉપાશ્રયમાં જાઉં છું તો ત્યા મે તે સાધુઓમાં પ્રત્યક્ષ રીતે દોષોજ દીઠા છે, તેમાં કોઈ પણ સાધુને સારી રીતે પરિપૂર્ણરીતે ચારિત્ર વ્રત પાળનારો દીઠો નથી. તે તેના દોષો કહું, તે સાભળો. કે તે ઉપાશ્રયમા રહેતા સાધુમાંહે કેટલાક સાધુઓ તો મુહપત્તિ બાંધ્યા વિનાજ બોલ્યા કરે છે. વળી કેટલાક સાધુ દંડાસનને હાથમા લઈને ચાલે છે. કેટલાક સાધુ તો આખો દિવસ સર્વ ક્રિયા છોડીને ઉંઘ્યાજ કરે છે. વળી કેટલાક સાધુ વિકથાજ કર્યા કરે છે. એક સાધુ પણ પર્વ દિવસના ઉપવાસ પણ કરતા નથી. કોઇ સાધુ શુદ્ધસૂત્ર પણ વાચી જાણતા નથી. કેટલાક સાધુ સ્વાધ્યાયાધ્યયન પણ કરતા નથી. માટે તે જોતા તો મને એમ લાગે છે, કે સર્વ સાધુ દોષથી ભરેલા છે. તેથી તેઓને જે અન્ન વગેરે વહોરાવવું, તે પણ સર્વ વ્યર્થજ છે આ પ્રકારના મૂઢપણાથી કહેલાં વચને કરી દાનશ્રદ્ધાળુ જે શ્રાવકો હતા, તેની શ્રદ્ધાનો સાવ નાશ કરી નાખ્યો તથા ભાવ પણ ઉતારી નાખ્યો. આ પ્રકારે સાધુનિંદક અને દુષ્ટ એવો તે મોહન કાલે કરી મુખપાકના રોગથી મરણ શરણ થઇ વિંધ્યાચલ પર્વતની અટવીને વિષે હસ્તી થઈને અવતર્યો. ત્યારે ત્યાં તેને વનચરોએ પકડી લીધો અને તે વનેચરોપાસેથી તેને કોઈએક ધનવાન્ વૈશ્યે મૂલ્ય દઈ વેચાતો લીધો. અને વળી તેણેપણ તે હસ્તીને મથુરા નગરીના રાજાને અર્પણ કર્યો અને તે રાજાએ આ શૂર હસ્તી છે, એમ જાણી વિષમ એવા સંગ્રામમાં જ્યારે લડવા જાય ત્યારે તેની પર પોતે બેસે, તેથી તેને સર્વ હાથીઓનો આગેવાન કર્યો.

હવે પૂર્વભવાભ્યાસથી તે હાથી સાધુઓનો દ્વેષી હતો તેથી પોતાના સ્થાનકથી નજીક એક વન છે, ત્યાં ધ્યાન કરતા કેટલાક સાધુઓનો શબ્દ સાભળ્યો. તેથી તે અતિક્રોધાયમાન થઇ પોતાને બાંધવાના આલાનસ્તંભને ભાગી ચિત્કારશબ્દ કરી એકદમ તે સાધુઓને મારવા દોડ્યો તે દોડતા મહાપાપના યોગથી રસ્તામાં એક મોટો અને ઉંડો ખાડો આવ્યો, તેથી તે ખાડામા પડી ગયો, અને પડતા માત્રમાજ તેના શરીરના ભારથી સર્વ અંગો ભાગી ચૂરો થઈ ગયા. તેવામાં કોઇ એક પુરૂષોએ આવી ગજમુક્તા લેવા માટે તેના કુંભસ્થળનું વિદારણ કર્યું, તેથી તેના દુઃખે તેજ ખાડામાં આર્ત્તધ્યાનથી મરણ પામી, રત્નપ્રભા નામે નરકભૂમિને વિષે ગયો, અને ત્યાં પણ તેણે ઘણીજ વેદના ભોગવી અને ત્યાંથી નીકળી શિચાણા નામે પક્ષી થયો, ત્યા પણ ઘણા પાપો કરી મરણ પામી વાલુકપ્રભાનામે નરક ભૂમિમા ગયો, ત્યાથી નિકળીને સિંહપણે ઉત્પન્ન થયો. તે સિંહપણામા પણ ઘણા જીવને મારી ઉગ્રપાપો બાંધી મરણ પામીને પંકપ્રભાનામે નરક ભૂમિમા ગયો, ત્યાં પણ ઘણીજ વેદના ભોગવીને ત્યાંથી નિકળી ધનપુર નામે નગરને વિષે કામદત્તાભિધ

વૈશ્યને ઘેર ચંદ્રદત્તા નામની સ્ત્રીનેવિષે પુત્રપણે ઉત્પન્ન થયો. હવે તે જરા મોટો થયો, ત્યારે તેનુ તેના પિતાએ સુમિત્ર એવું નામ પાડ્યુ.

હવે તેજ સમયને વિષે જિનપ્રિય નામે શ્રાવક હતો, તેનો જીવ સપ્તમ શુક્ર દેવલોક-માંથી ચ્યવી, તેજ પુરને વિષે વિનયંધરનામે શ્રેષ્ઠીની ગુણવતીનામે સ્ત્રીના ઉદરથી પુત્રપણે ઉત્પન્ન થયો. ત્યારે તેનુ ગુણધર એવુ નામ પાડ્યું. અનુક્રમે રમણીના મનને મોહ કરે, એવા યૌવાનવયને પ્રાપ્ત થયો પૂર્વભવના સંબંધથી ગુણધરને તે સુમિત્રપર ખરી પ્રીતિ થઈ અને પૂર્વાભ્યાસથી સુમિત્રને ગુણધર પર કપટપ્રીતિ થઇ, અર્થાત્ તે સુમિત્ર ઉપરથી પ્રીતિ બતાવે, અને મનમા વૈરભાવ રાખે. પછી તે બન્ને જણુ એકજ ઠેકાણે ક્રીડા વિગેરે કરે છે. તેમા પૂર્વ જન્મના પાપથી નિર્ધન થયેલા તે સુમિત્રના વસ્ત્રપ્રમુખ સર્વ હલકાં છે, તેથી તે ગુણધર સાથે રમતાં ફરતાં મનમા ઘણોજ લાજ પામે છે, પરતુ તે ગુણધર તેનું માન, સગાભાઈથી પણ વધારે રાખે છે. અર્થાત્ પોતે ધનવાન્ છે, તો પણ તેને કોઈ દિવસ ધિક્કારતો નથી. તેમ કરતા તે સુમિત્રનુ અન્ન વસ્ત્રોથી પાલન કરનારાં તેનાં માતા પિતા, મરણ પામ્યા તેથી તે ઘણોજ દારિદ્રદુઃખે પીડિત થવા લાગ્યો, અને તેનો સર્વ જનોએ ત્યાગ કર્યો, તથા તેનુ સહુ કોઇ હેલન કરવા લાગ્યાં ત્યારે સુમિત્રે વિચાર્યું કે દરિદ્રી, વ્યાધિવાન્, મૂર્ખ, પ્રવાસી અને નિરંતર પારકી ચાકરી કરનારો. એ પાચ જણુ તો જીવતા હોય તો પણ તેને મુવા જેવાજ જાણવા. તો તે પાચ પ્રકારના મનુષ્યોમાથી હું દરિદ્રી છુ. હવે તે દરિદ્રિપણુ પરદેશ જાઉ તો મટે. પરતુ મારે પરદેશ જાવું તો કયો દેશ સારો હશે? તે હુ આ ગુણધરને પૂછી જોઉ? એમ ધારી તે ગુણધરને અનેક દેશોના વેપાર રોજગારની વાતો પૂછવા લાગ્યો. તે સાભળી ગુણધરે જાણ્યું જે આ સુમિત્ર હવે નિર્ધનપણાથી લજવાય છે, તેથી પરદેશ જવાનો વિચાર કરતો હોય એમ લાગે છે. નહિ તો આમ પરદેશની વાતો મને કોઇ દિવસ પૂછતો ન હતો વળી સુમિત્ર જે લજવાય છે એમાં કાંઈ સુમિત્રનો વાક નથી. કારણ કે દરિદ્ર જે છે, તે સહુ કોઇને લજવાવે તેવુ જ છે. માટે મારા મિત્રને જે પરદેશ જવાનો વિચાર થયો છે, અને તેણે મને પરદેશની સર્વ વાત પૂછી, તે પણ ઘણુંજ સારું થયુ છે. તે સુમિત્ર પરદેશ જવા ધારે છે, તો હું તેની સાથે જઈ મિત્રતાના કારણે તેને ધન ઉપાર્જન કરવામા સહાય કરું? આ પ્રમાણે વિચારી તે સુમિત્ર સાથે પરદેશ જવાનો મનમા દઢનિશ્ચય કરી તે ગુણધર સુમિત્રને કહેવા લાગ્યો કે હે મિત્ર! મારા ઘરમા દ્રવ્ય તો ઘણુ જ છે, પરતુ મે પરદેશ જઇ ધનોપાર્જન કરવાનુ કૌતુક દીઠુ નથી, તો હે મિત્ર! તે કૌતુક જોવા માટે હું કદાચિત પરદેશ જવા ધારુ, તો તમે મારા સહાયક થશો? તે સાભળી કુમિત્ર સમાન સુમિત્રે મનમાં વિચારવા માડ્યું કે અહો! આ તો ગુણધરે ઘણુજ સારું ધાર્યું? કારણ કે હુ તે ગુણધર સાથે વિદેશ જઈ તેનુ સપાદન કરેલુ સર્વ ધન કપટથી લઇશ આ દારિદ્રયથી પણ મુક્ત થઇ જઈશ? એમ વિચારી ગુણધરને કહ્યુ કે અહો મિત્ર! હું તો તમો જ્યા કહો, ત્યાં આવવા

તૈયાર જ છું. મારે તમારાથી શુ વધારે છે? ત્યાર પછી ગુણુધરે તુરત પોતાના માતા પિતાને પૂછી અતિપ્રયાસે તેમની આજ્ઞા લઈ શકટોમાં અનેક પ્રકારના કરિયાણાં ભરી સુમુહૂર્ત જોઈ, કેટલોક સંઘાત સાથે લઈ, તે સુમિત્રની સાથે ત્યાંથી પ્રયાણ કર્યું. પછી રાત્રિ દિવસ ચાલવાથી ઘણા દેશોનું ઉલ્લંઘન કરી અનુક્રમે એક અટવીમા આવ્યા, અને ત્યાં ઉતારો કર્યો પછી તે વન ઘણું રમણિક હોવાથી તે વનની શોભા જોવા માટે ગુણુધર અને સુમિત્ર નીકળ્યા. તે જોતા જોતા ગાઢ જેની છાયા છે તે દેખવામા મનોહર એવો એક ઉબરાનો વૃક્ષ દીઠો. ત્યારે તે બન્ને તે વૃક્ષની નીચે બેઠા. પાક વિશ્રામ લેવા બેઠા ત્યાર પછો ગુણુધરે આરામ કર્યો, નિદ્રાધીન થયો.

હવે તે ગુણુધરને નિદ્રાવશ થયેલો જોઈને કપટી તથા દુષ્ટ એવો સુમિત્ર કુમિત્રની જેમ તત્કાલ ત્યાથી પોતાના તથા ગુણુધરના અશ્વને લઈ જ્યાં ઉતારો કરેલો હતો, ત્યા ત્વરિત શ્વાસ ભર્યો દોડયો આવ્યો. આવીને મોટો પોકાર કરી કહેવા લાગ્યો કે, હે ભાઈઓ! ભાગો, ભાગો. નાસો, અરે! જલદી ગાડા જોડો! વિલંબ ન કરો! વળી માર્ગ કે ઉન્માર્ગ તે કાંઈ પણ જોયા વિના જેમ તમારાથી ભગાય, તેમ ભાગો! કારણુ કે આપણી પાછળ આપણુને મારવા તથા લૂંટવા ભિલ્લ લોકોની ધાડ આવે છે! તેમા મારો મિત્ર ગુણુધર પણુ પકડાઇ ગયો છે! આ પ્રકારનો તે સુમિત્રનો, સાદ ફાટી જાય તેવો પોકાર સાભળી તથા ગુણુધરના ઘોડાને ગુણુધર વિનાનો આણેલો જોઈને સહુલોકો ભયભીત થઈ પોતપોતાનાં ગામડાં જોડી આડેમાર્ગે, જેમ ભગાય તેમ ભાગવા લાગ્યા. ત્યારે સુમિત્ર પણુ તેની સાથેજ ઉન્માર્ગે ચાલ્યો. અને પછી રસ્તામા ચાલતાં ચાલતા કપટથી અત્યંત કલ્પાંત કરવા લાગ્યો કે, અરે! મારો પ્રાણુથી પણુ વલ્લભ એવો ગુણુધર મિત્ર પકડાઈ ગયો! હાય, હાય, હવે હુ શું કરું!! એમ થોડીવાર ઘણોજ કલ્પાત કરીને તે સુમિત્ર, ગુણુધરના સર્વ માલનો પોતે માલિક થયો કપટી તે સુમિત્ર, બીજા દિવસના મધ્યાન્હ કાલે કરિયાણાના ગાડા તથા સથવારાથી સહિત એક અટવીમાં આવ્યો, ત્યા અકસ્માત તે સુમિત્રના મિત્રવંચકરુપ પાપેજ જાણે પ્રેર્યો હોય નહિ? એવો તથા ધૂમાડાથી આકાશમંડળને આચ્છાદિત કરતો ઉગ્ર દાવાનલ લાગ્યો. તેને જોઇને સર્વ મનુષ્યો તથા શકટોના હાકનારાઓ અતિ ત્રાસ પામી પોકાર કરતા ઝડપથી પોતપોતાનો જીવ લઈને ભાગ્યા, ત્યારે પાછળ બીચારા બળદો તથા માલના સર્વ ગાડાઓ બળીને ભસ્મ થઈ ગયા. પછી તે સુમિત્રના સર્વ અનુચરોએ જાણ્યુ જે આ સુમિત્ર જે છે, તે ઘણોજ હીનભાગ્ય લાગે છે. કારણુ કે જેના મંદભાગ્યને લીધે અકસ્માત દાવાનલથી ઘણોજ માલ બળી ગયો, તથા વળી આપણે પણ મરવામાંથી માંડ માંડ બચ્યા, માટે જો હવે આપણુને તે ઘણુ જ દ્રવ્ય આપે, તો પણુ તેની ચાકરીમા રહેવુ નહિં. એમ વિચાર કરી તે સર્વ અનુચરો, તેની ચાકરીનો અને તેનો ત્યાગ કરી એકમતે સ્વેચ્છિત માર્ગે ચાલ્યા ગયા, અને બીજો સથવારો પણ આડો અવળો ચાલ્યો ગયો. પછી તે સુમિત્ર, સહુ લોકોના જવાથી એકલો નિરાધાર થયો થકો

ફરતાં ફરતાં એક ગિરિની ગુફામાં આવી પડયો, ત્યાં કેટલાક લૂંટારા ભિલ્લ બેઠા હતા, તેણે તે સુમિત્રને દ્રવ્યના લોભથી પકડી લઈ ભીના ચામડાથી વિંટીને, બાંધી રાખ્યો. અને તેને તપાસતાં તેની પાસેથી કંઈ પણ ન મળવાથી ત્રીજે દિવસે તેને ભુખ્યો તરસ્યો ધક્કો મારી કાઢી મૂકયો પછી ત્યાંથી તે મહાકષ્ટને ભોગવતો થકો વીરપુર આવ્યો.

હવે તે સુશીલ એવો ગુણધર કુમાર જ્યાં ઉંબરાના વૃક્ષ નીચે સૂતો હતો, ત્યાં તેને, સાંયકાલે મૃગયા રમવા નીકળેલા કોઈ એક શેખરનામે પલ્લિપતિએ દીઠો. ત્યારે તે તેની પાસે ગયો અને તેને જગાડીને નિર્જન વનમા આવવા વિગેરેના સર્વ સમાચાર પૂછયા. ત્યારે તે ગુણધરે પણ જે કઈ વૃતાત બન્યું હતું, તે સર્વ યથાસ્થિત કહી આપ્યું, પછી તે ગુણધરે પલ્લિપતિને પૂછયું કે હે પલ્લિપતે ! તમે મારા સુમિત્ર મિત્રને કે મારા માલના ગાડાને, કે બીજા કોઈ પણ સથવારાને દીઠો છે ? તે સાંભળી પલ્લિપતિ બોલ્યો કે હે સુજ્ઞજન ! અમે તો તમારા કહેલામાંથી કોઈને દીઠા નથી, પરંતુ જ્યાં તમે ઉતારો કર્યો હોય તે સ્થલ જો બતાવો તો ત્યા તેની શોધ કરાવું ? અને જ્યાં સુધી તે માણસો તમારા સથવારા વિગેરેનો શોધ કરી આવે, ત્યાં સુધી તમો મારા સ્થાનમાં આવી રહો. ને સાંભળી પ્રસન્ન થયેલા તે ગુણધરે પોતે જ્યા ઉતર્યા હતા, તે સ્થલ, અટકળથી બતાવ્યું. ત્યારે પલ્લિપતિએ તેની શોધ માટે માણસોને મોકલ્યા, અને તે ગુણધરને પોતાને ઘેર તેડી લાવી, તેનું સ્થાનક તથા ભોજનપ્રમુખથી આતિથ્ય કર્યું. પછી તે બન્ને જણને પરસ્પર અનેક વાતો કરતાં આખી રાત વ્યતીત થઇ ગઇ. અને જ્યારે પ્રભાત થઈ ત્યારે તે સુમિત્ર વિગેરે સાથનો તથા માલનો શોધ કરવા ગયેલા ભિલ્લ લોકોએ આવી કહ્યુ કે, હે પલ્લિપતે ! જ્યાં તમોએ બતાવ્યું હતું, ત્યાં તપાસ કરતા એમ ખબર પડી કે તે સર્વસાથ અને માલનાં ગાડાઓ આડા રસ્તે આ પર્વતને ફરીને વીરપુર તરફ ગયા ત્યારે પછી અમોએ વિચાર કર્યો કે આ પર્વતની આસપાસ તપાસ કરીએ ? તે સાથ કોઈ ઠેકાણે અમને મલે છે ? એમ વિચારી અમોએ આખી રાત એ પર્વતની આસપાસ તપાસ કરી, પણ ત્યાં માલનો કે કોઇ માણસનો પત્તો મલ્યો નહિ. પછી પ્રભાત થયેથી કાયર થઈ પાછા તમારી પાસે આવ્યા આવા વચન સાંભળી મનમાં અત્યંત ખેદ પામી ગુણધર કલ્પાંત કરવા લાગ્યો કે અરે ! આ શી વાત ! એ મારો મિત્ર, મને સુતો મૂકીને જ કેમ ભાગી ગયો હશે ! અને તેનું હવે શું થશે ! માલનાં ગાડાનું પણ શું થશે ! તેને હવે કયા શોધું ? કેમ કરું ? આ પ્રમાણે સંભ્રમચિત્ત થઇ કલ્પાંત કરતા એવા ગુણધરને જોઇને પલ્લિપતિ કહેવા લાગ્યો, કે હે વત્સ ! આટલો બધો શોક શા માટે કરો છો ? સાહસિક તથા ભાગ્યવાન્ પુરુષની કદાચિત્ આવી સંપત્તિ જાતી રહે, તો પણ શું ? કાંઈ નહિં. કારણ કે તમારા જેવા ભાગ્યવાનને તો પાછી તેથી સોગુણી સંપત્તિ સ્વત મળી આવે છે જેના હૃદયને વિષે ઘણું સાહસ છે, તે પુરુષને ઘેર લક્ષ્મી જે છે, તે નિવાસ કરીને રહે છે. અને હે સાહસિક ! વળી આ તમારા સથવારા પ્રમુખનો શોધ કરવા ગયેલાં આ મારાં માણસો પણ

કહે છે, કે માલસહિત તમારો મિત્ર તથા સથવારો આ પર્વત ફરીને વીરપુર ગયા છે. તો હે ભાઈ! તે વીરપુર હુ તમોને થોડા વખતમા પર્વત ફર્યા વિના પગ રસ્તેજ પહોંચડાવીશ? તે વચન સાભળી ગુણધર બોલ્યો કે હે બંધો! હાલ જ્યારે તમારા જેવા મને સુજ્ઞ સહાયક મલ્યા છે, ત્યારે મારે વિષાદ થવાનો ક્યાં અવકાશ છે? હાલ તમોએ કહ્યું કે મને તમારા જેવા સુજ્ઞ સહાયક મલ્યા. તો હે સુજ્ઞ! જંગલમાં રહેનારા તથા મનુષ્યને લૂંટનારા અમારા વનેચરોમાં તે વળી સુજ્ઞત્વ કેવું? ત્યારે ગુણધર કહે છે કે સર્પના માથા પર રહેલો જે મણિ છે, તેમા વિષાપહારત્વ નથી શું? ના છે જ. અર્થાત તે મણિનો નિવાસ તો સર્પના મસ્તક પર છે, પરંતુ તે મણિ સર્પવિષનો નાશ કરે છે. તેમ તમો રહો છો તો વનમા પણ સુજ્ઞત્વ ઘણુંજ છે આ પ્રમાણે તે પલ્લિપતિએ તે ગુણધરની સાથે સ્નેહાલાપ કરી તથા બીજા પણ વિનોદ કરી કેટલાક દિવસ તે ગુણધરને પોતાને ઘેર રાખ્યો. પછી તે ગુણધરે ત્યાથી જવા માટે રજા લીધી, ત્યારે પલ્લિપતિએ કહ્યુ કે હે કુમાર! તમે મારા અતિથિ છો, માટે આ એક રસનુ તુબડું છે, તે ગ્રહણ કરો અને હે ભાગ્યશાલિન્! આ રસમાં એવો ચમત્કાર છે, કે આ રસનું એકજ ટીપું, જો હજાર મણના ત્રાંબાના અથવા લોઢાના પત્રા પર નાંખીએ તો તે સર્વ પતરૂં સુવર્ણમય થઇ જાય! તેથી જો કદાચિત્ તે સાથ તમોને ન મલે, તો આ રસથી ત્રાંબાનું સુવર્ણ બનાવીને સુખે કરી ઘેર પહોંચજો. અને હવેથી ધનોપાર્જનનો વ્યવસાય છોડી દેજો. વળી હે ભાઈ! મારાં માણસો તમને જે રસ્તો બતાવે, તે રસ્તે જ ચાલ્યા જજો, તેથી વીરપુર આવશે અને ત્યાં તમારા સાથ વિગેરેની તપાસ કરજો જો તે સાથ ત્યાં ગયો હશે, તો તો તમને મલશે? એમ કહી તે રસનું તુબડુ આપી, ગુણધરને પોતાના સેવકોની સાથે ઘેર જવા રજા આપી પછી રસ્તામાં ચાલતાં ચાલતાં તે પલ્લિપતિના સૌજન્યને તથા પરોપકારને અત્યંત સંભાળતો તે ગુણધર, અનુક્રમે વીરપુર આવ્યો. પછી ત્યાં સુમિત્ર વગેરેના તપાસ માટે કોઈ એક જીર્ણશેઠનામે વાણિયો હતો, તેને ત્યા ઉતર્યો. અને ત્યા સુખે કરી રહ્યો અને પછી પોતાના મિત્ર સુમિત્ર પ્રમુખ સથવારાનો તથા માલનાં ગાડાઓની તપાસ કરવા લાગ્યો. એક દિવસ ગુણધરને તે ગામના ચોકમાં ક્ષુધાથી જેનુ પેટ ઉંડુ ગયું છે, તથા જેની સામું જોતાં સહુ કોઈને દયાજ આવે છે, જેના રુધિર તથા માસ સૂકાઈ ગયા છે. અને ઘેર ઘેર ભીખ માંગતો એવો તે એક મિત્ર મળ્યો. ત્યારે ગુણધરે તેને તુરત ઓળખ્યો ત્યારે ગુણધરે તેને મોટા સાદથી બોલાવ્યો અને પૂછ્યુ કે હે સુમિત્ર મને ઓળખ્યો કે નહીં? અને હે ભાઈ! તુ મને ત્યા ઉબરાનાં ઝાડની નીચેજ સૂતો મૂકી ક્યાં પોબારા ગણી ગયો! ત્યારે સુમિત્રે જાણ્યુ જે અહો! આ તો ગુણ ધર મળ્યો? હવે હું એને શો જવાબ આપીશ? તથા તે તો શરીરમા ઘણોજ તેજસ્વી તથા રુપવાન્-થયો છે? એમ વિચારી કપટથી કહેવા લાગ્યો કે હે મિત્ર ગુણધર! હુ પણ તમને શોધતો હતો તેમા તમો

મને મળ્યા, તે ઘણુંજ ઉત્તમ કાર્ય થયું ? વળી હે પ્રીયમિત્ર ! તમે પૂછ્યુ કે મને સૂતો મૂકી કયા ભાગી ગયો, ત્યારે સુમિત્ર કહે કે આપણે જ્યા ઉતારો કર્યો હતો, ત્યારે રહેલા આપણા સાથવાલા લોકોએ મોટો પોકર કર્યો કે હે ગુણધર ! હે સુમિત્ર ! ભિલ્લલોકો અમોને લૂટે છે, મારે છે, માટે જલદીઆવો. તે સાંભળી તમારા નિદ્રાભંગના ભયથી તમોને ઉઠાડયા વિનાજ એકદમ શ્વાસ ભર્યો હું ત્યાં દોડયો ગયો. ત્યા તો આપણા સથવારોને તથા આપણા માલનાં ગાડાંને લૂંટતી એવી એક ભિલ્લની ધાડ દીઠી ત્યાં મે આપણા સથવારા-માંથી ઉત્તમ તથા શૂરવીર એવા પુરુષોની સહાય લઈને તે ભિલ્લલોકો સાથે મોટું યુદ્ધ કર્યું તેમાં ભિલ્લલોકોએ તે સાથવાલા શૂરવીર પુરુષોનો નાશ કર્યો અને મને આપણું સર્વ કરિયાણુ લૂટી લઈને બાંધી મૂકયો, અને પછી તે સર્વ ત્યાંથી મને તથા માલને લઈ પોતાની પર્ણકૂટીએ આવ્યા. હવે તે ભિલ્લલોકોને આપણું ઘણુંજ દ્રવ્ય મળ્યું તેથી ઉન્મત થયેલા એવા તે ભિલ્લો ઉત્સવ કરવાનો પ્રારંભ કર્યો. તેવામા વળી તેજ ભિલ્લલોકોના વૈરી એવા બીજા ભિલ્લોની ધાડ તેને લૂંટવા આવી. ત્યારે બન્નેનું પરસ્પર યુદ્ધ થયું, તેવામા હું સમય જોઈ ત્યાંથી છટકીને મારો જીવ લઈ ભાગી ગયો. પછી ભૂખ અને તૃષાને સહન કરતો થકો આપને શોધવા માટે એ વનમાં ઘણોજ ભમ્યો. અને વન વનમાં શોધતો શોધતો અનુક્રમે આ વીરપુર ગામમાં આવેલો છું, અને અહીં પણ તમને આવ્યા સાંભળી તમને જોવા માટે આ ચોકમા ફેરા ખાતો હતો, તેવામાં તો તમોએ મને બોલાવ્યો. હવે હે ભાઈ ! આપણે આવી રીતે દુઃખી થઈ ધન કમાવા માટે પરદેશ નીકળ્યા, તે કરતાં જો ઘેરજ રહી આપણું ગુજરાન ચલાવ્યું હોત તો ઘણુ જ સારું થાત ? આ તો આપણને ધન પણ ન મલ્યુ, અને હેરાન પણ થયા વળી હે મિત્ર ! તમોને આ પ્રકારના સર્વ દુઃખમાં મેંજ નાંખ્યા છે. હવે તે તો જે થવા કાલ હતું, તે થયું, પરંતુ હાલમાં આપણે બન્ને જીવતા મલ્યા, તે ઘણુંજ સારું થયું, કારણ કે આવા ભયંકર વનમાં માણસ કોઈ દિવસ જીવતું રહે જ નહિં. આ પ્રકારનું તે સુમિત્રનું બોલવું સર્વ સાચું માની ગુણધર, સુમિત્રને પોતાને ઉતારે તેડી લાવ્યો અને તેને જમાડીને રુડા વસ્ત્ર પહેરવા આપ્યાં. તદનંતર તે કપટીની પાસે લઈ ભદ્રીકભાવથી પલ્લિપતિએ આપેલા રસના તુંબડા આપવા વિગેરે પોતાનું સર્વ વૃત્તાત કહી આપ્યું વળી પણ કહ્યું કે હે સુમિત્ર ! આપણાં વાસણુ અને કરીયાણા વગેરેના જે ગાડા લૂટાણાં છે, તેનો તમારે કંઈ પણ કલેશ કરવો નહીં. કારણ કે આ રસતુંબડાના રસથી તે સર્વ આપણે નવાં બનાવીશું ? તે સાંભળી કપટનાટક કરણમા પટુ એવો તે સુમિત્ર બોલ્યો કે હવે તો આપણે આ રસતુંબિકા લઈને ઘેરજ જાવુ ! ત્યારે ગુણધર બોલ્યો કે વાસણ વિગેરેના મોટા આડંબર વિના સાર્વ નિર્ધન જેવા થઈ દેશ તરફ જતાં મને તો લાજ આવે ? ત્યારે સુમિત્ર બોલ્યો કે આપણે આ રસના તુંબડાને અહીં મૂકી નિરેચ્છાથી પરદેશને જોઈએ ? કારણ કે આપણાથી વારંવા પાછું પરદેશ અવાય નહિ. આ પ્રમાણે પોતાના મિત્ર સુમિત્રના આગ્રહથી ગુણધરે ત્યાંથા

વિદેશ જવું કબૂલ કર્યું. અને તે રસતુંબિકાને તે રસનું મહાત્મ્ય કહ્યા વિના પોતે જ્યાં ઉતર્યો હતો ત્યાં તે જીર્ણવણિકને ઘેરજ મૂકી પોતાના કુમિત્ર એવા સુમિત્ર સહિત તે નગરથી બહાર નીકળ્યો. પછી માર્ગમાં ચાલતાં ચાલતાં સુમિત્રે વિચાર્યું કે, તે જીર્ણવણિકને ઘેર મૂકેલી રસતુંબિકાને મારે સ્વતંત્ર રીતે લઈ લેવી, પરંતુ આ ગુણધરને મારી નાંખ્યા વિના તે કામ બનશે નહિ ? તેમ વિચારી તે સુમિત્રે તેને મારી નાંખવાના ઉપાય શોધવા માંડયા. પરંતુ તેને ઉપાય મલ્યો નહિં. ત્યારે સુમિત્ર કહેવા લાગ્યો કે હે મિત્ર ! આપણે તામ્રલિપ્તિ નામે નગરીમાં જઈ અને સમુદ્રને પાર જઈએ, ત્યાં વેપાર કરી ઘણુંજ દ્રવ્ય કમાઇએ ? કવિ કહે છે કે અહો ! જે ધૂર્ત્ત પુરુષો છે, તે મુખથી મિષ્ટ અને હૃદયમાં દુષ્ટ હોય છે. અર્થાત્ તેની વાણીમાં તો ચંદનથી પણ વધુ શીતલતા હોય છે અને તેનું હૃદય કાતર સમાન હોય છે, માટે ધૂત્ત પુરુષ કોઇથી જીત્યાં જાય નહિં. હવે તે સુમિત્રનાં વચન સાંભળી ગુણધર કહે છે કે હે મિત્ર ! તમે કહો છો, તે ખરી વાત છે, પણ ધન વિના આપણે તામ્રલિપ્તિ જઈ શું કરીશું ? ત્યારે તે દુષ્ટ સુમિત્ર બોલ્યો કે ત્યાં તામ્રલિપ્તિ નગરીમાં તમારે નામે ઘણુ જ દ્રવ્ય મલશે ? એમ કહી વહાણમા બેસી બન્ને જણ ત્યાંથી તામલિપ્તિ નગરીમાં પહોચ્યા. તેવા સમયમાં તે નગરીને વિષે કટાહ દ્વીપથકી માલ ભરેલા ઘણા વહાણો આવ્યા હતાં, ત્યારે કૌતુક જોવાને માટે તે બન્ને જણ ત્યા ગયા એવામાં તો તે ગુણધરને ઉત્તમ આકૃતિવાળો જાણીને તે વહાણના અધિપતિઓએ તેને ઘણુંજ માન આપ્યું, અને કહ્યુ કે હે ઉત્તમ પુરુષ ! તમો કોઈ વ્યાપારી જેવા લાગો છો, માટે આ અમારો માલ તમે જ લ્યો. તે સાંભળી તે સર્વ માલનું કાંઈક દ્રવ્ય ઠરાવી તે સર્વ માલ પોતેજ લીધો, અને તે વહાણના અધિપતિઓને કહ્યું કે, આ સર્વમાલનો ધણી હું છુ, અને આપણે ઠરાવેલા દ્રવ્યના ધણી તમે છો, તે સર્વ વાત તે માલધણીએ કબૂલ કરી. ત્યાં તો તે તામલિપ્તી નગરીના વેપારી આવ્યા, અને આવી પૂછયું કે આ સર્વે વહાણોમા માલ કોનો કોનો છે ? ત્યારે તે સર્વ માલધણીઓએ ગુણધરને બતાવ્યો અને કહ્યું કે આ સર્વ માલ આ પુરુષનો છે તે સાભળી તેની સાથે મૂલ્ય કરી સર્વ માલ ગુણધરે પોતાના નામથી વેચી તેનાં નાણા વસૂલ કરી, પૂર્વે ઠરાવેલાં નાણા તે માલધણીઓને આપી દીધા, એમ કરવાથી તે ગુણધરને એક કરોડ ટકા હાંસલના મળ્યા. તે લઈ ગુણધરે સુમિત્રને કહ્યું કે હે મિત્ર ! હજી આપણે ગામમાં તો ગયા જ નથી, અને અહી સમુદ્રના કાંઠા પર જ છીએ ત્યા તો આપણને આ સમુદ્રે જ પ્રસન્ન થઇને એક કરોડ ટકા આપી દીધા, અને હવે વળી આગળ જે મલે તે ખરું ? એમ કહી તે સર્વ દ્રવ્ય સુમિત્રને આપ્યું, એટલું દ્રવ્ય મળવાથી પણ અસંતુષ્ટ એવો તે સુમિત્ર ગુણધરને કહેવા લાગ્યો કે હે મિત્ર ! આ કરોડ ટકા જે મળ્યા છે, તેનો માલ લઇને આપણે ચિનબંદર જઈ વેચીએ તો ત્યાં બમણો લાભ થશે ? તે સાંભળી ગુણધરે વિચાર્યું જે અહો ! આટલા દ્રવ્યથી પણ આ સુમિત્રની તૃષ્ણા પૂર્ણ થઈ નહી. માટે મારે આ સુમિત્રને તેની ઇચ્છાથી પણ અધિક દ્રવ્યની પ્રાપ્તિ

કરી આપવી ? એમ વિચારી તે દ્રવ્યનાં, ચીનબંદરમા વેચવા યોગ્ય કરિયાણા લઈ વહાણું ભરી, બન્ને જણ વહાણમાં બેસીને ચાલ્યા. તે અનુક્રમે ચીનદ્વીપમા આવ્યા, ત્યા પણ તેને તે કરિયાણાં વેચ્યાથી ઘણોજ લાભ થયો, ત્યારે તે દ્રવ્યનાં વળી કરિયાણાં લઈ પાછા તામ્રલિપ્તિ નગરી તરફ ચાલ્યા, અને ઘણોજ સમુદ્ર ઉલ્લંઘન કર્યો. હવે ચાલતા ચાલતા તે દુષ્ટ એવા સુમિત્રે વિચાર્યું જે અહો ! આ ગુણધરે માલ ઘણોજ ખરીદેલો છે, તે માલ તથા તામલિપ્તિ નગરીમા જીર્ણશેઠને ત્યાં મૂકેલી રસતુંબિકા છે, એ સર્વ મને નિશ્ચિંત રીતે તો ક્યારે મલે ? કે જ્યારે આ ગુણધર, રાતમા લઘુ કરવા ઉઠે, ત્યારે તેને સમુદ્રમાં ફેકી દઈ મારી નાખુ ત્યારે મલે ? એમ વિચાર કરી તે સુમિત્ર વહાણમા રાતે જાગતોજ સૂતો, અને જ્યારે મધ્યરાત્રિ થઈ ત્યારે તે ગુણધર લઘુ કરવા ઉઠયો. અને જ્યા તેને લઘુ કરવા ઉઠયો જાણ્યો ત્યાં તો તે સુમિત્ર, તુરત નિદ્રામાથી ઉઠી તેને ધક્કો મારવા આવ્યો, તેવામા તો તેનો પોતાનો જ પગ ખસી જવાથી તે સમુદ્રમાં પડી ગયો કારણ કે મોટું જે પાપ છે, તે તુરત ફલે છે. અને જગતમા પણ કહેવત છે કે **'જે ખોદે તે પડે"** અને જીવને કર્મને અનુસારેજ ફલ મલે છે, વળી જેવુ કર્મ હોય છે, તેવીજ બુદ્ધિ પણ થાય છે. પરંતુ બુદ્ધિમાન્ પુરુષે અત્યંત વિચારી કાર્ય કરવું. હવે તે સુમિત્ર રાતમાં પડી ગયો, તેની કોઇને ખબર પડી નહિં, અને જયારે પ્રભાત થઇ ત્યારે ગુણધર સુમિત્રને જોવા લાગ્યો, પરંતુ તે સુમિત્રને કયાંઇ દીઠો નહિ ત્યારે તેણે વહાણમાં બેઠેલા સહુ કોઇને પૂછ્યું કે, હે ભાઈઓ ! તમો કોઇએ મારા મિત્ર સુમિત્રને દીઠો છે ? ત્યારે સહુ કોઇ બોલ્યા કે ના, અમને ખબર નથી. ત્યારે તો તે અત્યંત ક્લેશ પામી વિલાપ કરવા લાગ્યો, કે અરે ! આ મારા પ્રિયમિત્રનો નાશ કોણે કર્યો ! અરે આવુ મોટુ પાપ કોણે કર્યું ! અરે તેનો નાશ તે કેમ થયો ! અરે આવા પ્રાણવલ્લભ મિત્રનો સંગમ કરાવી પાછો તેનો વિરહ કરાવનાર વિધિને પણ ધિક્કાર હજો. એ મારા સુમિત્ર મિત્ર વિના ઘેર જઇ સગાઓને હું શુ મુખ દેખાડીશ ! માટે હવે તે મિત્ર વિના ઘેર જઇ સહુ કોઈને મુખ દેખાડવુ, તેથી આ સમુદ્રમા પડી મરવુજ સારું છે ! એમ વિલાપ કરી જ્યાં તે ગુણધર, સમુદ્રમા પડવા તત્પર થયો, ત્યાં તો તેના અનુચરોએ તેને પકડી રાખીને કહ્યું, કે હે શ્રેષ્ઠિન્ ! આ સંસારને વિષે જેનો સંયોગ થાય છે, તેનો વિયોગ પણ થાય છે, અને જેનો વિયોગ થાય છે, તેનો પાછો સંયોગ પણ થાય છે. તો કર્માધીન પડેલા પ્રાણીનો સંયોગ તથા વિયોગ થયા વિના રહેતોજ નથી, તે માટે મિત્રના વિયોગ થવાથી ધીર પુરુષો જે છે, તે અગ્નિમા પડીને કે સમુદ્ર જલમાં પડી મરણ પામતાં નથી. કારણ કે જે જીવતો નર હોય છે, તે હજારો સુખને પામે છે. અને હે ભાઇ ! મિત્રવિયોગે દુઃખથી કદાચિત્ કોઈ પુરુષ મરણ પામે, તો તેને મરણાંતે તે મિત્ર મલે છે શુ ? ના મલતોજ નથી. અને જો તે જીવતો હોય છે, તો દૈવયોગે કદાચિત્ તેને તે મિત્ર મલે પણ છે માટે હે શ્રેષ્ઠિન્ ! તે સંયોગને અને વિયોગને દૈવાધીન

માની મરવું નહિં. આવાં તે પોતાના અનુચરોના વચન સાભળી બોધ પામેલો ગુણધર, પોતાના મિત્રના ગુણગણનું મનમાં સ્મરણ કરતો કરતો તામલિપ્તિ નગરીમા આવ્યો, ત્યાં સર્વ માલ કાઠા પર ઉતરી તે સુમિત્રનો સમુદ્રના સર્વ કાઠા પર તપાસ કરાવી, પરંતુ તેનું શબ પણ મળ્યું નહી. ત્યારે ખેદ પામેલા તે ગુણધર, સર્વ કરિયાણા વેચી નાંખી થોડાંક માણસોને સાથે લઈ ત્યાથી પાછો વીરપુર નગરે આવ્યો ત્યા આવી જેને ત્યા રસની તુંબડી મૂકી હતી, તે જીર્ણશેઠને ઘણુ જ ધન આપી તે રસતુબિકા લઈને અનુક્રમે પોતાના ધનપુર નામે નગરમા આવ્યો. અને ત્યા માતા પિતાના ચરણમાં નમન કરી સ્વજન, મિત્ર, જ્ઞાતિ પ્રમુખને મળી અત્યંત સતોષ પામ્યા. હવે તે ગુણધર આ પ્રકારે સર્વ રીતે સુખી છે, પરંતુ પોતાના મિત્રસુમિત્રનું મનમા અહોનિશ ધ્યાનજ કર્યા કરે છે, તેથી તેને વનમાં કે મનુષ્યના સમાગમમા કે કોઈ પણ કાર્યમાં કિંચિન્માત્ર ચેનજ પડતુ નથી તે ગુણધર એક દિવસ પોતાના ઉધાનમાં ગયો, ત્યાં કોઈ એક સુધર્માનામે મુનિ બેઠા હુતા, ત્યારે તેમની પાસે જઈ નમન કરી ત્યાં ઉપદેશના શ્રવણ માટે બેઠો. ત્યારે તે ગુણધરને જોઇને મુનિએ જ્ઞાનથી જાણ્યું જે આ ગુણધર, દુષ્ય એવા સુમિત્રના વિરહનુ દુઃખ કર્યા કરે છે? એમ જાણી તે ગુણધરને કહ્યું કે હે સૌમ્ય! મોહમૂઢ થઇને તું દુષ્ટ એવા સુમિત્રનો તું શા માટે પરિતાપ કરે છે? તને આવો શોક કરતો જોઈને મને તો એમ લાગે છે, કે તું સુમિત્રના અને કુમિત્રના ગુણને જાણતો જ નથી? હે ગુણધર! તારો ખરો મિત્ર તો જે તારે પલ્લિપતિ મળ્યો હતો તેજ છે. કારણ કે જેણે તારું તેવા ભયંકર વનમાં રક્ષણ કર્યું? તથા વળી રસતુબિકા પણ આપી. અને હાલ જેનો તુ અહોનિશ શોક કરે છે, તે સુમિત્ર તો મહાદુષ્ટ હતો, જેણે તારો વનમા ત્યાગ કર્યો, તથા તારા માલનો ધણી થયો અને તે માલ પણ વનમા મલી ગયો, ત્યારે તે પાછો તને મળી કપટથી સમજાવી સમુદ્રરસ્તે લઈ તેણે તારી પાસે વેપાર કરાવ્યો. વળી તે દ્રવ્યનો તથા રસતુંબિકાનો માલિક થવા માટે તને સમુદ્રમા નાખવા તૈયાર થયો, ત્યાં પોતાને પાપે પોતેજ પગ ખશી જવાથી સમુદ્રમાં પડી ગયો. આવી રીતે દુષ્ટના સંગથી તુ ઘણોજ દુખી થયો છો તો પણ તે દુષ્ટમિત્રનો શોક કરે છે? તે વાકય સાભળી ગુણધર બોલ્યો કે મહારાજ! હુ તો તેની પર ઘણીજ પ્રીતિ રાખતો હતો, તે છતા પણ મારી સાથે વૈરીસમાન કેમ વર્તતો હતો? તેને અને મારે કાંઈ પૂર્વજન્મનો વૈરભાવ હશે? તે સાભળી મુનિવરે તેના પૂર્વજન્મનો સર્વવ્યતિકર કર્યો, તેમા કહ્યું કે જિનપ્રિય શ્રાવકનો અવતાર તુ છે અને મોહનનો અવતાર એ થયો હતો, અને તે મોહન કપટથી ધર્મ પાલતો હતો, અને તેનો અવતાર સુમિત્ર હોવાથી દુખી થયો, અને જિનપ્રિય ધર્મિષ્ઠ હતો, અને તેનો અવતાર તુ હોવાથી સુખી થયો છે. અને પૂર્વ જન્મમા તારી સાથે તેને વૈર હોવાથી તે આ જન્મમા પણ તારો મિત્ર થઇ તને ખરાબ કરવા ઇચ્છતા હતો, અને તુ ધર્મિષ્ઠ તથા સમભાવવાળો હોવાથી તેનુ તું સારુ કરવા ઇચ્છતા હતો અને પૂર્વભવે તને ધર્મ સહાય હોવાથી આભવમા સર્વ સંપત્તિ

તથા માન સ્વતઃ પ્રાપ્ત થયું છે અને તે પૂર્વભવે ધર્મદ્વેષી હોવાથી જન્મ જન્મને વિષે ઘણોજ દુઃખી થશે મોહને જૈન ધર્મની, સાધુઓની ઘણી નિંદા કરી તેથી તેને તેવા ક્લિષ્ઠ કર્મના ઉદયથી મિથ્યાત્વ બંધાણું. તે ભવાર્ણવમા નરકતિર્યંચના વિષે ભમ્યાજ કરશે, અને તે કદાચિત્ નરજન્મને પ્રાપ્ત થાશે, તો પણ દુઃખ, દારિદ્ર, રોગ, શોક, તેને ભોગવશે, પરંતુ તેના દુઃખોનો પાર આવશે નહિ. આવા વચન મુનિના સાંભળી ગુણધર બોલ્યો કે હે ભગવન્! તે સુમિત્ર હાલ વારિધિને વિષે પડી મરણ પામી કયા અવતર્યો હશે? ત્યારે ગુરુ બોલ્યા કે હે ગુણધર! સમુદ્રમા પડેલો એવો તે સુમિત્ર, જલના કલ્લોલથી ઘસડાતો થકો મરણ પામીને સાંકેતપુરમાં એક દરિદ્રી બ્રાહ્મણને ઘેર દુર્ગતાનામે બ્રાહ્મણીના ઉદરના વિષે જન્મી ઘણો કાલ ભટકી કેશવ રૂપે મોટો થયો. મહામુનિની કૃપાથી પોતાના માતા પિતાની આજ્ઞા લઈને તે મહામુનિના ચરણને વિષે શ્રામણ્યને સ્વીકાર્યું જૈનસિદ્ધાત સારી રીતે જાણી અને શુદ્ધ રીતે ચારિત્રને ધારણ કરનાર એવો તે ગુણધર ગુરુપાદના પ્રસાદથકી મનોહર એવા સૂરિપદને પ્રાપ્ત થયો. એમ કહીને તે પુરુષોત્તમ રાજાને કહે છે, કે હે પુરુષોત્તમરાજા! જે મે વીરાંગદ-રાજા કહ્યો, તે હાલ તુ પુરુષોત્તમ રાજા થયેલો છો. તે પૂર્વભવમાં સાધુના અત્યંત વૈય્યાવૃત્યથી થયેલા પુણ્યના સુખોને શુક્ર દેવલોકને વિષે ભોગવ્યું છે, અને પાછાં શેષ રહેલાં પુણ્યના સુખોને, આ જન્મમા રાજ્યસુખથી ભોગવે છે. માટે પૂર્વ જન્મની જેમ હાલ તુ ચારિત્રને અંગીકાર કર.

હે પુરોષત્તમ! તારા પૂછવાથી મેં તને જેના સંગથી આ કપિંજલ પુરોહિત નાસ્તિક થઈ ગયો છે, તે રીતે તેના મામા અંધ એવા કેશવના પૂર્વજન્મનો સર્વ વ્યતિકર કહી બતાવ્યો, તથા તે પ્રસંગે તારા અને મારા પણ પૂર્વજન્મની વાત કહી બતાવી. આ પ્રકારના મુનિના વચન સાંભળી ઉત્પન્ન થયું છે જાતિસ્મરણ જ્ઞાન જેને એવો તે સાકેતપુરપતિ પુરુષોત્તમ રાજા મુનિને નમન કરી કહેવા લાગ્યો કે, હે ભગવન્! આ આપના ઉપદેશથી હુ અત્યંત સંતોષ પામ્યો છું તેથી આપની પાસે વિનંતી કરી માગું છુ, કે મારા રાજ્યનો ત્યાગ કરી આપની પાસે દીક્ષા લેવા ઇચ્છું છુ, તેથી મને દીક્ષા આપો. આમ જ્યાં કહે છે. ત્યાં તો ત્યા બેઠેલા કપિંજલ પુરોહિતને પણ તે ગુરુવર્યના ઉપદેશથી જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયુ, તેથી તે બોલ્યો કે હે મહારાજ! હાલ મે મારા દુર્નયનું ફલ દીઠુ. માટે હે ભગવન્! હવે મને દુઃખથી કાઢો, તે સાભળી પુરુષોત્તમ રાજા બોલ્યો કે હે મુનીંદ્ર! આ કપિંજલ કહે છે, કે મે દુર્નયનું ફલ દીઠું, અને હવે મને દુઃખથી કાઢો. તો હે મહારાજ! એણે દુર્નયનું તે કેવુ ફલ દીઠુ છે? તે કહો. તે સાભળી મુનિ કહે છે કે હે રાજન્! સાભળ. આજ ગામમા આ જે હાલ કપિંજલ છે, તે પૂર્વે શિવદેવ નામે શ્રાવક હતો, તે પ્રકૃતિએ પ્રશાંતસ્વભાવી, અને અણુવ્રત, સામાયિક, પૌષધ, તેને વિષે અત્યંત રુચિવાળો તથા બ્રહ્મચર્યવાન્ હતો, પરંતુ તેને આજ ગામમાં રહેનારા પૂર્વોક્ત

મોહનનો સંગ હોવાથી તે મોહનની કરેલી મોહજાળમા ફસાઈ જઈ તે મોહનની જેમ જ યતિઓનો નિંદક, સામાયિકને ન કરનાર, ગુરુવચન પર અવિશ્વાસી, સાધુવંદનમાં અનાદરી, તથા સાધુઓને અન્ન, પાન, વસ્ત્રને ન આપનાર, તે સાધુઓનાં વૈયાવૃત્ય પ્રમુખ કરવામાં અનાદરી, શ્રાવક ન છતાં શ્રાવકપણાનો ડોળ ઘાલનાર, તથા કરેલા પાપની આલોચનાને ન કરનાર, સાધુની આજ્ઞાનો વિરાધક થયો તેથી તે શિવદેવ મરણ પામી, પ્રથમકિલ્બિષિયો દેવ થયો. ત્યા પણ દુર્ભાગ્ય કર્મોદયથી તેને સમૃદ્ધિવાન એવા સર્વ દેવોએ પોતાની પંક્તિથી બહાર કર્યો, તેથી તે ત્યા અપવિત્ર એવા સ્મશાનાદિકમાં ઘણો કાલ પરિભ્રમણ કરી ત્યાંથી ચ્યવી, ચપાનગરીને વિષે ચાડાલ થઈને અવતર્યો ત્યા પણ પંચેદ્રિયપ્રાણીનો નાશ કરવારૂપ પાપપુજે કરી પાછો ધૂમપ્રભાનામે પાચમી નરકભૂમિને વિષે નારકી થઈ અવતર્યો. ત્યા પણ ઘણાંજ દુખો ભોગવીને પાછો આ ગામમાં આ કપિજલનામે પુરોહિત થઈઅવતરેલો છે. હવે આ કપિંજલને પોતાના મામા કેશવ સાથે પ્રીતિ થઇ, તથા તેનો ઉપદેશ પણ માન્યો, તેનુ શુ કારણુ ? તો કે આ કેશવનો જીવ જયારે મોહન હતો, ત્યારે આ કપિંજલનો જીવ શિવદેવ શ્રાવક હતો, તેને ત્યાં પણ તેમને પરસ્પર પ્રીતિ હતી. તથા તે શિવદેવ મોહનનો ઉપદેશ માનતો હતો. અને હવે જયારે તે મોહનનો જીવ, કપિંજલનો મામો કેશવ થયો, ત્યારે શિવદેવનો જીવ આ કપિજલ પુરોહિત થયેલો છે તો તે બન્નેને આ જન્મમા પણ પૂર્વાભ્યાસથી પરસ્પર પ્રીતિ છે, તથા પૂર્વની જેમ પોતાના મામા કેશવનો ઉપદેશ આ કપિજલ માને છે અને તે શિવદેવ જે હતો, તે સરળસ્વભાવી હતો, વળી તે શિવદેવનો જીવ હાલ કપિજલ થઇ અવતર્યો છે, તેથી જ હાલ આ કપિજલ પોતાના જાતિસ્મરણ જ્ઞાનથી બોધ પામેલો છે. એ કેશવ જે છે, તે પૂર્વે મોહનના ભવમાં ગુરુદ્રોહી હોવાથી તીવ્રાભિનિવેશ મિથ્યાત્વથી દુઃખિત થયો થકો ભવાર્ણવને વિષે ઘણો કાલ ભટક્યા કરશે. વળી હે રાજન્ ! જે ગુરુના અવર્ણવાદ બોલે, તે અર્હન્માર્ગને પામીને પણ ભવાર્ણવમા ડૂબે છે, તે માટે વિવેકી જીવે ગુરુતત્વનુ આરાધન કરવુ. કેમ કે ગુરુ વિના આ ભવાબ્ધિના દુઃખોનો પાર આવતો નથી. આ પ્રકારની દેશના સાંભળીને તે પુરુષોત્તમ રાજાએ પોતાના પુરુષચદ્ર નામે પુત્રને પોતાની રાજયગાદી પર બેસાડી કપિજલ પુરોહિતાદિક ની સાથે પરમપ્રમોદે કરી પ્રવજ્યાને ગ્રહણ કરી. હવે તે કનકધ્વજ રાજા પણ આ પ્રકારનું તે સર્વનુ ચરિત્ર સાભળી તથા જોઈને વિસ્મય પામી હાથ જોડી તે કહેવા લાગ્યો, કે હે ભગવન્ ! હુ પણ મારા જય સુદર નામે લઘુ બાધવને મારો રાજયભાર સોંપી આપનીજ પાસેથી સંસાર સમુદ્ર તારવામા પોત સમાન એવા ચારિત્રને સ્વીકારીશ ? સાંભળી મુનિ કહે છે, કે હે રાજન્ ! કોટિ દ્રવ્યના વેપાર કરનારને કોઈ દિવસ કાચના ટટકા લેવાની ઈચ્છા થાય ? ના ન જ થાય. વળી રત્ન ભરણેથી ભરપૂર એવા ભાગ્યવાનને કોઇ દિવસ પિત્તલના અંલકાર પહેરવાની ઇચ્છા થાય ? ના નજ થાય ? તેમ શમસામ્રાજ્યના અભિલાષી એવા પુરુષોને આ રાજયની ઇચ્છા થાય ? ના નજ થાય

આવાં ગુરુનાં વચન સાંભળી તે કનકધ્વજ રાજા, પોતાને ગામ આવી સામંત, મંત્રી તેમની સમીપ, પોતાના નાનાભાઈ જય સુંદરનામે યુવરાજને કહેવા લાગ્યો કે હે વત્સ ! તું આ રાજ્યને ગ્રહણ કર, કારણ હવે મારી સંયમ લેવાની ઈચ્છા થઇ છે. તે સાંભળી જયસુંદરકુમાર બોલ્યો કે હે મહારાજ ! આપને આવુ બોલવુ યોગ્ય છે? વળી પોતાના અંતરંગ મિત્રને તથા ભાઈને આ રાજ્યરુપ બંધીખાનામા નાખીને આપ જેવા ઉત્તમ પુરુષને પલાયન થવું છે? અને હે પ્રભુ ! સંસારના સ્વરુપને જાણી ગુરુના વચનામૃત તત્ત્વને પીને વિષતુલ્ય એવા વિષયોને વિષે આપની પેઠે મારુ પણ મન આનંદ પામતુ નથી હે જયેષ્ઠબંધો ! ઝાઝુ શું કહું ? પરંતુ સ્વહિતૈષી એવો હુ પણ આપની સાથેજ દીક્ષાને ગ્રહણ કરીશ, આ પ્રકાર જયસુંદરકુમારનો પણ દીક્ષા ગ્રહણનો નિશ્ચય સાંભળીને તે કનકધ્વજ રાજાએ રાજ્યલક્ષણલક્ષિતાંગ એવા પોતાના કનકકેતુનામે કુમારને તુરત રાજ્યગાદી પર બેસાડયો પછી કનકધ્વજ તથા જયસુંદર એ બન્ને ભાઇ મંત્રી, સામંત, મંડલેશ્વર વગેરેની સાથે જ્યાં ગુરુ બેઠા છે, ત્યા વનમાં છે, ત્યાં વનમા જઈ ગુરુને પ્રણામ કરીને દીક્ષા લીધી. ત્યારે કનકકેતુ રાજા, પોતાની ઈચ્છા પ્રમાણે દીક્ષામહોત્સવ કરી તેઓના ચરણારવિંદનુ વંદન કરી પિતાના અને કાકાનાં વિરહદુઃખથી દુઃખિત થયો થકો ઘેર આવ્યો.

હવે તે કનકધ્વજ તથા જયસુંદર એ બન્ને મુનીશ્વર, નિર્મળચારિત્રને પાળનાર, તથા પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિ તેને ધારણ કરનાર, જ્ઞાન અને ચારિત્ર તેના અરાધક થયા તે મુનિરાજે સિદ્ધાંતરૂપ અમૃતના પાન કરનાર, તીવ્રતપોથી કરી પાપને નાશ કરનાર, નિર્દોષ આહારને ભોજન કરનાર, ગુરુપદની ભક્તિ કરનાર, ત્રણ ગુપ્તિએ કરી ગુપ્ત, શુદ્ધયતિપણાને પ્રાપ્ત થયેલા જ્ઞાન, દર્શન અને ચારિત્ર, એ ત્રણ રત્નને પાલન કરવામા સાવધાન, જીતેંદ્રિએ, મોહારાજાને જય કરવામા તત્પર, દેવોને પણ અભિવંદનીય, તથા મુનિઓને પણ પૂજન કરવા યોગ્ય એવા બન્ને ઋષિઓ, શીતકાળને વિષે વનમા તથા પર્વતની ગુફાઓમા અશન તથા વસ્ત્ર તેનો ત્યાગ કરી રહે છે. અને ગ્રીષ્મકાળને વિષે ભયંકર એવા સૂર્યના તાપથી તપેલા પાષણપણ બેસી પોતાની કાયાને તપાવે છે તથા વર્ષાકાળને વિષે કૂર્મની પેઠે પોતાના હસ્ત પાદાદિકને ગોપવીને પર્વતની ગુફાપ્રમુખમાં પ્રવેશ કરીને રહે છે. આ પ્રકારે પરિસહ સહન કરવામા વીર, અને મેરુપર્વતથી પણ ધીર, સૂર્યના કાંતિ સમાન છે કાંતિ જેની એને સમુદ્રથી પણ ગંભીર, શુદ્ધ એવા જ્ઞાને કરી ભાસ્કર સમાન તે બન્ને મુનિઓ, ચારિત્ર પાળી, અનશનવ્રત અંગીકાર કરી, સમાધિમરણથી મરણ પામીને જેમા અનુત્તર સુખ ભોગવાય છે, અને **અતિ ઉત્તમ એવા વિજય વિમાનને વિષે બત્રીશ સાગરોપમના આયુષ્યે અઢારમા ભવે અહમિંદ્ર દેવપણે મિત્ર થઈને અવતર્યા અહીં શંખરાજા અને કલાવતીના ભવથી માંડીને પૃથ્વીચંદ્ર અને ગુણસાગરના અઢારભવ સંપૂર્ણ થયા.**

---

# (દસમો સર્ગ)

## દશમસર્ગસ્ય બાલાવબોધઃ પ્રારભ્યતે

અર્થ :– ઉત્તમ એવા પુણ્યરૂપ પીયુષને દૂજતી તથા ચારચરણને ધારણકરનાર જાણે કામધેનુજ હોય નહિં ? એવી જે અરિહંત ભગવાનની વાણીરૂપ ગાય, તે નિરંતર જયવંતી વર્ત્તો. જેમ કામધેનુને ચાર ચરણ છે, તેમ અરિહંત ભગવાનની વાણી રૂપ ગાથાને પણ ચાર ચરણ છે, અહી ગ્રંથકાર કહે છે, કે કનકધ્વજ રાજા, વિજયવિમાનમા અઢારમાંભવે અહમિંદ્ર થયો, અને ત્યાંથી ચ્યવીને કયાં અવતર્યો ? હવે સંપત્તિઓથી સ્થળ સ્થળને વિષે સુશોભિત છે ઉદ્દેશો જેના અને સર્વકલેશ વર્જિત, એવો એક અભંગ નામે દેશ છે. જેમાં ઘરો છે તે મોટા ગામ જેવાં છે અને ગામ છે તે નગરસમાન છે, અને નગરો છે, તે સુરપુર સમાન છે, તે દેશમાં રિપુ એવા રાજાઓ પણ જે કંપાયમાન ન થાય, અને લક્ષાવધિ દ્રવ્યવાન્, બુદ્ધિમાન્ અને વિવેકવાન્ એવા જનોએ જેમા નિવાસ કર્યો છે એવી ચંપાપુરી નામે નગર છે. તે નગરમાં જય એવા નામે રાજા રાજ્ય કરે છે. તે રાજાની વિકસિતકમલ સમાન લોચનવાળી, સુધાસમાન વચન બોલનારી, અને સુવર્ણસદશ દેહવાલી એવી પ્રિયમતી નામે પટ્ટરાણી છે. તેવી મનોહર સ્ત્રીની સાથે ભોગ ભોગવતા તે રાજાને એક લાખ વર્ષ ક્ષણાર્દ્ધ સમાન ચાલ્યાં ગયાં.

હવે વિજયવિમાનમાં અહમિંદ્ર થયેલો એવો તે કનકધ્વજ રાજાનો જીવ ત્યાથી ચ્યવી પૂર્વોક્ત પ્રિયમતી નામે પટ્ટરાણીના ઉદરને વિષે આવ્યો. જ્યારે તે ગર્ભમા આવ્યો, ત્યારે રાણીને એક સ્વપ્ન આવ્યું. તે સ્વપ્નમા તેણે શું દીઠું ? તો કે જાણે પોતે રાજાના સિંહાસન પર બેઠી હોય, અને પોતાનેજ પોતાના સ્વામી જય રાજાએ જાણે મણિજડિત મુકુટ પહેરાવ્યો હોય ? તેમ દીઠુ. ત્યાં તો પ્રભાતકાલ થવાથી પ્રતિદિનના રીવાજ પ્રમાણે માગધ લોકોએ આવી મનોહર શબ્દથી માંગલ્ય કરવા માંડયું તે સાભળી અત્યંત પ્રમોદ પામેલી રાણી, શય્યાથી ઉઠીને પોતાના સ્વામી પાસે આવી. અને તે સ્વપ્નની વાત કહી આપી. તે સાંભળી રાજાએ કહ્યું કે હે પ્રિયે ! આ સ્વપ્નથી તમામ પૃથિવીને વિષે પ્રસિદ્ધ અને રાજાધિરાજ એવા નામને ધારણ કરનારો, મનોજ્ઞ એક પુત્ર પ્રગટ થશે એમ કહીને પછી તે દિવસે રાજાએ પોતાની રાજસભામાં આવી વિદ્વાન એવા સ્વપ્નપાઠકોને બોલાવ્યા. અને તેનું પૂજન કરીને તેને સ્વપ્નની વાત પૂછી ત્યારે તે સ્વપ્નપાઠકોએ પણ જે સ્વપ્નફલ રાજાએ કહ્યું હતું, તેજ કહ્યુ તે સાભળીને રાણી અત્યંત પ્રસન્ન થઈ, અને પ્રશસ્ત એવા પોતાના ગર્ભનું સંરક્ષણ કરવા લાગી. હવે તે ગર્ભ જ્યારે પાચ માસનો થયો, ત્યારે તે ગર્ભના પ્રભાવથી પ્રિયમતી રાણીને સચ્ચૈત્યના તથા યતિના પૂજનના દોહદ ઉત્પન્ન થયા. એટલે તે રાણીના મનમાં એવી ઇચ્છા થઈ કે હુ ચૈત્યમા જઈ જાણે પ્રતિમાનું પૂજન કરું, ધર્મની પ્રભાવના કરું, સુપાત્રને દાન આપુ, સ્વામિવાત્સલ્ય કરુ ? પછી તે દોહદની

વાત રાજાને કહી, રાજાએ રાણીના પૂર્વોક્ત સર્વ દોહદો અતિહર્ષથી વિશેષે કરી પૂર્ણ કર્યા. સમય જતાં ગ્રીષ્મકાલ આવ્યો.

જેવું ઇંદ્રિઓનું સુખ બીજી ઋતુમા આવે છે, તેવું આ ગ્રીષ્મ ઋતુમાં આવતુ નથી. વળી તે ગ્રીષ્મકાલ ખલજનની જેમ ઘણા જન સાથે વૈર વસાવનારો છે. એટલે જેમ ખલજન છે, તે પોતાના ખરાબ આચરણથી તથા કટુવાકયથી સહુ કોઇનો વૈરી થાય છે, તેમ આ ગ્રીષ્મકાલ પણ પોતાના સખત તાપથી સહુકોઇ જનને વૈરી જેવો લાગે છે. વળી તે ગ્રીષ્મ કાલમાં મિત્રે પણ પોતાનુ મૈત્ર્ય મૂકી દીધું છે. એટલે સર્વજગતનો મિત્ર એવો જે સૂર્ય તેણે પોતાનું યથાયોગ્ય તપવારુપ મિત્રપણુ મૂકી દઈ જગત પર ઉગ્ર તાપ નાંખવા માંડયું, વળી ગ્રીષ્મકાલે સૂર્યનુ પણ અપમાન કરાવ્યું છે? એટલે ગ્રીષ્મકાલમાં આકર તાપ પડવાથી તે સૂર્યતાપના પ્રતિસ્પર્ધિ એવા જે શીતદ્રવ્યો, તેનો લોકો ઉપભોગો કરે છે. અર્થાત્ સૂર્યનાં પ્રતિસ્પર્ધિ એવા જે શીતલ દ્રવ્ય, તેનું લોકો માન કરે છે, તેથી તે સૂર્યનું અપમાનજ થયું. હવે આ પ્રકારનાં ભયંકર એવા ગ્રીષ્મકાલને વિષે પ્રિયમતી પટ્ટરાણીથી યુક્ત એવો તે જયરાજા, મનોહરવૃક્ષોની શોભા જે વનને વિષે છે ત્યાં ગયો. તે વનમાં એક વાપિકાને કેસર, કપૂર, અગરુચંદન, કસ્તૂરી, તેમના રજ-પુંજે કરી પીળા તથા સુગંધિત એવા જે જલ, તેણે યુક્ત કરી. પછી તે વાપિકામાં તે સ્ત્રી પુરુષ પડી તેના જલથી ઘણીવાર સુધી પરસ્પર જલક્રીડા કરી. અને તેથી તે બન્ને જણ શ્રમિત થઈ ગયાં. તદનંતર તે જય રાજા ત્યાંથી જરા દૂર એક દ્રાક્ષમંડપ હતો, ત્યાં જઈ બેઠો. અને પ્રિયમતી રાણી તો ત્યા નિકટના વૃક્ષની નીચે જ બેઠી. હવે વીણા વગાડવામાં શ્રેષ્ઠ એવા જય રાજાએ હાથમા વીણા ધારણ કરીહ કિન્નરથી પણ ન ગાઈ શકાય તેવા ગીત-ગાન કરવાનો પ્રારંભ કરી ગાવા માંડયુ. તેવામાં તે રાજાના ગુણોથી, સ્વરૂપથી અને વીણાના નાદથી, તે વનની જે વનદેવી હતી, તે મોહિત થઈ ગઈ તેથી તે રાજાના સંગમને ઇચ્છવા લાગી, પછી કામાગ્નિથી તપ્ત થઇ એવી તે વનદેવી, પ્રિયમતી રાણીનું દાસીનું રૂપ ધારણ કરી જ્યાં તે રાણી બેઠેલી છે, ત્યા આવી હાથ જોડી કહેવા લાગી કે બાઇસાહેબ! આપના પતિ મહારાજાએ મારી સાથે કહેવરાવ્યુ છે, કે રાણીને કહો જે અહી આવ્યા ઘણી વાર થઈ છે, માટે ઘેર જાય? તે વાકય સાભળી રાણી તુરત પોતે ઘર તરફ ચાલી ગઈ તદનંતર તે વનદેવી, મનોહરવસ્ત્રાભૂષિત એવી કામિનીનુ રૂપ ધારણ કરી તે જય રાજા પાસે આવી હાવ, ભાવ, કટાક્ષ કરીને તે જય રાજાને કહેવા લાગી, કે હે રાજન્! આપના ગુણ, રૂપ અને રાગ તેણે કરી હું મોહિત થઇ ગઈ છુ, મટે મને રતિસુખ આપી શાંત કરો. વળી અહીં કોઇ છે પણ નહિ

તે વચન સાંભળી કોપાયમાન થઇ બ્રહ્મચર્ય વ્રત ભંગના ભયથી તેની ના કહીને કહ્યું કે હે કુલટે! તુ જલદી મારાથી દૂર થા. નહિં તો અધર્મદૂષિત એવી તું મારા ક્રોધરૂપ અનલને વિષે પતંગની જેમ બળી જઇશ અને તેં ધારેલો એવો અધર્મ જો

મારા દેશમાં થતો હોય તો હું તે અધર્મ કોઈ કાળે થવા જ દઉં નહિં. વળી તારી જેમ કોઈ પુરુષને મેં જો અધર્મ કરતો જોયો હોય, તો તેનો હું નાશજ કરૂં. અને વળી તારો પણ હુ નાશ જ કરત, પરંતુ તું સ્ત્રી છે, માટે લાચાર છું. કારણ કે શાસ્ત્રમાં વાક્ય છે કે "અવધ્યા સ્ત્રી" વળી હે સ્વૈરિણિ ? વિશ્વતમોહરણકરણશીલ એવો આ જે રવિ, તે શું કોઈ દિવસ પોતાનાં ઉજ્જવલકિરણોથી અધારૂં કરે ? ના નજ કરે, તેમ જ્ઞાની, માની, ધની, ધીર, વીર, કીર્તિમાન્ એવો માણસ, કોઇ દિવસ પરસ્ત્રીમા આસક્ત થાય ? ના નજ થાય. આવાં વચન સાભળ્યા તો પણ તે સ્ત્રી, રાજાને કહેવા લાગી કે હે વિભો ! મને તમે પરસ્ત્રી ન જાણુજો હુ તો નિરતર તમારા ગુણમાં અને રૂપમાં રક્ત એવી વનદેવી છું. માટે સ્મરાગ્નિથી તાપ પામેલી એવી જે હું, તે મને તમારા સંગમરૂપ અમૃતથી સિંચન કરો. અને હે નાથ ! તમો મારા જેવી પ્રાર્થનાના ભંગમાં ભીરુ છે, તથા વળી કારુણ્યના ભંડાર છો. માટે મારો ત્યાગ ન કરી, મારું સેવન કરો. આ પ્રકારનું તે વનદેવીનું વચન સાભળી જયરાજા ક્રોધાયમાન થઇ ક્રૂર વચનથી કહેવા લાગ્યો કે હે દુષ્ટે ! હે નિર્લજ્જ ! હે પાપિણી ! તું આવા કુકર્માચરણ કરવાની ઇચ્છાથી ઉત્તમ એવા દેવપણાને વગોવે છે ? હે પુંશ્ચલિ ! તારી સાથે હું બોલનાર નથી. અને હવે તો જેમ બને તેમ તું મારી નજરેથી દૂરજ થા. કારણ કે હું તારા જેવી પાપિણીનું મુખ જોવાને ઇચ્છતો નથી ? આવા તિરસ્કારના વચન સાભળી તે દેવી, તુરત અંતર્ધ્યાન થઈ ગઈ. અને પછી તે વિચારવા લાગી કે કોઈ પણ રીતે કપટ કરીને મારે આ રાજા સાથે રતિસુખ તો લેવુંજ ? એમ વિચારીને કામાતુર એવી તે સ્ત્રી, છલ કરવાનો અવકાશ જોયા કરે છે તે સમયમાં જયરાજા વિસ્મય પામી તે વાત, પોતાની સ્ત્રીને કહેવા માટે જ્યા વૃક્ષની નીચે પોતાની સ્ત્રી બેઠી હતી ત્યાં ગયો. અને ત્યાં જઈ જોવે, ત્યાં તો તે રાણીને દીઠી નહિ ત્યારે તેણે વિચાર કર્યો કે અહી રાણી નથી, પરતુ તે ઘેર ગઈ હશે ? એમ જાણી પોતે પણ ઘેર ગયો. તે સમયમાં અવકાશ જોઈને તે વ્યંતરીએ સગર્ભા એવી પ્રિયમતી રાણી જ્યાં ઘરમાં બેઠી હતી ત્યાંથી તેને ઉપાડીને પૂર્વદિશામાં ઘણેજ દૂર એક ઉજ્જડ વનમાં નાંખી દીધી, અને પોતે પાછું રાણીનુ રૂપ ગ્રહણ કર્યું. અને દાસીને કહ્યું કે હે દાસી ! મહારાજને જઈને કહે, કે આપને રાણી સાહેબ બોલાવે છે તે સાભળી તે દાસી જે હતી તે તત્કાલ રાજા પાસે આવી વિનતી કરી કહેવા લાગી કે મહારાજ ! આપને રાણી સાહેબ બોલાવે છે ? તે સાંભળી રાજા બોલ્યો કે હું પણ આવવાનો વિચારજ કરતો હતો, માટે જા હું આવુ છું એમ કહીને તે જયરાજા અંતઃપુરમા આવ્યો, ત્યા તો તે વ્યંતરી સામી આવી, લજ્જા રહિત થઇ વેશ્યાની જેમ વિચિત્ર એવા આલિંગનાદિક ઉપચારો કરવા લાગી. તે જોઈને રાજાએ વિચાર કર્યો કે અરે ! આ દેખવામા તો રાણી જેવી લાગે છે, પરંતુ આચરણથી રાણી નથી કારણ કે જો રાણી હોય, તો આમ બોલ્યા ચાલ્યા વિના સર્વના સમક્ષ નિર્લજ્જપણું કરે નહિ. માટે મને લાગે છે કે રાણીનું રૂપ ધારણ કરી અહી

આવી બેસનાર તે વ્યંતરીજ છે. એમ જાણી ક્રોધાયમાન થઇ, તેની પર એક મુષ્ટિનો પ્રહાર કર્યો, તથા તેના કેશ પકડી, ઢરડી, ઘણી ગાલો દઈ, ધક્કો મારી, ઘરમાંથી કાઢી મૂકી ત્યારે તે વ્યંતરી પણ ભયભીત થઈ, તુરત જાણે ચિત્રામણની પૂતળી હોય નહિં ? તેમ થઈ ગઇ પછી નિરાશ થઇને તે અંતર્ધ્યાન થઇ ગઈ. તદનંતર જયરાજાએ વિચાર કર્યો કે આ વ્યંતરી મારામા અતિ આસક્ત થવાથી મારી પછવાડેજ પડી છે, તો તે એક ક્ષણવારમાં કાંઇક ન સમજાય તેવુ છલ કરી મારા અમૂલ્ય એવા બ્રહ્મચર્યવ્રતનો ભંગ કરી નાખશે. માટે હવે મારે તેનો ખૂબ વિચાર રાખવો ? એમ વિચારવા લાગ્યો કે અરે ! એ તો ઠીક, પણ મને અહી આવ્યો જાણે છે, તે છતા રાણીને ઘરમાંથી બહાર આવતાં વિલંબ કેમ લાગ્યો હશે ? ચાલ હુ તેની તપાસ કરુ એમ વિચારી અંતર્ગૃહમાં જઈ તપાસ કરી, ત્યા તો રાણીને દીઠી નહી. ત્યારે સંભ્રમ થઇ તત્રત્ય સર્વ પરિવારને પૂછવા લાગ્યો કે હે લોકો રાણી કયા છે ? ત્યારે ત્યા રહેલાં કોઈ પણ માણસને રાણીના જવાની ખબર ન હોવાથી તેઓએ કઈપણ ઉત્તર આપ્યો નહિં. ત્યારે રાજાએ જાણ્યું જે અરે ! જરૂર મારી પછવાડે પડેલી તે વ્યંતરીએ રાણીનું હરણ કર્યું છે ? એમ નિશ્ચય રીતે જાણીને તેની શોધ કરવા ચોતરફ કેટલાક માણસોને મોકલ્યા. તે માણસોએ આડી અવળી શોધ કરાવી. પરંતુ તેઓને રાણીનો કયાં પણ પત્તો મળ્યો નહીં. ત્યારે નિરાશ થઈ તે શોધકલોકો, જય રાજાને વિનંતિ કરી કહેવા લાગ્યા કે મહારાજ ! અમોએ તો રાણીસાહેબની ઘણીજ શોધ કરી પરંતુ તેમનો કયા પણ પત્તો મળ્યો નહિં. આવા વજ્રપાતસમાન વાકય સાંભળી અત્યંત ખેદ પામી, વિચારવા લાગ્યો કે અહો ! જન્મ, મરણ, જરા, મૃત્યુ, રોગ, શોક, સયોગ, વિયોગ, તેણે કરી દૂષિત તથા કષાય અને વિષય, તેણે કરી વ્યાપ્ત એવા આ સંસારને વારવાર ધિક્કાર હજો અરે ! જે સંસારમાં એક ક્ષણમા સુખ દેખાય છે, અને પાછુ બીજી ક્ષણમા દુઃખ દેખાય છે. માટે ઇંદ્રજાલ જેવા સંસારમાં શુ સુખ છે ? વળી જે સંસારમા રહેલા જીવને કોઈ એક પ્રાણવલ્લભ એવા પદાર્થોનો વિયોગ, એકક્ષણ વાર પણ સહન થતો નથી, તો તેવા પ્રાણવલ્લભ પદાર્થ વિના આયુષ્ય પસાર કરવું પડે છે ? વળી જે સંસારમાં માતા, પિતા, પુત્ર, કલત્ર સંપત્તિ પ્રમુખનુ સુખ જીવને મળે છે, તો તે સુખને દૈવ એક નિમિષમાત્રમા નાશ કરી નાંખે છે ? માટે તેવા દૈવને પણ વારવાર ધિક્કાર હજો અરે ! તે દૈવે પ્રાણથી વલ્લભ એવી મારી પ્રિયાનો મને પણ વિયોગ કરાવવારૂપ દુઃખ દીધુ છે. છે ? અરે ! બીજુ તો ઠીક, પણ સગર્ભા એવી તે પ્રાણપ્રિયા કોઈ ઠેકાણે જીવતી હશે ? હા ! જો જીવતી હશે, તો હું જાણીશ કે તે કેવળ તેના ગર્ભનો જ મહિમા છે અહો ! તે પ્રિયાનુ જે દિવસે મને મુખ દેખાશે, તે દિવસ મને અમૃત સમાન મીઠો લાગશે ? દિવસ તો શુ ! પણ તે ઘડી પણ મને અમૃતથી પણ મીઠી લાગશે ? એમ અત્યંત મનમા ખેદ કરતાં તે રાજાએ ભોજન પ્રમુખ શરીર સ્થિતિસાધનનો સાવ ત્યાગ કરી દીધો. ત્યારે નિમિત્ત શાસ્ત્રના

ભણેલા એવા તેના મંત્રી વિગેરેએ કહ્યું કે મહારાજ ! આપ ક્લેશ ના કરો. આપની રાણી કોઈ પણ ઠેકાણે કુશલ છે, અને તેને પુત્ર પણ પ્રસવશે ? એમ અમને નિમિત્ત શાસ્ત્રના યોગથી જાણીએ છે. આવા વચન સાંભળી રાજાને જરા શાંતિ થઈ. ત્યારે તેણે વિચાર કર્યો કે કદાચિત મારા ભાગ્યોદયથી જો મને પાછી સ્ત્રી મળશે, તો પણ હું હવે આ દુઃખાવાસ એવા ગૃહાવાસમા રહીશ નહીં ? એવો નિશ્ચય કરીને પછી દેહસ્થિતિને માટે ભોજન વિગેરે કરવા લાગ્યો.

હવે તે વ્યંતરીયે હરણ કરી વિકટ વનમા નાખી દીધેલી પ્રિયમતી રાણીનું શું થયું ? તે કહે છે કે તે ઉગ્રવનમાં નાખેલી રાણીને થોડી વાર પછી ભાન આવ્યું, ત્યારે ગભરાઇ ગઇ અને ચોતરફ જોવા લાગી અને જ્યા જુવે, ત્યા તો સર્વત્ર ઉજ્જડ-વન જ દીઠુ. તે જોઇને ભયભીત થઇ થકી કહેવા લાગી કે અરે આ શું ! હું મારા મહેલમા સુતી હતી, ત્યાંથી વળી અહીં કયાં આવી ! અરે આ તે શુ ઇન્દ્રજાલ હશે ! કે આ તે મને ભ્રમ થયો છે ! કે આ તે મને સ્વપ્ન આવ્યું છે ! અરે મનોહર એવો મારો મહેલ કયા ગયો ! અને જેમા ઝાઝા હિંસક જીવો રહે છે, તેવું આ ભયંકર વન કયાથી આવ્યુ ! અરે મને અહીં કોણ લાવ્યું હશે ! તે લાવનાર પણ કેમ દેખાતુ નથી હા ! ! ! હવે કેમ કરૂ ! કયાં જાઉં ! કોને કહુ ! હે સ્વામીનાથ ! તમે કયા છો ! તો તમારી પ્રાણપ્રિયા હુ તરસુ. છું, તેને ઊત્તર કેમ નથી આપતા ? હવે જો ઊત્તર ન આપો, તો તમને મારા શપથ છે !

હે પ્રાણનાથ ! હે પ્રાણપતે ! તમો જીવતા છતા નિનાપરાધ મને આવા વિકટવનમા કોણે નાખી ? હા ! પાપિષ્ટ એવી મે પૂર્વભવે કાંઇક પાપ કર્મનુ આચરણ કર્યું હશે, જેથી મને અણધાર્યું દારુણ દુઃખ આવી પડયું ! આમ વિવિધ પ્રકારના વિલાપ કરતી, અને રાત્રિ પડવાથી ચોતરફ ફરતા એવા સિંહપ્રમુખ હિંસક પ્રાણીઓના શબ્દથી કંપાયમાન થતી અને વારવાર "નમોઽર્હદ્ભ્યઃ" "નમોઽર્હદ્ભ્યઃ" એમ બોલતી, કરમાઈ ગયુ છે મુખ જેનુ એવી તે રાણી, ત્યાંથી એકદમ ઉભી થઇ. અને પછી વિચારવા લાગી કે હવે હું કયા જાઉં ? અરે ! નિર્ભય રીતે રહેવાય એવુ કયુ ઠેકાણુ છે ? એમ ચિંતાથી કરી વ્યાકુળ થતી રાણી મુંઝાઈને ત્યા જ પડી રહી. પછી સવાર પડવાથી દક્ષિણ દિશાના માર્ગ તરફ ચાલવા લાગી. ત્યાં સિંહ, વ્યાઘ્ર, સૂકર, શીયાલિયાં. તેના ભયંકર શબ્દોથી કંપાયમાન છે ચિત્ત જેનુ અને સૂર્યના તાપથી તપેલી વેલુમા તપી ગયા છે પગ જેના, અને પગમા કાંટા વાગવાથી જેને ઘણુ જ રુધિર ચાલ્યુ જાય છે, એવી તે રાણી, શૂન્યવનમાં પોતે અત્યંત કોમલાંગવાલી હોવાથી મૂર્છા પામી ગઈ. પછી થોડી વારે શીતલપવન આવવાથી પાછી સાવધાન થઇ, વિચારવા લાગી કે અહો મે પૂર્વભવોમા અજ્ઞાનના યોગથી ઘણાજ ઘોર પાપ કર્યા હશે એમ લાગે છે ?

આ પ્રમાણે જિનવચનને ભાવતી તથા ભૂખ, તૃષાપ્રમુખ દુ:ખોથી પીડિત એવી તે રાણી, ઘણા જ દુઃખોને ભોગવતી થકી તે વનને વિષે જ ભમવા લાગી. જ્યારે સાયંકાલ થયો, ત્યારે તેને તે વનમાં રહેનારીઓ અને પોતાની પર્ણકુટીમાંથી બહાર ફરતી એવી કોઇએક તાપસી સ્ત્રીઓએ દીઠી, તેથી તે સર્વ રાણી પાસે આવી, અને તેને જોઇ તેની પર દયા આવવાથી પોતાના કમંડલના જલે કરી સ્વસ્થ કરી.

પછી તે તાપસીઓ તેનો હાથ પકડીને પોતાના આશ્રમમા લાવી અને તે સર્વ તાપસીની ગુરુણી એક વૃદ્ધ તાપસી હતી, તેને તે બતાવી. ત્યારે તે વૃદ્ધ તાપસીએ તેને આસન, તથા મિષ્ટ એવાં ફલ વિગેરેથી સત્કાર કરી પૂછ્યું કે હે સ્રી ! આવા મનોહર અંગવાળી તથા મનોહર અલંકાર અને વસ્ત્રયુક્ત તું આવા ઉગ્ર વનવાસરૂપ દુઃખને કેમ પ્રાપ્ત થઇ? તે સાભળી વાત્સલ્યવાન્ એવી તે વૃદ્ધા પાસે પ્રિયમતી રાણીએ પોતાની બનેલી સર્વ હકીકત કહી આપી. તે સાંભળી વૃદ્ધા બોલી કે હે બહેન ! આ અસાર એવા સંસારને વિષે જીવપ્રાણી માત્રને અણધાર્યું અને અણ-વિચાર્યું અકસ્માત્ દુઃખ આવી પડે છે. તેથી હે વત્સે ! તેમા કાંઈ પણ તારે વિષાદ કરવો નહિં અને અમને તો એમ લાગે છે કે તારી મોટી પુણ્યાઈ છે. કે જે પુણ્યાઈથી સગર્ભા છતા તું આવા વિકટ વનમા જીવતી રહી છે? અને વળી આ અમારાં તપોવનમાં આવી છે, હે બહેન! હવે તુ ફિકર છોડી આજની રાત્રિ તો અહીં અમારી સાથે જ રહે. અને સવારે અમે અમારા ગુરુને વિનંતિ કરીને તને કોઈ પણ ગામમા પહોચડાવાનો બંદોબસ્ત કરાવી આપશુ? આવા વચન સાભળી રાણીએ જાણ્યું જે હવે હુ મરણ તો પામીશ નહિ? એમ જાણી તે રાણી તે રાત તો તાપસીઓની સાથે જ રહી પછી સવાર પડવાથી સર્વ તાપસીઓ તે રાણીને એક કુલપતિનો તાપસ હતો, તેની પાસે લઈ આવી અને રાણીની કહેલી સર્વ વાત કહી આપી ત્યારે દયાલુ એવા કુલપતિતાપસે કોઈ એક વૃદ્ધ તાપસને બોલાવીને આજ્ઞા કરી કે હે તાપસ ! અહીંથી થોડે દૂર એક શ્રીપુરનામે નગર છે ત્યા, આ રાજસ્રીને છોડી પાછો આવ એમ તેને કહીને પાછુ રાણીને કહ્યું કે હે સુંદર સ્રી ! આ, તમને જે ગામ દેખાડે, ત્યા જજો અને ત્યાથી તમારા ગામની તજવીજ કરીને પછી તમારે ગામ જજો તે સાભળી પ્રિયમતી રાણી તે વૃદ્ધતાપસની સાથે ચાલી. પરંતુ તે સગર્ભા હોવાથી મંદ મંદ રીતે મહાકષ્ટથી ચાલતા થાકી ગઈ. અને એમ ચાલતા વૃદ્ધતાપસના બતાવેલા શ્રીપુર નામે નગરના ઉદ્યાનમાં આવી પહોચી. પછી તે રાણીને ગામ બતાવી તે ઉદ્યાનથી પાછો વળી પોતાના આશ્રમે આવ્યો. પ્રિયમતી રાણી થાકી જવાથી તે ઉદ્યાનમા એક આમ્રનો વૃક્ષ હતો, તેની નીચે બેઠી ત્યાં તો તે ઉદ્યાનમા એક જિન ચૈત્ય હતુ, તેમા શ્રાવકો, સત્તરભેદી પૂજા ભણાવતા હતા, તેનો શબ્દ સાભળી એકદમ ઉભી થઈને તે ચૈત્યમા ગઈ. પરંતુ પોતાની પાસે પૂજાની સામગ્રી ન હોવાથી તે જિનપ્રતિમાને પ્રણામ જ કર્યો, અને પછી ત્યા રહેલા સર્વ સાધર્મિકોને પ્રણામ કર્યા.

તેવામાં ત્યા કોઈએક જિનભગવાનનાં દર્શન કરવા આવેલી જિનસુંદરીનામે શ્રાવિકા હતી, તે રાણી પાસે આવી. અને રાણીને પૂછયું કે હે સુંદરાંગિ! હે સાધર્મિકે! તમો કોણ છો? અને કયાથી આવ્યાં છો? આવા વચન સાંભળી તે રાણીને પોતાનું સર્વ દુઃખ સાંભળી આવ્યું, તેથી હૃદય ભરાઈ આવવાથી તેને કાંઈ પણ ઉત્તર ન આપતાં તે રુદન કરવા લાગી. ત્યારે તે જિનસુંદરી શ્રાવિકાએ વિચાર્યું કે અહો! આ સ્ત્રી તેના શરીરના દેખાવ ઉપરથી કોઈ ઉત્તમ કુલની સ્ત્રી હોય, એમ જણાય છે? અને વળી તેને કાંઈ મોટી આફત આવી હોય એમ લાગે છે! એમ વિચારી તે શ્રાવિકા કહેવા લાગી કે હે મહાનુભાવ! આ સંસારને તમે અનિત્યજ ભાવો. અને વારંવાર વીતરાગનું સ્મરણ કરો. હે બહેન! શરીરને સંતાપ કરનાર, તથા જેથી નવાં કર્મ બંધાય છે, એવા રુદનથી શું વળવાનું છે? હે સુંદરિ! અનંતદુઃખાત્મક એવા આ સંસારનો વિપાદ કરવાથી પાર આવે તેમ નથી.

હે ભદ્રે! આ સંસારના ખરા રુપને જાણનારા પુરુષોએ તો સુખમાં અને દુઃખમાં ધર્મનું જ આચરણ કરવું. કારણ કે જીવને ધર્મારાધન કરવાથી જ અનંત સુખની પ્રાપ્તિ થાય છે; તથા દુઃખનો નાશ થાય છે. આ પ્રમાણે સમજાવીને પ્રિયમતી રાણીને જિનસુંદરી શ્રાવિકા હાથ પકડી પોતાને ઘેર તેડી લાવી. અને તેનુ સર્વ વૃત્તાંત, પોતાના પિતા ધનંજય શેઠને કહી આપ્યુ. તેથી તે ધનંજય શેઠે દયા આણી તે રાણીને પોતાની પુત્રીની જેમ રાખી. સમય જતાં ચાતુર્માસ (ચોમાસા) નો કાલ આવ્યો, વર્ષાકાળના આવવાથી એક દિવસ સાયંકાલે તે પ્રિયમતી રાણી એકાતમા બેઠી હતી, તેમાં તેને પોતાનો પ્રિય સ્વામી સાભળી આવ્યો, તેથી તેનું વારંવાર સ્મરણ કરવા લાગી. તેથી હૃદય ભરાઈ આવ્યુ. માટે વિલાપ કરી રુદન કરવા લાગી. તે પ્રિયમતી રાણીને રોતી, તથા વિલાપ કરતી જોઈને તેની ચાકરી માટે રાખેલી કોઈએક દાસી હતી તે પણ રુદન કરવા લાગી. રાણી તથા દાસીનું રુદન સાભળીને જિનસુંદરી શ્રાવિકાનો પિતા ધનજય શેઠ કહેવા લાગ્યો કે હે પુત્રિ! તારા ગુણોથી તથા સૌશીલ્યથી રંજિત થયેલા મને તારી મોટી ચિંતા થાય છે, કે હવે તે તારું મારે શું કરવું? કારણ કે અમારાથી ન સંભળાય એવું તું પ્રતિસમય રુદન કર્યાજ કરે છે. અને તે રુદન મટાડવાનો એક આ ઉપાય છે, કે જો તને તારે ઘેર મોકલું? અને તું રોતી પણ ત્યારેજ બધ થાય પરંતુ તેમ પણ હાલ બને એમ નથી કેમ કે વર્ષાઋતુ હોવાથી કોઈ પણ માણસ ગ્રામાતર જોતા જ નથી તો માણસ વિના તને કોની સાથે મોકલું? આ પ્રકારની મોટી ચિંતા થાય છે. માટે હે બહેન! મારુ કહ્યુ માનીને સાંપ્રતકાલ વર્ષાઋતુ છે, તેથી તું ધર્મારાધન કરી સ્વસ્થ થઈને રહે અને પછી હું વર્ષાઋતુ જવાથી કોઈ સારા માણસ સાથે તને તારે ઘેર જરૂર પહોચડાવીશ? આવા વચન સાભળી તે પ્રિયમતી રાણી બોલી કે હે તાત! તમારા શરણુમાં રહેલી એવી મને તો નિવૃત્તિજ છે,

પરંતુ સર્વેબંધથી પ્રેમબંધ છે, તે દુસ્ત્યજ છે, તેથી જેમાં પ્રેમબંધાણો છે, એવાં ઘર, સ્વામી, સ્વજન સાંભરે, ત્યારે રુદન થઈ જાય. પણ હવેથી તમારું વચન સ્વીકારી શાતાથી રહીશ ? એમ કહીને તે ધર્મારાધનમાં આસક્ત થઈ પછી તે પ્રિયમતી રાણીએ સારા સમયમાં મનોહર લગ્નને વિષે દુખને નાશ કરે, એવા એક પુત્રરત્નને પ્રસવ્યો. તે સાંભળી હર્ષોત્કર્ષથી પ્રફુલ્લિત છે મન જેનું એવા એ ધનજય શ્રેઠીએ રાજાની આજ્ઞા લઈને સર્વ બંદીવાનોને બંદીખાનેથી છોડાવ્યા અને દશ દિવસ પર્યંત પિતાની જેમ ઘણુંજ દ્રવ્ય ખર્ચ્યુ તથા પુત્રજન્મમહોત્સવ કર્યો. બારમે દિવસે જ્ઞાતિ કુટુંબ જમાડીને અત્યુલ્લાસથી તે પુત્રનું કામદેવસમાન રૂપ હેવાથી "કુસુમાયુધ" એવું નામ પાડયું. પછી વરસાદના દિવસો વ્યતીત થયા, તો પણ પુત્ર બે વર્ષનો થયો ત્યાં સુધી રાખી. હવે તે શ્રીપુરગામનો રહેવાસી કોઈએક વાસવદત્ત નામનો સાર્થવાહ હતો, તે રાણીના ચંપાનગર તરફ કેટલોક માલ લઈને વર્ષાકાલ વ્યતીત થવાથી વેપાર માટે જતો હતો, તે વાતની ધનજયશ્રેઠીને ખબર પડવાથી તે સાર્થવાહને પોતાનો વિશ્વાસ પાત્ર જાણી વિનંતી કરી કે હે વાસવદત્ત ! તમો ચંપાપુરીએ જાઓ છો ? જો જાતા હો, તો તે ચંપાપુરીના રાજા જયરાજાની રાણી પ્રિયમતી અમારે ત્યા ઘણા દિવસથી દુઃખની મારી રહેલી છે, અને વળી તેને હાલ એક પુત્ર આવ્યો છે તો તે રાણીને અને તેના પુત્રને પ્રાણથી પણ વધારે સાચવીને ચંપાપુરીમા લઈ જઈને તેના સ્વામી જય રાજાને સોપો. એટલું મારું કામ મહેરબાની કરીને કરો. વળી તેને કદાચિત્ હુ બીજા સાથે મોકલત, પણ તમારી જેવો વિશ્વાસપાત્ર બીજો સાથ મને ક્યાથી મલે ? એમ કહીને તે વાસવદત્ત સાર્થવાહની સાથે કેટલાક પરિવાર તથા વાહનયુક્ત તે રાણીને મોકલે છે, ત્યારે ત્યાંથી સર્વ સાથ ચાલ્યો, તે પ્રથમ શિવવર્દ્ધનપુર નામે કોઈ એક નગર હતું, ત્યા આવ્યો અને તે ગામના ઉદ્યાનને વિષે આવી ઉતર્યો. ત્યાં પ્રિયમતી રાણી એક આંબાની નીચે પોતાના કુસુમાયુધ પુત્રને ખોળામાં લઈને બેઠી બેઠી રમાડે છે, તેવામાં શું બન્યુ ? તો કે પુત્ર વિનાનો તે શિવવર્દ્ધનપુરનો શ્રીસુદર નામે રાજા; ગુરુની પાસેથી ધર્મશ્રવણ કરી સંસારથી વૈરાગ્ય પામી દીક્ષા લેવા તત્પર થયો હતો, ત્યારે તેણે પોતાના રાજ્યને પોતાના પુરંદર નામે ભાઈને આપવું ધારીને તેને કહ્યું કે હે ભાઈ ! આ મારા રાજ્યને તમો સ્વીકારો. કારણ કે હવે હું દીક્ષા લેવા ઈચ્છું છું ? એ સાંભળી પુરંદરકુમાર બોલ્યો કે હે જ્યેષ્ઠ બંધુ, આપની જેમ મને પણ સંસાર પર વૈરાગ્ય થયો છે, હું પણ દીક્ષા લેવાની ઈચ્છા ધરાવું છું. એ સાંભળી શ્રીસુંદરે કહ્યું કે હે ભાઈ ! આપણ બન્ને ભાઈને પુત્ર નથી, માટે રાજ્ય કોને સોપીશું ? એમ કહીને પછી બન્ને ભાઈઓએ ઠરાવ કર્યો કે આપણે એમ કરવું, કે એક હાથણી શણગારી તેની સૂઢમા જલ ભરેલો સુવર્ણકલશ આપી, પંચદિવ્ય વાગતે તે હાથણીને છુટી મૂકવી. અને તે હાથણી જેની પર કલશ ઢોળે, તે જ આ ગામનો રાજા થાય ? આમ ઠરાવ કરી તે પ્રમાણે હાથણીની સુઢમા કલશ આપ્યો ને

પંચાદ્દવ્ય વાગતે હાથણી જ્યાં જાય છે, તેની સાથે સર્વ કોઈ ચાલ્યા. ત્યારે તે હાથણી ઉદ્યાનમાં આવી તે જ્યા પ્રિયમતી રાણી આમ્રવૃક્ષ ની નીચે પોતાના કુસુમાયુધ પુત્રને ખોળામા લઈને બેઠી હતી, ત્યા આવી. અને તે હાથણીએ તે કુસુમાયુધકુમાર પર કલશ ઢોળ્યો. તે જોઈને પ્રસન્ન થયેલા એવા તે બે ભાઇઓએ પુત્રસહિત તે રાણીને પ્રણામ કરી હસ્તી ઉપર બેસાડી અને તે મા દીકરાને વાજતે ગાજતે પોતાના ગામમા તેડી લાવ્યા. અને કહેવા લાગ્યા કે હે માત! આ અમારા રાજ્યને તમો સ્વીકારો. કારણ કે આ હાથણીએ જળનો ભરેલો કળશ, આ તમારા ખોળામાં સૂતેલા પુત્ર પર ઢોળ્યો છે. અને અમારો એવો ઠરાવ છે, કે જેની પર હાથણી કળશ ઢોળે, તેનેજ આ રાજ્ય આપવું. માટે આ રાજ્ય હવે તમારા પુત્રનું જ છે અને અમો બન્ને ભાઇ તો હવે દીક્ષા લઈ સંયમવ્રત આદરશું? તે સાભળી પ્રિયમતી રાણી બોલી કે હે ભાઇ? હું તો અબળા છું અને આ મારો પુત્ર ઘણોજ બાળક છે, તે માટે હાલ તો તમોજ જેમ રાજકાર્ય ચલાવો છો, તેમ ચલાવો. હવે વાસવદત્તનું શુ થયું? તે કહે છે કે તે રાણી તો પુત્રસહિત ત્યાં ગઈ, અને તે બહાર કામે ગયેલો વાસવદત્ત સાર્થવાહ ઉદ્યાનમાં આવ્યો, ત્યા તેને માલુમ પડ્યું કે પોતાની સાથે ચંપાનગરીએ આવતી એવી તે પ્રિયમતી રાણીના પુત્રને આ ગામની રાજગાદી મળી, અને તે રાણીને તથા તેના પુત્રને આ ગામના શ્રીસુંદર રાજા વગેરે હસ્તી પર બેસાડી પંચદિવ્ય શબ્દ વાજાં વાજતે ગામમાં તેડી ગયા છે તે સાંભળી વાસવદત્ત સાર્થવાહ એકદમ શ્રીસુંદર રાજા પાસે આવી કહેવા લાગ્યો, કે હે રાજન્? આપે હાલ જેના પુત્રને રાજ્યગાદી આપી, તે, ચંપાપુરીના જયનામે રાજાની પટ્ટરાણી છે, કલિંગ દેશાધિપતિની પુત્રી છે, તથા તેનું પ્રિયમતી એવું નામ છે તે કોઈ એક મંદભાગ્યોદયથી ફરતી ફરતી અમારા શ્રીપુરગામમાં મારા મિત્ર ધનંજય શ્રેષ્ઠીને ત્યાં રહી હતી, અને તેને તે ધનંજય શ્રેષ્ઠીએ પોતાની પુત્રી કરતાં પણ વધારે રાખી હતી હવે તેને, તેના પુત્ર સહિત ચંપાપુરીએ પહોંચાડવા માટે મને તે શ્રેષ્ઠીએ ઘણીજ ભલામણ કરી સોંપી છે. માટે તે મને સોંપો, કે જેથી હું તેને ચંપાપુરીમાં લઇ જઇ તેના સ્વામીને સોંપું? જેથી મને કોઈ પણ રીતનો ઠપકો ન મલે? અને હે રાજન્! તમે શુ આ કલિંગાધિપતિની પ્રિયમતી પુત્રીને નથી ઓળખતા? એવાં વચન સાંભળી અત્યંત હર્ષાયમાન થઈ તે બન્ને ભાઈઓ સસંભ્રમ થઈ રાણીને કહેવા લાગ્યા કે અરે! હા, ત્યારે તો તમો અમારી માસી થાઓ છો. અહો! આ તો ઘણુ જ સારું થયું, જે આ અમારા માસીયાઈ ભાઇને અમારૂં રાજ્ય ગયું? એમ કહીને તે બન્ને જણ રાણીના પગમાં પડી ગયા, અને પછી તે શ્રીસુંદર રાજા વાસવદત્ત સાર્થવાહને કહેવા લાગ્યો, કે હે ભાઇ! હવે તમો સ્વસ્થ રીતે ચંપાપુરી તરફ જાઓ અને આ અમારી માસીની તથા અમારા માસીયાઈ ભાઈની કંઈ પણ ફિકર રાખશો નહીં. વળી તમો આ સર્વ વાત ચંપાપુરીના જય રાજાને કહેજો. એ સાંભળીને સાર્થવાહે જાણ્યું જે હવે આપણને કોઈ ઠપકો મળે તેમ નથી, કારણ કે આ રાણી શ્રીસુંદર રાજાની માસી થાય છે! એમ વિચારી તે પ્રિયમતી રાણીની રજા

લઈને સાર્થવાહ, ત્યાથી ચંપાપુરી તરફ ચાલ્યો. હવે તે શ્રીસુંદર રાજાએ મંત્રિવગેરેને બોલાવી સહુ કોઈની સમક્ષ ઉત્તમ એવો દિવસ જોઈને કુસુમાયુધ કુમારને પોતાની રાજગાદીપર બેસાડયો અને પછી અત્યંત હર્ષાયમાન થઈ વૈરાગ્ય પામેલા એવા બન્ને ભાઈઓ ગુરુપાસે જઈ દીક્ષા લીધી.

તે કુસુમાયુધ રાજા પણ તે રાજા ઘણુંજ ઉત્તમ હોવાથી અખંડિત શાસનવાલો થયો. એક દિવસે અવતી દેશના રાજશેખરનામે રાજાએ એકદૂત મોકલ્યો, તે દૂત શિવવર્દ્ધનપુરમાં કુસુમાયુધ રાજાને કહેવા લાગ્યો કે હે રાજન્ ! મારા સ્વામીએ કહેવરાવ્યું છે કે જો તું સુખેથી રહેવા ઈચ્છતો હો, તો તારા હાથી, ઘોડા, ભંડાર વિગેરે વસ્તુ મને સોંપી, તું ખંડીઓ રાજા થઈ રહે. અને અમારી ભક્તિભાવથી અનુચરની જેમ સેવા કર. કારણ કે કે તું હજી બાલક છે, તેથી તારે બાલકને રાજ્યાસનની યોગ્યતા હોયજ નહિ ? તેમ તારાથી તે રાજ્ય સાચવી શકાય તેમ પણ નથી. કેમ કે જગતમાં તારા જેવા બાળક તો પોતાને જેવુ ગમે તેવુ ભોજન કરી રમ્યા કરે છે ? માટે તે રાજ્યને પૃથ્વી પર અમારા જેવા મોટા ઉત્તમ રાજાઓ છતાં, તારા જેવા બાલકો ભોગવી શકે ?

હે કુમાર ! જો અમારા કહેવા પ્રમાણે ચાલીશ તો પછી તારી અમે સહાય કરીશું અને જ્યારે તારે અમારી સહાયતા હોય, તો પછી તારો કોણ પરભાવ કરી શકે ? કોઈ નહિ, આવા વચન સાંભળી શાલમત્રીનામે બોલ્યો કે હે દુત ! તારા સ્વામીને કહેજે જે આ કુસુમાયુધ રાજા તો હાલ બાળક હોવાથી તેને તમારા જેવા રાજાઓની સેવા કેમ કરવી ? તેની કાંઈ ખબર નથી અને હાથી ઘોડાથી તે રમનારાઓ, હોવાથી તે નિર્ભય થઈને રમવા આપેલા હસ્તી, અશ્વ વિગેરેને લઈ તારા સ્વામીને કેમ અપાય ? અને તારા સ્વામીને જો હાથી ઘોડાજ જોઈતા હોય, તો તે દ્રવ્ય મોકલે, તો તે દ્રવ્યના હસ્તી પ્રમુખ લઈને અમો મોકલાવીએ ? આવાં વચન સાંભળી કોપાયમાન થયેલો તે દૂત બોલ્યો કે તમારા જેવા મંત્રી મલવાથી તો હવે આ કુસુમાયુધ રાજા જરૂર ઘણો દિવસ રાજ કરે, એમ લાગે છે ? અહો ! આવા તમારા જેવા દીર્ઘદૃષ્ટિ મંત્રીઓથી કોઈ દિવસ રાજા સામ્રાજ્યરાજ્ય કરે ? ના નજ કરે. વળી હે મંત્રી ! રાજાને કાંઈ બાળક તથા યુવાનપણુતો નથી. પરતુ દુર્બલ રાજાએ પોતાનાથી સમર્થ રાજાનુ, દાનથી, સેવકત્વથી, આનુચર્યજ કરવુ અને એમ કરે, તોજ તે સુખે રાજ્ય કરે ? અને હે મંત્રી ! આવી તમારા જેવી ગર્વની વાણી બોલવાથી તો સામો પ્રબલ રાજાને રોષમાં પોષણ થાય છે ? વળી હે મત્રી ! તે દુર્બલ રાજા, પ્રબલ રાજાને કદાચિત્ કાઇ આપે નહિ, પરંતુ તેને પ્રણામ કરી પ્રસન્ન કરે, તો પણ તે પ્રબલ રાજા તેની પર કોઈ દિવસ કોપાયમાન થાય નહિ માટે જે વસ્તુ નખથી છેદાય, એ વસ્તુમા કૂહાડાનુ શું કામ ? વળી અમારો રાજેશ્વર રાજા

જે છે તે તો, મનુષ્ય તેને નમે છે તેના મનોરથોને કલ્પવૃક્ષની જેમ પૂરા કરે છે, અને જે તેની સામો ગર્વ કરે છે, તેનો તો તે યમની જેમ અને દાવાનલની જેમ નાશ કરે છે. આ પ્રકારે અભિમાને કરી મદોન્મત્ત થઈ બોલતા એવા તે દૂત પ્રત્યે પાછો વિશાલ-બુદ્ધિવાલો તે શાલમંત્રી બોલ્યો કે અરે દૂત ! તુ પારકે ઘેર આવી, દુત છતા મંત્રીજેવું કાર્ય કેમ કરે છે ? તથા આવી ગર્વની વાણી પણ કેમ બોલે છે ? અને તે કુસુમાયુધ રાજા મારી પ્રસન્નતા મેળવશે અને હુ કહીશ, એમ કરશે તો રાજ્ય ભોગવશે ?" આવા વાકય બોલવાથી તો તારો સ્વામી નિર્લજ્જ અકાર્ય કરનાર, અને મુર્ખ જેવો લાગે છે. આ અમારો કુસુમાયુધ રાજા બાળક છે, નવો છે, તો પણ તેનું રાજ્ય તારા સ્વામી જેવા ગ્રામસિંહથી લેવાય તેમ નથી. કારણ કે તે શિશુ છે, પણ સિંહના શિશુસમાન છે તો તે સિંહના શિશુને કદાચિત્ હજાર બકરીઓભેગી થઈ મારવા આવે, તો તેથી શુ તે મરણ પામે ? ના નજ પામે. આ પ્રકારના વચનરૂપ દંડઘાતથી તાડન કરેલો એવો તે દુત, કોપાક્રાંત થઈ તત્કાલ પોતાના સ્વામી પાસે આવી પોતાનું તથા તેનુ જે અગ્નિમાં ઘૃત હોમે, ને જેમ અગ્નિ પ્રજ્વલિત થાય, તેમ કોપાયમાન થઈ ઘણા હાથી, ઘોડા પાયદલ રથ વિગેરે મોટા સૈન્યોને લઇને તે સૈન્યોથી કરી પૃથ્વીને ક્ષોભ પમાડતો થકો તે રાજશેખર રાજા, કુસુમાયુધ કુમારની સાથે લડવા માટે ચાલ્યો

હવે તે વાસવદત્ત સાર્થવાહનુ શુ થયુ ? તે વાસવદત્ત સાર્થવાહ, શ્રીસુંદરરાજાને પ્રિયમતી રાણીને સોંપીને ત્યાથી તત્કાળ ચંપાપુરીમાં આવ્યો, અને ત્યાં જયરાજા પાસે જઈ નમન કરી વધામણી દેવા લાગ્યો કે હે રાજન્ ! આપને વધામણી છે ? વધામણી છે ? આપની રાણી જે પ્રિયમતી છે, તેના પુત્ર કુસુમાયુધને શિવવર્ધન નગરનુ રાજ્ય મળ્યું છે ? તે સાભળી રાજા તો વિસ્મય પામી ગયો, કે અરે ! આ તે શુ કહે છે ? પછી તે વાસવદત્તને પૂછવા લાગ્યો કે હે સાર્થવાહ ! તમે આ શું વધામણી આપો છો ? અને શુ કહો છો ? ત્યારે તે વાસવદત્ત પોતે જે જાણુતો હતો, તે સર્વ કહી આપ્યું. તે સાંભળી જય રાજાને વિસ્મય યુક્ત ઘણો હર્ષ થયો. પ્રથમ તો તેની સ્રીનુ વનદેવીએ હરણ કર્યું હતુ તેનો તેને પત્તો મળ્યો ? તથા તે સ્રીને વળી પુત્ર પ્રસવ્યો ? અને વળી પછી તે સ્રી, પુત્ર સહિત શિવવર્દ્ધનપુરમા આવી ? તથા પોતાના પુત્રને પાછુ તે ગામનુ રાજ્ય મળ્યું ? હવે તેવી ઉત્તમ વધામણી આપવાથી રાજાએ વાસવદત્ત શ્રેષ્ઠીનો ઘણું ધન આપી સત્કાર કર્યો. તદનંતર તે જયરાજા અત્યુત્કંઠિત થકો પોતાની સ્રીને અને પુત્રને મળવા માટે તત્કાળ શિવવર્દ્ધન પુર આવ્યો આવીને ત્યાં તુરત પોતાની સ્રી પ્રિયમતીને તથા કુસુમાયુધ પુત્રને જોઈને તેને હૃદયમાં અત્યંત આનંદાવિર્ભાવ થયો અને તે વખતે સમગ્ર નગરમા મોટો મહોત્સવ પ્રવર્ત્યો. હવે તે પ્રિયમતીનો પિતા માનતુંગ નામે રાજા, પોતાની પુત્રી પ્રિયમતીનું વનદેવીએ હરણ કર્યું, તે વાત સાભળી અત્યંત ખેદ પામી

નિરૂપાય થઈ બેઠો હતો, ત્યા તેણે કોઈકના કહેવાથી સાભળ્યુ કે તે પ્રિયમતી, પુત્રસહિત શિવવર્દ્ધનપુરમા આવી છે, તથા તેના પુત્રને તે ગામનુ રાજ્ય મલ્યું છે, તે સાભળી તે પણ પોતાની પુત્રીને મળવા માટે ત્યા આવ્યો. ત્યારે જયરાજાએ ત્યા આવેલા તે પોતાના સસરાને ઘણુ જ માન આપ્યું. પછી સભાની વચ્ચે સહુ સાંભળે તેમ તે પ્રિયમતીરાણીના હરણનું સર્વ વૃત્તાત પણ કહી આપ્યું અને તે પ્રિયમતી રાણીએ પણ પોતાનું વ્યંતરીએ હરણ કર્યા પછી જે કાંઈ વૃત્તાત બન્યું હતુ, તે સર્વ કહી આપ્યું. આ પ્રમાણે જયરાજાનું તથા તેની પ્રિયમતી રાણીનુ કહેલું સર્વ વૃત્તાત સાભળીને ત્યા બેઠેલા સહુ કોઈ લોકો અત્યત વિસ્મય પામી ગયા, અને તેઓ ઘણા દિવસની વિરહવેદના મટવાથી પ્રેમપૂર્ણ થઇ ગયાં. અને સર્વત્ર હર્ષવધામણા થયાં. અને જય રાજા પોતાના પુત્રની આવી મોટી પુણ્યાઇ જોઈ અત્યત સંતુષ્ટ થયો.

હવે તે કુસુમાયુધ કુમારની સાથે પૂર્વોક્ત રાજશેખર રાજા પોતાનુ સૈન્ય લઈ, લડવા આવતો હતો, તેનુ શુ થયું ? તે કહે છે. જ્યા તે રાજશેખર રાજા લડવા આવે છે, ત્યા તો તેણે તે કુસુમાયુધ રાજાના પિતા જય રાજાના તથા માનતુગરાજાના શિવવર્દ્ધનપુરમાં આવવાના સમાચાર સાંભળ્યા, તથા બીજું પણ સર્વ વૃત્તાત સાભળ્યું, તેથી તે મનમાં ઘણોજ વિલખો થઈ પશ્ચાતાપ કરવા લાગ્યો કે અરે ! મારા જેવા મૂઢમતિને મોહને ઉત્પન્ન કરનારા લોભને ધિક્કાર હજો. કારણ કે જે લોભે કરી જીવ, વિષયપાશને વિષે બંધાય છે. અને વળી તેવો લોભ કદાચિત્ નિર્ધન તો કરે, પરંતુ મારા જેવાને શા માટે કરવો ? કેમ કે સામ્રાજ્યઐશ્વર્યથી સુશોભિત એવા મને આ મારા રાજ્યમા કાંઇ ન્યૂનતા નથી ? વળી તે લોભને વશ થઈને મેં બીજાના રાજ્યને ગ્રહણ કરવા માટે મારા આત્માને વૃથા ખેદમાં નાખ્યો ? વળી મેં દૂત સાથે કહેવરાવ્યું કે "બાલકને રાજ હોય નહી, અને એમ કરતાં બાળકને રાજ્ય મળ્યું છે, પણ તે રાજ્ય અમો તેને રહેવા દઈશુ નહી" એ જે કહેવરાવ્યું, તે પણ મેં મોટી ભૂલ જ કરી છે કારણ કે પુણ્યના પ્રાગલ્ભ્યથી બાળકને પણ રાજ્ય મળે છે, અને તે ભોગવે પણ છે. તો પુણ્યથી પ્રાપ્ત થયેલા તેના રાજ્યને હુ ગ્રહણ કરવાની ઈચ્છા કરુ, તે મારી મોટી મૂર્ખાઇ કહેવાય ? તેથી અતિ લોભી એવા મને ધિક્કાર હજો. અને પૂર્વભવકૃત પૂર્ણપુણ્યવાળાના રાજ્યને રુષ્ઠ થઈને પણ કોણ લઈ શકે છે ? કોઇ નહિં. તેમ નિર્ભાગી પ્રાણીને તુષ્ટમાન થઈને કોણ આપી શકે છે ? કોઈ નહિં અર્થાત્ નિર્ભાગીને આપ્યું રહે નહિ, અને પુણ્યશાળીનુ હોય તે જાય નહિ વળી પણ વિચારવા લાગ્યો કે અરે ! મેં પૂર્વે આ જય રાજા પ્રમુખ સાથે કેવી પ્રીતિની વેલ વધારી હતી, તેને મે આ મારા લોભ તથા અન્યાયરૂપ દાવાનલથી હાલ પાછી બાળી નાખી છે. માટે ત્યા જઈ તે જયરાજાને તથા તેના સસરા માનતુગ રાજાને ચરણમા પડી તેની ક્ષમા માગી તે સ્નેહવેલને પાછી અકુરિત કરુ ? કારણ કે કોઈ માણસ કદાચિત્ પોતાના માર્ગથી ભૂલો પડ્યો હોય, અને

તે જો ચાલતો ચાલતો ઉભો રહે, અને પછી કોઇ જાણીતા માણસને પૂછે, તો તે પાછો ખરા માર્ગને પ્રાપ્ત થાય? પરંતુ પોતે માર્ગનો અજ્ઞાત છતા હું માર્ગ જાણુ છું, એમ જાણી એમને એમ જો ચાલ્યો જ જાય, તો તે દુઃખી જ થાય? માટે હાલ તે બન્ને રાજા પાસે માફી માગવી, તે જ ઉચિત છે? આ પ્રમાણે પશ્ચાતાપ કરીને પોતાના સુંદર નામે મંત્રીને જયરાજા તથા માનતુંગરાજા પાસે મોકલ્યો તે ત્યા આવીને વિનંતિ કરી કહેવા લાગ્યો હે મહારાજ! મારા સ્વામી રાજશેખર રાજાએ વિનતિ કરી કહેરાવ્યું છે કે મેં મૂઢબુદ્ધિથી આપના કુસુમાયુધ પુત્ર પર જે રણસમારંભ કર્યો છે, તે આપનો મેં મોટો અપરાધ કર્યો છે, તેથી તે અપરાધને આપ ક્ષમા કરજો. આજ દિવસ પછી હવે હુ રાજશેખર રાજા આપની સામો લડવા આવીશ નહીં? અને તેવી કોઈ પણ કાલે આપે શંકા કરવી નહિ. તે સાંભળી જયરાજા બોલ્યો, કે હે મંત્રિન્! તમારા સ્વામી રાજશેખરને તો એમજ કહેવું ઘટે છે, કારણ કે સમજુ માણસથી કદાચિત્ દુષ્કૃત થઈ જાય છે, તો પણ તે પાછો તેનો પશ્ચાત્તાપ પરાયણ થઇ જાય છે? આવા વચન કહી તે સુંદર મત્રીનો વસ્ત્રાભરણ સામગ્રીથી સારી રીતે સત્કાર કર્યો અને તે મત્રીને રાજશેખર રાજાને તેડવા માટે મોકલ્યો. તેથી તે રાજશેખર રાજા પણ ત્યાં આવ્યો. પછી તે ત્રણે રાજાઓ એક ઉચી અને મનોહર ભૂમિ હતી, ત્યા મલ્યાં. અને અતિ સ્નેહથી નિર્ભર મનવાળા થયા. અને તે ત્રણે રાજાના પાલા, હાથી, ઘોડા એકત્રજ રહેવા લાગ્યા તો પણ તે એક બીજાને કાઇ પણ મનમાં જુદાઈ રહી નહિં અને તેઓનો અત્યંત પ્રતિદિન સ્નેહ વધતો જ ગયો. હવે જે ઉચી ભૂમિમા તે મલ્યા હતા, ત્યાં નગર વસ્યું, તેથી તે નગરનુ રાજસંગમ એવુ નામ પડ્યું, તે પછી રાજશેખર રાજાએ અત્યંત સંતુષ્ટ થઇને તે કુસુમાયુધ કુમારને પોતાની બત્રીસ કન્યાઓ પરણાવી.

એક દિવસ સૌમ્યતાથી ચંદ્રમા સમાન, સુતપના તેજથી સૂર્યસમાન, ગાભીર્યથી સાગરતુલ્ય, માનરહિત, કેવલજ્ઞાની એવા કોઈએક ગુણસાગર સૂરીન્દ્રનામે મુનીશ્વર, તે નગરના ઉદ્યાનમાં સમવસર્યા અને સેવાપર એવા દેવોએ કરેલા સુવર્ણ પંકજને વિષે બિરાજમાન થયા, ત્યારે વનપાલકે આવી તે ત્રણે રાજાઓને વધામણી આપી, કે હે મહારાજાઓ? સહસામ્રવનને વિષે સુર, અસુર, નર, તેના નિકરોથી જેમના ચરણારવિંદ સેવ્યા છે એવા ગુણસાગર સૂરીદ્ર નામે કેવલી સમોસર્યા છે. તે સાભળી તે વનપાલકને અતુલ દાન દઇને સભક્તિના ભારથી ભરાઈ ગયું છે અંતકરણ જેનું એવા તે ત્રણે ભૂપાલ, તે કેવળીની પાસે આવ્યા. અને તેમનું યથાવિધિ નમન કરી, ધર્મશ્રવણમા તત્પર થઈ, યોગ્યસ્થાન પર બેઠા ત્યારે જગતના હિત કરવામા તત્પર એવા તે મુનીશ્વરે, મંથન કરેલા મહાસમુદ્રની ગર્જના સમાન ગભીરવાણીથી દેશના દેવાનો પ્રારભ કર્યો તે જેમ કે—જો ભવ્યલોકો! જો તમો સંસારથકી ભય પામતા હો, તો જલના પરપોટા સરખા જીવિતવાળા મનુષ્ય દેહને પામીને તે મનુષ્ય દેહથી પોતાનું જેમ હિત થાય, તેમ

કરો. જેણે કરી તમારે સંગ્રામ કરવો ન પડે? કેવલજ્ઞાનીએ સંસારમાં રહેતા આસક્ત જીવો મૃત્યુ પામી નરકાદિમા ખૂબ ભમ્યા કરે છે, આઠે કર્મમાં મોહ અને તેનો પરિવાર જગતને હેરાન કરે છે કારણ કે જગત મોહના તાબામા આવી ગયું છે, પણ જ્ઞાનીઓ કહે છે મોહને આપણે આપણા તાબામાં લઇએ ત્યારે આપણે પૂર્ણ સુખી બનવાના માર્ગે જઇ શકીશું, દ્યૂત, માસ, મદ્યપાન, વૈશ્યાગમન, જુગાર, ચોરી, પરસ્ત્રીગમન એ સાતે વ્યસનો સાતે નરકમા લઇ જનારા છે–તે મોહને આધીન બનેલા–દારૂના નશામાં ચઢેલા બુદ્ધિશાળી જેમ ચેતના ગુમાવે છે તેમ મોહરૂપી દારૂના નશામાં ચઢેલા આત્માના ગુણો–આત્મિક વૈભવ–લક્ષ્મીને ગુમાવે છે, માટે હે ભવ્ય જીવો તમો મોહથી દૂર રહો, સંસારથી અલિપ્ત થવુ હોય, દુઃખ ન જોઇતું હોય તો, મોહને લાત મારો, ધર્મના શરણે એકીભૂત બનો, જ્યાં મારાપણું કરવાનુ છે ત્યાં ધર્મ કરવા છતાં, ધર્મને વિષે મારાપણુ કરતા નથી, જ્યાં મારાપણું નથી કરવાનું એવા સંસારમાં મારાપણું કર્યા જ કરીએ છીએ કે જેથી નરક તિર્યંચ–દેવ–મનુષ્યરૂપી ચાર ગતિમા ફેરા ફર્યા જ કરીએ છીએ. તેથી સયમમા રતિ એટલે પ્રીતિ કરો અને મોહપદને મૂકીને ચારિત્રનો આશ્રય કરો. આ પ્રમાણે કેવલજ્ઞાનીનાં વચન સાભળીને ધર્મનું શ્રવણ કરીને, માનતુંગ તથા રાજશેખર રાજા મુનીશ્વરને કહે છે, કે આપના અમૃત સમાન, મોહમદભંજન ગભીર વાણીથી અમારામાં ચેતના આવી છે અજ્ઞાન ઓછુ થયું છે, સંસાર ચારે તરફથી દુઃખરૂપ, દુખ ફલક, દુઃખાનુબંધી છે માટે હે પ્રભો, અમો સંયમ લેવાની ઇચ્છા ધરાવીએ છીએ. હે ભવ્યો! જેમા તમોને બિલકુલ રતિ નથી તેમા તમો રતિ પણ કરો. ધર્મમાં રતિ નથી તો તમો ધર્મમાં રતિ આદરો, તે સાંભળી કેવલી ભગવાન્ કહે છે, કે હે નૃપોત્તમ! તમોને આવી સયમેચ્છા થઈ તેથી હવે તમે નિશ્ચયથી જાણજો જે તમારૂં કલ્યાણજ થયું પરતુ હવે તમો સંયમ લેવામાં જરા પણ વિલંબ કરશો નહિ કારણ કે ઇંદ્રિયગ્રામ જે છે તે દુર્જય છે, અને મન છે, તે પવન સમાન ચંચલ છે તેથી હાલ જેવી તમોને સયમેચ્છા છે, તેવી પછી રહેશે નહિ તે સાંભળી રાજશેખર રાજા અને માનતુગ રાજા, જયરાજાને કહેવા લાગ્યા–કે હે નરેદ્ર! તમો અમારા આ રાજ્યોને ગ્રહણ કરી આ ગૃહસ્થાશ્રમરુપ આપત્તિથકી અમારો નિસ્તાર કરો જે આપત્તિથકી છૂટી અમે અમારા ઇચ્છિત કાર્યને સાધીએ? તે સાભળી જયરાજા કહેવા લાગ્યો, કે હે રાજાઓ! તમે કહો છો તે ખરી વાત છે, પણ જ્યારે મારી સ્ત્રીનુ વનદેવીએ હરણ કર્યું હતુ, ત્યારેજ મે અભિગ્રહ કરેલો છે, કે જ્યારે તે સ્ત્રી મને મલે, ત્યારે મારે દીક્ષા લેવી? તો હવે તે મારો અભિગ્રહ પૂર્ણ થયો છે, અને હું તો તમોને મળવા પહેલાજ ચપાપુરીનુ રાજ્ય છોડી સયમ લેવા તત્પર થયો હતો પરતુ તેમ તે દિવસ ન બન્યુ, ત્યારે હવે હું તે સંયમ લેવામા કેમ વિલબ કરું? વળી તમોએ કહ્યુ કે અમારા બન્ને રાજ્ય લો, તો હે ભાઇઓ! જ્યારે હું મારા રાજ્યની ઇચ્છા કરતો

નથી તો, તમારા રાજ્યોને શું કરું ? તે પછી તે ત્રણે રાજાઓએ જય રાજાના કુસુમાયુધ કુમારને પુણ્યાધિકવાન્ જાણીને તે ત્રણે રાજ્યો તે કુમારને આપ્યા અને તેઓએ તે કેવલી ભગવાન પાસેથી ચારિત્ર અંગીકાર કર્યું અને કુસુમાયુધ રાજાની માતા જે પ્રિયમતી રાણી હતી, તે પણ જ્યારે પોતાના પતિની સાથેજ સંયમ લેવા તૈયાર થઈ, ત્યારે તેના સ્વામી જય રાજાએ તથા પોતાના પિતા માનતુંગ રાજાએ અને બીજા અમાત્યોયે ના કહી. તેથી તેણે સંયમ લીધું નહિં.

હવે કુસુમાયુધ રાજા પોતાના પિતાને ગામ આવી તે પિતાની રાજ્યગાદી પર બેઠો, તેથી તેજઃપુંજમય તથા શરદઋતુના રવિસમાન પ્રતિદિવસ શોભવા લાગ્યો. અને તેના વિનીત એવા મંત્રી, સામંત વિગેરે રાજ્યાંગનું ચિંતવન કરવા લાગ્યા. અને તે રાજ્યાંગની જ્યારે યોગ્ય વ્યવસ્થા કરવા લાગ્યો, ત્યારે સમૃદ્ધિની પણ વૃદ્ધિ થવા લાગી, તેથી તે સુખ સાગરમાં નિમગ્ન થયો. વળી સદ્ગુણના સમૂહનું ધામ એવા તે કુસુમાયુધ રાજાનું જે હતું, તેને કોઇપણ ઠેકાણે રહેવાનું સ્થાન ન મળવાથી ક્રોધાયમાન થઇને તે ત્રણ જગતને વિષે પ્રસરી ગયું, અર્થાત્ જેમ કોઇ સારા માણસને કયાંઇ રહેવાનું સ્થાન ન મળે, તો તે તે જેમ રોષયુક્ત થઇને સર્વ સ્થાને ફરે ? તેમ તેનો શુદ્ધ એવો યશ પણ ત્રણ જગતમાં ફરવા લાગ્યો. હવે તે કુસુમાયુધ રાજાને સર્વ સારભૂત એવી ઋદ્ધિથી સંયુક્ત એવું ઉત્તમ રાજ્ય પ્રાપ્ત થયું છે, તો પણ તેમાં તેનું મન રંજિત થતું નથી. અને પોતાના પિતા જય રાજાએ જે ધર્મનું આચરણ કર્યું છે, તેવા અર્હદ્ધર્મમાં રાજી થાય છે વળી તે કુસુમાયુધ રાજાનું મન, અરિહંત ભગવાનની પૂજા, યાત્રા, સ્નાત્ર પૂજા વિગેરેમાં જેવું પ્રસન્ન થાય છે, તેવું ગીત, નૃત્ય, વાદ્યમાં તથા ઉદ્યાનાદિકમાં કેલી કરવાથી પ્રસન્ન થતું નથી. વળી તે રાજાના રાજ્યને વિષે સ્ત્રીઓ, બાલ, ગોપાલ, માગધ જે કોઇ ગીતગાન કરે છે, તે સર્વે અર્હત્ગુણયુક્ત જ ગાન કરે છે, પરંતુ જિહ્વાને મલિન કરનાર એવા શૃંગાર રસયુક્ત સંસારાસક્તિ વધારનાર એવા ગીતનું ગાન કરતાં નથી. અને નિષ્કલંક, મતરુપ કલાઓથી પૂર્ણ એવો કુસુમાયુધરુપ જે અપૂર્વચંદ્ર, તેના ઉદયથી મિથ્યાત્વરુપ જે મહા તમ હતું, તે જલદી દૂરજ જતું રહ્યું.

હવે જ્યારે વિજયવિમાનમાંથી ચ્યવી તે કનકધ્વજ રાજાનો જીવ કુસુમાયુધ થઇને અવતર્યો, ત્યારે તેનો મિત્ર જે જયસુંદર કુમાર ત્યાંથી ચ્યવી કયાં અવતર્યો ? તે કહે છે કે કુસુમાયુધ રાજાને રાજશેખર રાજાએ બત્રીશ કન્યાઓ પરણાવી હતી, તેમાં જેનું કુસુમાવલી એવું નામ છે, એવી જે કન્યા હતી, તેમને તે કુસુમાયુધે પટ્ટરાણી કરી છે, તો તેની સાથે ભોગ ભોગવતા કુસુમાયુધ રાજાને ઘણો કાલ વ્યતીત થઇ ગયો. હવે તે વિજયવિમાનમાં દેવના થયેલો જયસુંદર કુમારનો જીવ ત્યાંથી ચ્યવીને તે કુસુમાયુધ રાજાની પટ્ટરાણી કુસુમાવલી રાણી જે હતી તેના ઉદરને વિષે પુત્રપણે આવી ઉપન્યો. જ્યારે તે પુત્ર

ગર્ભમાં આવ્યો, ત્યારે તે રાણીએ સ્વપ્નમાં નિર્ધૂમ એવો અગ્નિ દીઠો. અને જયારે પ્રાતઃકાલ થયો, ત્યા તો તેને પ્રતિદિન જ
વગાડવા આવતા એવા વાદક લોકોએ આવી તૂર્યના શબ્દ કરવા માંડયા, તેથી તે જાગી ગઈ, અને તુરત પોતાના સ્વામી આગળ આવી તે સ્વપ્નની સર્વ વાત કહી આપી. તે સાંભળી કુસુમાયુધ રાજાએ રાણીને કહ્યું કે હે પ્રિયે ! તમને એક ઉત્તમ એવો પુત્ર થશે ? તે સાંભળીને તે રાણી અત્યંત પ્રમોદને પામી હવે તે પુત્ર ગર્ભમાં આવ્યો, તેથી રાણીને સુપાત્રને વિષે દાન દેવાના દોહદ ઉત્પન્ન થાય, તે સર્વ દોહદ રાજાએ પૂર્ણ કર્યા. પછી ગર્ભને પાલન કરતી એવી તે કુસુમાવલીને જ્યારે દશ માસ પૂર્ણ થયા, ત્યારે ઉત્તમ દિવસને વિષે અત્યંત મનોહર એવો પુત્ર પ્રગટ થયો. તે વખત રાજાએ પુત્રજન્મમહોત્સવ કર્યો. અને જ્યારે તે પુત્ર એક માસનો થયો, ત્યારે તેનું પોતાનું અર્દ્ધ નામ આવે એમ "કુસુમકેતુ" એવું નામ પાડયું. અનુક્રમે તે પુત્ર સમગ્ર એવી કલાઓથી; તથા રૂપથી, યૌવનારંભથી, બલથી, સર્વજનને વિષે પ્રસિદ્ધિને પ્રાપ્ત થયો. એક દિવસે મથુરાધિપ મહાકીર્ત્તિ નામે રાજાના મહાબુદ્ધિનામે આમાત્યે ચંપાપુરીમાં આવી, તે કુસુમાયુધ રાજાને વિનંતિ કરી કે હે દેવ ! મથુરાધિપ એવા મારા સ્વામી મહાકીર્ત્તિ રાજાની મનોરમા વગેરે મનોહર, અતિરૂપવતી આઠ કન્યાઓ છે, તે વિદ્યાના મદથી કોઇ પણ દેશના રાજકુમારને વરવા ઈચ્છતી નથી. હવે એક દિવસે તે મથુરા નગરીમાં અમારા મહાકીર્ત્તિ ભૂપની સભામાં કોઇ એક માગધે આવી ઉત્તમ એવા બે શ્લોકો કહ્યા, તે ત્યાં બેઠેલી આઠે કન્યાઓએ સાંભળ્યા. તે જેમ કે :—

> પ્રોક્તં પ્રેમ રતેઃ સારં, પ્રેમ્ણઃ સદ્દ્ભાવએવ હિ ॥
> પ્રેમસદ્દ્ભાવ મુક્તાનાં, રતિર્ભવતિ કીદૃશી ॥ ૧ ॥
> ધનેનૈવ હિ સાધ્યંતે, તદર્થિન્યઃ પણાંગનાઃ ॥
> કથં તાભિસ્તુ ગૃહ્યંતે, છેકાઃ સદ્દ્ભાવભાવિતા ॥ ૨ ॥

અર્થ :- સુખનો જે સાર તે પ્રેમ છે અને પ્રેમનો જે સાર, તે સદ્દ્ભાવ છે. માટે પ્રેમથી થયેલા સદ્દ્ભાવ વિના સુખ કેમ હોય ? નાજ હોય ॥૧॥ ધનની અર્થી એવી જે પણાંગના સ્ત્રીઓ તે તો ધનથીજ ઉપલબ્ધ થાય છે, તો તે ધનાર્થી એવી પણાંગનાઓ સદ્દ્ભાવથી ભાવિત એવા ઉત્તમ પુરુષોની કેમ ઇચ્છા કરે ? ના નજ કરે ॥૨॥ તે સાંભળી વિસ્મય પામેલા અમારા સ્વામી મહાકીર્ત્તિ રાજાએ કહ્યુ, કે હે માગધ ! આ શ્લોકનો બનાવનાર, કવિ, સાભિપ્રાય હોય એમ લાગે છે ? ત્યારે તે માગધ બોલ્યો કે હે પ્રભો ! આ શ્લોક કરનારનું વૃત્તાંત કહું, તે સાંભળો કે પોતાના કુલરૂપ આકાશને વિષે ચંદ્રમાસમાન, સર્વ રાજકુલરૂપ સમુદ્રના સેતુરૂપ, કવિતારૂપ ચંદ્રમામાં અબ્ધિતુલ્ય, મહારાજાધિરાજ એવા કુસુમાયુધ રાજાનો એક કુસુમકેતુ એવે નામે પુત્ર છે. તેણે આ શ્લોકો બનાવેલા

છે. તે સાંભળી ત્યા બેઠેલી તે મહાકીર્ત્તિ રાજાની આઠે કન્યાઓ એક ક્ષણ માત્રમાં કામાગ્નિથી પ્રદીપ્ત થઈ ગઈ, અને તે સર્વેએ તેનેજ વરવાનો નિશ્ચય કર્યો. કારણ કે તે કન્યાઓએ જાણ્યું જે આ કુમાર ઘણોજ ચતુર છે અને આપણા જેવી મૂર્ખ કન્યાઓએ તેને વરતીયો નહિં હોય, માટે તેણે આ બે શ્લોક બનાવી તેમાં કહેવરાવ્યું છે, કે સુખનો સાર પ્રેમ છે, અને પ્રેમનો સાર ખરો સદ્દભાવ છે, તો તે આપણા જેવીઓમાં ન હોવાથી આપણને તે નીરાગી તથા સદ્દભાવ રહિત સમજે છે? આ પ્રમાણે તે કુમારીઓ તેવો ગૂઢાર્થ જાણીને કામાગ્નિથી વ્યાપ્ત થઈ ગઈ. હવે તે સમગ્ર કન્યાઓનો અભિપ્રાય જાણીને તેના પિતાએ મારી સાથે કહેવરાવ્યું છે, જે આ મારી કન્યાઓ તો નિર્ગુણ હોવાથી આપના ગુણના સાગર સરખા પુત્રની સમાન નથી, તો પણ આ મારી કન્યાઓમાં એક ગુણ છે, કે તેઓ સારા માણસના સંગને ઈચ્છે છે, તેથી તેવો ગુણવાન્ તો તમારો કુમારજ છે તેથી તેમાજ રક્ત છે. માટે તે બીજા કોઈ પણ રાજકુમારોને વરવા ઈચ્છતી નથી. તો હે મહાપુરુષ! આપે કૃપા કરી આપના કુસુમકેતુ કુમારને ત્યાં મોકલાવી એ આઠે કન્યાઓને સારી રીતે નિર્વૃત્તિ પમાડવી જોઈએ. વળી હે રાજન્! આ ચદ્રમા, કુવલયને પ્રકાશ કરનાર, સોળ કળાએ સહિત, અંબરથી ભૂષિત છે, તો પણ જો તે થોડા ઘણા પણ તારાઓથી આવૃત હોય છે, તોજ તે તારાપતિ કહેવાય છે. તે સિવાય કહેવાતો નથી. તેમ વનહસ્તી જે છે, તે મનોહર સૂંઢાદંડ યુક્ત તથા અનેક લઘુ હાથીઓએ સહિત હોય, તો પણ તે જો હાથણીઓએ યુક્ત હોય, તોજ તે યુથનાથપણાને પામે છે. તેમ આપના પુત્ર સર્વ ગુણથી સંપન્ન છે, તો પણ જ્યારે તે આ અમારા સ્વામી મહાકીર્ત્તિ રાજાની આઠ કન્યાઓના સ્વામિત્વને પ્રાપ્ત થાશે, ત્યારેજ ઉત્તમ રાજાપણાને પામશે? અને હે મહારાજ! આ મારાં કહેલાં વાક્યમાં આપને જે કાંઈ યુક્તાયુક્ત ભાસતું હોય, તે કહો. એમ કહીને તે મંત્રી બોલતો બંધ થયો, ત્યારે કુસુમાયુધ રાજા બોલ્યો કે હે મત્રીશ! તમારા સ્વામી મહાકીર્ત્તિ રાજાએ તો આ યુક્તજ કહેવરાવ્યું છે, પરંતુ આ મારો કુસુમકેતુ પુત્ર જે છે, તેનું હાલ યૌવન વય છે, તો પણ તેને કોઈ સ્ત્રી વિગેરેનો બિલકુલ રાગ નથી, તેમ હાસ્ય શ્રૃંગારયુક્ત બોલતો નથી, મુખને પણ કોઈ દિવસ મચકોડતો નથી, તથા કાંઇ અગવિક્રિયા પણ કરતો નથી. વળી ઘરેણાં વિગેરેથી પોતાના અંગને પણ શોભાવતો નથી તેમ કોઈ સ્ત્રીઓના કટાક્ષોને જોતો નથી પરંતુ તે સર્વ પ્રકારની ક્રીડાઓમાં વિમુખ છે, વિષયમાં વૈરાગ્યવાન્ છે. તેથી અમને તો કાંઈ સમજ પડતી નથી કે તે મહામુનિઓની આજ્ઞારુપ મહાવ્રતને ગ્રહણ શું કરશે! અમારા દેશની ચિંતા રાખી રાજ્ય તો પાળશેજ નહિ? એમ જ્યા કુસુમાયુધ રાજા કહે છે, ત્યા તો છડીદારે આવી નમન કરી કહ્યુ કે મહારાજ! સાકેતપુરના રવિસેન રાજાનો સુગુપ્ત નામે અમાત્ય આવેલો છે, તે આપની પાસે આવવા ધારે છે, જો આપ આજ્ઞા કરો, તો તેને હુ આવવા દઉં, ત્યારે રાજાએ હુકમ કર્યો કે હા, આવવા દ્યો. ત્યારે તે મંત્રીએ આવી વિનતિ કરી કહ્યુ કે હે દેવ! અમારા રાજાને આઠ કન્યાઓ છે પરતુ

સર્વ પુરુષની વૈરી તુલ્ય તે કન્યાઓ રાજકુમારનારુપથી રંજિત થતી નથી. પરંતુ આપના કુસુમકેતુ નામે પુત્રના રુપને જોઈ અનંગપીડિત થયેલી હોવાથી આપના પુત્ર વિના સ્વસ્થ થાય તેમ ભાસતું નથી. તે માટે રવિસેન રાજાએ મને આપની આગળ મોકલેલો છે. તો હે નાથ ! કારુણ્યામૃતના સાગર એવા આપને હું વિનંતિ કરુ છુ, કે આપે આપના કુમારને ત્યા મોકલીને તે કન્યાઓનુ આ કુમાર સાથે પાણિગ્રહણ કરાવી તેને જીવતી રાખવી. આવા તે મત્રીના વચન સાભળીને તેની પાસે પણ પૂર્વની જેમ તે કુમારના સ્વભાવનું વર્ણન કર્યું, તેવામા તો વળી વત્સ દેશના જયતુગ નામે રાજાનો સુભણિત નામે દુત આવ્યો, તેણે પણ તે કુસુમાયુધ રાજાને વિનતિ કરી કહ્યુ કે હે દેવ ! મારા સ્વામી જયતુંગ રાજાએ આપને કહેવરાવ્યું છે, જે મારે ગુણોથી પરિપૂર્ણ ભણેલી, સ્વરુપવાન્ એવી સોલ કન્યાઓ છે, તે કન્યાઓને કોઈ એક નૈમિત્તિકે આવી કહ્યું છે, કે તમારો સર્વનો પતિ ચંપાપુરીના કુસુમાયુધ રાજાનો પુત્ર કુસુમકેતુ કુમારજ થશે ? તે માટે મારી પર અનુગ્રહ કરી તે કુમારને મારી સાથે મોકલો, કારણ કે તે કન્યાઓ આપના કુમાર વિના બીજા કોઈનું પાણિગ્રહણ કરશે નહિ. આવાં વચન સાંભળી કુસુમાયુધ રાજા વિચારમાં પડયો કે અહો ! આ મારો કુમાર તો એક છે, અને આ ત્રણે દુતના કહેવા પ્રમાણે ત્રણે સ્થળમાં તે ત્રણે સ્થળની કન્યાઓનો લગ્ન દિવસ પણ એકજ છે. અને તે કન્યાઓના પિતા રાજાઓ પણ સરખાજ છે. માટે એકજ દિવસે ત્રણે સ્થળે તે કુમારને લગ્ન કરવા જવાનું કેમ બનશે ? વળી કદાચિત હુ કુમારને એક રાજાને ઘરેજ મોકલુ, તો વળી બીજા બન્ને રાજાને દુઃખ લાગે, તો વૃથા વૈર થાય. તેથી એમજ કરવું કે ત્રણે જણને નાજ કહેવી, જેથી કોઇને દુઃખજ ન લાગે ? એમ વિચાર કરી રાજા જ્યાં તે ત્રણે જણને ના કહેવા જાય છે, ત્યાં પોતાના મહાબુદ્ધિનામે મંત્રીએ જાણ્યું જે રાજા વિચારમાં પડી ગયો છે, તેથી કા તો આ ત્રણે દુતને નાજ કહેશે ? એમ જાણી તે મંત્રી બોલ્યો કે મહારાજ ! આપ વિચાર શું કરો છો ? હાલ જે તે કન્યાઓના પિતાઓએ લગ્નશુદ્ધિ જોઇને જે દિવસ લગ્નનો નિર્ધાર્યો છે, તે દિવસ, આપણને બાર વરસે પણ મળવો કઠિન છે માટે આપણો કુમાર એક હોવાથી એ ત્રણે સ્થળે જઈ એક દિવસે સર્વ કન્યાઓનું પાણિગ્રહણ કેમ કરી શકે ? તે માટે આ ત્રણે જણને કહો, જે તે ત્રણે રાજાઓ એકજ દિવસે પોત પોતાની કન્યાઓને આપણી નગરીમાં મોકલે, જેથી ત્રણે રાજાઓની સર્વ કન્યાઓને એકજ લગ્નથી આપણો પુત્ર વરે ?

તે સાંભળી કુસુમાયુધરાજા બોલ્યો કે હે મંત્રી ! તમો મારા જેવા નામથી મહાબુદ્ધિવાન છો, તેમ ગુણથી પણ તેવાજ છો, માટે આ વાત ઘણીજ ઉત્તમ કહી. તે સાંભળી ત્યાં બેઠેલા સહુ કોઇ બુદ્ધિમાન્ જનો કહેવા લાગ્યા કે વાહ ! ઘણુજ સારું ધાર્યું ? તે પછી કુસુમાયુધ રાજાએ મેઘના સરખી ગંભીર વાણીથી તે ત્રણે દુતોને કહ્યું કે હે દુતો ! તમો સર્વેએ અહીં આવી એકજ દિવસના લગ્ને મારા પુત્રને પરણવા માટે કહ્યું તો તે મારો પુત્ર એક જ લગ્ને

ત્રણે સ્થલે કેમ કરી શકે ? માટે તમારે તમારા સ્વામીઓને કહેવું કે જો તમારે કુસુમાયુધ રાજા પર ખરો સ્નેહ હોય, તથા તેના કુસુમકેતુ પુત્રની સાથેજ તમારી પોતાની કન્યાઓને પરણાવાનો દૃઢ નિશ્ચય હોય, તો તમારો જોવરાવેલો જે લગ્નનો દિવસ છે, તેજ દિવસમા લગ્ન થાય તેવી રીતે સ્વયંવર કરવા તૈયાર થયેલી તમારી કન્યાઓને અહીં મોકલી આપો. કદાચિત્ તમો એમ જાણશો, કે અમારી કન્યાઓને સામી તમારે ત્યાં લગ્ન કરવા મોકલવી, તે તો ઘણું જ અનુચિત્ કહેવાય ? તો તે એમ જાણવુ નહિ. કારણ કે કન્યાઓને સામે પરણવા જવાનો પણ ઘણે સ્થળે રીવાજ છે, તથા શાસ્ત્રમા પણ કહેલું છે. વળી મારો પુત્ર પરણવા તો આવત, પરંતુ ત્રણે સ્થળથી જે તમે દુતો આવ્યા, તેમાં તમોએ ત્રણે સ્થળનો એકજ લગ્ન દિન કહ્યો છે ? તે સાંભળી ત્રણે દુતે પોતાને ગામ જઈ તે સર્વ વાત, પોત પોતાના સ્વામીને કહી આપી. તે સાંભળી અત્યંત ખુશી થયેલા તે ત્રણે રાજાઓએ પોત પોતાની કન્યાઓને સામી લગ્ન માટે મોકલવા વિષે બુદ્ધિમાન્ લોકોનો મત લીધો. પછી અનેક એવા હાથી, ઘોડા, તથા સહસ્રપરિમિત રથો, લક્ષ એવા સુભટો, રૂપુ, મણિ, કોટિ સુવર્ણ, ઘણી દાસીઓ, દાસ, તેણે સહિત, તે સર્વ કન્યાઓને કેટલાક માણસોની સાથે ત્યા ચપાપુરીમાં મોકલી. ત્યારે કુસુમકેતુ કુમારે પણ પોતાના પિતાની આજ્ઞાથી તે સર્વે કન્યાનું એકજ લગ્ને પાણિગ્રહણ કર્યું. અને પછી તેઓએ દોગુંદક દેવતાની જેમ મનોહર એવા સુખસાગરને વિષે ઘણા દિવસ પર્યંત ક્રીડા કરી.

હવે એક દિવસ સૂરિપદને વિષે આરૂઢ, અવધિજ્ઞાની, તે કુસુમાયુધ રાજાના મામા એવા સુંદરાચાર્ય નામે મુનિ કુસુમાયુધના વૃત્તાંતનો ઉદય, અવધિ જ્ઞાનથી જાણીને પોતાના પુરંદરાદિક એવા પાચસો શિષ્યોથી પરિવૃત થકા તે નગરીના ઉદ્યાનમાં સમોસર્યા. ત્યારે તેમના પધારવાની નવપાલકે આવી વધામણી આપી. તે સાંભળી કુસુમાયુધ રાજા તે વનપાલકને અતુલ દાન દઈ, સર્વ ઋદ્ધિએ યુક્ત, પોતાના પુત્ર, સર્વ સ્ત્રીઓ અને આમાત્ય, ગામના લોકો, તેણે સહિત, તે મુનિને વાદવા ગયો. ત્યા જઈ શમસંપન્ન એવા તે મુનિરાજના દર્શન કરી, ભક્તિભાવથી પ્રણામ કરી પ્રફુલ્લિત જેનુ મુખ છે એવો તે રાજા, મુનિની સમીપમા યોગ્યસ્થાન પર બેઠો પછી આચાર્ય પણ તે રાજાના ઉદ્દેશથી ધર્મદેશના દેવા લાગ્યા. ગુરૂ ભગવંત અમોઘ દેશના આપ્યા બાદ પુનઃ ફરમાવે છે કે, હે રાજન્ ! તમોએ સર્વ ભોગ ભોગવ્યા છે, તથા ઘણા દિવસ પર્યંત "આ કુસુમાયુધ રાજા સમાન, બીજો કોઈ રાજા નથી" તેવી કીર્ત્તિ પણ સંપાદન કરી છે નિર્મલ અને વ્યૂઢ એવો રાજશબ્દ પણ સંપાદન કર્યો છે, વળી પ્રણયિજનના મનોરથોને પણ પૂર્યા છે, તે માટે હવે તમારે ભોગવી લીધો છે સાર જેનો એવા રાજ્યનો ત્યાગ કરવોજ ઉચિત છે. અને વળી સંયમવ્રત લેવામાં યત્ન કરવું યોગ્ય છે આ પ્રકારનાં સૂરીશ્વરના વચનરૂપ અમૃતથી સિક્ત થયેલો રાજા, પોતાના ચિત્તમાં ચિંતવવા લાગ્યો કે અહો ! આ પૂજ્ય મારા એકાતે

હિતકારકજ છે. અહો ! જગતને વિષે આવા સત પુરુષો જે હોય છે, તે પરોપકારીજ હોય છે કારણ કે આ મેઘ જે છે, તે પરોપકાર માટે જગતને વિષે પ્રતિવર્ષ વર્ષાજ કરે છે, જગત ઉપર ઉપકાર કરે છે.

તો આવા મુનિઓ પરોપકારી હોય તેમા તો શું આશ્ચર્ય છે? આ જગતમાં આવા ઉત્તમ ગુરુ સિવાય, સંસારથી જીવનુ કોઈ પણ રક્ષણ કરવા સમર્થ નથી તો આ ગુરુ, મારો સંસારસમુદ્રથકી ઉદ્ધાર કરવાજ પધારેલા છે. કહ્યું છે કે, પિતા, માતા, ભ્રાતા, ભાર્યા, પુત્ર, મિત્ર, સુહૃત્ મહોન્મત્ત એવા હસ્તી, ભટ, રથ, અશ્વ અને વળી બીજો કોઈ પણ પરિકર નરકમાં ડુબતા જીવોનો ઉદ્ધાર કરી શકતો નથી પરતુ ધર્માધર્મ પ્રગટ કરવાને સમર્થ એવા આવા ગુરુ જે છે, તે ઉદ્ધાર કરી શકે છે. વળી આ મારા ગુરુ તો મારો વિશેષ કરી ઉપકાર કરવા આવેલા છે. કારણ કે જ્યારે હુ બાલક હતો, ત્યારે તે પૂર્વાવસ્થાએ મારા મામા હતા, ત્યારે પણ તેમણે મને સંસારમાથી મુકત કરવા પધારેલા છે પરતુ હુ મહ મૂઢ છુ. કેમ કે મારા પિતાએ જ્યારે દીક્ષા લીધી, ત્યારે મને તેમણે પણ તે દીક્ષામાર્ગ બતાવ્યો હતો, તો પણ તે ઉત્તમ માર્ગને વિષે વિષયામિષમાં લુબ્ધ થયેલો હું હજી સુધી પ્રવૃત્ત થયો નથી. અને હા, ખરુ છે કે, મોહાંધ એવા મારા સરખા પુરુષો, મૃગની જેમ કૂટપાશસમાન, દુઃખ બધરુપ આ રાજ્યમા પડે છે. પણ જ્ઞાનીજનો પડતા નથી. હવે જે બન્યુ તે ખરુ ? પરતુ હવે હું જેમ બનશે તેમ સંસારના સર્વ વિચાર છોડી દઈને આ સુગુરુના વચનને પાલીશ ? કારણકે જે વચનના પાલવાથકી આ સંસારરુપ સમુદ્ર દુખે કરી તરી જવાય છે ? આ પ્રકારનો વિચાર કરી તે સંવેગી રાજા ગુરુને નમન કરી કહે છે, કે હે ગુરુ ! મારા નિષ્કારણ બધુ એવા જે આપ તે આપના વચનને હું સ્વહિતાર્થી તથા નિઃશંકમન થઈ અવશ્ય પાલીશ ? એમ કહી તે નૃપ ભાવના ભાવવા લાગ્યો કે અહો ! સર્વ ભાગ્યશાળી પુરુષોમા હાલ હુ મહાભાગ્યશાળી છો કેમ કે આજે આવા સૂરિપુરુષ, મારી પર તુષ્ટાયમાન થયા છે? ભાવના ભાવીને ગુરુને કહે છે કે સ્વામિન્ ! મારા કુમારને હાલમાજ રાજ્યાસન પર બેસાડીને હું આપની પાસેથી સર્વથા નિરવદ્ય એવા સયમને ગ્રહણ કરીશ ? તે સાભળી સૂરીદ્ર પણ આજ્ઞા આપી કે હે રાજન્ ! એવો જો દૃઢ વિચાર હોય, તો ઘેર જઈ તમારા પુત્રને રાજ્ય આપીને જલદી પાછા અહી આવો. તે સાભળી તે કુસુમાયુધ રાજા ઘેર આવી પોતાના સિંહાસન પર બેસી કુસુમકેતુ પુત્રને કહેવા લાગ્યો કે હે વત્સ ! આ આપણા રાજ્યને તુ ગ્રહણ કરી રાજ્ય કારભાર ચલાવજે કારણ કે હુ તો હવે સદ્ગુરુ પાસે જઈ ચારિત્રને સ્વીકારવા ઇચ્છુ છુ ? તે સાભળી તે કુસુમકેતુ કુમાર બોલ્યો કે હે પિતાજી ! આપે જે ધાર્યું છે, તે યોગ્યજ છે કેમ કે વિજ્ઞાતતત્ત્વ પ્રાણીને જે દીક્ષા લેવી તેજ યોગ્ય છે પરંતુ હે તાત ! મને તો આપના મુખદર્શન વિના શાતા ઉપજતીજ નથી, તથા ચેન પણ પડતું નથી.

હે પિતાજી ! આ રાજ્યના સુખમાં પણ આપના સુંદર મુખને જ્યારે હુ વારંવાર

જોયા કરું છું, ત્યારેજ મને ચેન પડે છે, નહીં તો આ રાજ્યસુખ પણ મને વિષસમાન લાગે છે. તેમજ વળી આપના દર્શન વિના મને આ બત્રીશ સ્ત્રીઓના ભોગનો યોગ પણ દારુણદુઃખ સમાન લાગે છે અર્થાત્ આપના દર્શન વિના રાજ્યસુખ કે બીજુ કોઈ સુખ મને શાતા કરતુ નથી. અને હે પિતાજી ! જે પિતા બલતા એવા વનમાં પોતાના પ્રિયપુત્રને મુકી પોતાના બચાવ માટે ભાગી જાય, તે શું પિતા કહેવાય ? ના નજ કહેવાય. તેમ આપ પણ, સંસારરૂપ વનમાં દુઃખદાવાગ્નિથી મુગ્ધમૃગ બાલકની જેમ દાહ પામતા એવા મને મુકીને પોતાનો બચાવ કરવા ભાગી જાઓ એ શું ઠીક કહેવાય ? ના નજ કહેવાય આ પ્રમાણે સંવેગરંગરંગિત એવા પોતાના પુત્રને જોઇને કુસુમાયુધ રાજા બોલ્યો કે હે પુત્ર ! સંયમ જે છે, તે ઇંદ્રિયોનો જેણે જય કરેલો છે એવા જે વૃદ્ધોનો સ્વતઃ ઇંદ્રિયજય હોય છે તેથી તેનાથી તે પાળી શકાય છે. અને હે પુત્ર ! હજી તુ તો બાલક છે, તેથી વાયુથી હાલતી ધ્વજાની જેમ તારૂ મન ઘણુંજ ચંચલ હોય. અને તેવા ચંચલ મનને તું હાલ ક્ષમાથી પણ રોકવાને સમર્થ નથી. તો હે પુત્ર ! હાલમાં તો અનેક વિષય વિલાસ ભોગવી રણક્રીડા કરી, મનની સર્વ ઇચ્છા પૂર્ણ કરીને જ્યારે તારી વૃદ્ધાવસ્થા થાય, ત્યારે તે અવસ્થામાં જીતેંદ્રિય થઇને તુ ચારિત્રનું ગ્રહણ કરજે આ પ્રમણે પિતાએ તેમજ વળી તેમની માતાએ ઘણુંજ સમજાવ્યો, તો પણ તે કુમાર કાંઈ માન્યોજ નહિ. અને કહેવા લાગ્યો કે હે પિતાજી ! ઉત્તમ એવો કોઈ જલમાં તરનારો હોય, તેની સાથે કદાચિત્ કોઈ કાચો તરનાર પડયો હોય. અને જો તે ઉત્તમ તરનાર દયા લાવીને તે કાચા તરનારને ગ્રહણ કરે, તો તે કાચો તરનાર પણ તેઓની સાથે તરીને કાંઠે શું ન આવે ? તેમજ વળી સંગ્રામમા પણ શૂરવીરના આશ્રયથી બિકણ યોદ્ધાઓ યુદ્ધ કરી રણનો પાર શું ન પામે ? તેમજ વળી સાર્થવાહની સાથે નિઃસત્વ જીવ જો ચાલ્યો હોય, તો તે પણ મોટી અટવીના પારને પામી શુ ન જાય ? તેમ એકાંત વત્સલ એવા આપ જો મને દયા આણી કરાવલંબન આપો, તો હુ બાલક છુ તો પણ દુર્ગમ એવા શીલરુપ શૈલપર શુ ન ચડી જાઉં ? ના ચડીજ જાઉં. અને જે ખરો યોગી પુરુષ હોય છે તે સમગ્ર જગતમા ફર્યાજ કરે છે, તો પણ તેનો મનરુપ કપિ, જ્ઞાનરુપ સાંકળથી બંધાએલો હોવાથી સ્થિર થઈ રહે છે તો હું પણ જ્યારે ચારિત્ર લઈશ, ત્યારે મારા મનરુપ કપિને જ્ઞાનરુપ સાંકળથી બાંધી રાખીશ ? આ પ્રકારે સંયમમાંજ જેનું ચિત્ત લાગ્યુ છે અને સંસારથી જેને ઉદાસીનતા છે, એવા તે કુસુમકેતુ પુત્રને જોઇને તે કુસુમકેતુથી નાના, પોતાના દેવસેન નામે કુમારને ઉત્તમ દિવસમા પોતાનું રાજ્ય આપી કુસુમકેતુ પુત્ર પ્રમુખ પાંચશો પુરુષોએ તથા કુસુમકેતુની બત્રીશ સ્ત્રીઓથી પરિવરેલો, તથા કર્યો છે જિનચૈત્યોને વિષે મહાપૂજારુપ સત્કાર જેણે, વાદ્યોના શબ્દોથી કરી બહેરું કર્યું છે આકાશ જેણે, હજારો નરોએ વહન કરેલી પાલખીમા બેઠેલો, સૈન્ય સહિત પોતાના પુત્ર દેવસેન રાજા જેની પછવાડે ચાલે છે, એવો તે કુસુમાયુધ રાજા ગુરુની સાન્નિધ્યમાં

આવ્યો. ત્યારે સૂરીંદ્રે તેને તથા તેની સાથે દીક્ષા લેવા આવેલા જે કોઈ હતા, તે સર્વને દીક્ષા આપી.

હવે તે કુસુમાયુધ અને કુસુમકેતુ, એ પિતા પુત્ર હતા. તેમણે સંવેગરુપ સુધાથી સંયમરુપ દ્રુમનુ સિંચન કરવા માડયું ત્યારે તે સંયમવૃક્ષ વૃદ્ધિગત થયો તેથી તે હૃદયને વિષે નિવૃત્તિરુપ છાયા કરવા લાગ્યો. કહ્યું છે કે:-

યા ષટ્ખંડમહીજયસ્ય સમયે નાસાદિતા ચક્રિભિઃ.
યા દર્પોદ્ધતકંધશત્રુમથને પ્રાપ્તા ન વા ભૂધવૈઃ ॥
યા પ્રાપ્તા પ્રિયસંગમે વિરહિણા કેનાપિ નો વેદિતા,
સા લબ્ધા કિલ રાગરોષવિજયાત્તાભ્યાં મનોનિવૃતિઃ ॥

અર્થ :- જે મનોનિવૃત્તિ, છ ખંડ પૃથ્વીના જય સમયને વિષે ચક્રીને મળી નથી, વળી જે મનોનિવૃત્તિ, દર્પે કરી ઉદ્ધત એવા શત્રુઓના સ્કંધના મથન કરવાથી રાજાઓને પ્રાપ્ત થઈ નથી, અને જે મનોનિવૃત્તિ કોઈ પણ વિરહી મનુષ્યને પોતાના ઇષ્ટજનના સમાગમથી પ્રાપ્ત થઈ નથી, તે મનોનિવૃત્તિને કુસુમાયુધ તથા કુસુમકેતુ એ બન્ને મુનિ, રાગ અને રોષ તેના ત્યાગથી નિશ્ચય પ્રાપ્ત થયા ॥ ૧ ॥ હવે તે બન્ને જણને પૂર્વભવોનો સ્નેહ હોવાથી તે એકજ સ્થળમા રહે છે, તથા સાથેજ જાય આવે છે. અને જે તપ પિતા કરે છે, તેજ તપ પુત્ર પણ કરે છે. તે જોઈને એક દિવસ ગુરુએ કહ્યુ કે હે મુનિઓ ! સંસારીની પઠે પરસ્પર સ્નેહ તમે રાખો છો, તે યોગ્ય નથી. કારણ કે મુક્તિપુરીના માર્ગમાં ચાલનારા તપસ્વીઓને, જે સ્નેહની શૃંખલા છે, તે વજ્રશૃંખલા છે. આ દહિમાં (સ્નેહ) ચિકાશ રહે છે, તો તેનુ લોકો ઘણુંજ મંથન કરે છે, તેથી તે દુઃખ પામે છે. તેમજ તિલમા અને સર્ષવમાં સ્નેહ એટલે તેલ રહે છે, તો તેને લોકો ઘાણીમાં ઘાલી પીલી નાખે છે. સ્નેહ અને રાગ અતિકષ્ટકારક છે. માટે હે સાધુ ! કર્મ સ્વરુપને ન જાણનાર અને અવિજ્ઞાત છે ધર્મ જેને એવા જનની તો વાત દુર રહી, પરંતુ જે પ્રાણી ડાહ્યા છે, કર્મના સ્વરુપને જાણનારા છે, ભવસિદ્ધિયા છે, ગુરુપરંપરાએ વિધિમાર્ગથી ચારિત્ર પાળે છે, તેવા પુરુષો પણ જો સ્નેહ રાખે છે, તો તે કેવલજ્ઞાન પામતા નથી. વળી આ અપાર એવા સંસારમાં માતા, પિતા, સુત, સ્ત્રી, સુહૃદ, રિપુ, એમાંથી એકેક જણ અનંત વાર સ્વજનપણાને અને અરિપણાને પ્રાપ્ત થયા હશે, તેમા વળી તે જીવોને કોઈએ કોઈ વખત ભૂખથી ખાઈ પણ લીધા હશે, રોષથકી માર્યા પણ હશે તેમજ સ્નેહથકી પાળ્યા પણ હશે ? તો તે જીવોમા તત્ત્વજ્ઞાની જનોને રાગ, રોષ કરવો ઉચિત છે ? ના નથીજ. તે સાભળી બન્ને મુનિ કહે કે ગુરો ! આપ કહો છો, તે ખરી વાત છે, અને અમે પણ જાણીએ છીએ કે સ્નેહ જે છે, તે બંધન છે, સંસાર વધારનારો છે, તથા મોક્ષમાર્ગમા અવરોધ કરનારો છે, પરંતુ જ્ઞાતતત્ત્વ એવા અમને બન્નેને પરસ્પર સ્નેહ ઘણો રહે છે, તેનુ કારણ અમારાથી કાંઈ સમજાતુ નથી તેથી હે મહારાજ ! તે તે અમોને પૂર્વભવનુ કારણ હશે ? કે આ ભવનું ?

તે આપ જાણો છો, માટે કૃપા કરી કહો? તે સાંભળી પોતાના અવધિજ્ઞાનથી ગુરુએ તે બન્નેના પૂર્વભવોનો સંબંધ કહ્યો. અને કહ્યુ કે તમારા બન્ને જણનો સ્નેહ જન્મ જન્મને વિષે પોષણ કરેલો છે, તેથી તે હાલ દુસ્ત્યજ થયો છે.

પરંતુ હે મુનિઓ! તે સ્નેહ, મોક્ષસુખનો વિઘાતક છે, માટે તમારે તેનો ત્યાગજ કરવો જોઈએ. આ પ્રકારે ગુરુના મુખથકી પોતાના પૂર્વભવોના ચરિત્ર સાભળીને ઉત્પન્ન થયું છે જાતિસ્મરણ જ્ઞાન જેને એવા તે બન્ને મુનિઓ મમત્વનો ત્યાગ કરી નિરંતર જુદાજ વિહાર કરવા લાગ્યા. હવે એક દિવસ મહાસત્ત્વ એવા તે કુસુમાયુધ મુનીંદ્ર, ગુરુના વચનથી તીવ્ર આકરી પ્રતિમાને એટલે અભિગ્રહતપને આદરે છે, તેથી તે મુનિ વિહાર કરતા જ્યા રાત્રિ પડે છે, ત્યાં સ્મશાનમાં કે, ભયયુક્ત ભૂમિમાં કે, ઉજ્જડ એવા ઘરમાં કે, પર્વત પર કે, ઝાડતલે કે, સિંહથી કે, હાથી થકી કે બીજા પણ ઘાતકી જંતુઓથી નિર્ભય થઈને કાઉસગ્ગધ્યાનમાં લીન થઈને રહે છે. અને નીરસ એવા આહારે કરી શરીરને શોષવતા, તથા ધર્મ ધ્યાને કરી કર્મને શોષવતા એવા તે મુનિ, ઘણા ઉપસર્ગો આવવાથી પણ મેરુની જેમ સ્થિર રહે છે. હવે એક દિવસ તે કુસુમાયુધ મુનિ વિહાર કરતા સુભોમનામે નગરમાં આવ્યા, ત્યાં રાત્રિ પડી જવાથી તે મુનિરાત્રે કોઈક શૂન્યઘરમાં જ્યા કુસુમાયુધ મુનિ કાઉસગ્ગ ધ્યાને રહ્યા જ્યાં મધ્યરાત્રિ થઈ, ત્યા તો તત્રત્ય કોઈ એક મનુષ્યના પ્રમાદથી ગામમાં અગ્નિ લાગ્યો, તે બળતો બળતો શૂન્યઘરમા જ્યાં કુસુમાયુધ મુનિ કાઉસ્સગ ધ્યાને રહ્યા છે, ત્યાંજ આવ્યો, તેથી તે ઘર પણ સળગવા લાગ્યું. તથાપિ તે મુનિએ ઉપસર્ગથી ધ્યાન કાઉસ્સગ્ગ ન છોડ્યો ત્યારે તે મુનિ ભાવનાસક્ત તથા શુકલધ્યાનને વિષે સમાહિત થકાજ ત્યાં મરણ પામી સર્વાર્થસિદ્ધ મહાવિમાનને વિષે ઉત્તમ દેવતા થયા. પછી પ્રાતઃકાલ થયો, ત્યારે તે મુનિને પ્રજ્વલિત થયેલા જોઈને ગામના માણસો અત્યંત ખેદ પામી પોતાના બળી ગયેલા માલતાલને સંભારતા ઘણોજ શોક કરવા લાગ્યાં કે અરે! આ મહાત્મા પુરુષ, આવા શૂન્યઘરમાં ક્યારે ગયા હશે? અરે! તેને કોઈએ આ ઘરથી બહાર કેમ ન લાવ્યા? અરે! આવા ઘોર પાપથી આપણે ક્યારે છૂટીશું? અરે! આપણે તપાસ ન કરવારૂપ પાપથી આ લોકમા મોટા કલંકને પ્રાપ્ત થયા? અને વળી પરલોકમા આપણને નરકવેદના ભોગવવી પડશે? હા, હવે શુ કરીએ? એમ ઘણીવાર સુધી શોક કરીને તે સાધુની ઉચિત એવી ઉત્તરક્રિયા કરીને ઉદ્વિગ્ન જેના મન છે એવા તે લોકો, ઘણા દિવસે પોત પોતાના કાર્યમા લાગ્યા. હવે જે વખતે એ કુસુમાયુધ મુનિ દેવલોક ગયા, તે વખતે તપ સંયમ આરાધતા શુક્લધ્યાને ક્ષપકશ્રેણી આરોહતા શ્રાવસ્તીપુરીને વિષે સુદર્શનનામે વનમા તે સુંદરાચાર્યને કેવલજ્ઞાન ઉત્પન્ન થયુ? ત્યારે વિસ્મયને પ્રાપ્ત થયેલા એવા નિકટવર્તી જે દેવો હતા, તેણે કેવલજ્ઞાનની ઉત્પત્તિનો મહોત્સવ કર્યો, અને વળી તે મુનિએ કંચન કમલપર પધાર્યા. અને તે દેવો તેમની સમીપ નાટક કરવા લાગ્યા. પછી તે મુનિએ દેશના દેવાનો પ્રારંભ કર્યો. તે વખતે એક ઉપદેશ કર્યો. ત્યારે કુસુમકેતુ

મુનિએ સમય જોઈને સોત્કંઠિતપણે તે કેવલી ભગવાનને પૂછયું કે હે ભગવાન્ ! કુસુમાયુધ મુનિ કયા વિચરે છે? ત્યારે તે કેવલી ભગવાને તેને જે કાંઈ વૃત્તાંત બન્યું હતું, તે કહી આપ્યું. અને તેના ધ્યાન દૃઢપણાની પ્રશંસા કરી. તથા કહ્યું કે એવા અગ્નિના મોટા ઉપસર્ગમા પણ તે મુનિએ સ્વહિત સાધ્યું? હે મુને ! સંયમ જેવું, તથા તેને પાળવું, તે તો સોહેલું છે, પરંતુ અંતકાળે આવા મોટા પરિહમાં શુકલધ્યાનની આરાધના કરવી ઘણીજ કઠિન છે, તો પણ તે કુસુમાયુધ મહામુનિ, દુષ્કર એવા પરિસહને સહન કરીને શુકલધ્યાનથી કરીને સર્વાર્થસિદ્ધ મહાવિમાનમા તેત્રીશ સાગરોપમના દેવતાપણે ઉપન્યા છે. પરંતુ હે મહાભાગ ! તેની કાઈ શોચના કરશો નહિં. કારણ કે તમે પણ તેજ ઠેકાણે જઇ તેને મળશો. તમે બન્નેજણે હવે આ સંસાર સમુદ્ર પ્રાયઃતરીજ લીધો છે, એટલે હવે તમોને મોક્ષ જવાને જાજો વિલંબ નથી. આ પ્રકારના કેવલી ભગવાનનાં વચન સાંભળી તે કુસુમકેતુ મુનિએ વૈરાગ્ય પામી ગુરુની આજ્ઞા લઈને સલેષણા કરી. તેથી તેના અગમાં અસ્થિ અને ચર્મજઅવશેષ રહ્યા. વળી તે દ્રવ્ય અને ભાવના શલ્યોનો જે ઉદ્ધાર કરી તે સદ્ગુરુની આજ્ઞાથી પાદોપગમન એવા અનશન વ્રતને પ્રાપ્ત થયા થકા પોતાની કાંઈ પણ વૈયાવચ્ચ ન કરાવતાં પચીસ દિવસે કાલ કરીને તે કુસુમકેતુ મુનિ, જ્યા કુસુમાયુધ મુનિ તેત્રીશ સાગરોપમના આયુષ્યવાળા દેવતા થયા છે, ત્યાં તેની સાથે દેવ થઇને રહ્યા.

શમરૂપ સાગરનેવિષે મગ્ન, નિરંતર અધ્યાત્મ જ્ઞાનમાં એટલે ચિદાનંદમાં લગ્ન, સંસારના વિયોગમાં યુકત તથા કર્મના સંયોગથી મુકત, સંતોષ ગુણથી યુક્ત એવા તે બન્ને મુનિ, શુદ્ધ ચારિત્રને પાળી શ્રેષ્ટ અને અગણિત પુણ્યના સ્વભાવવાલા અર્થાત્ અતુલપુણ્ય હોવાથીજ જે ભવની પ્રાપ્તિ થાય છે એવા દેવભવને પ્રાપ્ત થાય અને તત્ત્વજ્ઞાનથકી આ સંસારમાં ઉત્પન્ન થયેલા સર્વ પદાર્થોની અનિત્યતાને જોતા એવા તે બન્ને દેવો, તે લોકોના અદ્ભુત સુખને ભોગવી, ત્યાથી ચ્યવીને સિદ્ધિને એટલે મોક્ષને પામશે ॥ ઇતિ **પૃથ્વીચંદ્ર ગુણસાગર ચરિત્રે કુસુમાયુધનૃપ કુસુમકેતુપુત્રભવવર્ણન નામે દશમો સર્ગઃ સંપર્ણઃ અહીં શંખ રાજા અને કલાવતીના ભવથી માંડીને પૃથ્વીચંદ્ર અને ગુણસાગરના વીશ ભવ સંપૂર્ણ થયા.**

---

# શ્રી પૃથ્વીચંદ્ર ગુણસાગરની સજ્ઝાય

રચયિતા—

પ. પૂ. આચાર્ય દેવ શ્રીવિજયકીર્તિચન્દ્રસૂરીશ્વરજી મ. સા.

ઢાળ

દુહા

વીર જિણંદ વંદન કરી, પ્રણમી ગુરુનાં પાય,
સમરી માતા શારદા, વિરચું હું સજ્ઝાય. ૧
પૃથ્વીચંદ્ર ગુણસાગરું, ગુણના સાગર જાણ,
ગુણીજન ગુણ થુણતાં થકાં, કરીએ શિવપ્રયાણ. ૨

(રાગ—પ્રભુના પગલે પગલે ચાલ્યા જાય છે નરનાર)

ત્યાગ વિરાગ અથાગ ભર્યાં છે જેના જીવનમાં;
ગુણ ગાવા તલસે છે, રસના એનાં જીવનના. ૧
નયરી અયોધ્યામાં જીતારી, હરિસિંહ નામે ભૂપ;
પદ્માવતી રાણી ગુણખાણી, રંભા રૂપ સ્વરૂપ. ૨
સરવારથસિદ્ધેથી ચ્યવીને, તસ કુક્ષી અવતાર,
પુણ્યનિધિ એ પૃથ્વીચંદ્ર સમતા—રસ ભંડાર. ૩
ગણ્યા ગણાય નહીં ગુણ એના, રૂપ કળા નિધાન,
કન્યા સોળ પિતા પરણાવે, આગ્રહથી ગુણધામ. ૪
ગીત વિલાપ વિલાપ ગણે છે, આભૂષણને ભાર;
ભોગને રોગ ગણે વળી નૃત્યો, વિડંબન કરનાર. ૫
માત પિતા આગ્રહવશ ભારે, સંકટ પડયું છે શિર;
પણ પિતા માતા લલનાને, પ્રતિબોધું ધરી ધીર. ૬
સંયમ પંથના પથિક બનાવું, તો ઉપકાર અમાર,
સાર્થવાહ બની ભવ અટવી, ઉતારૂં હું પાર. ૭
લગ્નતણી પહેલી રાતે પણ, રમતો રૂડે ભાવ;
નારી સોળ વીંટાઈ વળી છે, લળી લળી લેવા લ્હાવ. ૮
ભરયૌવનના સંગીત સુરો, રાગ ધરે વિરાગ,
જાણે વદતુ જાગ ઉઠ તુ, ત્યાગ ત્યાગ ને ત્યાગ, ૯
ધીર વીર ગભીર બનીને, સમજાવે છે સાર,
આ સંસારે સાર ન દીસે, સુણજો સોળે નાર. ૧૦
ભોગસુખ છે બિંદુ સરીખું, સાગર દુઃખ વિપાક,
મીઠાં મધુરા લાગે ભોગો, ફળમાં જિમ કિંપાક. ૧૧

પરિણામે એ પ્રાણ હરંતા, સમજો ચતુર સુજાણ;
વિષય વિલાસો પણ છે એવા, નાખે નરકની ખાણ. ૧૨
મૃગજળ જેવો સંસારીના, સુખ તણો અભ્યાસ;
સુખ અનંત છે નિજ અંતરમાં, કરી એ જ જેનો માશ. ૧૩
ખાજ ખણંતા મીઠી લાગે, પરિણામે મહાદુઃખ,
તિમ વિપાકે મહાદુઃખદાયી, વિષયો કેરૂં સુખ ૧૪
તૃપ્તે જો યદિ કાષ્ઠે અગ્નિ, સમુદ્ર પૂર્યો પૂરાય;
તિમ આ ભોગોમાં નવ તૃપ્તિ, સુરભવમાં પણ થાય. ૧૫
થાકયો નવ ભોગો ભોગવતાં, વીત્યો કાળ અનંત,
ચુસેલાંને ફરી ફરી ચુસ્યાં, ખાધી એંઠ અનંત. ૧૬
સુલક્ષણી શાણી સુંદરીઓ, ઇશારે સમજો;
જન્મ મરણની સાંકળને વળી, વિષયો વિષ સમજો. ૧૭

## ઢાળ બીજી

દુહા

વૈરાગી પિયુની સુણી, વાણી શીતળ ચંદ;
પ્રિયા સોળ બુઝી ગઇ, વદતી પિયુને મંદ. ૧
ઉતરવા ભવ પાર આ, કંત કહો ઉપાય,
કંત કહે સયમ ગ્રહો, નહિ બીજો ઉપાય. ૨
લલનાઓ વળગી કહે ગ્રહશું સંયમભાર;
આતમને ઉજાળવા, ઢીલ હવે ન લગાર. ૩
ધરો ધીર કુંવર કહે, સપ્રતિ નહિ ગુરુજોગ,
સુગુરુની સાન્નિધ્યમાં, વહશું સયમયોગ. ૪

(ચાલ–જિણુંદા વે દિન ક્યો ન સભારે)
સુણજો આગળ કહું છું વાત...

માતપિતા ચિત ચિંતવે રે, નારી વશ નહિ થાય;
ઉલટી નારી વશ થઇ અને, ગાયુ એનું ગાય. ૧
નૃપતિ મનમાં ચિંતવે રે, સોપુ રાજયનો ભાર,
રાજકાજમાં ગુંથાઇને એ, ગુંથાશે સંસાર, ૨

દુહા

ત્યાગ વિરાગના બાગમાં, મ્હાલે એ મતિશૂર,
જળકમલ નિર્લેપ થઈ, ધારે રાજ્યની ધૂર ૧

સ્ફટિક નિર્મળ ચિત્તથી, જોતો સદ્ગુરુ વાટ;
ભારભૂત લાગે ખરે, રાજપાટના ઠાઠ. ૨
મોહરાયના રાજમાં, દારુડીયાની જેમ;
કર્મ મદારી જીવને, નાચ નચાવે તેમ. ૩

(ચાલ ઉપરની)

થઈ વિવેકી ચિંતવે રે, સંસારીનાં ઘાટ;
ક્ષણભંગુર છે કાયામાયા, હીરા હાર ને હાટ. ૧
રાજ સિંહાસન શોભતાં રે, નૃપતિ પૃથ્વીચંદ્ર;
તિણ વેળા વ્યવહારી આવે, મુખ આનંદ અમંદ. ૨
નામ સુધન છે તેહનું રે, પેખ્યા કૌતુક રંગ;
ક્યાં ક્યાં કેવા કૌતુક જોયાં, પૂછે નૃપતિ ઉમંગ. ૩
વ્યવહારી કહે સાંભળો રે, સુણતાં અચરજ થાય;
કૌતુક તો દીઠાં ઘણેરાં, ભૂલ્યાં એ ન ભૂલાય. ૪
ઉર ઉલસે ને અંતર વિકસે, હિત અનેરા થાય;
ઘડી ઘડી મારૂં મનડું ડોલે, આ તે શું કહેવાય ? ૫
કાળ અનાદિ ભમતાં જોયાં, કૌતુક રંગ અનેક;
પણ પેખ્યું ના કાતુક આવું, પ્રગટે દીપવિવેક. ૬

ઢાળ ત્રીજી

(ચાલ–મેં પ્રભુ ચરણોકી દાસી હું)

હું હસ્તીનાપુરથી આવ્યો. તમે ધ્યાન દઈને સાંભળજો;
મેં કૌતુક નિરખ્યું અજબ ગજબ, તમે ધ્યાન દઈને સાંભળજો. ૧
વસે રત્નસંચય ત્યાં વ્યવહારી, સુમંગલ નામે સુશીલ નારી,
તસ ગુણસાગર સુત ગુણ દરિયો, તમે ધ્યાન દઈને સાંભળજો. ૨
એક વેળા ઝરુખામાં બેઠા, શમરસમાં ઝીલતા મુનિ દીઠાં,
મુનિ પેખી હૈયું હર્ષ ભર્યું, તમે ધ્યાન દઈને સાંભળજો. ૩
ત્યાં જાતિ સ્મરણ તેને ઉપન્યું, ભવ પૂરવ ચરણ થયું નિરખ્યું;
ચિત્ત સંવેગરંગ–તરંગ ભર્યું તમે ધ્યાન દઈને સાંભળજો. ૪

દુહા

વિનવે જનની જનકને, ગુણસાગર ગુણવાન;
અનુમતિ દ્યો મુજને હવે, લઉં સંયમ સુખખાણ. ૧
વાત સુણીને કુંવરની, બોલ્યા માત ને તાત,
કોડ હમારા પૂરીને, કરજો સંયમવાત. ૨

પરણી પનોતી પદ્મિણી, પૂરો મનની આશ;
પછી ભલે સંયમ ગ્રહો, કરશું નહિ નિરાશ. ૩
માત તાતની વાતનો, વિનય કરી સ્વીકાર;
ગુણસાગર મન ચિંતવે, વહશું સંયમભાર. ૪

ઢાળ ચોથી

(ચાલ–ભારતકા ડંકા આલમ મે)

આઠ કન્યાના માબાપોને, વ્હવહારી કહેણુ કહાવે છે;
અમ પુત્ર ખરેખર વૈરાગી, દિક્ષાની ભાવના ભાવે છે.
એ લગ્ન કરી બીજે દિવસે, સંયમનાં પંથે સંચરશે. ૧
તમ દુહિતાઓને સમજાવો, ને ઉચિત જણાતો પંથ ગ્રહો;
સુણી આઠ સુતાના માતપિતા, ચમકી ઉઠ્યા સૌનાં દીલડાં,
જો પુત્રીઓ પરણાવીએ તો, પરણી શું પામે સુખડાં? ૨
એ વાત કરી પુત્રીઓને, સુણી વાત સુતા સર્વે બોલી,
મહાપુણ્યે મળ્યો એ વર વરશું, શા માટે કરો ચોલચોલી ૩
પ્રાણનાથ અમારા જે કરશે, તસ પાછળ પ્રિયા ડગ ભરશે;
સુણી વચન સહુ દુહિતાઓનાં, વ્યવહારી દિલ ઠર્યાં હર્ષે. ૪
થઈ લગ્ન ઉત્સવની તૈયારી, શણગાર સજ્યા સૌએ ભારી;
ગીત વાજિંત્ર વળી નૃત્ય કરી, લલકારે ગૌરી પ્રીત ધરી. ૫
વરઘોડે ચઢયા છે વરરાજા, મળ્યા સાજન માજન ત્યાં ઝાઝા,
વર નિરખી કન્યાઓ હરખી, મલી જોડી ખરે સરખે સરખી. ૬
ગુણસાગર માંડવે આવે છે, સંયમની ભાવના ભાવે છે;
શિવરમણી વરવા ચાહે છે, અંતરની જ્યોત જગાવે છે. ૭
શ્રુત ભણશું ગણશું તપ તપશું, ને કઠણ કરમને પીલીશું;
સદ્‌ગુરુ કને સંયમ લઈને, સમતા સાગરમાં ઝીલીશું. ૮
ગુણસાગર ભાવના ભાવે છે, ત્યાં વર વહુ હાથ મિલાવે છે,
ગુણસાગર ગુણશ્રેણી ચઢતાં, ચોરીમાં કેવળ પામે છે. ૯
નારી આઠે પિયુ મુખડું જોતી, શું અગમ વિચારે પ્રાણપતિ;
અમ નાથ નગીના સાથ રતિ, આદરશું સંયમ શુદ્ધમતિ. ૧૦
ગુણસાગર છે ગુણસાગરવર, એમ ભાવના ભાવે ચોરીમાં,
નારી આઠ થઈ કેવળનાણી, પીયુડાનો હાથ મિલાવે ત્યાં. ૧૧

ઢાળ પાંચમી

(ચાલ-તમે જોજો જોજો રે દીક્ષાનો પ્રભાવ તમે જોજો જોજો રે)

તમે જોજો જોજો રે ગજબ એ બનાવ. તમે જોજો જોજો રે,
ગગનાંગણમાં દુંદુભિ ગાજે, સુરવર આવે ત્યાંય;
સહુને સાધુ વેશ સમર્પી, સેવા કરે સુરરાય. ૧
આશ્ચર્યમુગ્ધ બન્યા સહુ લોકો, કરતાં જય જયકાર;
કૌતુક જોવા નરપતિ આવે, વદે વળી નરનાર. ૨
ગુણસાગરના માત ને તાત, ચિંતે ચિત્ત મોઝાર;
સંવેગ રંગ તરંગે ઝીલતા, વરતાં કેવળ સાર. ૩
શંખ કલાવતી ભવથી જણાવી, પૂરવ ભવની વાત;
એકવીસ ભવનું નિજનું સુંદર, વર્ણવીયું વૃત્તાંત. ૪
વાણી સુણી વૈરાગ્ય ભરેલી, બુઝયાં કેઈ નરનાર,
સુધન બોલે સાંભળો રાજન્, આશ્ચર્ય પારાવાર. ૫
કેવળી ભાખે એથી અધિકું, જોશો અયોધ્યામાંય;
જ્ઞાનીની વાણી સુણી હર્ષે, આવ્યો અયોધ્યામાંય. ૬
ગુણસાગરની જીવનગાથા, વર્ણવી સુંદર સાર;
કરજોડી શિર નામી ઉભો, વ્યાપારી સરદાર. ૭

ઢાળ છઠ્ઠી

(ચાલ-આંગણીએ આપ પધારોને મુજ, જિનતડી સ્વીકારોને)

સુણી શ્રવણે ગુણસાગરની વાત, હવે પૃથ્વીચંદ્ર વિચારે છે,
ધન્ય ધન્ય હજો ગુણસાગરને, હવે પૃથ્વીચંદ્ર વિચારે છે. ૧
માતપિતાના આગ્રહવશ થઈ, આ રાજ્યધુરાને ધારું છું;
પણ ક્યારે હું અણગાર બનું, એમ પૃથ્વીચંદ્ર વિચારે છે. ૨
ધન્ય ધન્ય હો એવા મુનિવરને, જે રમતા આતમધ્યાને રે;
ગુરુસેવાના મેવા લેવા, હવે પૃથ્વીચંદ્ર વિચારે છે. ૩
ઝીલી સમતા રસનાં કુંડે હું, થઈ પાવન હું થઈ પાવન હું;
મળ પાપતણા સવિ ખાળવા, હવે પૃથ્વીચંદ્ર વિચારે છે. ૪
સમિતિ ગુપ્તિ ધરી સંયમને, દીપાવીશ હું દીપાવીશ હું;
રાજ સિંહાસન બેઠા નૃપવર, શું સુંદર ભાવના ભાવે છે ? ૫
કેઈ ભવ્ય જનો ભવજલ તરતા, શિવપુરીને વેગે વરતા;
તવ ધ્યાન શુક્લ ધરતા-ધરતા, ગુણશ્રેણી ચઢી કેવળ વરતા. ૬

થયું પુત્રને કેવળજ્ઞાન સુણી, ત્યાં હરિસિંહ રાજા આવી ચઢચો;
જાણી સોળ પ્રિયાના મનમાં પણ, ઉલ્લાસ વધ્યો ઉલ્લાસ વધ્યો. ૭
ચઢી ભાવના રંગ રસે સોળે, ત્યા કેવળજ્ઞાન વરે સાથે;
વ્યવહારી સુધન મન ચિંતવતો, સવિ કેવળજ્ઞાન વર્યા સાથે. ૮

ઢાળ સાતમી

( ચાલ–આયા તુમ દરબાર પ્રભુ તીર જાતેકે લિયે )

ચરણકમળ વદી મુનિવરનાં, પૂછે હરિસિંહ રાય;
કિણ કારણ છે સ્નેહ અધિક મુજ, દર્શાવો ગુરુરાય...
કેવળી ભાખે ચંપાપુરીમાં, પૂર્વભવે જયરાજ.
પ્રિયા પ્રિયમતિ નામે ને વળી, કુસુમાયુધ સુત થાય,
દંપતિ સુંદર સંયમ પાળી, ઉપન્યા વિજય વિમાન. ૧
વિજય વિમાને સુખ અનુત્તર, ભોગવી સુર ચવિયા,
ઉભય થયા તમે રાજા રાણી, પુણ્યતણા દરિયા,
કુસુમાયુધ ચ્યવી પુત્ર તમારો, નામે પૃથ્વીચંદ્ર, ૨
શ્રવણ કરી પૂરવ ભવ વર્ણન, જ્ઞાન અનેરું થાય,
ભાવના રંગે ચઢતા બેઉ જણ, કેવલનાણી થાય;
સુધન પૂછે છે ગુણસાગરને, તુમશું પ્રીતિ કેમ? ૩
જ્ઞાની ભાખે પૂરવભવનો, નંદન એ મુજ થાય,
અમ બેઉની એ આઠઠે, પ્રિયા ત્યાં પણ થાય;
સમ પરિણામી સંયમ પાળી, સુર અનુત્તર માંય. ૪
તે નીસુણી સુધન વ્રત લેતો, લેતા બહુ નરનાર,
કેવળી પૃથ્વીચંદ્ર વિચરતા, પૃથ્વીતલ સુખકા;
એવા ગુણીજનના ગુણ ગાતાં, જીવન પાવન થાય. ૫
ઉઠી પ્રભાતે નિત નિત સમરું, દુરિત સવિ દૂર થાય,
કેવી અદ્‌ભુત જીવનગાથા, ભૂલી નહી ભૂલાય;
પુણ્ય-પુરુષનાં જીવન ગુણનાં, જિંહ્વા પાવન થાય. ૬
સૂરિશેખર શ્રી લબ્ધિસૂરીશ્વર, ગીતારથ કવિરાય,
પટ્ટપ્રદીપક શાસનદીપક, લક્ષ્મણસૂરીશ્વર રાય;
તસ શિશુ કીર્તિસૂરી ગુણ ગાવે, ઉતરવા ભવપાર. ૭
દોય સહસ અગ્યારની સાલે, નિપાણી ચઉમાસ,
ગુંથી ગુણ–પુષ્પોની માળા, કંઠે ઠવું ઉલ્લાસ;
ભવિજન ગાવે ધ્યાવે ભાવે, વર્તે મંગળમાળ. ૮

# અગીઆરમો સર્ગ

**જય અર્હન્મતાંભોધિ, ગાંભીર્યૈર્ગુણાલિશોભિતઃ ॥**
**ગૃહીત્વા શીલ રત્નાનિ, સંતઃ સ્યુઃ સુખિનો યતઃ ॥ ૧ ॥**

અર્થ :– જે અર્હન્મતરૂપી રત્નાકરમાંથી શીલરૂપ રત્નોને ગ્રહણ કરીને સુજ્ઞ પુરુષો સુખી થાય છે, તેતે ગાંભીર્યગુણોથી સુશોભિત એવો અર્હન્મતરૂપ અંભોધિ, સર્વોત્કૃષ્ટપણે વર્તે છે, અને વર્તો.

હવે તે દેવતા થયેલો કુસુમાયુધનો જીવ, એકવીશમે ભવે કયાં અવતર્યો ? તે કહે છે. કે જંબુદ્વીપના ભરતક્ષેત્રને વિષે વૈતાઢયથકી દક્ષિણ ભરતાર્દ્ધનામે ખંડને વિષે લક્ષ્મીથી મનોહર એવા કોશલનામે દેશને વિષે સુપાત્રદાન, સન્માન, ગીત, નૃત્ય, તેના અનેકભેદોથી, સ્વર્ગપુરીથી પણ શ્રેષ્ઠ અને શત્રુથી પણ જેનો પરાજય થઈ શકે નહિં, એવી એક અયોધ્યાનામે નગરી છે. જેની રચના, પહેલા આદિનાથ ભગવાનના રાજ્યની વખતે ઇંદ્રના કહેવાથી દેવતાઓએ કરેલી છે. તે અયોધ્યાનામે નગરીનું, અરિરૂપ કરીના વિદાર એમાં સિંહસમાન, સર્વ પ્રજાને પિતાસમાન, ધનદાનમાં ધનદ સમાન, શત્રુઓને ભયસમાન, સ્વાશ્રિતજનોને સુરદ્રુમ સરખો, એક હરિસિંહનામે રાજા રાજ્ય કરે છે. તે રાજાની, નેત્રરૂપ પદ્મોથી પરાભવ પમાડયાં છે પદ્મ જેણે અને ઇંદ્રાણીસમાન આહાર કરનારી, નિર્મલ એવા મુક્તાહાર વિગેરે આભરણોથી સુશોભિત એવી એક પદ્માવતી નામે સ્ત્રી છે. હવે જેમાં બીજા કોઈ શત્રુનો પ્રવેશ થઈજ શકતો નથી એવી તે નગરીના રાજ્યને ભોગવતાં, તે હરિસિંહરાજાનો કેટલોક કાલ, સ્વર્ગમાં જેમ દેવતાઓનો જાય, તેમ પસાર થયો.

હવે પૂર્વોક્ત સર્વાર્થસિદ્ધવિમાનને વિષે દેવતા થયેલો અને મહાપુણ્યવાન્ એવો તે કુસુમાયુધરાજાનો જીવ, ત્યાંથી ચ્યવીને તે પદ્માવતી રાણીના ઉદરસરોવરને વિષે રાજહંસની જેમ આવ્યો. ત્યારે તે રાણીએ શય્યામાં સૂતા સૂતાં રાત્રિના પાછલા પ્રહરમાં સ્વપ્નને વિષે દેવતાઓએ અને દેવીઓથી પૂર્ણ, એવું એક સુરવિમાન દીઠું. ત્યાં તો તુરત તે જાગી ગઈ. અને અને અત્યંત હર્ષાયમાન થઈ પોનાના સ્વામીની પાસે જઈ તે સ્વપ્નની વાત કહી આપી. ત્યારે તે રાજાએ કહ્યું કે હે પ્રાણપ્રિયે ! આ સ્વપ્ન તમને ઘણું જ ઉત્તમ આવ્યું છે, કારણ કે આ સ્વપ્નથી તમને મનોહર એવો પુત્ર ઉત્પન્ન થશે ? તે સાંભળી પ્રસન્ન થઈને તે શુભ-એવા ગર્ભનું પાલન કરવા લાગી. અને ગર્ભના પ્રભાવથી તે રાણીને જિનપૂજા, સત્પાત્રદાન, જીવદયાપાલન પ્રમુખ સારા પુણ્યકારી દોહદ ઉત્પન્ન થયા. તે સર્વ હરિસિંહ રાજાએ પૂર્યા. એમ કરતાં જ્યારે નવ માસ અને સાડા સાત દિવસ થયા, ત્યારે તે રાણીએ ઉત્તમદિવસે સબલ લગ્નમાં સ્વરૂપ તથા ગુણોથી અદ્ભુત એવા એક પુત્રને પ્રસવ્યો. ત્યારે તો તે રાણીની પ્રિયંગુલેખાનામે દાસીએ જઈ હર્ષથી હરિસિંહ રાજાને

વધામણી આપી, કે મહારાજ ! આપને ત્યાં મનોહર પુત્ર આવ્યો ? તે સાંભળી અત્યંત ઉલ્લાસ પામી રાજાએ તે દાસીને વધામણીમાં ઘણુંક દાન આપ્યું અને પછી પ્રેક્ષક લોકોને વિસ્મય થાય, એવો પુત્ર જન્મમહોત્સવ કર્યો યાચક લોકોને અતુલ એવાં દાન દીધાં અનુક્રમે તે પુત્ર જ્યારે એક માસનો થયો, ત્યારે તે પુત્રનું સારા મુહૂર્તમાં સ્વજનની સાક્ષીએ, તે પુત્રના જન્મથી પૃથ્વીમાં મોટો આનંદ ઉત્પન થયો છે, તેથી તેનું "પૃથ્વીચંદ્ર" એવું નામ પાડ્યું. પછી તે પુત્રનું પાંચ ધાત્ર માતાઓ સુંદર પાલન કરવા લાગી હવે તે પૃથ્વીચંદ્ર કુમારને આ એકવીસમા ભવમાં પૂર્વભવોપાર્જિત પુણ્ય સમુહનાયોગથી બાલ્યાવસ્થામાંજ જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું તેથી તેને પોતાના આગલા સર્વ ભવ નીહાળ્યા માટે તે ભવોમાં કરેલા ધર્મના પ્રતાપને જાણ્યો તથા તેમાં સંસારને અસાર જાણ્યો હતો, તે પણ જાણ્યું. તેથી તેને અલ્પાવસ્થામાંજ સંસારપર તીવ્ર વૈરાગ્ય થયો. પછી તે અનુક્રમે કામક્રીડાના કાનન સમાન યૌવન વયને પ્રાપ્ત થયો. તોપણ તેને સંસાર પર તથા પોતાના દેહ પર ખરો વૈરાગ્ય હોવાથી સરસ ભૂષણો, કેલિક્રિડા, હાસ્યવિલાસ, હસ્તીપર તેમ અશ્વપર બેસવું, ધનુર્વિદ્યાના અભ્યાસ, એ પ્રમુખ કાંઈ પણ સાંસારિક સુખ ગમતું નથી. વળી તે સ્નાન કરે છે, પુષ્પમાલા, અલંકાર વિગેરે ધારણ કરે છે તો પણ તે સર્વ, વ્યવહારમાત્રજ કરે છે. અર્થાત્ તે સર્વ રાગથી કરતો નથી ત્યારે તે રાગથી શું કરે છે ? તો કે માત્ર અરિહંતનાં ચૈત્યો, સાધુ, સાધ્વી, સાધર્મિકભાઈઓ વિગેરેની ભક્તિ કરે છે, તથા ધર્મકૃત્યમાં ઉદાસીનપણું રાખી, તે કામ પ્રભૃતિને હર્ષ કરે છે. આ પ્રકારના સંસાર ઉપર વિરાગી એવા પોતાના પુત્રને જોઈ, તેના પિતા હરિસિંહરાજા ચિંતા કરવા લાગ્યો કે અરે ! આ પુત્ર તો કોઈક મહાવૈરાગ્યવાન્ હોય, એવો લાગે છે. તો હવે તે, સંસારના લોભમા કેમ આસક્ત થશે ? અને હવે તેને હું સંસારસક્ત થવાનો શો ઉપાય કરૂં ? અને કેમ થશે ? એમ થોડીવાર ચિંતા કરી, પછી વિચારવા લાગ્યો કે હા, તેનો એક ઉપાય છે ખરો, તે શું ? તો કે તેને ઉત્તમ રૂપવાળી કેટલીક સ્ત્રીઓ પરણાવું ? કારણ કે જ્યારે તે સ્ત્રીઓને પરણશે, ત્યારે તેને તે સ્ત્રીઓજ વિષયાસક્ત કરશે. કહ્યું છે કે જે પુરુષને જ્યાં સુધી સ્ત્રીઓએ ભરમાવ્યો નથી, ત્યાં સુધીજ તે પુરુષ ધર્મી રહી શકે છે. એમ વિચારી રાજાએ તે પૃથ્વીચંદ્ર કુમારને પરણાવાનો નિશ્ચય કર્યો ત્યારે તેણે જયપુરગામમાં પોતાના સાલા જયદેવે રાજાને પોતાના મંત્રી સાથે કહેવરાવ્યું, કે કોઈ પણ આપણા કુલને ઘટે એવા મોટા રાજાની જો કન્યાઓ હોય, તો તમારા ભાણેજ પૃથ્વીચંદ્રને માટે તપાસ કરજો. તે સમાચાર મંત્રીએ આવી કહ્યા તે સાભળી જયદેવ રાજા ખુશી થઇ તેની તપાસ કરવા લાગ્યો. તેવામાં એક તેનો મિત્ર કોઈ મોટો કુલીન રાજા હતો, તેને કન્યાઓ હોવાથી કહ્યું, કે તમારી આઠ કન્યાઓ છે તે અમારા ભાણેજને આપો. તે સાંભળી તે બોલ્યો કે મારે એક લલિતસુંદરીનામે કન્યા છે, તેને તો તમારા ભાણેજને આપવાનો મારો પ્રથમથીજ વિચાર છે પરંતુ જ્યારે તમે કહેવા આવ્યા છો,

ત્યારે આ મારી બીજી આઠ કન્યાઓ છે, તો પણ હું તેનેજ આપું છું એમ કહી તે આઠે કન્યાઓ પૃથ્વીચંદ્રને વાગ્દાનથી આપી. પછી જયદેવ રાજા તે આઠ કન્યાઓને વિવાહ સામગ્રીસહિત પોતાના જયપુર ગામમાં લાવ્યો. અને તદનંતર તે કુમારના મામા જય રાજાએ પોતે પણ વિચાર કર્યો કે હુ પણ કનકાવતી પ્રમુખ મારી જે આઠ કન્યાઓ છે, તે પૃથ્વીચંદ્ર કુમારનેજ આપુ ? એમ વિચારી પોતે પણ તે કનકાવતી પ્રમુખ પોતાની આઠે કન્યાઓ પૃથ્વીચંદ્રને આપવાનો નિશ્ચય કર્યો પછી તે પૂર્વોક્ત લલિતસુન્દરી વિગેરે આઠે તથા પોતાની કનકાવતી પ્રમુખ આઠ એ સર્વ મળી સોલ કન્યાઓને તે કન્યાનાભાઈ તથા સૈન્ય સાથે લગ્નોપસ્કર સહિત અયોધ્યા તરફ મોકલાવી. તે કન્યાઓની જ્યારે આવવાની ખબર પડી, ત્યારે એકને હરિસિંહ રાજાએ મનોહર એવા ઉતારા આપ્યા. પછી તે રાજા, પોતાના પૃથ્વીચદ્ર કુમારને વિનવવા લાગ્યો કે હે વત્સ ! આઠ કન્યા કોઈક મોટા રાજાની, તથા આઠ તારા મામાની, એમ સોલ કન્યાઓ આપણી ઉત્તમકીર્ત્તિને લીધે અહીં તારી સાથે પાણિગ્રહણ કરાવા માટે તારા મામાઓ મોકલેલી છે, તો હવે આ તારા મનમાં વૈરાગ્ય તથા ઉદાસીનપણું છે, તે તું દૂર કર અને તે ઉત્તમ સોલ કન્યાઓ ઉત્સાહથી પાણિગ્રહણ કર અને હે પુત્ર ! ચિત્તને શાંતિ પણ એમ કરવાથીજ પડશે ? વળી હે સુત ! આમ તારા અત્યંત ગતરાગપણે રહેવાથી અમને મનમાં ઘણુંજ કષ્ટ થાય છે. હે પુત્ર ! તું જો તો ખરો. કે આ બીજા રાજાઓના કુમારો હાસ્ય, વિનોદ, લીલાશ્રૃંગાર પ્રમુખ કરી કેવો આનંદ લે છે ? તથા અશ્વપર હાથીપર રથપર બેસી કેવી મોજ મજા માણે છે ? અને અમારા મંદભાગ્યને લીધે તુ આવો ત્યાગી જેવો ક્યાથી થયો ? માટે હે કુલદીપક ! તે સર્વરાજકુમારોની જેમ તું પણ સુખનો ઉપભોગ કર, પોતાના પિતાનો આગ્રહ જોઈને તે પૃથ્વીચદ્રે વિચાર્યું કે મારા પિતાનો દુરાગ્રહ છે માટે મારૂં લગ્ન કરૂં તે થયા પછી આ કુલીન કન્યાઓ શુદ્ધધર્મમાર્ગમાં પ્રવર્ત્તાવીશ પરંતુ આ મારા પિતાના દુઃખદાયક ઉપદેશથી હુ ખાંભોધિ સમુદ્રના વિષસમાન વિષયોમા બીલકુલ આસક્ત થઈશ નહિં. એમ કરતાં કદાચિત્ હાલ જો હુ મારા પિતાને આ કન્યાઓ સાથે પરણવાની ના કહું, તેમને ઘણુંજ દુઃખ થાય ? એમ વિચારીને તે

કુમારે ઈચ્છા વિના તે સર્વ કન્યાઓની સાથે પરણવું કબૂલ કર્યું. ત્યાર પછી જોષી લોકોએ બતાવેલા સન્મુહૂર્ત્તને વિષે તે પુત્રનો વિવાહોત્સવ કરવા માડયો. તે કેવી રીતે ? તો કે, તે વિવાહના સમયે અયોધ્યા નગરીમાં આનંદ વિભોરથી વિવિધ શ્રૃંગારવાળા નરનારીના ગણો; જાણે સ્વર્ગમાથી દેવદેવીના સમૂહજ આવ્યા હોય નહિ ? તેમ શોભવા લાગ્યા. વળી તે વિવાહના સમયમાં ગીત, ઉત્તમનૃત્ય અને અનેક વાજિત્રાદિકથી ઉત્તમ અને અદ્ભુત એવી તે અયોધ્યા નગરીને જોઈને ચંચલ એવા આકાશગામી ખેચરો પણ ત્યાં સ્થિર થઈ ઉભા રહ્યા. વળી તે સમયે ગભીર એવા તૂર્યના નિર્ઘોષના પ્રતિશબ્દથકી આકાશ પણ મોટા ઉત્સવને વિસ્તારે છે. તે સમયમાં ત્યાં ઉછળતા એવા કર્પૂરપૂરના સુગધથી લુબ્ધ

થયેલા ભ્રમરાઓએ મંજુગ ગુંજારવોથી યુક્ત આખી નગરીને આનંદમય કરી દીધી. વળી અતિહર્ષિત થયેલી એવી તત્રત્ય સ્ત્રીઓના, લગ્ન સમયમા વરવધૂને આશીર્વાદ દેવાનાં ગાન કરેલા જે ગીતો, તેણે કરી તે નગર અત્યંત રમણીય લાગે છે. આ પ્રકારે જગતના મનને આનંદદાયક એવો વિવાહોત્સવ પ્રવર્ત્યો. ત્યારે જીત્યો છે કામ જેણે, તેથી નિર્વિકારી એવો તે પૃથ્વીચંદ્ર કુમાર, ચિત્તમા ચિંતવવા લાગ્યો, કે અહો ! અસાર એવા સંસારને વિષે આ મહામોહનો મહિમા તો જુઓ ! કે જે મોહમહિમાથી અજ્ઞાત છે તત્ત્વ જેને એવા પ્રાણીઓ ઘણીજ કદર્થનાને પામે છે. તેમ છતાં પણ તે મોહાવિષ્ટ થયા થકા તે પ્રાપ્ત થયેથી કદર્થનાને જાણતાજ નથી. તેથી આ ગીત, વાદ્ય, નૃત્ય, પ્રમુખને સુખ માને છે. પરંતુ જો ખરુ જોઈએ, તો જે આ ગીત છે, તે વૃથા બકવાદજ છે, અને વાદ્ય છે, તે કેવલ કાન ફોડવાનું સાધન છે, અને આ નૃત્ય જે છે તે ભાંડચેષ્ટાજ છે. શાસ્ત્રમાં પણ કહેલુ છે, કે જે ગીત છે, તે સર્વ વિલપિત છે એટલે સ્ત્રીવિલાપજ છે. સર્વ નાટ્ય છે, તે કેવલ વિટંબણા છે, તથા સર્વ કામ જે છે, તે દુઃખના દેવાવાલા છે વળી પુષ્પમાલા તથા આભરણ પ્રમુખ ધારણ કરી આ લોકો પોતાના શરીરને સુશોભિત કરવા ધારે છે, પરંતુ તે શરીર તો આભરણાદિકથી શોભતુંજ નથી. કારણ કે તે સ્વભાવથીજ અસુંદર છે? તો તે સ્વભાવથી અસુંદર એવું આ શરીર, વળી માલા તથા આભરણાદિકોના ધારણ કરવાથી સુંદર થાય ? ના નજ થાય. વળી તે સુંદર થાય નહિ એટલુંજ નહી, પરંતુ અમેધ્યપૂર્ણ અને કુત્સિત એવા તે શરીરના સંગથી માલા, અલંકાર, સુંદર વસ્ત્ર પ્રમુખ જે કાંઈ સારા પદાર્થો હોય છે, તે ઉલટા અપવિત્ર થઈ જાય છે વસા, રુધિર, માંસ, મેદ, અસ્થિ, મજ્જા, વીર્ય, અને વિષ્ટા. એ વગેરે અશુચિ પદાર્થોનું સ્થાનકભૂત એવું જે આ શરીર, તેમા વળી પવિત્રતા તે ક્યાંથીજ હોય ? ના નજ હોય જેના નવે નવ દ્વારથી ખરાબ પદાર્થો, સમગ્ર નગરના ખાલમાથી જેમ પાણી પ્રમુખ નિકળે, તેમ નીકળ્યાજ કરે છે. અને કેવલ માંસ વિગેરે અશુચિપદાર્થથી બંધાયેલા આ દેહને વિષે જે પવિત્રપણાનો સંકલ્પ કરવો, તે પણ મહામોહનીજ વિડંબના છે એમ જાણવું. વળી ગતસાર એવા સંસારમાં કોનો કોણ પુત્ર છે ? અને કોનો કોણ ભાઈ છે ? તેમ કોનો કોણ સ્વામી છે ? આ જગતમા તો લોકો કેવલ ખોટા એવા સંબંધીઓને માટે પ્રમુદિત થયા થકા અહોનિશ વૃથા આનંદ પામે છે. વળી જુઓ તો ખરા, કે આ મારા માતા પિતાને પણ કેવો મોહ થયો છે ? કે જે મોહથી મારામાં સ્નેહવાન્ થયાં થકા ઘણાજ ખેદને પામે છે ? અને વળી તે હજી આમને આમ કેટલા વર્ષ પર્યંત ખેદ કર્યાજ કરશે ? વળી આ કન્યાઓ પણ અત્યંત અજ્ઞાની દેખાય છે, કારણ કે જે પોતાનાં માતા પિતા વગેરેને છોડીને અહીં મારે માટે આવી છે ? જો તે જ્ઞાની હોત, તો વૃથા દુઃખી થવા અહીં શા સારું આવત ? માટે અહો ! આ સર્વ સંસાર બાજીગરની બાજી જેવોજ છે, તેથી વિજ્ઞાતતત્ત્વ જનોને તો આવા મોહમય સંસારમાં રહેવું ઉચિતજ નથી અરે ! તેથી પ્રથમ તો મારેજ આ સંસારમાં

રહેવું યોગ્ય નથી. અને હાલ દીક્ષા લેવી યોગ્ય છે પરંતુ તેમ કરવામાં પણ હાલ દુઃખ છે. કારણ કે હું જો પ્રવજ્યા ગ્રહણ કરીશ તો સ્નેહાતુર, તથા એક ક્ષણ પણ મારા વિરહને ન સહન કરનાર એવાં મારાં માતા પિતા ઘણાંજ દુખી થાય? તેમજ વળી દુરદેશથી મારી સાથે પાણિગ્રહણ કરવા આવેલી આ કન્યાઓને પણ અત્યંત દુખ થાય? અને વળી હાલમા દીક્ષા લીધેલો મને જોઈને મૂર્ખ લોકો નિંદા પણ કરે માટે હવે મારે તે શું કરવું? અરે! મારા પિતાએ જો મને લગ્ન કરવા વિષે દુરાગ્રહ ન કર્યો હોત તો હું દીક્ષા લઈ સયમશ્રીનું સુખ આજે ભોગવતો પણ હોત? એમ વિચાર કરી વળી પાછો વિચારવા લાગ્યો કે હા, એક મને ઉપાય યાદ આવ્યો. તે શુ? તો કે હાલ મારે દીક્ષા લેવી નહિ. મારા પિતાને તથા આ સોલ સ્ત્રીઓને ઉદ્બોધ કર્યા પછી તુરત દીક્ષા લેવી કારણ કે એમ કરવાથી મારું પણ સારું થશે? અને મારા માતા પિતા તથા આ પરણવા આવેલી સોળ કન્યાઓનું પણ સારુ થશે? અને જો હું હાલ દીક્ષા લઈશ, તો તો કેવલ મારુંજ સારું થશે. પરંતુ મારાં પિતાનું કે આ સ્ત્રીઓનુ સારુ થશે નહિં. માટે હાલ તો આ સંસારમાં રહેવું. અને આસક્તિ રહિતપણે રહેવાથી મારું કાંઈ બગડ્યું કહેવાય નહિં? એમ વિચાર કરી મહામહોત્સવે લગ્ન સમય થયો ત્યારે તે કન્યાઓનું કુમારે પાણિગ્રહણ કર્યું. પછી પોતે જે કાંઈ ધર્મ કૃત્ય પ્રતિદિન કરતો હતો, તે કૃત્ય કરવા લાગ્યો. તેવામાં તો રાત્રિ પડી. ત્યારે હરિણાક્ષી એવી પોતાની સોળ સ્ત્રીઓં સાથે મનોહર ગૃહમાં ગયો. ત્યાં જઈને તે કુમાર ભદ્રાસનપર બેઠો અને તે સર્વ સ્ત્રીઓ સન્મુખ રત્નના પાટલા પર બેઠી પછી તે સોળ સ્ત્રીઓએ વિંટ્યો એવો તે પૃથ્વીચદ્ર કુમાર, કેવો શોભે છે? કે જાણે તારામંડળે વિંટેલો કૌમુદીનો ચંદ્રમા હોય નહિં? એવો શોભે છે. પરંતુ જેમ રણસંગ્રામમા બખતર પહેરેલો યોદ્ધો શત્રુઓના બાણથી હણાય, પણ તે પોતાની કમણીય એવી કામનીઓના કટાક્ષથી કિંચિન્માત્ર પણ હણાતો નહિં. અને તે કુમારે સોત્કંઠ એવી તે સ્ત્રીઓની ઉપર કિંચિન્માત્ર કટાક્ષ પણ કર્યો નહિં. તે જોઈને વિદગ્ધ એવી લલિતસુંદરી નામે સ્ત્રીની દાસીએ અન્યોક્તિથી કહ્યુ કે—

લસત્કમલનેત્રાસુ, સરસાસ્વબ્જિનીષ્વપિ ॥
ક્ષિપેન્નહિ દશં હંસો, ન વિદ્મઃકારણં ચ કિં ॥૧॥

અર્થ :– કમલરૂપ છે નેત્રો જેને, તથા રાગવતી અને સરસ એવી કમલિનીઓને વિષે હંસ જે છે, તે દૃષ્ટિ નાખતો નથી. તેનું શું કારણ છે? તે હું જાણુની નથી. અર્થાત્ તેનો આમ બોલવાનો અભિપ્રાય એવો છે, જે આવી મનોહર તમે પત્નીઓ છો, તે છતાં પણ આ રાજકુમાર, તમારી સામી દૃષ્ટિ પણ કરતો નથી. આવો અભિપ્રાય દાસીનો સમજીને તે લલિતસુંદરીનામે સ્ત્રી બોલી કે, હે સખિ! જે ચતુર હંસ હોય; તે જલથી થયેલી વિકસિત પત્રવાળી પદ્મિનીઓની સામું જોવે છે પણ જડથી ઉત્પન્ન થયેલી વિકસિત પદ્મિનીની સામું જોતો તેથી. અર્થાત્ આ કુંવર અમારાથી મનોહર સ્ત્રીઓની સામી દૃષ્ટિ કરે, પણ

દૃષ્ટિ કરતો નથી આ અભિપ્રાય કહ્યો ત્યા તો કુમારના પિતાએ કુમાર, સ્ત્રીઓમાં સરાગ થાય છે, કે નહિ ? તે જોવા માટે મોકલેલો કુમારનો મિત્ર વિષ્ણુબટુક નામે બટુક બેઠો હતો, તે કહેવા લાગ્યો. કે હે કુમાર ! તમારો સર્વ પ્રચાર વ્યવહાર વૈરાગ્યમય દેખાય છે. માટે તે વૈરાગ્યનો ત્યાગ કરી આ તમારામા આસક્ત થયેલી સ્ત્રીઓને નિવૃત્તિ કરો. તે સાભળી પૃથ્વીચંદ્ર કુમાર કહે છે, કે હે બેટા ! આ વિષયાસક્ત સમગ્ર જીવ, સસારને વિષે જડ એવા કેશવબટુકની જેમ કદર્થના પામે છે. ત્યારે તો તે વિષ્ણુબટુકે પૂછ્યુ કે હે કુમાર ! તે જડ એવો કેશવબટુક કોણ હતો ? અને તેની કેવી રીતે કદર્થના થઈ ? તે કહો. તે સાભળી તે પૃથ્વીચદ્રકુમાર, મૂર્ખ એવા કેશવબટુકની કથા કહે છે.

પૂર્વે મથુરા પુરીને વિષે દુઃખિત એવો એક કેશવનામે બટુક રહેતો હતો. તે ભીખ માગી માડ માડ પોતાનુ ગુજરાન ચલાવતો હતો, તેને કુરૂપ, કુટિલ, કલહપ્રિય, એવી એક કપિલાનામે સ્ત્રી હતી કહેલું છે કે—

**પિંગાક્ષી કૂપગલ્લા ખરસદૃશરવા સ્થુલજંઘોર્ધ્વકેશી ॥**
**લંબોષ્ઠી દીર્ઘવક્રા પ્રવિરલદશના શ્યામતાલ્વોષ્ઠજિહ્વા ॥**
**શુષ્કાંગી સંહિતભ્રૂઃ કુચયુગવિષમા નાસિકાતીવ દીર્ઘા ॥**
**સા નારી વર્જનીયા પતિસુતરહિતા ભ્રષ્ઠશીલા ચ પુંસા ॥૧॥**

અર્થ — જે સ્ત્રીના નેત્ર પીળાં છે, ગાલમા ખાડા છે, ખરસમાન શબ્દ છે, સ્થૂલજઘાઓ છે, ઉચા કેશ છે, લાબા હોઠ છે, લાબુ મુખ છે, ખરબચડા દાંત છે, તાલવું, હોઠ, જીભ, એ ત્રણે શ્યામ છે, સુકાઈ ગયેલા અગો છે, બન્ને ભ્રમરો મળી ગયેલી છે, ઘાટઘૂટ રહિત સ્તન છે, દીર્ઘ નાસિકા છે અને પતિ તથા પુત્રથી રહિત છે, તથા ભ્રષ્ટશીલ છે તેવી સ્ત્રીનો ડાહ્યા પુરુષે તો ત્યાગજ કરવો. ॥૧॥ હવે તેવી કપિલાનામે સ્ત્રીની સાથે તે કેશવબટુનો અત્યત દુઃખમય એવો કેટલોક કાળ ગયો. એમ કરતાં તે કપિલા, ગર્ભવતી થઈ, ત્યારે તેણે કહ્યુ કે હે પતે ! મારી સૂવાવડમાં ઘૃત અને ગોળ જોઈશે, માટે તે ઘૃત ગોળ માટે ક્યાંઈકથી દ્રવ્ય કમાઈને લાવો ? ત્યારે કેશવ બોલ્યો, કે હે સ્ત્રિ ! હુ દ્રવ્યોપાર્જન કરવાનો કાંઈ ઉપાય જાણતોજ નથી, તો તે હુ ક્યાંથી લાવુ ? જો તું જાણતી હો, તો કહે ત્યારે તે સ્ત્રી બોલી કે જ્યા સુવર્ણની ખાણ હોય, તે સ્થળે જાઓ અને ત્યા કાંઈ ચાકરી વગેરે કરી સુવર્ણ ઉપાર્જન કરી લાવો તે સાભળી તરત તે ત્યાંથી ચાલ્યો તે જ્યા સુવર્ણની ખાણ હતી, ત્યા ગયો. અને ત્યાં જઈ ચાકરી વગેરે કરી ઘણું સુવર્ણ કમાણો કમાઈને જ્યા પોતાના ઘર તરફ ચાલ્યો, ત્યા તો તેને રસ્તામા એક ધૂર્ત ઈન્દ્રજાલિક મલ્યો, અને તેણે તેને પૂછ્યુ કે હે બટુક ! તમો ક્યા ગયા હતા ? અને ક્યાંથી આવો છો ? અને આ તમારી પાસે શુ છે ? ત્યારે તે કેશવે તેને ભોળપણથી બનેલી સર્વ વાત કહી આપી તેથી તે ધૂર્ત ઈન્દ્રજાલિકે જાણ્યુ જે અહો ! આ મૂર્ખની પાસે દ્રવ્ય દેખાય છે, માટે તે દ્રવ્ય, તેને કોઈ પણ રીતે ભોળવીને લઈ લેવુ, એમ

વિચારીને કેશવને ઠગવા માટે તે ઈન્દ્રજાલિકે સ્વવિદ્યાથી એક સ્વરુપવાન્ એવી કન્યા અને તથા તેનાં માતા પિતાને બનાવ્યા. ત્યારે તે કન્યા જોઇને મોહ પામેલા કેશવે તેના માતા પિતાને પૂછ્યુ, કે શું આ કન્યા તમારી છે?

ત્યારે તે કહે કે હા. ત્યારે કેશવે કહ્યુ કે તે કન્યા મને આપશો? ત્યારે તે બોલ્યાં કે જે હજાર સોનામહોર આપશે, તેને આ કન્યા આપીશું? પછી મોહ પામેલા તે બટુકે પોતાની પાસે જે કાંઈ સુવર્ણ હતું, તે સર્વ આપી દીધું. અને તે કન્યાનું તુરત પાણિગ્રહણ કર્યું. પછી તે કેશવને તે ધૂર્ત્ત ષડ્રસ યુક્ત ભોજન કરાવી ખૂબ પ્રસન્ન કર્યો, તેથી કેશવ ખુશી થઈ, અનેક વિચાર કરવા લાગ્યો કે અહો! અહી મને કેવી સારી સ્ત્રી તથા કેવું સારું ખાન પાન મળ્યું? એમ જ્યાં અનેક પ્રકારે વિચાર કરે છે, ત્યાં તો સાયંકાલ થવાથી તે ઇન્દ્રજાલિકે, તેના આપેલા સર્વ સુવર્ણને લઇને પલાયન પરાયણ થઈ ગયો. અને તે પછી થોડી વાર જ્યાં થાય, ત્યાં તો તે કન્યા કે, તેનાં માતા પિતા કે, તે ધૂર્ત્ત. એ સર્વમાંથી કોઈ પણ દેખાણાજ નહી ત્યારે તો તે બટુક, અત્યંત ખેદ પામી વિચારવા લાગ્યો કે અરે! મનોહર એવી મારી પ્રિયાનું કોણે હરણ કર્યું? અને મારું ધન પણ કોણ લઈ ગયો? પણ ફિકર નહિ, મારી સ્ત્રી તથા ધનનો લઈ જનારો ચોર જો પાતાલમાં ગયો હશે, તો ત્યા જઈને પણ હું લાવીશ? એમ અત્યંત ચિંતાજ્વરજ્વરિત અને ભૂખ, તૃષા, શીત, તાપ, તેણે કરી પીડાતો, અર્થહીન એવો તે કેશવ, તેઓને સર્વત્ર શોધવા લાગ્યો, પરંતુ તે કન્યાનો કે દ્રવ્યનો ક્યાંય પત્તો મળ્યો નહિ. ત્યારે પ્રથમની સ્ત્રી જે કપિલા છે, તેનુ હૃદયમા સ્મરણ કરી વિચારવા લાગ્યો કે અરે! મારી સ્ત્રીએ મને દ્રવ્ય કમાવા મોકલ્યો, તેથી તે દ્રવ્ય તો મને ઘણુજ મળ્યુ, પણ નવીન સ્ત્રીમાં મોહ પામેલો એવો હુ તે દ્રવ્યને હું વૃથા ખોઈ બેઠો? મૂર્ખજનો જે કાર્યને પોતે ક્લેશ ભોગવીને કરે છે, તે કાર્યના ફલનો ઉપભોગ, જે બુદ્ધિમાન્ પુરુષ હોય છે તે વિનાપ્રયાસે પ્રાપ્ત કરે છે. તો કે

જેમ દાંત છે, તે ખાધેલા ખોરાકને પ્રયાસથી લઈ ચાવે છે, અને તેના સ્વાદનો તો રસજ્ઞ એવી જીહ્વા જે છે, તે વિનાપ્રયાસે ઉપભોગ કરે છે અરે! મારી હિતૈષી, પ્રાણવલ્લભા એવી કપિલા, મારા દર્શન વિના કેમ કરતી હશે? અને તેના વિરહને મટાડવા હુ જાઉં તો ઠીક થાય? પરંતુ નિર્ધન એવો હું હવે જો ત્યાં જાઉ, તો મને જોઈ સહુ કોઈ હસે, તેથી મને લજ્જા આવે? માટે હવે તે હું શું કરુ? એમ વિચારી પાછુ વિચાર્યું કે હા, જ્યાં હું ગયો હતો ત્યાં જાઉ અને ત્યા જો ન જાઉ તો પછી વિરહાતુર એવી મારી પ્રિયા પાસે જાઉં? આવી રીતે વિચારરુપ હિંડોળામા ઝૂલતુ જેનુ મન છે એવો તે કેશવ, કોઇએક ગામ ગયો ત્યા રહેલા કોઈક દયાળુ માણસે તેને ભૂખ્યો જાણીને દયા આણી દહી અને ચોખાનું ભોજન કરાવ્યુ પછી ત્યાં એક વડ હતો, તેની નીચે જઈ સુતો. ત્યાં તો તેને સ્વપ્ન આવ્યુ. અને તે સ્વપ્નમા તેણે શું દીઠું? કે પોતાના ઘરની

નીચે ખોદતા પોતે એક રત્નોનુ ભરેલુ ઘર દીઠું અને તે ઘરનો પોતે માલીક થયો ત્યારે તો પછી તેના ઉત્સાહમા પોતે સગા વહાલાંને આમંત્રણ કરી જમાડચાં અને ત્યાં વળી નગરનાજનો મલ્યાં, તથા ગામનો રાજા પણ આવ્યો. અને પોતે જે સ્ત્રીને રસ્તામાં પરણ્યો હતો, તે નવીન સ્ત્રી પણ આવી પોતાની પ્રથમની કપિલાનામે જે સ્ત્રી હતી, તેણે પોતાનો ઘણો સત્કાર કર્યો. આ પ્રમાણે જયાં સ્વપ્નમા દીઠું તેવામાં તો કોઇએક રાસભ હતો, તે ભૂકવા લાગ્યો ત્યારે તેના શબ્દે કરી તરત તે જાગી ગયો. અને પછી વિચાર્યું કે અહો ! મારા ઘરમા અટલુ બધુ દ્રવ્ય છે, તે છતાં હું વળી આમ ભીખારીની શા માટે ફરૂં છું ? એમ વિચાર કરીને તુરત ત્યાંથી જ પોતાને ઘેર જવા પાછો વળ્યો. અને સ્વપ્નમાં જોયેલા પોતાના ઘરમાંથી નીકળેલા ધનથી અત્યંત ખુશી થઈ હસતો હસતો ઘેર આવ્યો. ત્યારે હસતે મુખે ઉતાવળથી ચાલ્યા આવતા પોતાના સ્વામીને જોઇને કપિલા સ્ત્રીએ વિચાર્યું જે અહો ! આ મારો સ્વામી ઘણુંજ દ્રવ્ય કમાઇને આવ્યો હોય, એમ લાગે છે. કારણ કે તેનું મુખ ઘણુ જ ખુશીમાં છે, તથા તે ઘણોજ ઉતાવળથી ચાલ્યો આવે છે એમ માની તે કપિલાએ પણ હર્ષે કરી તેની સ્નાન, ભોજન વગેરેથી ઘણી સેવા કરી. અને થોડી વાર પછી તેના ખડીયામાં દ્રવ્યની તપાસ કરવા લાગી, તો તેમાં તો એક કુટીકોડી પણ દીઠી નહિં. ત્યારે તો તે કપિલા ભટ્ટાણી મોટા આક્રોશ કરી બોલી કે તમે દ્રવ્ય કમાઈને લાવ્યા છો, તે કયા છે ? અને કેમ કયાંય દેખાતું નથી ? અને બતાવતા પણ નથી ? વળી તે દ્રવ્ય, મને છેતરીને મારાથી પણ છાનું રાખવું છે, કે શું ? તે સાંભળી કેશવ બોલ્યો કે હે પ્રિયે ! ફિકર ન રાખ. અને હર્ષ રાખ જે દ્રવ્યને જોઇને તારું મન પ્રસન્ન થાશે, તેટલુ દ્રવ્ય તું જોઇશ ? હાલ તો એક કામ કર કે કોઇક વાણીયાની દુકાનેથી આપણા સર્વ સ્વજનોને ભોજન પૂરું પડે, તેટલી સામગ્રીને મંગાવી મિષ્ટ એવી રસોઈ તૈયાર કરાવ. કારણ કે કાલે સવારે આપણા સર્વ સ્વજનોને આમંત્રણ કરી ભોજન કરાવીને એ સ્વજનોની તથા ગામના લોકોની અને રાજાની સમક્ષ, ચિત્તને ચમત્કાર ઉત્પન્ન કરે, એવું મારું ઉપાર્જિત કરેલું દ્રવ્ય તને દેખાડવુ છે ? તે સાંભળી કપિલા કહે છે, કે ત્યારે હાલજ દેખાડોને ? કે અમે જોઇએ તો ખરાં, કે તમો કેટલું ધન કમાઇને આવ્યા છો ? અને હે સ્વામીન્ ! તમારી ઉપાર્જન કરેલી મિલકતનાં જો મને દર્શન કરાવશો, તો હુ અત્યત ખુશી થઈશ ? અને વગી હાલ જે હું સ્વજનોને જમાડવા માટે ઘૃત, ગોળ વગેરે સામાન લાવીશ, તે માલના પૈસા આપવાની મને ધાસ્તી પણ મટશે, અને વળી મારા મનને શાતિ થશે ? આવા વચન સાભળી કેશવ બોલ્યો કે હે સ્ત્રી ! તું બીલકુલ ફીકર રાખ નહિં.

જયારે આપણા સ્વજનો જમીને અહિં આવી ઉભાં રહેશે, ત્યારે હું તને તુરત સર્વ મિલકત દેખાડીશ ! માટે જો તારે, મારા કમાયેલા દ્રવ્યનુ દર્શન કરવું હોય, તો તો મારા કહેવા પ્રમાણે સહુ સ્વજનને જલદી આમત્રણ કર, આવાં સગર્વ

વાક્ય સાંભળીને કપિલાને તેના બોલવા પર વિશ્વાસ આવ્યો, તેથી તેણે સહુ સ્વજનોને તે કેશવભટ્ટના નામથી આમંત્રણ દેવરાવ્યાં. અને તેથી ગામમા પણ એવી પ્રસિદ્ધિ થઈ કે કેશવભટ્ટ ઘણુંજ દ્રવ્ય કમાઇ આવ્યા છે, માટે તેના ઉત્સાહનું સહુ કુટુંબીઓને ભોજન કરાવે છે? હવે તે સર્વસ્વજનો, ભોજન કરવા માટે કેશવને ઘેર આવ્યાં. ભોજન કરવા બેઠાં. અને તે સૌએ આનંદથી ભોજન કર્યું. પણ ત્યાર પછી તે કેશવ, સૌ દેખે તેમ ધોતીયાનો કાછડો વાળી હાથમાં એક મોટી કોદાળી લઈને સ્વપ્નમા જોયેલી પોતાના ઘર આંગળની ભૂમિને ખોદવા લાગ્યો. ત્યારે તો તે સ્વજન વગેરે સહુ કોઈ ઉભા રહી પૂછવા લાગ્યા, કે હે ભાઈ! આ શુ ખોદવા માંડ્યું? ત્યારે તે કેશવ બોલ્યો કે આ પૃથ્વીની અંદર મારું સારભૂત દ્રવ્ય છે. ત્યારે લોકોએ પૂછયું કે અહીં ક્યારે, કેટલું, તથા કોણે દાટેલું છે? ત્યારે કેશવ બોલ્યો કે, તે કંઇ હું જાણતો નથી પરંતુ હું જ્યા દ્રવ્ય કમાવા ગયો હતો, ત્યાં રસ્તામાં એક ગામ આવ્યું હતું. તે ગામમાં એક વડ હતો, તો તે વડને સારો જાણીને તેની છાયા નીચે હું સૂતો હતો. ત્યાં સૂતાં સૂતાં મેં જોયું હતુ. ત્યારે તે લોકોએ પૂછયું કે જે વખતે તેં દ્રવ્ય જોયુ, તે વખત કેમ ન લીધું? ત્યારે તે જડ બોલ્યો કે હું જ્યાં લેવા તૈયાર થયો, ત્યાં તો મને કોઈક ગધેડે ભૂંકીને જગાડ્યો. આવાં સાંભળી સહુકોઈ કહેવા લાગ્યા કે અહો! આ કેશવ તો મહામૂઢ દેખાય છે. કારણ કે આ સર્વ સ્વપ્નમા જોયેલા દ્રવ્યને સત્ય માની તેને ખોદીને કાઢવા ઇચ્છે છે? એમ કહી મોટો કોલાહલ કરી પરસ્પર તાળી દઈ ખડ ખડ હસી તે કેશવને ધિક્કાર દઇ, સહુ કોઈ લોકો આલ્યાં ગયા ત્યારે તેની કપિલા સ્ત્રીએ પણ ક્રોધાયમાન થઈ ક્ષાર કાદવની મૂઠી ભરી, તેના માથા પર નાખી અને તેને ખૂબ ધિક્કાર્યો. તિરસ્કાર પામવા છતા પણ તે પાછો ખોદતો બંધ થયો નહિ. ત્યારે પછી ઘણું ખોદવાથી તે ઘરની એકદમ ભીંત પડી, તેથી તે કેશવની કેડ ભાંગી ગઇ. અને તે મહાદુર્દશાને પામ્યો.

આવાં વચન સાભળી પૃથ્વીચંદ્રની સર્વસ્ત્રીઓ લાજ મૂકીને ખડખડ હસવા લાગી. ત્યારે પૃથ્વીચદ્ર કુમાર બોલ્યો કે હે બટુક! તમે સાચું કહેજો. કે એ કેશવ બટુકનુ આ ચરિત્ર હાસ્ય કરવા જેવું છે, કે નહી? ત્યારે હાસ્ય કરતો એવા તે વિષ્ણુ બટુક બોલ્યો કે હે સ્વામીન્! હા, તે મૂર્ખ એવા કેશવબટુકનુ આ સર્વ ચરિત્ર હાસ્યસ્પદજ છે. પરંતુ હે કુમાર! આપને હું પૂછુ છુ, આ સંસારમા સર્વલોકો તે મૂર્ખબટુક સમાન છે, એમ કેમ કહેવાય? ત્યારે પૃથ્વીચદ્ર કુમાર કહે છે, કે હે બટુક! આ સંસારી જીવો જે છે, તે સર્વ કેશવ બટુક સમાનજ છે. કારણ કે તે પણ કેશવની પઠે કાર્યાકાર્ય, કે હિતાહિત કાંઈ જાણતાજ નથી વળી જુઓ તે મુર્ખ એવા કેશવની અને સંસારી જીવની તમને હુ સમાનતા કહું છું. કે આ સંસારી જીવ જે છે, કેશવની જેમ ચોરાશી જીવાયોનિભ્રમણરૂપ ભિખ માગવામા પોતાનો સર્વ કાલ ગમાવે છે. વળી સસારી જીવ, કર્મપરિણતિરૂપ કપિલા સ્ત્રીને વશ થઈને નૃદેહરુપ સુવર્ણભૂમિને પ્રાપ્ત થાય છે.

ત્યાં તે જીવને અકામનિર્જરાથી કાંઈક સુકૃતરુપ સુવર્ણ પ્રાપ્ત થાય છે. વળી તે સુકૃત કમાઈ જતાં તે જીવને કામરુપ ધૂર્ત એવો એક ઇન્દ્રજાલિક મળે છે. તે તેને વિષયવાસનારુપ કન્યા દેખાડે છે, તેમાં તે લુબ્ધ થઈને તેનું તે પાણિગ્રહણ કરે છે. ત્યારે તે કામરુપ ધૂર્ત ઇન્દ્રજાલિક તેનું સુકૃતરુપ સર્વ દ્રવ્ય હરી લે છે. પછી ગયું છે સુકૃતરુપ સુવર્ણ જેનું એવો તે જીવ; અપૂર્ણ મનોરથ થકો પાછો વળી તિર્યંચ, નર, નારકીપ્રમુખના ભવરુપ ગામોમાં ભમે છે. ત્યાં વળી કોઈક ભવરુપગામમા તેને ધર્માચાર્યરુપ દયાલુ મનુષ્ય, દયા લાવીને તપરુપ દહિં અને ભાત તેના દાનથી સ્વસ્થ કરે છે પછી પાછો તે જીવ, વડ સમાન પ્રૌઢ કુલને પામીને મોહરુપ નિદ્રામાં સુવે છે. ત્યાં તે સ્વપ્ન તુલ્ય એવા ભોગના પ્રિયયોગે કરી મોહ પામે છે. પછી તે કર્મપરિણતિરુપ કપિલાનું સ્મરણ કરતો થકો ઘેર આવે છે. અરે! હે બટુક! એ મોહનું માહાત્મ્ય તો જુઓ. આ જીવ, ગજ, વાજી, કોશ, ભૂમિ, ભૃત્ય, તેના પાલનરુપ સુખને વળી સુખ માને છે બહારથી જોવામાં મનોહર, અને અંદર રુધિર, માંસ, મળ, મૂત્ર, વિષ્ટા, પરુ, તેથી પૂરિત એવા યુવતીના અંગને વિષે મોહ પામીને કેવલ વિનાકારણ વિષ્ટાના કીડાની જેમ તેમાં રમે છે. વળી કામાનુરક્ત એવો આ સંસારી જીવ, ચર્મ, અસ્થિ, સ્નાયુ, તેણે બાંધેલું, અને નિરંતર ઘણુંજ શુદ્ધ રાખવાથી પણ સદા શ્લેષ્મ મેલથી યુક્ત, એવા લલનાના મુખને, શુદ્ધ અને સ્વચ્છ એવા શરદઋતુના ચંદ્રમાની સમાન કહે છે. વળી અધમનર, મુખથકી નિકળતા દુર્ગંધથી, થુંકથી તથા દાંતના મેલથી વ્યાપ્ત એવા કામિનીના અધરોષ્ઠને અમૃતવત્ મિષ્ટ માને છે. વળી ભોગાભિલાષી પુરુષ, હાડકાના દાંતને કુંદકલિકા સમાન માને છે વળી કામી જીવ, મહિલાના માંસની ગ્રથિરુપ બન્ને સ્તનોને કમકકલશ સમાન કહે છે. તથા મૂર્ખજીવ, ચર્મ અને અસ્થિ, તેના મઢેલા યુવતીના હાથોને કમલનાલની તુલ્ય કહે છે વળી કામાસકત જીવ, વિષ્ટા મૂત્રના ભાજન રુપ સ્ત્રીના ઉદરને વજ્રમધ્યની ઉપમા આપે છે. વળી વિષયવ્યગ્રજન, વિષ્ટાનિઃસરણનું સ્થાન અને નગરની ખાલ સમાન, એવા નારીના નિતંબને ગંગાપુલિનની તુલ્ય કહે છે. વળી કામાધ જીવ, લોહીમાસની રચેલી, હાડકાની નળીની બનેલી, બાળાની બે જંઘાઓને, કેલના સ્થંભ સમાન માને છે વળી કામુક પુરુષ, રત્નાદિ સાર શ્રૃંગારથી ભૂષિત અને મુનિજનને દુઃખરુપ એવા શ્યામાના શરીરને સુરસુંદરીની સમાન જાણે છે.

આ સંસારી જીવ પણ પૂર્વોકત મૂર્ખ એવા કેશવ બટુકની જેમ વિરાધનાજ પામે છે. તેથી આ વિતથ એવા સસારમાં કાંઈ સારજ નથી. આ પ્રમાણે કુમારનો કહેલો સદુપદેશ સાંભળીને નષ્ટ થયો છે સ્વરુપનો ગર્વ જેને એવી તે સ્ત્રીઓ વિચારવા લાગીઓ કે અહો! આ આર્યપુત્ર જે કાંઈ કહે છે, તે ખરેખરુ છે કારણ કે આ આપણા અંગમાં તેમના કહેવા પ્રમાણે કાઇપણ સુંદરત્વ નથી. કેવલ શ્વેતચર્મના ઢંકાવાથી ઉપરથી સુંદરપણું દેખાય છે પરંતુ વસ્તુતઃ જોતાં તો, આપણા અગમાં સુંદરત્વ નથી, તો વળી પુરુષના

અંગમાં પણ સુંદરત્વ ક્યાં છે? જેવાં આપણાં શરીર છે, તેવાંજ પુરુષનાં પણ છે. તેમ છતા પણ આ આર્યપુત્ર, કેવલ સ્ત્રીના દેહનેજ કેમ નિંદે છે? એમ જ્યાં વિચાર કરે છે, ત્યાં તો વળી પૃથ્વીચંદ્ર કુમાર બાલ્યા, કે હે બટુક! હાલ જે મેં કહ્યું, કે જે કામાસકત પુરુષ હોય છે, તે સ્ત્રીઓના શરીરને વૃથા સુંદર માની મોહ પામે છે. તેમ વળી સ્ત્રીઓ પણ કામાસકત થઈ પૂર્વોકત રીતે દેખવામાં સુંદર અને વસ્તુત. સ્ત્રીના અંગની જેમ દુર્ગંધવસ્તુથી ભરપૂર, એવા પુરુષોના શરીરને વિષે મોહ પામીને વિષકીટકની જેમ રમે છે. પરંતુ પુરુષના કરતાં સ્ત્રીમાં ચાર દોષો વધારે હોય છે. તેથી તે વધારે નિંદ્ય છે. તે ચાર દોષ કયા? તે કહે છે કે તેમા એક દોષ તો ઋતુનું આવવું, બીજો દોષ દુગર્ભનું ધારણ કરવું, ત્રીજો દોષ સુવાવડ થાય તે, અને ચોથો દોષ પ્રસવ થાય ત્યારે પૂર્વોક્ત ઋતુ વગેરે સર્વ દુર્ગંધ અને ખરાબ પદાર્થો દેખવામા આવે છે તે માટે તે સ્ત્રીના અંગમાં ચાર દોષો વધારે છે. એમ કહીને પાછા વળી તે કેશવ બટુકના દૃષ્ટાંત સાથે મેળવી કહે છે. કે હે બટુક! આ જીવ; કેશવની જેમ તેવા વિષય સુખરુપ નિધિને આ દેહરુપ ઘરને વિષે જોવે છે; અને તે વિષયસુખને કુચેષ્ટારૂપ કોદાળીથી નહિ કાઢ, તોપણ તે જીવ, તેઓનું માનતો નથી. ત્યારે પછી તે કુચેષ્ટારૂપ કોદાળીના પ્રહારથી ધર્મમર્યાદા રૂપ ભીંત તેની પર પડે છે. અને આ પ્રકારના દુર્નયે કરી અપયશરૂપ કચરાથી તે વ્યાપ્ત થઈ જાય છે. અને પછી કર્મપરિણુતિરુપ કપિલા સ્ત્રીથી હેલના પામે છે કટિ ભાંગવા સમાન સંસાર દુઃખમાં પડે છે. માટે આવા મુર્ખ એવા કેશવ બટુકની જેમ નિર્વિવેકી એવા સંસારી જીવન ચરિત્રને જોઈને કોના હૃદયમાં વૈરાગ્ય ન થાય? અર્થાત્ જરૂર થાય.

આ પ્રકારનાં તે કુમારનાં વચન સાંભળી તે કુમારને મધ્યસ્થ એટલે નિષ્પક્ષપાતી માની તથા સંસારની પણ અસારતા જાણી, તે સર્વસ્ત્રીઓ સંવેગરંગરંગિત થઇ ગયો. અને કહેવા લાગી કે આપે એ સર્વ સાચુંજ કહ્યુ પરંતુ હે આર્યપુત્ર! તે સંસારનો ત્યાગ કયા ઉપાયથી થાય? તે કૃપા કરી કહો. ત્યારે પૃથ્વીચંદ્રકુમાર બોલ્યો કે હે ભાઈઓ સાંભળો કે તે સંસારત્યાગનો ઉપાય તો એક ધર્મ, અને બીજું સુગુરુનું સેવન એ બેજ છે. તેમાં ગુરુ પણ કેવા જોઈએ? કે જે સંસારના ભોગસુખમા લિપ્ત ન હોય? તે સાંભળી સ્ત્રીઓ બોલી કે હે પ્રભો! તેવા તો આપજ અમોને ધર્મપ્રબોધ કરનારા ગુરુઓ છો. અને હે વિભો! અમો "પણ આ સ્ત્રીઓ પૃથ્વીચંદ્રકુમારની છે" તેવા શબ્દે કરી કૃતાર્થ થયા છીએ.

હવેથી અમારી સર્વ ભોગતૃષ્ણા પણ ગઈ છે તે માટે હવે હમણાંજ અમોને તે ઉત્તમ એવા જિનધર્મની પ્રાપ્તિ કરો વળી હે આર્યપુત્ર! આપને પણ હવે આ સળગેલા ઘર સમાન સંસારમાં રહેવું ઉચિત નથી. આપ સર્વધર્મના તત્ત્વને જાણો છો, તો ત્યાં આપને અમો અજ્ઞાની શુ કહીએ? આ પ્રમાણે પોતાની સર્વસ્ત્રીઓને બોધ પામેલી જોઈને તે કુમાર, અત્યંત પ્રસન્ન થઈ કહે છે, કે હે ભદ્રભાવી સ્ત્રીઓ! તમારો વિવેક ઘણોજ

શ્રેષ્ઠ છે, તેથી તમોને કાંઈ ધર્મની પ્રાપ્તિ થવી દુર્લભ નથી. જેના હૃદયમાં ધર્માસ્તિકત્વ હોય છે, તેની સત્કુલ લાભ વગેરે સર્વસામગ્રી સફલ થાય છે, અને તેને મોક્ષ પણ સુલભ થાય છે. તે માટે હે સ્ત્રીઓ ! આપણે સર્વે, જીંદગી પર્યંત ધર્મસાધનના અવસરને એટલે ગુરુ સામગ્રીને પામીએ ત્યા સુધી સંતુષ્ટ, સત્યવકતા, દયામાં તથા નમસ્કારમાં તત્પર ધર્મનિષ્ઠ થઈને સંસારમાજ રહીએ, કબૂલ કર્યું અને તે સર્વે ધર્મતત્પર થઇ ધર્મ આરાધના કરે છે.

હવે આ બનેલી હકીકત ત્યાં બેઠેલા વિષ્ણુ ભટ્ટકે આવી કુમારના પિતા હરિસિંહ રાજાને કહી દીધી. તે જાણીને તે રાજા ચિંત્તવવા લાગ્યા કે અરે ! આ મારા પૃથ્વીચંદ્ર કુમારને સ્ત્રીઓ પણ વશ કરી શકી નહિં. અને તે સ્ત્રીઓ ઉલટી તેનાથી બોધ પામી. માટે હવે તે મારે શું કરવું ? પણ હા, એક બીજો ઉપાય છે ખરો. તે શું તો કે તેને આ મારા સમગ્ર રાજ્યની યોજનામાં નાખુ, તો તેને તે રાજ્યખટપટ કરવી પડે, તેથી તેમાં વ્યગ્રચિત્ત થવાથી તે ધર્મનો ત્યાગ કરે? એમ વિચારીને તે હરિસિંહ રાજાએ કુમારની સ્ત્રીઓ સર્વ બોધ પામી તેનો તથા તે કુમારને રાજ્યગાદી પર બેસાડવાનો વિચાર પોતાની પદ્માવતી સ્ત્રીને કહી. ત્યાં તો તે સ્ત્રીએ કહ્યુ કે હે સ્વામિનાથ ! આજ રાત્રિને વિષે મને સ્વપ્ન આવ્યું તે સ્વપ્નમાં મેં એવું દીઠુ કે જાણે હર્ષિત થયેલા દેવે આપણે પૃથ્વીચંદ્ર કુમારને મહામહોત્સવથી રાજ્યાસન પર બેસાડયો તેવામાં તો કાંતિથી ભરપુર અને પ્રકાશમાન એવો તે કુમાર, ત્યાંથી ઉઠીને એક પ્રસાદપર બેઠો, ત્યાંથી વળી પાછો તે કુમારને તે દેવે તેજ, સિંહાસન પર બેસાડયો તેવામાં તો હું જાગી ગઇ. તે સાંભળી રાજાએ વિચાર્યું જે પૃથ્વીચદ્ર કુમારને રાજગાદીપર બેસાડવાનો મારો વિચાર તો છેજ, તેમાં વળી રાણીને આવું સ્વપ્ન આવ્યું, તેથી હાલ કુમારને ગાદીપર બેસાડવાથી તેનો પ્રૌઢ પ્રતાપ થશે. તે માટે તેને સાપ્રતજ રાજ્યાસનારુઢ કરવો. એમ જ્યાં વિચાર કરે છે, ત્યાં તો પ્રતિદિનની રીત પ્રમાણે કુમાર, પ્રાતઃકાળમાં પોતાનું સર્વ ધર્મ કૃત્ય કરીને પોતાના પિતાના પાદવંદન માટે ત્યાં પિતા પાસે આવ્યો. ત્યારે પ્રસન્ન થયેલા પિતાએ આસન આપ્યું, તેથી તે તેની પર બેઠો. ત્યારે તેને તેનો પિતા આદર સહિત કહેવા લાગ્યો કે હે વત્સ ! અમારે તમારા જેવા સત્પુત્ર છે, તેથી અમો ભાગ્યવાન ગણાઇએ છીએ, કારણ કે ઉંબરાના વૃક્ષને જેમ પુષ્પ દુર્લભ હોય છે. તેમ અમારા પ્રાચીન પુણ્યના યોગથી તારા જેવો પુત્ર અમને ઉપલબ્ધ થયો છે. હે પુત્ર ! સાગર જેમ ચંદ્રમાને જોઈને આનંદ પામે છે, તેમ ચંદ્રમા સમાન ઉજ્જવલ એવા તમને જોઈને સમુદ્રની જેમ અમો આનંદ પામીએ છીએ. પરંતુ હે નંદન ! અમને વિશેષ અને વચનાતીત હર્ષ તો ક્યારે થાય, કે જ્યારે મેઘાડંબર છત્ર અને શ્વેતચામરોથી સુશોભિત તથા મનોહર અને પ્રૌઢ એવા હાથી પર બેઠેલા સર્વ સેવકોથી વિંટેલા, અને અટ્ટાલિકા પર ચડેલી એવી પુર જનની

સ્ત્રીઓએ જોયેલા, તથા જોવા આવેલા માણસોની ભીડથી સંકુચીત એવા રાજમાર્ગમાં ચાલતા એવા તમને જોઈએ ?

માટે હે વત્સ ! તમે આ આપણા રાજ્યને સ્વીકારી વૃદ્ધ એવાં અમને અપ્રમિત એવા આનંદદાનને આપો. આવાં વચન સાભળી દાક્ષિણ્યનિધિ એવો તે કુમાર, કહેવા લાગ્યો કે અહો ! મારી પર પુત્રપણાનો સ્નેહ હોવાથી મારાં માતા પિતા તો મને રાજ્યાસન પર બેસવા કહે છે. પરંતુ મારા જેવા વિષયોન્મુખ પ્રાણીને તે રાજ્યાસન પર બેસવું વિરુદ્ધજ છે. જેમ હિમાલય તરફ જવા ઇચ્છતા જનને દક્ષિણમાર્ગ તરફ ચાલવું અનુચિત છે ? પણ ગાઢસ્નેહવાળાં મારાં માતા પિતાનો તે રાજ્યાસન પર બેસાડવાનો અત્યંત આગ્રહ છે તો હવે હું શું કરું ? તેમજ વળી માતા પિતાનું વાક્ય ડાહ્યા પુરુષોએ માનવું પણ જોઈએ. તે માટે મારે એમ કરવું, કે જ્યાં સુધી ગુરુનું આગમન ન થાય, ત્યાં સુધી રાજ્યાસન પર રહેવું. અને પછી મારે મારું ધાર્યું કરવું ? એમ વિચારીને તે કુમાર કહેવા લાગ્યો, કે હે પિતાજી ! આ આપનું વચન હું કબૂલ કરું છું. કારણ કે મુજ કિંકરથી આપની આજ્ઞા ઉલ્લંઘન થાય નહિં ? પરંતુ હું આપને કહું છું, કે આવા મોટા રાજ્યભાર ઉપાડવામાં હું કાયર પુરુષ યોગ્ય નથી. પછી આપની મરજી ? તેવાં વચન સાંભળી રાજા બોલ્યો કે અહો ! હે પુત્ર ! તમારો કેવો વિનય છે ? અને કેવી સમજણ છે ? એમ કહી અત્યંત ખુશી થઈને તેના મસ્તક પર હાથ મૂકી તે મસ્તકનું ચુંબન કરી સારા મુહૂર્ત્તને વિષે હરિસિંહ રાજાએ તે પૃથ્વીચંદ્રકુમાર પર રાજ્યાભિષેક કરાવ્યો. અને પોતાના રાજ્યાસન પર સ્થાપિત કર્યા. ત્યારે ત્યાં મોટો આનંદ થવા લાગ્યો.

**રાજરાજોજયત્યેવ, પ્રવૃત્તોબંદિજો ધ્વનિઃ ॥**
**વાદિતાનિ સુતૂર્યાણિ, નૃત્યંતિ સ્મ પણાંગનાઃ ॥૧॥**
**સંપદો બહુધાડયાતા, પુર્યાં વૃત્તામહોત્સવઃ ॥**
**પૃથ્વીચંદ્રનૃપં પ્રેક્ષ્ય, પિતરૌ મુદિતૌ ભૃશમ્ ॥૨॥**

અર્થ :– તે સમયે બંદિલોકોનો તણા ચોબદાર લોકોનો "રાજરાજેશ્વર એવા પૃથ્વીચંદ્રકુમારનો જય થાઓ" એવો શબ્દ થયો. અને સર્વજાતિનાં વાદ્યો વાગવા લાગ્યાં. તથા વારાંગનાઓ નૃત્ય કરવા લાગી ॥૧॥ વળી માંડલિક રાજાઓનાં અનેક પ્રકારના ભેટણાં આવ્યાં. અને તે અયોધ્યા નગરીને વિષે મહા મહોત્સવ વરતાયો તે પૃથ્વીચંદ્રકુમારને રાજ્યાસન પર બેઠેલો જોઈને તેનાં માતા પિતા અત્યત પ્રસન્ન થયા ॥૨॥ હવે તે પૃથ્વીચંદ્રરાજા, રાજ્યલક્ષ્મીને વિષે અલુબ્ધ છે, તો પણ પોતાના પિતાની પ્રસન્નતા માટે જેમ ઘટે, તેમ રાજ્ય વહીવટ ચલાવે છે પરંતુ તે રાજ્યાસન પર રહેલો કુમાર, કોઈ પંખી જેમ પાંજરામાં પડ્યું હોય; હાથી જેમ ખાડામા પડયો હોય, તથા મૃગ જેમ આહેડીના કરેલા પાશમાં પડયો હોય અને તેઓ જેમ છુટવા માટે વ્યાકુળચિત્ત થાય, તેમ વ્યાકુલચિત્ત થાય છે. અને વિચારે છે, કે અરે ! ક્યારે મને ગુરુ મળે, અને ક્યારે

આ હું રાજ્ય ખટપટમાંથી છૂટું ? અને વળી તે કુમાર, પોતાના દેશમાં સર્વત્ર અમારીનો પટહ વગડાવે છે. બંદીલોકોને બંદીખાનેથી છોડી મૂકે છે. વ્યાપારીનાં દાણુ મૂકાવે છે. જ્યારે તે કુમાર રાજા થયો, ત્યારે સર્વજન શાંતવૃત્તિવાળા થયાં, અને તે સારો ધર્મિષ્ઠ રાજા હોવાથી તે નગરીનાં સર્વ લોકો વિકથાનો ત્યાગ કરી ધર્મકથા કરવા લાગ્યાં. કહેલું છે, કે "યથા રાજા તથા પ્રજાઃ" જેવો રાજા હોય, તેવી પ્રજા પણ થાય છે

હવે વિજય વિમાનમાં પૃથ્વીચંદ્રના જીવ સાથે દેવતા થયેલો જે જયસુંદર કુમારનો જીવ હતો, તે કયાં અવતર્યો ? તથા તેનું શું થયુ ? તે કહે છે. કે એક દિવસ કોઇ એક **સુધનનામે સાર્થવાહ** છે, તે મોટુ કૌતુક જોવા સારુ તે પૃથ્વીચંદ્ર રાજા પાસે આવવા માટે તેને દરવાજે ઉભો રહ્યો. ત્યારે દ્વારપાલે આવી પૃથ્વીચંદ્ર રાજાને વિનંતિ કરી કે, મહારાજ ! કોઇ સુધનનામે સાર્થવાહ આવેલો છે, તે દરવાજામાં ઉભો છે, જો આપ આજ્ઞા કરો, તો તેને અહીં આવવા દઉં ? તે સાભળી કુમારે હુકમ કર્યો કે તેને આવવા માટે આમંત્રણ આપો ત્યારે પ્રફુલ્લિત જેનું મુખપદ્મ છે એવો તે સુધન પ્રતિહારની રજાથી રાજસભામાં આવી પૃથ્વીચંદ્રને પ્રણામ કરી ફાટક પોતે ભેટણું લાવ્યો હતો, તે તેમની સમીપે મૂકીને સન્મુખ બેઠો. ત્યારે તે પૃથ્વીચંદ્રે તેનું સન્માન કરી તેને કહ્યુ કે તમારે કાંઈ જે વિજ્ઞપ્તિ કરવી હોય તે કરો. તે સાભળી સુધન બોલ્યો કે હે દેવ ! મારા ગામમા એક આશ્ચર્યકારક ઉત્તમ વૃત્તાત બન્યું છે. તે ઉત્તમ વૃત્તાંતને જોઈને અત્યંત વિસ્મય રસથી પૂર્ણ થયેલું મારુ હૃદય, જાણે હાલ ફાટી જાશે શું ? એમ થયું છે. તેથી તે વૃત્તાંત કહેવા જેવું છે ખરું, પણ તે કહેવાને હું શકય નથી તો પણઆપના દર્શન કરવા આવેલો છું, તેથી તે વાતનુ યત્કિંચિત્ તત્ત્વ કહુ છું તે સાંભળો; ત્યારે પૃથ્વીચદ્રે કહ્યુ કે હે ભાઈ ! તેવુ વૃત્તાંત કોનું છે ? અને શુ છે ? તે કહો ત્યારે તે સુધન સાર્થવાહ કહેવા લાગ્યો કે, તે એક તો મેં મારા નગરમાં જોયું છે અને બીજુ વળી અહીં આપને ત્યાં થવાનુ છે એમ સાંભળ્યું છે ત્યારે પૃથ્વીચદ્રે કહ્યું કે જે કૌતુક ત્યાં તમારા ગામમા જોયું તે કેવુ છે ? તે કહો. ત્યારે તે કહે છે.

હે દેવ ! કુરુદેશનુ ભૂષણ. સ્વર્ગથી સુદર, મણિજડિત મદિરવાળું, સુવિસ્તીર્ણ છતાં પણ વ્યાપારીજનોથી સંકીર્ણ, નરભટાદિથી મનોહર, એવુ એક ગજપુર નામે નગર છે. અને તેમાં હું રહુ છું. ત્યા નિર્મલ એવા ચિત્તથી તથા ધનથી નિર્ગર્વ, અને રત્નાદિકનો સંચયવાળો, એવો કોઈએક રત્નસચય નામે શ્રેષ્ઠી રહે છે તેની વિકસિત એવા પદ્મના પત્ર સમાન નેત્રવાળી, લક્ષ્મીસમાન લક્ષણયુક્ત, રસરુપજલની તલાવડી, ગતિએ કરી હંસ જેવી એક સુમંગલા નામે સ્ત્રી છે. તે સ્ત્રી એ રત્નસંચય પુરુષનેજ જોઇયે, તેમ એ સ્રીને એ રત્નસંચય પુરુષજ જોઈએ, તેમ ઘણી વાર સુધી વિચારીને જાણે વિધિયે તે બન્નેનો સબધ કર્યો હોય નહિ ? એવા બન્ને છે હવે અર્થ, કામમા રત અને પુત્રની ઈચ્છા કરતા, એવા તે દંપતીને જાણે પ્રત્યક્ષ પુણ્યનો રાશિજ ઉપલબ્ધ થયો હોય તેમ

તેવો એક પુત્ર પ્રગટ થયો. વિજયવિમાનમાં દેવતા થયેલો **જયસુંદર કુમાર** હતો તે અવતર્યો. ત્યારે તે શ્રેષ્ઠીએ હર્ષથી સર્વ નગરને આશ્ચર્ય થાય અને આખા વિશ્વને વિસ્મય પમાડે એવો પુત્રજન્મ મહોત્સવ કર્યો. તે પુત્ર, જ્યારે ગર્ભમાં આવ્યો હતો, ત્યારે તેની માતાએ સ્વપ્નમાં આખા સમુદ્રનુ પાન કર્યું હતુ, તેથી તે સ્વપ્નને અનુસારે તે પુત્રનું **"ગુણસાગર"** એવું નામ પાડ્યું, તદનંતર તે પુત્રનું પાંચ ધાવમાતાથી પાલન કરવા માંડ્યું અને જ્યારે તે જરા મોટો થયો, ત્યારે તેને સર્વ કલાઓનો અભ્યાસ કરાવ્યો. પછી અનુક્રમે તે કુમારને તરુણીજનનું જીવનભૂત અને લાવણ્યનુ સ્થાનક. એવું તારુણ્ય પ્રાપ્ત થયું. ત્યારે તો તે સુશીલ એવા કુમારને બાલા, શ્યામા, અને પ્રૌઢા એવી સ્ત્રીઓ, કામવિકારથી જોવા લાગી, તો પણ તે કુમાર નિર્વિકારી હોવાથી, યત્કિંચિત્પણ કામાસક્ત થયો નહિં. જેમ પદ્મ છે, તે જલમાં રહે છે, પરંતુ તે જલથી લિપ્ત થતું નથી તેમ તે લિપ્ત થયો નથી. હવે એક દિવસ તે નગરમાં ઉત્તમ, ગુણાઢ્ય અને વિશિષ્ટ, અતિ રુપવાળી જાણે આઠ દિક્કન્યાઓજ હોય નહિં ? એવી મનોહર, અને ગુણસુંદરીનામે કન્યા જેમા મુખ્ય છે, એવી તે ગામના રહેવાસી કોઈક આઠ શ્રેષ્ઠીઓની આઠ કન્યાઓ રહે છે. તે એક દિવસ આઠે કન્યાઓ એક સ્થાને રમતી હતી. ત્યાં તે કન્યાઓએ પોતાના મિત્રની સાથે રાજ્યમાર્ગમાં ચાલ્યા જતા, મનોહર એવી આકૃતિવાળા, રુપથી સુંદર એવા તે ગુણસાગર કુમારને દીઠો. તે જોઈને તુરત તે આઠે કન્યાઓ કામવ્યાપ્ત થઈ ગઈ. અને પછી તે આઠે કન્યાઓએ ત્યાને ત્યા એવી પ્રતિજ્ઞા કરી કે આપણે જો વરવો, તો આ પુરુષનેજ વરવો. પરંતુ બીજા કોઈને વરવો નહી. એમ પ્રતિજ્ઞા કરી તે સર્વ કન્યાઓ પોત પોતાને ઘેર આવી. અને પોતાની જે પ્રતિજ્ઞા હતી તે પોત પોતાના પિતાને કહી આપી. તે સાભળી તે સર્વ કન્યાઓના પિતાઓએ ખુશી થઈ તે વાત ગુણસાગર કુમારના પિતા રત્નસંચયને કહી. અને વળી કહ્યું કે અમો આઠે જણ, અમારી આઠે કન્યાઓને તમારા પુત્રને આપવા આવ્યા છીએ. તે સાભળી રત્નસંચય શ્રેષ્ઠી કહેવા લાગ્યો, કે અહો શેઠીયાઓ ! આ સંબંધ તો જેમ પાનની સાથે સોપારીનો સબંધ થાય તેવી રીતનો ઉત્તમ છે. અને તમો જ્યારે તમારી કન્યાઓને મારા પુત્રને આવવા આવ્યા છો, ત્યારે તો તે સબધ કરવાની હું શા માટે ના કહું ? માટે તે વાતની હુ હા કહુ છું. ત્યારે પછી કન્યાઓનો ગુણસાગર સાથે સબંધ કર્યો. અને પછી પરસ્પર, ઉત્તમ લગ્ન જોવરાવી લગ્ન કરવાની ધામધૂમ કરવા લાગ્યા. હવે તેવામાં શું બન્યું ? કે

એક દિવસ ગુણસાગર કુમાર પોતાના ઘરની બારીમા બેઠો બેઠો પુરની શોભા જોતો હતો, તેવામા તેણે તપે કરી સર્વ શરીર જેનું કૃષ્ય થઈ ગયું છે, આખો જેની ઉંડી જતી રહી છે અને ગોચરી માટે જતા, એવા કોઈ એક મુમુક્ષુ મુનિને જોયા. તેને જોઈને તે કુમાર, મનમા વિચાર કરવા લાગ્યો કે અહો ! આ મુનિનો વેષ અત્યંત સુંદર છે. તથા ધૂસર પ્રમાણ દૃષ્ટિ રાખી ચાલ્યા જાય છે. તેમ

તેની સર્વ ઇન્દ્રિયો કેવી સુગુપ્ત છે? તેમની ગતિ પણ મંદ છે. આવો વેષ, મેં પણ કોઈક ભવમાં અનુભવ્યો હોય? એમ લાગે છે. એમ વિચાર કરતા તે ગુણસાગરને તુરત અત્યંત મુર્છા આવી ગઈ. તે જોઈને સભ્રાંત જેનાં ચિત્ત છે એવો સર્વ મિત્રવર્ગ એકદમ દોડી, ઠંડુ જળ લાવીને તે ગુણસાગર પર છાંટવા લાગ્યો. અને તેને શીતલ એવા ચંદનનો લેપ કર્યો. તથા તાડના પંખાથી પવન નાખ્યો. આમ એક સુશ્રુષા કરવાથી તે કુમાર સ્વસ્થ થયો. ત્યારે દુઃખિત થયેલા તેના માતા પિતા વગેરે, તેને પૂછવા લાગ્યાં કે હે પુત્ર! આમ અકસ્માત્ તને શું થયું? શું તારું યુવાનવય હોવાથી આ ઘરની બારીમાથી કોઈ યુવતી સ્ત્રીને રસ્તામાં ચાલતી જોઈને કામાતુર થવાથી તને મુર્છા આવી? કે શુ સામંતની અથવા મંત્રીની કન્યા જોઈને મુર્છા આવી? કે શું થયુ? તે કહે અને હે પુત્ર! જે કારણથી તારા મનમા દુઃખ થયું હોય, તે કહે. અને તું જેમ કહીશ, તેમ હું કરી આપીશ? તે સાભળી ગુણ સાગર કુમાર બોલ્યો કે હે પિતાજી! મોહના ઔત્સુકયથી સુખને દેનાર, અતિ મૂર્ખજનને પ્રિય, દુઃખના મૂલભૂત, એવા ભોગને વિષે તો રોગની જેમ મારૂં મન, કોઇ દિવસ આસક્ત થતુ જ નથી. કારણ કે મે પૂર્વે ઘણાં સુખો, દેવ લોકોને વિષે ભોગવ્યાં છે, તો પણ હજી મારી તૃપ્તિ થઇ નથી. તો તુચ્છ એવા આ લોકના ભોગથી તો શુ તૃપ્તિ થવાની છે? કઈજ નહિ અર્થાત્ દેવલોકના ભોગો મારા મનને હરણ કરી શકયા નહીં તો વળી આ બીભત્સ એવા મનુષ્ય-ભોગો, તે શું મારા મનને વશ કરી શકશે? અને જે કોઇ કાલે અમૃતનું પણ પાન કરતા નથી, તે શુ વિષનું પાન કરશે? અને હે પિતાજી! તમો મારા મનોરથજ પૂરવાની ઈચ્છા કરતા હો, તો મને આપ આનંદથી શ્રામણ્ય લેવાની રજા આપો. કે જેથી હું મનોહર એવા શ્રામણ્યને સ્વીકારૂ? હે તાત! હાલ રસ્તામાં ગોચરીએ જતાં એવા મુનિને જોઇને પૂર્વ ભવોમાં જે મે ઘણું કાળ ચારિત્ર પાળ્યુ છે. તે મને હાલ સ્મરણ થઇ આવ્યું છે તેથી હવે આ ગહન એવા સંસારના વિષે એક ક્ષણ વાર પણ હું રહેવાને શકય નથી. જેમ શ્વેતપક્ષવાળો હંસ છે, તેને જો માનસરોવરનો યોગ મળે, તો પછી તે કોઈ દિવસ બીજા પદાર્થનું અવલંબન માગે? ના નજ માગે. અને વળી તે માનસ-રોવરને મૂકીને પોતાની ઉત્તમવર્ણવાળી પાંખોને કચરામાં બોળવા ઈચ્છે? ના નજ ઇચ્છે. તેમ હું આવા સારભૂત સંયમને છોડી કાદવસમાન સંસારમાં કોઇ દિવસ આસક્ત થાઉ? ના નજ થાઉં? આવા વચન સાભળી તેના પિતા કહેવા લાગ્યો કે હે પુત્ર? આ તું શું બોલે છે? અરે આમ તને કોણે ભરમાવ્યો છે? શુ હાલ તારો સંયમ લેવાનો વખત છે? ના, જો વિજ્ઞાન લોકોએ મનુષ્યને પોતાની આયુષ્યના ત્રણ ભાગમાં ત્રણ વર્ગ, યથા-સમય સાધવાનુ કહ્યુ તે તેમા એક અર્થ, બીજો કામ, ત્રીજો મોક્ષ. તેમાં બુદ્ધિમાન્ મનુષ્યે પ્રથમ યુવાવસ્થામાં તો અર્થ અને કામ એ બેજ સાધવા. પછી જ્યારે પ્રૌઢાવસ્થા થાય, ત્યારે મુકતભોગ એવા પ્રાણીને ધર્મારાધન કરવું. કહેલું છે કે

પ્રથમેનાર્જિતા વિદ્યા, દ્વિતીએ નાર્જિત ધનમ્ ॥ તૃતીયેનાર્જિતોધર્મ, શ્ચતુર્થે કિં

કરિષ્યતિ ॥ ૧ ॥ અર્થ.— મનુષ્યને પ્રથમ વયમાં વિદ્યા સંપાદન કરવી, બીજી યુવાવસ્થામાં ધન સંપાદન કરવું, ત્રીજી પ્રૌઢાવસ્થામાં ધર્મ સંપાદન કરવો, અને પછી તુર્ય અવસ્થામાં શુ કરશે ? કાંઇજ નહિં. માટે હે પુત્ર! હાલ તો તારે અર્થ, અને કામ સંપાદન કરવાને ઉત્સુક રહેવું તે સાંભળી કુમાર બોલ્યો કે હે પિતાજી ! તમોએ કહ્યુ તે તો સાચું છે, પરંતુ જે સુખ ધર્મથી પ્રાપ્ત થાય છે, તે સુખ કોઇ દિવસ, ઘણા કાળ પર્યંત ભોગવેલા વિષયભોગથી પ્રાપ્ત થાતું નથી કહેલુ છે કે અવિદિતપરમાનંદો, વદતિ જનોવિષયએવ રમણીયઃ ॥ તિલતૈલમેવ મિષ્ટં, યેન દૃષ્ટં ક્વાપિ ॥ જેણે જ્ઞાન સુખનો આનંદ લીધો નથી, તે મનુષ્ય તુચ્છ એવા વિષયસુખને સારૂંજ કહે છે, જેણે ઘૃતને કોઇ દીવસ દીઠું પણ નથી, તે જીવ તેલનેજ મીઠું કહે છે અને એ તાત ! આ અનાદિ સંસારને વિષે ફરતા એવા જીવે સ્ત્રીભોગ, ભોજન, ભૂષણ પ્રમુખ ને ભોગવ્યાં છે, તે સમથ વિષયભોગાદિકના પદાર્થ જો આપણા એકઠા કરીએ તો તે આખી પૃથ્વીમા પણ સમાય નહિ એટલા થાય ? તેમજ વળી આ અનાદિ સંસારમાં ફરતા આપણે જે જલ પીધાં છે, તે જલ જો આપણે એકઠા કરીએ, તો તે અનંતાં સમુદ્ર ભરાઇ રહેવાથી પણ વધે. વળી આ અનાદિસંસારને વિષે આપણા જીવ જે જે ફલ ખાધાં છે, તે ફલ જો આપણે એકઠા કરીએ, તો તે સર્વ ફલ આ પૃથ્વીના સર્વ વૃક્ષોના ફલ કરતા પણ વધી પડે ? વળી હે પિતાજી ! આ સસારને વિષે એવા કોઈ ભોગ નથી, જે આપણે ભોગવ્યા ન હોય ? કારણ કે આપણા જીવે એકક ભોગ અનંતી વાર ભોગવ્યા છે, તો પણ હજી આ જીવ તૃપ્ત થતો નથી જેમ કોઇ રાંકને સ્વપ્નામાં મિષ્ટાન્નભોજન મળે, તે જેમ તૃપ્ત થાય નહી ? અને વળી તે ભવાંતરને વિષે જે કાંઈ સુખ મળ્યુ છે, તે સર્વ સુખ આ હાલના ભવને વિષે સ્વપ્નસમાન થઈ ગયું છે માટે હે પિતાજી ! તમોને પણ કહું છું કે હવે સમજો, આ અસાર સંસારમા મોહ પામો નહિ હે તાત ! તમો ખરૂંજ જાણજો જે આ જીવને વિષયભોગના ભોગવવાથી તૃપ્તિ કોઈ કાળે થતીજ નથી, તે માટેજ મુક્તિ સાધનમા રક્ત એવા વિવેકીજનો તે ભોગને માટે કાંઈ પણ આચરણ કરતા નથી. પરંતુ મોક્ષ માટે કરે છે. માટે હે તાત ! હવે મને સંયમવ્રત ગ્રહણ કરવામાં વિઘ્ન કરશો નહિં ? કારણ કે હું જરૂર પ્રવ્રજ્યા ગ્રહણ કરીશ ? આ પ્રકારે તે ગુણસાગરનો સંયમ લેવાનો અત્યાગ્રહ જાણીને તે રત્નસચય શ્રેષ્ઠી કાંઈ પણ બોલવા સમર્થ થયો નહિં ત્યાં તો વળી ત્યાં બેઠેલી તે ગુણસાગરની માતા, રુદન કરતી કહેવા લાગી, કે હે પુત્ર ! આ શું કહો છો ? શુ અમો બેઠા તમો દીક્ષા લો છો ? હા ! તે કેમ બને ? વળી હે વત્સ ! મારા મનરુપ પૃથ્વીને વિષે, "આ સત્પુત્રથી મને સર્વ લાભ થશે" એવી આશારુપ દ્રુમ ઉત્પન્ન થયો છે, અને તે દ્રુમને તમોએ વિનય રુપ જલથી સિંચી મોટો પણ કર્યો છે, તો તેને આ સંયમ લેવા જવારુપ પ્રતિકૂલ પવનથી હાલ ઉચ્છેદ કરવા કેમ ધારો છો ? અને હે પુત્ર ! તમારા વિના મારું આ હૃદય,

પાકેલા ફલની જેમ તુરત ફાટી જશે? વળી હે વત્સ! તમારા જેવા સત્પુત્રને અમારા જેવાં જરાજર્જરિત માતા પિતાને છોડી ભાગી જવું ઉચિત છે? ના નથીજ. માટે હે નંદન! વધારે તૃષ્ણાથી ઉછેરેલા એવા તમારે અમારું પાલનજ કરવું. હે પુત્ર! અમારે તો જે કાંઈ કહેવું હતું, તે કહ્યું હવે જેમ તમારા મનમાં આવે, તેમ કરો.

તે સાંભળી ગુણસાગર કુમાર બોલ્યો કે હે માતા! જે કાંઇ તમોએ કહ્યું, તે સર્વ સત્ય છે પરંતુ મૃત્યુનો કાંઈ નિયમ છે? ના નથીજ તે મૃત્યુ ક્યારેક બાલક હોય, તેને લઈ જાય છે, અને વૃદ્ધ તથા રોગી હોય, તેને રહેવા દે છે. માટે જો તે મૃત્યુ મિત્ર હોય, અથવા જે માણસ એમ જાણતો હોય, કે હું અમર છું, તો તે પ્રાણીને સંયમ લેવામા પ્રમાદ કરવો ઉચિત છે. વળી હે માત! તમારા કહેવાથી કદાચિત્ હુ ધર્માચરણમાં આલસ્ય રાખું, અને એમને એમ મને કાલ લઇ જાય, તો પાછું મને સંસારભ્રમણ તો ઉભુંજ રહે? આ અનાદિ એવા અસાર સંસારને વિષે કર્માધીન એવા જીવો અનંતી વાર પિતા, માતા, પુત્ર, ભગિની, ભાઇ, શત્રુ, મિત્ર, કલત્ર, સ્નેહીપણાને પામ્યા હશે? તો તે જીવોમાંહે હું પણ છું. અને તમે પણ છો. તો તેમાં વળી મારે માટે આવો મોટો ખેદ શા માટે કરો છો? અને હે જનનિ! તમોને એક લૌકિક દૃષ્ટાંતથી પૂછું છું, કે કોઈ એક માતા હતી, તે પોતાના કુમારપુત્રને લઈને એક સરોવરમાં વસ્ત્ર ધોવા ગઈ, તે પુત્રને સરોવરના કાંઠા પર બેસાડયો, પછી પોતે વસ્ત્ર ધોવા લાગી. ત્યા તો સાથે આવેલો તે પુત્ર, સરોવરમાં સ્નાન કરવા પડયો, અને નહાતાં નહાતાં આગળ જતાં ખાડો આવવાથી તે ખાડામાં ડુબવા લાગ્યો. તેને ડુબતો જોઈ તેની માતાએ કલ્પાંત કરવા માંડયો. ત્યા તો દૈવયોગે તે પુત્ર, પાણીના જોરથી તેની માતા જ્યાં ઉભી છે, ત્યાં તેની પાસે આવ્યો. તો હવે હે માતા! તેની માતાએ તે પુત્રને પકડીને બહાર કાઢવો, કે ઉલટો ધક્કો મારી ડુબાડી દેવો? તે કહો. ત્યારે તેની માતા બોલી કે ના તુરત તે પુત્રને બહારજ કાઢવો. તેને કાંઇ ધક્કો મારી મારી ન નખાય? ત્યારે કુમાર કહે છે, કે તેમ હુ પણ આ સંસારમા ડુબતો હતો, તેમાં કોઇક પુણ્યના યોગથી તમારી કુક્ષીરુપ અવલંબન પામ્યો છું અને નજીક કિનારે આવ્યો છું, તો પાછો તમારે મને પૂર્વોક્ત રીતે સંસારરુપ સરોવરમાં નાખવો ઘટે છે? ના નહીંજ. અને મારે માથે જ્યારે જરૂર મરણ છે, તો હું તમોને ઇષ્ટ છું, તો પણ શા કામનો છું? અગાધ એવા સંસારસમુદ્રથી નીકળવા ઇચ્છતા એવા મને તમારે વારવો, તે ઠીક કહેવાય નહિં. અને હે જનનિ! અંધ કૂપ, સળગતું ઘર, સમુદ્ર, રોગ, ઇત્યાદિક મહાકષ્ટમાથી નિકળતા અને રાજ્યને પ્રાપ્ત થતા મને તમારે પણ વારવો ઘટે? નાહિજ ઘટે. સર્વ કાર્ય થઇ રહ્યુ હોય અને યત્કિંચિત્કાર્ય બાકી રહ્યું હોય, તો તેને વિષે પણ જે વિલંબ કરવો, તે વિલંબને પણ હાનિકારક માનેલો છે અને "ધર્મની ગતિ તો ત્વરિત છે," એમ સર્વત્ર લોકમાં પ્રસિદ્ધ છે, તો તે ધર્મમાં શા માટે વિલંબ કરવો? આ પ્રકારનાં તે કુમારનાં વચન સાંભળી વળી માતા કહે છે, કે હે પુત્ર! તે તો ઠીક. પણ આવું

તમારું અત્યંત કોમલ અંગ છે, તે છતાં તે સંયમધર્મને તમે કેમ પાળી શકશો? કારણ કે તે સંયમમાં તો જેમ શિરપર પર્વતના ભારને સહન કરવો પડે, તેમ નિરંતર મોટા વ્રતરુપ પર્વતનો ભાર સહન કરવો પડશે, તથા તેમા ઘણા પરિગ્રહ અને ઉપસર્ગો સહન કરવા પડશે, તો તેને તમે સુકુમાર અંગોથી કેમ સહન કરી શકશો? અને હે વત્સ! તમને હું કેટલુંક કહું, પરંતુ ચારિત્રાચરણ જે છે, તે તમારા જેવાને દુષ્કરજ છે, તે તે માટે આ મનોહર ગૃહસ્થાશ્રમમાં રહીનેજ જિનધર્મનું યથાશાસ્ત્ર આચરણ કરો.

તે સાંભળી વળી ગુણસાગર કુમાર બોલ્યો, કે હે અંબ! આ દીક્ષાનાં દુઃખથી પણ જેની સંખ્યા નથી એવાં ઉગ્ર એવી વૈતરણીમાં પડવાનાં, કૂટશાલ્મલીવૃક્ષનાં, તપ્તવાળુકામાં તપવાનાં, કુંભિપાકમાં પડવાના, શૂલીઆરોપણનાં, કરવતથી વિદારણ થવાનાં, બરછી, તરવાર, કટાર તેથી છેદવાનાં, તરવાર સરખા પત્ર છે જેના એવા વૃક્ષના પત્રથી છેદાવાનાં, કુતરાં, ઢીકપક્ષી પ્રમુખ ફાડી ખાનારા જાનવરોથી દુઃખી થવાનાં દુઃખો, મેં ઘણાંજ નરકાવાસમાં ભોગવ્યાં છે. તેમજ વળી તિર્યંચયોનિના ભવમાં ગાડા સાથે જોડવાનાં, હળ વહન કરીને તેને ખેંચવાનાં, ભારારોપણનાં, તેમા પણ વળી પરોણા, સોઈ જેવી લોઢાની આર, લાકડી પ્રમુખના માર તેના, તથા ભૂખ, તૃષા, ટાઢ, તડકો, પરવશપણું, એ વગેરેનાં અનંત દુઃખો મેં ભોગવ્યાં છે. તેમજ વળી મનુષ્યના ભવમા જરાનાં, જન્મના, ગર્ભનાં, શોકનાં, અનિષ્ટના સંયોગથી અને ઇષ્ટના વિયોગનાં, શરીરને વિષે રોગ પ્રમુખનાં, એવાં મેં ઘણાંજ દુઃખો ભોગવ્યાં છે, તો હવે તે સર્વ દુઃખો સંભાળીને સુખને માટે હાલ હું આ યતિધર્મને કેમ ન આદરું? આવાં વચન સાંભળી માતાએ જાણ્યુ જે આ પુત્રને સંસારપર તીવ્ર વૈરાગ્ય થયો છે, તેથી તેનો સંયમ લેવાનો દૃઢ નિશ્ચય છે માટે તે આપણું કંઈ પણ કહ્યું માનશે નહિં? તેથી જે ફોગટ ફાંફાં મારવાં તે વ્યર્થ છે. એમ જાણીને રુદન કરતી એવી તેની માતા તે ગુણસાગરકુમારનાં બન્ને ચરણ ગ્રહીને મોટા શબ્દથી કહેવા લાગી કે હે વત્સ! તમે સંયમ લેવાના દૃઢ નિશ્ચયવાન્ થયા છો, તો પણ જેનો તમારી સાથે સંબંધ કર્યો છે, તે મનોહરા એવી આઠે કન્યાઓનું તમે પાણીગ્રહણ કરી નિઃસત્ત્વ એવી જે હું, ને મારા હૃદયને જરા અવલંબન આપો, અને હે પુત્ર! જ્યારે હું તમને પરણેલા જોઉં; ત્યારેજ હું કૃતાર્થ થઇ એમ જાણું, અને મારા મનને નિવૃત્તિ પણ ત્યારેજ થાય. વળી બીજું શું થાય? કે તે તમોને પરણેલી જે એ આઠ સ્ત્રીઓ હોય, તે મને આધાર થાય. તે સાભળી કુમાર કહે છે કે

હે અંબ! તમો મારે માનનીય છો, તેથી તે તમારું વચન માની તે આઠે કન્યાઓને હું વરીશ, પરંતુ વર્યા પછી તુરત હું દીક્ષા લઈશ, તેમાં મને બિલકુલ અવરોધ કરશો નહિં. અને વળી હે જનનિ! જેનું મારે પાણિગ્રહણ કરવું છે, તે કન્યાઓના પ્રત્યેક પિતાઓને કહેવરાવો કે, આ અમારો ગુણસાગર પુત્ર, તમારી

કન્યાંઓનું પાણિગ્રહણ કરીને તુરત દીક્ષા લેશે. અને આમ કહેવરાવ્યા પછી જો તેઓની ઇચ્છા હશે, તો તે પરણાવશે તે સાંભળીને કુમારનાં માતા પિતાએ પોતાના આઠે વેવાઈને કુંવરના કહેવા પ્રમાણે કહેવરાવ્યુ, ત્યારે તો તે સર્વ વેવાઈ નાખુશ થઇ બોલ્યા કે તે વાત તો અમારી કન્યાએને પૂછી જોઈએ, અને તે જેમ કહે, તેમ કરીએ ? એમ કહી તે આઠે જણે પોત પોતાની આઠે કન્યાઓને પૂછી જોયુ કે હે કન્યાઓ ! જેની સાથે તમારો સંબંધ અમોએ કર્યો છે, તે વર તો અતિવૈરાગ્યવંત છે, તેથી તેનાં માતા પિતા કહેવરાવે છે, કે આ અમારો પુત્ર, તમારી કન્યાઓને પરણીને તુરત દીક્ષા લેશે ? માટે તેમાં તમારી શી મરજી છે ? જો તમારી મરજી હોય, તો તમોને તેની સાથે પરણાવીએ નહિં તો પછી બીજાથી સાથે પરણાવીએ ? તે સાંભળી તે આઠે કન્યાઓ પોત પોતાના પિતાને કહેવા લાગી કે, હે પિતાજી ? તમો જરા વિચાર કરો, કે જે પુરુષની અમો વાગદાનથી સ્ત્રીઓ કહેવાઈ, તે મટી વળી બીજાની સ્ત્રીઓ તે કેમ થઈએ ? માટે જો તે અમને પરણનારા કુમાર, લગ્ન થયા પછી સંસારમાં રહેશે, તો અમો સંસારમાં રહેશું, અને જો તે દીક્ષા લેશે, તે અમો પણ એમજ કરશું ? પરંતુ બીજા વર સાથે આદેહથી વરશું નહિં. અને એમ કરતા કદાચિત્ જો તેની સાથે તમો નહિ પરણાવો, તો આમને આમ અમો કુંવારીઓજ રહી દીક્ષા લેશુ. અને હે પિતાજી ! શાસ્ત્રમાં પણ એક કન્યાને બે ઠેકાણે દેવાનો મોટો દોષ કહેલો છે. રાજાઓ જે છે, તે એકજ વાર હુકમ કરે છે, તેમ પંડિતો પણ એકજ વાર બોલે છે, અને બોલીને ફરતા નથી. તેમ કન્યા પણ એકજ વાર અપાય છે, બીજી વાર પાછી બીજાને અપાતી નથી એ ત્રણ વાનાં એકજ વાર થાય છે. માટે સર્વથા અમારો વિવાહ તો તેની સાથેજ કરો. તે સાંભળી તે કન્યાઓના આઠે પિતાઓએ ગુણસાગરના માતા પિતાને પોતાની કન્યાઓને ગુણસાગર સાથે પરણાવવાની હા કહી. ત્યાર પછી બન્ને સ્થળે મોટો વિવાહોત્સવ મંડાણો કન્યાના તથા વરના પિતાઓએ હર્ષિત થઈને મનોહર રેશમી ઉલ્લોચો જેમાં બાંધેલા છે, મોતીના ઝૂમખાથી યુક્ત મણિઓથી મંડિત, એવા મંડપો બનાવ્યા. તથા જેને જોઈને સ્વર્ગસ્થ દેવોને પણ વિસ્મય થઈ જાય એવા દિવ્ય પુષ્પ, ચંદન, તાંબૂલ, રત્નના તથા સુવર્ણના આભરણો, અને મનોહર એવાં વસ્ત્ર, એ વગેરેથી સુશોભિત તેઓના સર્વ સગા સંબંધી મળ્યા, વળી તે લગ્ન મહોત્સવમાં અનેક પ્રકારની રસોઈઓ બનાવી તેથી સહુ કોઇ જમવા લાગ્યાં, તથા મનોહર એવાં તૂર્ય વગેરે વાજિંત્રના નાદરૂપ ગર્જનાએ યુક્ત, ત્યાં એકઠી થયેલી સ્ત્રીઓએ પહેરેલા હીરા જડિત આભરણોથી જરાકાર-રુપ વિજળીવાળો, મનોહર સુગંધદ્રવ્યયુક્ત જે જલ તેનાં છાંટણારુપ વૃષ્ટિએ કરી પંકોદમ જેમા થયો છે એવો જાણે નવિન મેઘ આવ્યો નહિ ? તેવુ લાગવા માડ્યું આવી રીતે મહામહોત્સવ થવાથી ગામમા માણસોને આવવા જવાનો રસ્તો પણ બંધ થઇ ગયો. હવે એમ કરતા જ્યારે લગ્નનો સમય થયો, ત્યારે તે ગુણસાગરને સ્નાન કરાવી, મનોહર અલંકાર વસ્ત્રો પહેરાવી, વરઘોડે ચડાવ્યા. અને પછી તે વરઘોડે ચડીને ચાલ્યા. ત્યારે

ત્યાં અનેક વાજિંત્રો વાગવા લાગ્યાં. અને સુવાસિની સ્ત્રીઓ મંગલગીત ગાવા લાગી, અને મૃદુતાથી નગારાં નિશાન પણ વાગવા લાગ્યાં માગધ, બંદી, ચારણ, ભાટ, તે સર્વ ઉચે સ્વરે તેના ગુણગણનું વર્ણન કરવા લાગ્યા તથા સ્તુતિ અને આશીર્વાદ દેવા લાગ્યા અને તે હર્ષોત્કર્ષથી સિંહની સમાન નાદ કરવા લાગ્યા. ત્યારે તે માગધાદિ અને યાચક-લોકોને રાજાએ સન્માનપૂર્વક ઘણુ જ ધનનુ દાન દીધુ એમ અત્યાડંબરથી વરઘોડે રહ્યો ગુણસાગર કુમાર, પોતાના સસરાને ઘેર તોરણ પાસે આવી ઉભો રહ્યો ત્યારે સર્વ વૈવાહિક ક્રિયા થવા લાગી હવે ત્યાં વિવાહની જે જે ક્રિયા થવા લાગી તે પ્રત્યેક ક્રિયાને જોઇને ચિદાનંદમાં લીન એવો તે કુમાર, તત્ત્વવૃત્તિથી તે તે ક્રિયાને ચિંતવવા લાગ્યો તે જેમ કે અહો પ્રથમ આ સ્ત્રીઓ જે ગીતગાન કરે, તે પણ કેવલ પ્રલપન માત્રજ છે. કેમ કે તે સ્ત્રીના ગાયેલાં ગુણ માહે એક પણ ગુણ પરણવા આવેલા પ્રાણીમા હોતાજ નથી. તથા વળી જે વરનાં અને કન્યાના લગ્ન થાય છે, તેને જગતમા સહુ કોઈ લોકો વિવાહ કહે છે, તે વસ્તુતઃ ખરુંજ છે. કેમ કે વિ એટલે વિશેષ કરી વાહ, એટલે સંસારભારનું વહન કરવુ અર્થાત્ જેના લગ્ન થાય છે, તે જીવ, સંસારનો સર્વ બોજો માથા પર લઈ અકર્ત્તવ્ય કર્મ કરે છે તેથી તે ઘણોજ દુખગ્રસ્ત થાય છે. માટે તેને જગતમાં સહુ વિવાહ કહે છે, તે વિવાહજ છે. વળી પરસ્પર પરણનાર એવા વર અને કન્યાના સોપારી બદલે છે, તે સોપારી જ નથી બદલતા, પરંતુ તે એકબીજા પુણ્યને વિષે પાપનુ આરોપણ કરે છે વળી પરણવા આવેલો જીવ, જે કોડીયું સંપુટ ભાગે છે, તે સંપુટ નથી ભાંગતો પરંતુ તે પરણવા આવનાર જીવ પોતાના ધર્મમંગળનેજ ભાગે છે વળી તે વિવાહાર્થે આવેલા વરનુ સાસુ નાક તાણી ખેંચતી નથી, પણ એ પરણવા આવેલા પ્રાણીનું સર્વની સમક્ષ અપમાન કરે છે. વળી પરણવા આવેલા જીવને ચાર પોખણામાં પ્રથમ, સાસુ સરીએ કરી પોખે છે, તે સરીએ પોખતી નથી, પણ તેથી એમ જણાવે છે, કે હવે આ જીવ શર જે બાણ તેણે કરી જીવોને હણશે. વળી તેને સાસુ બીજા મુશલ નામે પોખણે કરી પોખે છે, તેથી તે પોખતી નથી, પણ તે એમ જણાવે છે, કે આ પરણવા આવેલો જીવ હવે મુશલોથી દીન જીવનું દલન કરશે. વળી ત્રીજે ધોંસરે કરી જે પોખે છે તેથી સાસુ એ જીવને એમ જણાવે છે, કે હવેથી તારા ગલાપર સંસારભાર તાણવાનું ધોંસરું પડશે તે તારે બેલની જેમ ખેંચવુ પડશે. વળી સાસુ, ચોથું પોખવાણું જે ત્રાક, તેણે કરીને પોખે છે, તેથી તે એમ સૂચવે છે, કે હવે આ પ્રાણી કર્મ સૂત્રને કાતવા માંડશે? આ સર્વ અભિપ્રાય ચાર પોખણાએ કરી પોખવાનો છે. વળી લોકો માયરું જે કહે છે, અને તેમાયરામા પરણવા આવેલો જીવ જાય છે. તે માયરામા નથી જાતો, પરંતુ માયા-ગૃહમાં જાય છે, અર્થાત્ તે માયરામાં પરણવા જનારો જીવ માયાગૃહમાંજ પડયો, એમ જાણવું. તેમાં વળી પાછો તે ચોરી ફરતા ચાર ફેરા ફરે છે, તે ચોરીના ફેરા નથી ફરતો, પરંતુ તેથી તે જીવ એમ જણાવે છે કે હવે હું, ચતુર્ગતિરુપ ભવભ્રમણ કરીશ?

વળી રાત્રે વર અને કન્યા પરસ્પર કંસારભક્ષણ કરે છે, તે કંસાર નથી જમતાં, પરંતુ તેથી એમ જણાવે છે, કે હવેથી હમારા બન્ને જીવોના ત્રપા તથા આચાર જાશે ? કારણકે નિર્લજ્જ થઈને સર્વની સમીપ એક બીજાનું એઠું ખાઈએ છીએ, તથા પરણનારો પ્રાણી બીજાં કોરાં કેસરીયા વસ્ત્ર પહેરે છે, તે બીજા કોરા કેસરિયા વસ્ત્ર નથી પહેરતો પણ તેથી તે આપણને એમ જણાવે છે કે, હવેથી અમારું પાવિત્ર્ય દૂર ગયું. વળી તે વખતે બ્રાહ્મણો જે પુણ્યાહં પુણ્યાહં સાવધાન, સાવધાન. એમ ભણે છે, તેથી તે એમ સૂચવે છે, કે હવે આ જીવના પુણ્યના દિવસ ગયા, અને પાપના દિવસ આવ્યા. માટે તેને પલાયન થવાનો સમય આવ્યો છે. તેથી જો તે સાવધાન થાય તો સારૂં એમ સંસાર-પાશથી નિકલવાની સૂચના કરે છે, તો પણ અજ્ઞ એવો તે પરણવા આવેલો જીવ, પલાયન કરતો નથી. ત્યારે તેને વરમાલારોપણ કરે છે. અર્થાત્ તેને સંસારમાં નાખે છે. આ પ્રકારના વિવાહને વિષે પ્રત્યક્ષ વિડંબના દેખાય છે, તો પણ અતિપાપિષ્ટ એવો આ પ્રાણી, કઇ પણ આખ ઉઘાડી જોતોજ નથી. આવી રીતે તે ગુણસાગર કુમાર, અંતરંગવૃત્તિથી જુએ છે, અને તેવી સદ્‌ભાવનાથી કર્મોની નિર્જરાવે છે. અને જગતના લોકો જે છે, તે બહિર્વૃત્તિથી જુવે છે. અંતર આત્મામાં ઓત પ્રોત બનેલા ગુણસાગર કુમાર ભાવનામાં ચઢતા ચઢતાં ક્ષપક શ્રેણી આરોહી ચોરીમા જ કેવલજ્ઞાન પ્રાપ્ત થાય છે તેમની આઠે પત્નીઓને પણ તેવી જ ઉત્તમ ભાવનાથી માયરામા કેવલજ્ઞાન પ્રાપ્ત થાય છે.

તે વખતે દેવતાઓએ હર્ષાયમાન થઇ, પોતાના દુંદુભિ નગારાના શબ્દોથી આકાશ સર્વ પૂરી દીધું. તથા સુગંધોદકની વૃષ્ટિ કરી. અને મનોહર, પાચ વર્ણવાળા પુષ્પોની વૃષ્ટિ કરી. તેથી તેના ઘરના આંગણામા તો પુષ્પોના પુંજો થઈ ગયા. અને દેદીપ્યમાન છે કુંડલો જેના એવા ત્યા આવેલા દેવતાઓએ કરી તેનું સર્વમંદિર સુશોભિત થઈ ગયુ. તે જોઇને તે ગામના સહુ લોકો કહેવા લાગ્યા કે અહો ! આશ્ચર્ય ! આશ્ચર્ય ! કારણ કે આ વૈશ્યના પુત્રના લગ્નમા તેની પુણ્યાઈથી આકર્ષ્યા દેવતાનું પણ તેનું વધામણા કરવા આવ્યા. અહો ! વળી એઓની ક્રિયા જે છે, તે પણ દુષ્કર છે, કારણ કે જે ક્રિયાથી જેઓએ ઉગ્ર એવા મોહમલ્લના માયરામા તે મોહમલ્લને હણીને કેવલ જ્ઞાન ઉપાર્જ્યું ! અહો ! તેમને આશ્રવમાથી સંવર થયો ! અહો ! ધન્ય અને કૃતપુણ્ય એવા તેઓએ જન્મનું સાફલ્ય કર્યું ! એમ ત્યા લોકોએ ઘણી અનુમોદના કરી. ત્યા તો ત્યા આવેલા સર્વ દેવતાઓ સ્તુતિ કરી કહેવા લાગ્યા કે હે મહાનુભાવ ! તમે સત્વવંત ધીર, સર્વજ્ઞ થયા છો માટે તમારી સ્તુતિ કરીએ છીએ, એમ સ્તુતિ કરીને પછી તે દેવોએ ગુણસાગરને તથા તેની સ્ત્રીઓને સમગ્ર એવો સાધુનો વેષ સમર્પ્યો. અને નમસ્કાર કરી કેવલજ્ઞાનનો મોટો ઉત્સવ કર્યો. ત્યાર પછી તે ગુણસાગરના તથા તે કન્યાઓનાં માતા પિતા પણ અનિત્યભાવના ભાવતા શુકલધ્યાને આરોહી ચારે ઘાતિકર્મ ખપાવીને કેવલજ્ઞાન પામ્યા.

કેવળીનો પિતા હરિસિંહ રાજા, પોતાની પદ્માવતીરાણી સાથે આવ્યા. ત્યાં તો જેને કેવલજ્ઞાન ઉત્પન્ન થયુ છે, વિશ્વને આનંદદાયક, જ્ઞાનીઓને વિષે શ્રેષ્ઠ, અને સાધુવેષના ધારક એવા પૃથ્વીચંદ્ર પુત્રને જોઈ આનંદ પામી તેમને નમસ્કાર કરી તે દંપતી કહેવા લાગ્યા, કે હે પુત્ર ! કુલક્રમાગત સદ્ધર્મવાન્, મુક્ત ભોગવાલા, એવા અમારે તમારી પહેલા દીક્ષા લેવી યોગ્ય હતી, તો દીક્ષા પણ લીધી નહિ. વળી દીક્ષા લીધી નહિં એટલુ જ નહિં, પણ યુવાવસ્થામા સંસારમા તીવ્ર વૈરાગ્યવાન્ એવા તમોને મોહાંધ અને મૂઢ એવા અમોએ જર્જરીભૂત આ રાજરુપપાજરામા નાખ્યા છે. તો હવે તે રાજ્યપિંજરમાં નાખવારુપ અમારું જે દુષ્કૃત, તે મિથ્યા હજો એમ જ્યા કહે છે, ત્યા તો તે પૃથ્વીચંદ્રની સોળે સ્ત્રીઓને ખબર પડી કે પૃથ્વીચંદ્રકુમારને કેવલજ્ઞાન પ્રાપ્ત થયુ. તેથી વિકસિત છે નેત્રકમલ જેનાં એવી તે સોળે સ્ત્રીઓ, ત્યા પોતાના કેવલજ્ઞાની સ્વામીને નમન કરી ત્યાં બેઠેલાં પોતાની સાસુ પદ્માવતી રાણીની પછવાડે બેઠી ત્યા બેઠા બેઠા કેવળી ભગવાનની શાતમુદ્રા જોઇને સંવેગાતિશયથી અનિત્ય ભાવના ભાવતા શુક્લધ્યાને ક્ષપકશ્રેણી આરોહિ, ચારે ઘાતિકર્મ ખપાવી તે સોળે સ્ત્રીઓને ત્યા બેઠાજ કેવલજ્ઞાન ઉત્પન્ન થયુ. ત્યારે તેઓને પણ સૌધર્મેન્દ્રે આવી દ્રવ્યલિંગ એટલે સાધુનો વેશ આપ્યો તે. ઈંદ્રે તથા દેવતાઓએ તેમની સ્તુતિ અને નમન કર્યું. હવે આવું મોટુ આશ્ચર્ય જોઈને સુધન સાર્થવાહ તો વિચારવા લાગ્યો, કે અહો ! જેવું મને ગુણસાગરકેવલીએ કહ્યુ હતું, તેવુ જ આ આશ્ચર્ય થયુ છે. એમ જ્યા વિચાર કરે છે, ત્યાં તો તે પૃથ્વીચંદ્ર કેવલીએ ધર્મદેશના દેવા માડી તે જેમ કે :–

હે ભવ્યજીવો ! હે ભદ્રસત્ત્વના ધણી ! તમો કોઈકાલે ધર્મમાં પ્રમાદ કરશો નહિં અને સંયમને સ્વીકારો વળી જન્મ મરણરુપ જેમા જલ છે, અને કષાયરુપ જેમા મોટા મત્સ્યો છે રાગ દ્વેષરુપ જેમા વેલ વધે છે એવા સંસારાબુધિને, સુસમ્યકત્વરુપ જેમા સ્થિતિ સ્થાન છે, પાચ સંવર હોવાથી આશ્રવરહિત, નિપુણજ્ઞાનરુપ નાવિકે યુક્ત, એવા ચારિત્રરુપ નાવ વિના તમો કોઇકાલે તરી શકશો નહિ. અને તે ચારિત્રરુપ નાવ, મનુષ્યજન્મરુપ સામગ્રી વિના પ્રાપ્ત થતીજ નથી. વળી તે મનુષ્યજન્મ સામગ્રી પણ, કોઇએક વાણીયાના પુત્રોએ પોતાના અમૂલ્યરત્ન વેચી નાખ્યા અને જેમ તેઓને પાછા મળ્યાં નહિં, તેમ મળતી નથી. અર્થાત્ જીવને મનુષ્યસામગ્રી મલવી અત્યંત દુર્લભ છે.

આવાં વચન સાભળી સહુકોઈ પૂછવા લાગ્યા કે હે પ્રભો ! તે વાણીયાના પુત્રો કોણ હતા ? તથા તેમણે તે રત્નો કેવી રીતે વેચી નાખ્યાં ? તે કહો ત્યારે કેવલી કહે છે, કે એક તામ્રલિપ્તી નામે નગરી છે, તેમા શ્રીકીર્ત્તિ નામે રાજા રાજ્ય કરે છે તે રાજાએ પોતાના ગામના રહેનારા સહુકોઇને કહેવરાવ્યુ કે મારા ગામના રહેનારા માણસો પાસે જેટલી કોટિદ્રવ્ય હોય, તેટલી ધ્વજાઓ પોતાના ઘર પર ચઢાવવી. અને આમ કહેવરાવવાથી એમ જાણવું નહિં. જે રાજાના મનમાં કાંઈ કપટ છે, તેથી તેણે કપટથી કહેવરાવ્યું છે ?

મારે તો આમ કહેવરાવવાનું કારણ એજ છે, કે સૌમ્યદૃષ્ટિ એવા મારા ગામમાં કોણ અધિક દ્રવ્યવાન્ છે? આમ કહેવરાવાથી હું જાણું કે આ માણસ ધનિક છે. અને પછી ખુશી થઈ તેનુ હુ માન કરું? તથા તેની કીર્ત્તિ, ભાટલોકો પાસે સર્વત્ર કહેવરાવું તે વચન સાંભળી સહુ કોઈ ધનિકોએ સ્વસ્વદ્રવ્યકોટીપ્રમિત ધ્વજાઓ ચઢાવી તેમા અતિયત્નથી અનેકરત્નસંગ્રહ કારક અને રત્નનો વ્યાપાર કરનાર કોઈએક ધનદનામે શેઠ રહેતો હતો, તેણે પોતાની પાસે સહુથી અધિક દ્રવ્ય હતું, તો પણ એક પણ ધ્વજા ચઢાવી નહી ત્યારે માનરૂપ જેને ધન છે અને યશની ઇચ્છાવાળા એવા તે શ્રેષ્ઠીના જે પુત્રો હતા, જેમણે, જેમણે ધ્વજાઓ ચઢાવી હતી તેની કીર્ત્તિ, માગધના મુખથકી સાભળી. તેથી તે અત્યંત ખેદ પામ્યા. અને પોતાના પિતાને કહેવા લાગ્યા કે હે પિતાજી! આ ગામમાં આપણાથી ઓછા ધનિકો છે, તે સ્વગૃહપર ધ્વજાઓ ચઢાવીને પોતાની કીર્ત્તિ, માગધલોકોના મુખથી જગતમા પ્રવર્તાવે છે, તો આપણા ઘરમાં વધારે તો નહિ, પરંતુ એકકોટિ દ્રવ્ય પણ નથી શું? કે જેથી તમે એક પણ ધ્વજા ચઢાવતા નથી? તે સાંભળી તેનો પિતા બોલ્યો કે હે પુત્રો! આપણે કાંઈ દ્રવ્યની સંખ્યા કાઢી નથી, અને તેમ કરતાં કદાચિત્ જો તેની ગણત્રી કરીએ તો તે આઠ કોટ દ્રવ્ય થાય, પરંતુ આપણે બીજાઓની જેમ મૃષા કીર્ત્તિ કરાવવી નથી. અને સુજ્ઞજનને તો ધર્મકાર્ય વિના જે મોટાઈ કરવી, તે ઉચિતજ નથી. અને જગતમાં પણ કહેવત છે, કે "પોતાનો ગોળ પોતેજ ચોરી ખાવો." તેમ આપણે આપણા ઘરમાં જે કાંઈ દ્રવ્ય હોય, તે મનમાંજ સમજવુ એમ તે પુત્રોને તેના પિતાએ ઘણાજ સમજાવ્યા, તો પણ તે કદાગ્રહીપુત્રો તેવા વિચારથી વિરામ પામ્યા નહિ. તેમ તેના પિતાના વચનને ઉલ્લંઘન કરવાને પણ સમર્થ થયા નહિ. તેથી તે એમને એમ મનમાંજ સમજી બેસી રહ્યા. અને વિચારવા લાગ્યા કે

આ આપણો પિતા જો કોઈક ઠેકાણે જાય, તો ઠીક થાય? એમ જ્યા વિચારે છે, ત્યાં તો દૈવયોગથી પરગામમાં રહેના તે ધનદ શ્રેષ્ઠીના સગાને ત્યા લગ્નપ્રસંગ આવ્યો, તેથી તે ધનદને તે ગામ જવુ પડ્યું હવે તેના જવાની વાટજ જોતા તેના પુત્રોએ અવકાશ જોઈને ઘરના ભંડારમા જે કાંઈ રત્નો હતા, તે સર્વ કાઢયાં અને તે રત્નોને જેમ આવે તેમ જલદી વેચી નાખ્યા અને સર્વરત્નોનું દ્રવ્ય એકઠું કરી તેની ગણતરી કરીને જેટલી કોટિ દ્રવ્ય થયુ તેટલી ધ્વજાઓ તેઓએ પોતાના ઘર ચઢાવી તથા બીજા કોઈએ સુવર્ણકુંભ ચઢાવ્યો ન હતો પરંતુ તેઓએ તો સુવર્ણકુંભ પણ ચઢાવ્યો. ત્યારે માગધલોકોએ અત્યંત પ્રશંસા કરી, તેઓ એટલા દિવસ તો વૃદ્ધપણાથી મૂઢ થયેલા આપણા પિતાએ આપણને વૃથા આવી ઉત્તમકીર્તિ મેળવતા અટકાવ્યા? હવે તે પુત્ર પાસેથી રત્નના લેનારા વેપારી પરદેશી હોવાથી વેચાના લીધેલા રત્નોને લઈને પોતપોતાને દેશ ગયા પછી તુરત તે ધનદ શ્રેષ્ઠી પરગામથી આવ્યો, અને આવીને જ્યા જુવે છે ત્યાં તો પોતાના

તે સર્વ વૃત્તાંત સાંભળીને વિસ્મય પામેલો એવો તે ગામનો શ્રીશેખરનામે રાજા હતો, તે પણ સપરિવાર તે કેવલી ભગવાનને વાંદવા આવ્યો. આવીને તે કેવલીને ત્રણ પ્રદક્ષિણા દઈ, તેમની સમીપ યોગ્ય સ્થાનપર બેઠો. ત્યારે વળી બીજા પણ તે ગામનાં લોકો કેવલી ભગવાનની વાણી સાભળવા માટે આવ્યા. હવે સુધન કહે છે કે પૃથ્વીચંદ્ર કુમાર ! તે વખતે હું તો કેવલ એક માલનાં ગાડાં ભરી વ્યાપાર કરવા માટે આ તમારા અયોધ્યા ગામ તરફ વ્યાપાર માટે આવતો હતો, ત્યાં તો મેં સાભળ્યું કે "ગુણસાગર કુમારને, તેમની આઠ સ્ત્રીઓને, તેના આઠ માસુ સસરાને અને તે કુમારના માતા પિતાને કેવલજ્ઞાન ઉત્પન્ન થયું છે અને દેવતાઓએ કેવલજ્ઞાનનો મહોત્સવ કર્યો છે તથા તે સર્વ કેવલજ્ઞાને કરી સર્વ લોકાલોકને હસ્તામલકવત્ જાણે છે." તે આશ્ચર્ય સાંભળી મેં મારા માલનાં ગાડા વાળાઓને તથા મારા સાથને કહ્યું કે તમો ચાલતા થાઓ, ત્યાં હુ એક આશ્ચર્ય થયું છે, તે જોઈને આવું છું. એમ કહી હું પણ તે ગુણસાગર કેવલી પાસે ગયો ? અને ત્યા જઈ કેવલીને વાંદીને યોગ્યસ્થાનપર બેઠો. અને પછી બેઠા બેઠાં વિતર્ક કરવા લાગ્યો કે અહો ! લોકો કહેતા હતા, કે ગુણસાગરને કેવલજ્ઞાન ઉત્પન્ન થયું છે, તો તે ગુણસાગર તો આ રહ્યા, પરંતુ તેને કાંઇ કેવલજ્ઞાન ઉત્પન્ન થયું હોય, તેમ ભાસતુ નથી ? અરે ! લોકોએ ગપ્પ તો નહિં મારી હોય ? વળી મે વિચાર કર્યો કે ના પણ જ્યારે દેશના દેવા લાગશે, ત્યારે તે માલુમ પડશે, અને તે દેશનામા પણ જ્યારે હુ થોડીવાર બેસીશ, ત્યારેજ સંભળાશે ? વળી વિચાર્યું જે હું બેસું તો ખરો, પણ મારા માલનાં ગાડાં તથા સાથ બધો દૂર જશે, તેનુ કેમ થશે ? અને જો હુ ઉતાવળે એમને એમ ચાલ્યો જાઉં, તો વળી આવું કૌતુક મને કયાં જોવા મળશે ? માટે હું તે જાઉ કે રહું ? એમ હું અનેકરીતે જ્યા વિતર્ક કરું છું ત્યા કેવલી બોલ્યો કે હે સૌમ્યસુધન ! સાભળ. એમ કહીને હું મારા ગામથી વેચવા માટે માલના ગાડાં ભરી થોડા સથવારા સાથે અહીં આવવા નિકળ્યો, ત્યાથી માંડીને પાછો તેમનાં દર્શન કરવા ગયો તે, તથા મે જે જે વિતર્ક કર્યા હતા તે સર્વ કહી આપ્યું અને વળી કહ્યું કે હે સુધન ! તુ વિતર્ક કરે છે કે જો હું જાઉં, તો એવું કૌતુક કયાં દેખું ? તેથી તારું અહીં રહેવામાં કે જવામા મન માનતું નથી. પણ ભાઈ ! અહી તે શું કૌતુક છે ? આનાથી અધિક કૌતુક તો જ્યા તે જવા ધાર્યું છે, ત્યા અયોધ્યામાં પૃથ્વીચંદ્રના દરબારને વિષે થવાનું છે. માટે તુ જલદી ત્યાં જા. કારણ કે તેમ કરવાથી તારો સાથ પણ તારાથી દૂર નહિ થાય, અને વળી તને આનાથી અધિક કૌતુક પણ જોવા મળશે ? આવા વાકય કેવળીનાં સાંભળી હું તો ઘણો જ હર્ષિત થયો અને મેં જાણ્યું જે અહો ! આ ગુણસાગર તો ખરેખરા કેવલજ્ઞાની છે. કારણ કે જે કાંઈ મારો માનસિક વિચાર હતો, તે સર્વ તેમણે કહી આપ્યો ! એમ જાણી તત્કાળ ચુપચૂપ એમને એમ હું અહીં આવવા નીકળ્યો, ત્યા મારા માલનાં ગાડાઓ પણ મળ્યાં.

પછી તે સર્વને લઇને અહીં આવ્યો. હે રાજન્ ! મારું મન અત્યંત કૌતુકાવિષ્ટ હોવાથી મેં આપના માણસોને માલનું દાણુ આપ્યું નથી તેમ મારો માલ પણ ઉતાર્યો નથી અને એમને એમ તે કેવલીએ કહેલા કૌતુકને જોવા માટે તુરત અહિ આપની પાસે આવ્યો છું.

આ પ્રકારનું તે સુધનના મુખથી ગુણસાગરનુ વૃત્તાત સાંભળી, ગુણરાગવાન્ એવા તે પૃથ્વીચદ્રકુમાર, આલસ રહિત થઈ ભાવના ભાવવા લાગ્યા, કે અહો ! મહામુનિ, મહાત્મા એવા તે ગુણસાગરકુમારને ધન્ય છે કેમ કે જેણે મોહાનુબંધને જીતીને પોતાનું કાર્ય સાધ્યુ છે ! અહો ! નિરીહ એવા તે મહાત્માઓને નિરતર મોટી એવી ભોગની સામગ્રી ધર્મમા કાંઇ પણ અતરાય કરી શકતી નથી અરે ! હું આવી રીતે સર્વ જાણું છું, તો પણ આ મારાં માતા પિતાના મોહને વશ થઈને વિકટ એવા રાજ્યતંત્રના પાશમા શા માટે પડયો છું. અહો ! એવો દિવસ તે મારે કયારે આવશે ! કે જે દિવસમાં હું ઉત્તમ દુર્લભ એવા મોટા મુનિઓની ગણનામા ગણાઇશ ! વળી હું ગુરુભક્ત થઈ જ્ઞાન, દર્શન અને ચારિત્ર, તે ત્રણે રત્નોને ધારણ કરનારો થઇશ ! અરે ! મારા વક્ષઃસ્થળમા ક્ષમારૂપ લક્ષ્મી, કયારે ક્રીડા કરશે ! અને વળી શૂન્યઘરમાં કે, સ્મશાનમાં કે, શૈલની ઉપર કે, નદીના કાંઠાપર, શમતાન્વિત તથા સ્વાધ્યાયધ્યાનવાન્ થઈને કાઉસ્સગ્ગધ્યાને કયારે રહીશ ! આવી રીતે ભાવના ભાવતા ભવસ્થિતિને અને કર્મસ્થિતિને અભાવે સવેગરંગમા ઝીલતા એવા તે પૃથ્વીચદ્રકુમાર, અપૂર્વકરણના ક્રમથકી મોક્ષગૃહમાં જવાની નિસરણીરૂપ ક્ષપકશ્રેણિએ ચઢયા તેથી અનુક્રમે ક્ષીણ જેનો મોહ થઇ ગયો છે એવા તે પૃથ્વીચદ્ર, શુક્લધ્યાનરૂપ અનલે કરી ઘનઘાતિકર્મ ખપાવીને કેવલજ્ઞાનને પામ્યા. ત્યારે ઇન્દ્રે આવી દ્રવ્યલિંગ એટલે મુનિનો વેષ અર્પણ કર્યો. અને વળી તેનો દેવતાઓ સહિત સૌધર્મેદ્રદેવે આવી કેવલજ્ઞાનનો ઉત્સવ કર્યો. પછી સુવર્ણકમળની રચના કરી તે કેવળીને તે સુવર્ણ કમલ પર બેસાડયા. તદનતર તે મુનીદ્રની સૌધર્મેદ્ર, નમન કરેલા પોતના મસ્તકમા પહેરેલા મુકુટથી તેમના ચરણારવિંદનો સ્પર્શ કરી ભક્તિભાવથી સ્તુતિ કરવા લાગ્યો ॥ જય નિર્દ્રોહ નિર્મોહ, જય રાજ્યાદિનિઃસ્પૃહ ॥ જય નીરોષ નિર્દોષ, જય ત્વં સચ્ચિરોમણે ॥ પાપપંકેન નો લિપ્તો, મનાગપિ ભવાનહો ॥ સસારસાગરસ્થોપિ, ભુવનેપિ તદ ઉદ્દભૂતમ ॥૧॥ અર્થ : હે નિર્દ્રોહ ! તથા નિર્મોહ ! આપનો જય થાઓ હે રાજ્યથકી પણ નિસ્પૃહ ! આપ જય પામો. અને હે રોષરહિત અને નિર્દોષ ! ઉત્કૃષ્ટપણે વર્તો. તથા હે ઉત્તમજનશિરોમણે ! આપ જયવંતાવર્તો ॥૧॥ વળી હે પ્રભો ! આ જગતને વિષે એક મોટું આશ્ચર્ય છે, કે આપ સસારસાગરમાં રહેલા છો, તે છતા પણ બિલકુલ પાપપકે લિપ્ત થયા નહિં ॥ ૨ ॥ આ પ્રકારે તે સુરેંન્દ્રે, કેવળીની સ્તુતિ કરી હાથ જોડીને તેમની પાસે બેઠો. તે પૃથ્વીચંદ્ર

ઘરપર સુવર્ણકલશ યુક્ત ઘણી ધ્વજાઓ ફરકતી દીઠી. ત્યારે પોતાના પુત્રોને પૂછવા લાગ્યો કે હે પુત્રો ! આ આપણા ઘરપર ધ્વજાઓ કોણે ? તથા કેમ ? તથા કેવા હિસાબે ચડાવી છે ? તે સાભળી મતિગર્વિત એવા તે પુત્રો બોલ્યા કે હે પિતાજી ! આપ ગયા પછી આપણા ભડારમા જે રત્નો ભર્યા હતા, તે સર્વે કાઢીને અમે વેચી નાખ્યાં, અને તેનું દ્રવ્યગણી તેને હિસાબે ધ્વજાઓ ચઢાવી છે ? જે લક્ષ્મીવાન્ જનની લક્ષ્મીથી ચદ્રમાસમાન જો ઉજ્જલ એવી કીર્ત્તિ પ્રસાર ન થઇ અને તે લક્ષ્મી ઘરના ભેયરામાં પ્રચ્છન્નપણેજ દાટેલી રહી તો તે લક્ષ્મીથી પણ શું ? તે સાંભળી ધનદશ્રેષ્ઠી અત્યંત કોપાયમાન થઇ તેઓને કહેવા લાગ્યો કે હે કુલાગારો ! હે કપૂતો ! હે કુજન્મવાળાઓ ! હે કુકર્મીઓ ! આ તમે જે રત્નો વેચીને લક્ષ્મી લીધી, તે સર્વલક્ષ્મી, મારા એકરત્નના મૂલ્યની પણ નથી અર્થાત્ મારાં અતિ મૂલ્યવાન્ રત્નોને, મૂર્ખ એવા તમોએ પાણીના પાડમા ફેંકી દીધાં ? તેથી. તમે સર્વે મારા ઘરમાથી જલદી બહાર નીકળો. અને ખબરદાર છે, જો મારા વેચી નાખેલા રત્નો પાછા લાવી આપ્યા વિના ઘરમા આવ્યા છો તો ? એમ જ્યારે તે ઘણુજ ખીજ્યો, ત્યારે તે સર્વપુત્રો, જેઓને વેચાતા રત્નો આપ્યાં હતા, તે લોકોને શોધવા માટે નિકળ્યા તેઓ આખી પૃથ્વીમાં શોધ્યા, પરતુ જેમનું કાંઈ નામ ઠામ જાણુતાજ ન હતા, તેથી તેઓ મળ્યા નહીં તો પછી રત્નો તો કયાથીજ મળે ? જયારે તેને તે રત્નના ગ્રાહકો ન મળ્યા, ત્યારે તે પાછા રખડીને પોતાને ઘેર આવ્યા. હવે કેવલી દૃષ્ટાંતનો ઉપનય કહે છે.

હે ભવ્યજનો ! તે શ્રેષ્ઠિને પૂર્વોક્ત રત્નના લેનારાઓ પાસેથી તે રત્નો, કદાચિત્ દેવયોગે ઉપલબ્ધ થાય, પરતુ આ જીવને જો આ મનુષ્યભવરૂપ શુભ-સામગ્રી મુક્તિ પદ પામવાની જોગવાઈ, અને જિનધર્મ, પ્રમુખ જો પ્રાપ્ત થયા હોય અને તે જો હારી જાય. તો તે સર્વ તેને કોઈ કાલે મળે નહી. મનુષ્યક્ષેત્રમાં ઉત્પન્ન થવું, સુકુલ, સુરુપ આરોગ્ય, આયુષ્ય, બુદ્ધિ, સર્વનો અનુગ્રહ, ધર્મશ્રદ્ધા અને સંયમ એટલાં વાનાં જીવને આ લોકમા મળવા દુર્લભ છે, તે માટે તમોને પ્રાપ્ત થઇ એવી મનુષ્ય જન્માદિક સામગ્રી, તેને તમો કષાય તથા વિષય ભોગના ભોગથી હારી ન જશો અને હે ભવ્યો ? મોક્ષમા જવા માટે સંયમને સ્વીકારો આવા તે કેવલીના અમૃતસમ ન વચન સાભળીને ત્યાં બેઠેલા કેટલાક ભવ્યજનો સાધુના અને શ્રાવકના ધર્મને પ્રાપ્ત થયા.

હવે ત્યા બેઠેલા પૃથ્વીચદ્ર કેવલીની માતા પદ્માવતી રાણી. તે કેવલીને પૂછવા લાગ્યાં કે હે ભગવન્ ! અર્હદ્ધર્મને જાણુતા એવા અમો સ્ત્રીપુરુષને તમારી પર અત્યતદ્દઢસ્નેહ રહે છે, તેનું શુ કારણ હશે ? તે સાભળી કેવલી કહે છે કે હે માત : ? આ ભવથી આગળના ભવમાં તમે પ્રિયમતી નામે રાણી હતા, અને આ મારા પિતા, તમારી સ્વામી જયરાજા નમે રાજા હતા. ત્યારે હુ તમારો પુત્ર હતો અને તેમજ વળી આભવને

વિષે પણ આપણો આપણા પૂર્વભવની જેમ યોગ થયો છે. તેથી તે પૂર્વભવના યોગથી મારી પર તમેને ઘણોજ સ્નેહ થયો છે તે સાંભળી તે રાજાને અને પદ્માવતી રાણીને જાતિસ્મરણજ્ઞાન ઉત્પન્ન થયુ અને તુરત પછી કેવલજ્ઞાન ઉત્પન્ન થયું ત્યારે સૌધર્મેંદ્રદેવે તેઓના કેવલજ્ઞાનનો મહોત્સવ કર્યો તે વખતે સમગ્ર અયોધ્યા નગરીમાં જગતને આશ્ચર્યકારક મોટો આનંદ વર્ત્યો. હવે તે સુધન સાર્થવાહ તે કેવલી ભગવાને નમસ્કાર કરી પૂછવા લાગ્યો, કે હે ભગવન ! તમો તથા ગુણસાગરકુમાર સમાનગુણવાન્ કેમ છો ? ત્યારે શંખરાજા અને કલાવતીરાણીના ભવથી આરભીને પોતાને તથા ગુણસાગર કુમારને હાલ કેવલજ્ઞાન ઉત્પન્ન થયું, ત્યા પર્યંતનુ સર્વ વૃત્તાત સર્વસમક્ષ સંભળાવ્યું, અને વળી પણ કહ્યુ કે, હે સુધન ! અમે બન્ને જણે ભવોભવ પુણ્યાનુબધી પુણ્યને પુષ્ટ કર્યું છે, તેથી જ્યા અમો અવતર્યા, ત્યાં સુખસંપત્તિને અને વીતરાગધર્મને પામ્યા. અને વળી આ ભવમા પણ વિષયપાશમા ફસાયા નથી અમોએ પૂર્વના ભવોમાં સરખી પુણ્યાઈ ઉપાર્જી, તેથી સરખે યોગે શુક્લધ્યાને અમોને કેવલજ્ઞાન પ્રાપ્ત થયુ, અને હે સુધન ! થોડાવખતમા પ્રાપ્ત થવાનું સિદ્ધિસુખ જેને તથા તત્ત્વાર્થને જાણનારા, એવા જીવોનું મન, કોઈપણકાળે વિષય વાસનામા વિચરતુજ નથી વળી આ સ્ત્રીઓ જે છે, તે પૂર્વભવમા સંયમારાધન કરી અનુત્તરવિમાનને વિષે દેવતા થઈ હતી. તે પાછી આ ભવને વિષે મારી સ્ત્રીઓ થઇઓ છે. ક્ષીણ થયાં છે કલ્મષ જેનાં એવી આ ઉત્તમ સ્ત્રીઓ, કેવલજ્ઞાનને પ્રાપ્ત થઈ છે, માટે સૂક્ષ્મદષ્ટિથી જો જોઈએ, તો જે માણસમાં સરખા ગુણો હોય છે, તેનેજ પરસ્પર પ્રેમ ઉત્પન્ન થાય છે. રાજહંસની સ્ત્રીઓ કોઈકાલે કાકસાથે રમે ? આ પ્રકારની તે કેવલીના મુખનીદેશના સાંભળીને તે સુધનશ્રેષ્ઠી સારી રીતે ધર્મબોધ પામ્યો, તેથી તેણે સમ્યકત્વમૂળ શ્રાવકના બાર વ્રત અગીકાર કર્યા અને ત્યાં કેવલીભગવાનની દેશના સાંભળવા બેઠેલા બીજા લોકો જે હતા, તેઓએ પણ આગાર અણાગારરૂપ ધર્મને આરાધ્યો.

હવે તે હરિસિંહરાજાનો એક નાનો પુત્ર હરિષેણનામે હતો, તેને ઈંદ્રે આવી તે હરિસિંહરાજાના રાજ્યાસન પર બેસાડયો. ત્યાથી પછી જેને કેવલજ્ઞાન ઉત્પન્ન થયું છે એવા તે પૃથ્વીચંદ્ર અને ગુણસાગર તથા જે કોઈ બીજા કેવલજ્ઞાની હતા તે સર્વ વિહાર કરવા લાગ્યાં.

**ક્ષિતિતલવિયદકે ભવ્ય પંકેરુહાણા, મથરચિતવિકાશૌ દુસ્તમસ્તોમનાશૌ ॥**
**સદુપકૃતિવિલાસૌ દુગ્રહગ્રસ્તભાસૌ, ચિરમિવ રવિચંદ્રૌ નિર્ગતૌ દ્વૌમુની દ્વૌ ॥૧॥**
**તૌ સ્નેહમુક્તૌ સુગુણૌ જગદ્ગૃહે, સમસ્તવસ્તુપ્રતિભાસકૌ સદા ॥**
**નિર્દોષભાસા સુદશાં સુખપ્રદૌ, ગતૌ ચ નિર્વાણમપૂર્વદીપવત્ ॥૨॥**
**ક્ષાંત્યાદિમુક્તાફલમદ્ભુતં યઃ, શીલાંગરત્નૈઃ સુતપોમણીદ્ધમ્ ॥**
**ગૃહ્ણાતિ ચારિત્રનિધિં હિ પૃથ્વી, ચંદ્રર્ષિવન્નાતિ સ મુક્તિલક્ષ્મી ॥૩॥**

અર્થ :– પૃથ્વીતલરૂપ આકાશસ્થાનમાં ભવ્યરૂપકમલોને વિકસિત કરતા, દુસ્તમ એટલે મિથ્યાત્વરૂપ જે અંધકાર, તેનો નાશ કરતા, ઉત્તમ એવા ઉપકાર કરવારૂપ છે વિલાસ જેમનો, દુરાગ્રહિજીવોનું ગ્રહણ કર્યું છે જેણે અર્થાત્ મિથ્યાત્વીનો પરાજય કરતા એવા તે પૃથ્વીચંદ્ર અને ગુણસાગર કેવલિરૂપ રવિ અને ચંદ્ર, તે ઘણો કાલ વિહાર કરતા હતા ॥૧॥ સ્નેહ-રહિત. ઉત્તમગુણવાન્, જગદ્રૂપઘરને વિષે સમસ્તવસ્તુને પ્રદીપની પેઠે પ્રતિભાસ કરતા, સદા નિર્દોષી, સમ્યગ્દ્રષ્ટિજીવોને સુખદાયક એવા તે બન્ને કેવલી, આયુઃક્ષય ઉપજાવી, સુસ્થાનકે શૈલેશીકરણે શુક્લધ્યાને સર્વ કર્મને ખપાવી, અપૂર્વદીપકની જેમ નિર્વાણપદને એટલે અજરામર, નિરાલંબ, અવિનાશિ, પરમાનંદમહોદય એવા સુખને પામ્યા ॥૨॥ માટે કવિ કહે છે, કે હે ભવ્યો ! ક્ષાંત્યાદિરૂપ છે મુક્તાફલો જેમાં અને શીલાંગરૂપ છે રત્નો જેમાં, તથા ઉત્તમ તપરૂપ જે મણિઓ, તેણે કરી વ્યાપ્ત, એવા ચારિત્રરૂપનિધિને જે જીવ ગ્રહણ કરે છે, તે જીવ, પૃથ્વીચંદ્ર અને ગુણસાગર ઋષિની જેમ મુક્તિરૂપલક્ષ્મીને પામે છે ॥૩॥ ઇતિ શ્રીપૃથ્વીચંદ્ર ગુણસાગરઋષિ કેવલજ્ઞાન પ્રાપ્તિમોક્ષગમનવર્ણનના મેકાદશઃ સર્ગઃ અહિં શંખરાજા અને કલાવતીરાણીના ભવથી માંડીને પૃથ્વીચંદ્ર અને ગુણસાગરના એકવીશ ભવ સંપૂર્ણ થયા. તેમાં આ એકવીશમે ભવે તે બન્ને જીવ, મોક્ષે ગયા.

આવા ઉત્તમકોટિના ચરિત્ર નાયકોના ચરિત્ર વાંચીને, સાંભળીને સંસારથી મુક્ત બનવા, સંયમમાર્ગને ગ્રહણ કરવા સકલ જીવ રાશી પ્રયત્ન કરી મોક્ષમાર્ગને પામો.

વઃ સ્મઃ પાતુ

શાસનસમ્રાટ–આબાલ બ્રહ્મચારી કાપરડાજી અનેક તીર્થોદ્ધારક પરમપૂજ્ય આચાર્ય મહારાજાધિરાજ શ્રી વિજય નેમિસૂરીશ્વરજી મહારાજના પુનિત ચરણોમાં કોટિ કોટિ કોટિ વંદના, વંદના, વંદના.



# શુદ્ધિપત્રક

| શુદ્ધિ | અશુદ્ધિ | પેજ | લીટી |
|---|---|---|---|
| પ્રકાશ | પ્ર શ | ૨ | ૧૭ |
| દેવસીંહ | દેવીસિંહ | ૪ | ૧ |
| પાંખ | પંખ | ૨૭ | ૧૩ |
| કલ્યાણકારી | કલ્યાણારી | ૨૭ | ૩૩ |
| પ્રાપ્તિ | પ્રપ્તિ | ૩૦ | ૩ |
| પુરોહિત | પુ હિત | ૩૧ | ૧૯ |
| નૈતાલિક | તાલિક | ૩૪ | ૪ |
| સરખા | સખા | ૩૯ | ૧ |
| શૂરનો | શૂ નો | ૪૫ | ૧ |
| આવી | આપી | ૪૮ | ૧૭ |
| એવા | એગ | ૬૩ | ૬ |
| લઈને | જઇને | ૧૨૦ | ૨૭ |
| થયાં | શ્રયાં | ૧૫૦ | ૩૨ |
| મામાએ | મામાઓ | ૨૬૪ | ૧૨ |

